




" જગજ્યોતિ "

તત્સત પરમાત્મને નમઃ

સત્ય, શિયળ, જ્ઞાન, નીતિ અને ભક્તિ ભાવથી ભરપુર.

# अमर चरित्र.

## ભાગ ૪ થો.

રચિ પ્રસિદ્ધ કર્તા;

ભક્ત બાપાલાલ વેણીરામ.

અમદાવાદ.

તાપ હરે ત્રિવિધના, હરે તિમ હંકાર;
અમર ચરિત્ર એ ગ્રંથનો, જીભ જીભ ટંકાર.



સંવત ૧૯૭૮.

આવૃત્તિ ૧ લી.







સને ૧૯૨૨.

પ્રત ૨૦૦૦.



કિમ્મત ચાર રૂપિયા.





અમદાવાદ—ધી "ડાયમંડ જ્યુબિલી" પ્રિન્ટીંગ પ્રેસમાં
પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.

અમદાવાદ.
તાજપુર તાડની શેરીના રહીશ, ભક્ત બાપાલાલ વેણીરામે
છપાવી પ્રકટ કર્યું.



## ✽ શ્રી સર્વેશ્વરની સ્તુતિ. ✽

### હરિગીત છંદ.

હરિ હર જપુ હરનીશ હું હરિવર પદે હંકાર છે;
હરિ ગુણ ગાતાં હર ઘડી, ત્રિલોકમાં ટંકાર છે. ૧

હારદ વિષે હર્ષિત હું, આનંદ અપરંપાર છે;
સિલ સત્યના શણગારમાં, હરી નામ હીરા હાર છે. ૨

લગની સદા લાગી રહી, દીન રાત રાધે સ્યામની;
પતિવ્રતપણાને પાળતી, નીજ કંથ ઝંખે કામની. ૩

ભક્તિ તમારી ભાવતાં, દારિદ્રને દુઃખ જાય છે;
એમ વેદ વાણી ઑચરે, પુરાણ પ્રિતે ગાય છે. ૪

વ્યાપી રહ્યા છો વિશ્વમાં, જગ જ્યોતિ રૂપે જાગતા,
શ્રી ચક્રપાણી ચક્રથી. નીજ ભક્તનાં દુઃખ ભાગતા. ૫

ઘટ ઘટે તેવું રૂપ લઇ, દોડયા ભગતની ભીડયમાં;
પળ વાર પાછા નવ પડયા, પંચાળી કેરી પીડયમાં. ૬

ચડી ચોટય આવી ચીર પુર્યાં, કષ્ટ કોટી કાપીઆં,
સતીઆ સભામા જોઇને, દેવેશ દર્શન આપીઆં. ૭

કારજ કરીને કોટીધા. જોવાનું કીધું જગતને,
ઠીક ઠારીઆ ને તારીઆ, કોટાન કોટી ભક્તને. ૮

નિષ્કામ ભક્તિ ભાવ છે, આશા ન રાખુ ઉરમાં;
તે સ્વાદથી સંતોષ છે, જે સ્વાદ ધીને કુરમાં. ૯

ઝીણી નજરથી ઝાંખજો, એજે કરી નીજ બાળનાં,
વિઘ્નો વટાવી નાંખજો, કોટાન કોટી કાળનાં. ૧૦

અનહદ કૃપા છે આપની, રાખો સદા શ્રી શરણમાં,
અમર ચરિત્ર એ ગ્રંથ ને, અર્પણ કરૂં તમ ચરણમાં. ૧૧

અવતારના અવતારી છો, વંદન વારંવાર છે;
હરિ આપની ઇચ્છા વડે, બાપુનો બેડો પાર છે. ૧૨

દાસાનુંદાસ.

ભગત બાપાલાલ વેણીરામના પ્રણામ.

# શ્રી કમળા દેવી.






સંદૌના સેવક,
ભગત બાપાલાલ વેણીરામના પ્રણામ.

# પ્રસ્તાવના.



અમર ચરિત્ર ગ્રંથની પ્રસ્તાવનામાં જણાવા જોગ હેતુ અને આપય હું ૧–લા, ૨–જા અને ૩–જા ભાગની પ્રસ્તાવનામાં જણાવી ચુક્યો છું.

આતુરજનોની ઉપડતી ઉર્મિયોને તૃપ્ત કરવા, ઇશ્વર ઇચ્છાએ ત્રિજા ભાગમાં અધુરી રહેલી અમરની વાર્તાનું ૪–થા ભાગમાં વિસ્તારથી સારી રીતે વર્ણન કર્યું છે. તંથા નિતી ભક્તિની સજ્જડ છાપ બેસારે તેવાં પાંચ આખ્યાન પણ લખ્યાં છે.

**કુંવર બેનનાં લગ્ન**—કોઈ કોઇ ઠેકાણે કોઇ કોઈ કવિયો લખી ગયા છે કે નરસિંહ મહેતાનાં ભગવાને બાવન કામ કર્યાં છે; જે વખતે જેવો ઘટે તેવો વેપ અને ઘટે તેવું રૂપ લઇ શ્રી હરિ નરસિંહ મહેતાને માટે વગર વિલંબે હાજર થયા છે. પણ હજુ સુધી નરસિંહ મહેતાની પુત્રિને ભગવાને પરણાવી એ વર્ણન ક્યાંઇથી મળી આવતું નથી, મહેતાજીના જન્મથી માંડીને જીંદગી પરીયંત સઘળાં કામ ભગવાને કર્યાં છે તો કુંવરને પરણાવા ન આવ્યા હોય એ સંભવતુ નથી.

કુંવરના શ્રીમંતનું વર્ણન થાય છે, ત્યારે એ શબ્દ પણ સાંભળવા પડે છે કે "પરણ્યા પહેલાં અઘરણી" શી ? એ વાતનો ખટકો રાખી લાંબા વખતથી શોધન કરતાં, સુભાગ્યે પુરાના લેખનાં અને હાથનાં લખેલાં પાનાં મળી આવવાથી મને સારો ટેકો મળ્યો છે. જેથી આ ૪–થા ભાગમાં તે આખ્યાન લખવા હું ફતેહમંદ થયો છું.

શ્રી હરિની મરજીથી અને સંપુર્ણ સ્હાયતાથી, મારાથી આ ઉત્તમ ગ્રંથ લખાય છે.

**ભૂલ્ય થઈ છે સુધારીને વાંચશો !**—૧૧૬ મું પાનું ૨૬–મી લીટીમાં, ૧૧૮ મું પાનું ૩–જી લીટીમાં, ૧૪૩ મુ પાનું ૧૫–મી લીટીમાં, ઉલાસ ને બદલે વિલાસ વાંચશોજી !


અમરચરિત્રના કર્તા,

**ભગત બાપાલાલ વેણીરામ.**

તાજપુર, તાડનીશેરી—અમદાવાદ.


## અનુક્રમણિકા.

## જીજ્ઞાસુ જનોને ખુશખબર.

અમર ચરિત્ર—ભાગ ૫ મો, લખવાનું કામ શરૂ કરી દીધું છે. વિઘ્નવિદારણ સર્વેશ્વર પ્રભુ પાર પાડશે એવી આશા છે. અગાઉથી ગ્રાહક થનારનાં નામ પુસ્તકમાં અમર કરવામાં આવશે, તથા તેમનો આભાર માનવામાં આવશે.

અમરચરિત્રના કર્ત્તા,
**ભગત બાપાલાલ વેણીરામ.**
તાજપુર, તાડની શેરી—**અમદાવાદ.**

---

## ખાસ ચેતવણી.

આ ગ્રંથ સરકારી એક્ટ મુજબ રજીસ્ટર કરાવેલો છે; માટે આમાંનો કોઈ પણ ભાગ છાપશે છપાવશે અગર બીજી ભાષામાં તરજુમો કરી કરાવી છાપશે કે છપાવશે તેના સામુ યોગ્ય રીતે પગલુ ભરવામાં આવશે.

અમર ચરિત્રના કર્તા,
**ભગત બાપાલાલ વેણીરામ—અમદાવાદ.**

| | |
|---|---|
| અમર ચરિત્ર—ભાગ ૧લો. | રૂ. ૩-૦-૦, પોસ્ટેજ ૦-૧૦-૦. |
| અમર ચરિત્ર—ભાગ ૨જો. | |
| અમર ચરિત્ર—ભાગ ૩જો. | |
| અમર ચરિત્ર—ભાગ ૪થો. | |

હાલમાં દરેક ભાગની કિમ્મત રૂ. ૩-૦-૦, અને પોસ્ટ મારફત મંગાવનાર પાસેથી પોસ્ટ તથા પેકીંગ ખરચના રૂ. ૦-૧૦-૦ લેવામાં આવશે; વખતને અનુસરીને કિમ્મત વધારવાની જરૂર પડશે તો વધારીશું.

લી. **ભગત બાપાલાલ વેણીરામ,**
**અમદાવાદ.**

---

## પુસ્તકો મળવાનાં ઠેકાણાં:—

**અમદાવાદ**—ભગત બાપાલાલ વેણીરામ, ઠે. તાજપુર તાડની શેરી,
**અમદાવાદ**—શેઠ મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે, ઠે. ત્રણ-દરવાજા પાસે.
**વડોદરા**—શેઠ પ્રેમાનંદ મોહોલાલ, ઠે. ઘડીઆલી પોળમાં, કુબેર ભાઈચંદના ખાંચામાં.
**નડિયાદ**—ઘાંચા જેઠાલાલ ગડબડદાસ, ઠે. અમદાવાદી બજારમાં.
**ભરૂચ**—દેશાઈ બ્રધર્સ, બુકસેલર્સ-કતોપોર ગેટ.
**મુંબાઈ**—એન, એમ, ત્રિપાઠી, ઠે. કાલબાદેવી રોડ-પ્રિન્સેસ સ્ટ્રીટ.




# અમર ચરિત્ર

**ભાગ ૧-લો**—વીર, હાસ્ય, કરૂણા, શ્રંગાર, રૂદ્ર, શાંન્ત અને ભયાનક રસથી ભરપુર અમરની વાર્તા, તથા સત્ય શિયળ, જ્ઞાન, નિતી અને ભક્તિભાવથી ભરપુર, નિચે દર્શાવેલાં સત્તર આખ્યાન-પ્રલ્હાદ, ધ્રુવ, કમાલ, ગોરા કુંભાર, સુદામા, મયુરધ્વજ, દામાજી પંથ, સતિ સાવિત્રિ, નરસિંહ મહેતાના બાપનું શ્રાદ્ધ, ચંદ્રહાસ, વિદુર ભાજી, હરિશ્ચંદ. કુંવરબાઇનું મામેરૂ, સતિ સૈરંધ્રિ, સુધન્વા, શામળશાનો વિવાહ, મહા સતિ મૃદાલશા.

**ભાગ ૨-જો**—૧-લા ભાગમાં લખતાં અધુરી રહેલી અમરની વાર્તા, તથા નવ આખ્યાન, નૈષધપતિ નળ, રોહીદાસ ચમાર, રંકાવંકા, બિલ્વમંગળ સુરદાસ, દ્રૌપદી વસ્ત્રાહરણ, બભ્રુવાહન, ઢેડવાડે ઓચ્છવ, વેવાઇને હરિનાં દર્શન, મિરાંચરિત્ર.

**ભાગ ૩-જો**—૨-જા ભાગમાં લખતાં અધુરી રહેલી અમરની વાર્તા તથા છ આખ્યાન-સતિ સુકન્યા, માધવદાસ, અમરિષ, જ્ઞાનદેવ મહારાજ ભગિરાજ ગોપિચંદ, નરસિંહ મહેતાની હુંડી.

**ભાગ ૪-થો**—આપના હાથમાં હાજર છે. દરેક ભાગની કિમ્મત ૩-૦-૦ રાખી છે, પોસ્ટ મારફત મગાવનારને પોસ્ટ તથા પેકીંગ ખર્ચના દશ આના વધારે.

**શાન્તા વિજય**—ધિરજ ધર્મ મિત્ર ઓર નારી, આપતકાળ પરખે ચારી. એ કહેવતને સાબિત કરતી, અદભૂત વાર્તા. કિમ્મત રૂ. ૧-૦-૦ પોસ્ટ મારફત મંગાવનાર પાસેથી પોસ્ટ તથા પેકીંગ ખરચ જુદુ લેવામાં આવશે.

અમર ચરિત્રના કર્તા,
**ભગત બાપાલાલ વેણીરામ.**
તાજપુર, તાડની શેરી—અમદાવાદ.



॥ तत्सत् परमात्मने नमः ॥

# अमर चरित्र.

## જગ "જ્યોતિસ્વરૂપ" ભગવાનકી જય.

હરિ હર બ્રહ્માને યાદ કરતો, ગિરીગઢથી ગહનતારાને સાથે લઇ ઉડેલો અમરસિંહ ગગનમાં આવ્યો, આકાશની શિતળ હવા અને પુરપાટ પવનના સુસવાટાથી સગર્ભા સુંદરી શિયા વિયા થઇ ગઇ. છાતી ભરાઇ ગઇ આંખ મિચાઇ ગઇ, તેની સાથે પેટમાં પીડ પણ જરા જરા આવવા લાગી, એટલે તીણા અને મધુરા અવાજથી પતિને પોકારવા લાગી.

હે નાથ ! આ સામા આવતા પવનના સુસવાટ અવાજ કરતા વેગ મારાથી સહન થતા નથી. હું ગભરાઉ છું. અકળાઉ છું; મુંઝાઉ છું. મારા પેટમાં આંકડી ઉપર આંકડી આવ્યા કરે છે, તે પીડા પણ મારાથી ખમી શકાતી નથી, હે ઇશ્વર ! હે ઇશ્વર ! હે ઇશ્વર !

અમરસિંહ કહે છે ગભરાશો નહિ નારી ! શોચ ન કરશો ? હાલમાં આપણો ઘોડો જાય છે, તેની નીચે પાણી છે, ચ્હાય મોટી નદી હોય અગર સમુદ્રની ખાડી હોય, પણ પાણી જેવો ભાસ દેખાય છે, આપણે ગિરીગઢથી ઘણા ગાઉ નીકળી ગયા છીએ. હવે તમારો પિતા આપણને કોઇ પણ રીતે ભયમાં નાંખી શકે તેમ નથી. સુર્યનારાયણનો બરાબર ઉજાસ થશે; જમીન ઉપરનાં ઝાડ સ્પષ્ટ ઓળખાશે એટલે આપણે નીચે ઉતરીશું.

થોડી વારે જગજ્યોતી પરમાત્મા શ્રિ સુર્યનારાયણ ભગવાનનાં દર્શન થયાં, એટલે અમરસિંહે ઘોડો જમીન ઉપર ઉતારી દીધો. પોતે ઉતરી સુંદરીને સાચવીને ઉતારી, અકળાતી મુંઝાતી અબળા જમીન ઉપર સુઇ ગઇ, એટલે અમરસિંહે ઝાડનાં પાંદડાં પાડી તેને પાથરી નારીને સુખ શાન્તિમાં સુવાડી.

ગહનતારા કહે છે હે સ્વામી ! આજ મને પાર વિનાની પીડા થાય છે; આવી પીડા મારી જીંદગીમાં થઇ નથી, જો આજે હું મારા બાપને ઘેર હોત તો મારી માતા મારા દુઃખમાં પુરેપુરો ભાગ લેત, પાંચ પચીસ

દાસીઓ પણ દોડમ દોડા કરતી હોત, બાળકનો જન્મ કરાવનારી દઇઆણીઓ પણ મારી માતાએ મારી આસપાસ બેસારી મુકી હોત. કોઇ કોઇ વાર કાને સાંભળતી હતી કે બાળકને જન્મ આપતી વખતે નારીઓને બહુ દુઃખ વેઠવું પડે છે, તે વાર્તા આજે મને અનુભવ સિદ્ધ થાય છે. શ્રીહરી શ્રીહરી શ્રીહરી ?

અમરસિંહ કહે છે હે પ્રેમી અને પવિત્ર નારી, તમોએ તમારા માતા પિતાથી છાંનો સબંધ બાંધ્યો તેતુંજ આ કારણ છે, તમોએ ધિરજ રાખી તમારા માતા પિતાને જાહેર કરી, મારી સાચી ઓળખાણ કરાવી લગ્ન કર્યું હોત તો તમારે આ વખતે રંગમહેલ મુકી રણવગડામાં નિકળવા વખત ના આવત.

ગહનતારા કહે છે સ્વાર્થ સર્યા પછી સૌકોને સારી મતી સુજે છે. આપ કહો છો તે વાત અક્ષરે અક્ષર ખરી છે, સાહસ કરનારને સંકટ ખમવું પડે છે, અત્યારે ડાહી ડાહી વાતો કરો છો; મારા અંગના આધાર !! પણ ચતુરાઇથી ફુલની ચોળીમાં છબી જડેલી સોનાની વીંટી છૂપાવી મોકલી, તે વખતે મનના વિચાર શું કામ કરતા હતા ! પગલુ તો પ્રથમ આપેજ ભર્યું છે. હું આપને દીઠે ઓળખી શકતી નહોતી; તો આપનો પત્તો તો શી રીતે મેળવી શકુ ! પત્ર ઉપર પત્ર લખતા ગયા, મારી ભોળીનું મન ભમાવતા ગયા, વાણી વિનોદથી વશ કરતા ગયા, દેવ વાણીની સાક્ષી પણ દેતા ગયા, હવે તે સર્વે ભૂલી ગયા !! ? શું પુરૂષોનું પલટાવું ! વાહ ! અમરસિંહ વાહ !

અમરસિંહ કહે નારી ? ગહનગતીને સમજનારી ગહનતારા; દિલ્હી શહેરથી લાકડાના ઘોડા ઉપર સ્વાર થઇ ઉડેલો અમરસિંહ, ઘોડાની સર્વે કળોને સારી રીતે નહિ સમજેલો, ઉડયા પછી ભૂલો પડેલો, કળોને સમજવા મુંઝાતો અને સઘળી કળોને તપાસી જોતા, કાંઇક જાણકાર થઇ, ઉંચે આકાશમાંથી જરા જરા જમીન તરફ ઉતરતાં, પહાડની ટેકરી ઉપર શોભી રહેલા મહેલની અગાશીમાં; આકાશમાંથી ખરી પડેલા ચંદ્ર સમાન શોભાને આપતા, હે અલબેલી તમારા મુખનાં દર્શન થયાં. દર્શન કરી, મુખ રૂપ ચંદ્રમાને બરાબર નિહાળી, આ જગત નિયંતા સર્વેશ્વરની અકળ લીલાને ધન્યવાદ આપી, સીધો ચાલ્યોજ જવાનો હતો, પણ તમારા [1]અધરની સાથે હોઠને ઉતાવળે અથડાતો જોઇ, જાણવાની આતુરતા થઇ કે આ નારી ઉંઘમાં લવે છે કે શું ! કાંઇ બકે છે કે શું ! તેજ વખત ઘોડો વધારે નીચો

૧ અધર=સ્ત્રિના મુખનો નિચેનો હોઠ.

ઉતારીને તમારા સુકોમળ અંગની પાસેજ ચુપકીથી બેસી ગયો, અને મુખ-માંથી નિકળતા અવાજને ધીમેથી સાંભળતો ગયો. અહો નારી! તે વખતે તમારા મુખમાંથી, આ અભાગીઆ દુઃખીઆરા અમરના નામનાજ ઉચ્ચાર થતા હતા. શાણી સગુણી તે વખતે મારા મનમાં અનેક તર્ક વિતર્કો થયા તે એવા કે તેનું વર્ણન કરવા અત્યારે અવસર નથી; વધારામાં વળી પોપટ પણ તમારા શબ્દે ને શબ્દે મારા નામનો ઉચ્ચાર કરીજ રહ્યો હતો. અરે એક પંખી પણ મારૂ સમરણ કરે છે, અહાહાહા શું મારૂ ધન્યભાગ્ય, જરા વાર તો હું વહેમમાં અને ભ્રમમાં કુટાયો કે રખ્ખેને સહન કે ઉલાસ તો નહિ હોય, પણ પુર્ણ પ્રકાશ થતાં મને ખાતરી થઇ કે, નથી ઉલાસ-તારા કે નથી સહનતારા આ સુંદરી તો કોઇ બીજીજ છે, દીલને દુઃખ આપનારી દારા ખરેખર તારૂ મુખ તો સહન અને ઉલાસ કરતાં પણ અતી મોહક છે, વાહ સુંદરી વાહ, સાથે મારૂ સુભાગ્ય કે મને એક એકથી, ચઢીઆતી નારીઓ પ્રાપ્ત થાય છે.

ગહનતારા કહે સ્વામી, આપે પોપટને યાદ કર્યો જેથી મારૂ કાળજુ બળે છે, પોપટ મારે સાસ પ્રાણ; મારાથી એક ક્ષણ અળગો નહિ રહે-નારો પોપટ. મારા વિયોગે મરી જશે; અરે સ્વામી આપણે નિકળ્યા ત્યારે પોપટનું પાંજરૂ સાથે લઇને નિકળ્યા હોત તો સારૂ, એ પોપટ વિના મને શી રીતે ગમશે. હું હમણાં કહું કે તમો જાઓ અને પાંજરા સહીત પોપટને લઇ આવો! પણ મને તેનાં પરીણામ અવળાં લાગે છે. મારાં માતા પિ-તાને આપણા નાસી જવાની જાણ થઇ ગઇ હોય, અને તેઓ મહેલને ઘેરીને બેઠા હોય તે વખતે તમારૂ જવું થાય અને કદાચ પકડી લે તો જરૂર વિપરીત પરિણામ આવે, પંખી પોપટનું દુઃખ દુર કરવા જતાં, પ્રાણ-આધાર પોપટ પાંજરામાં પુરાઇ જાય! અરે! એ પોપટનું જે થશે તે ખરૂ! કોઇ વાર જીવતા ઘેર જઇશું તો પોપટને મળીશું.

અમરસિંહ કહે છે હે નારી વગડામાં વસનાર પંખી સાથે આટલી બધી પ્રિતી શી! અને મિથ્યા નજીવા સુખમાં આટલી બધી મમતા શી! પોપટની વાત પડતી મુકી મારી વાત સાંભળ! નારી તારા મહેલ ઉપરથી ઉડી કોઇ ન જાણે તેમ તારા બાપના બાગમાં ઉતરી પડયો; ત્યાં ઉતરત તો નહિ, જાત તો ઘણે દુર, પણ તમારી ઓળખાણ અને તમારા મુખમાં મારા નામના ઉચ્ચાર થતા હતા કે કોઇ બીજા અમરના અને જો મારાજ નામના થતા હોય તો થવાનું કારણ જાણવાની જીજ્ઞાસા વધી, તેથી બાગમાં ઉતર્યો. ત્યાં મને ફુલ વિણવા આવેલી ગુણવંતી માલણની મુલાકાત થઇ; અને તે મને પોતાના ભાઇ સમાન સમજી ઘેર લઇ ગઇ.

દાસીઓ પણ દોડમ દોડા કરતી હોત, બાળકનો જન્મ કરાવનારી દઇઆણીઓ પણ મારી માતાએ મારી આસપાસ બેસારી મુકી હોત. કોઇ કોઇ વાર કાને સાંભળતી હતી કે બાળકને જન્મ આપતી વખતે નારીઓને બહુ દુઃખ વેઠવું પડે છે, તે વાર્તા આજે મને અનુભવ સિદ્ધ થાય છે. શ્રીહરી શ્રીહરી શ્રીહરી ?

અમરસિંહ કહે છે હે પ્રેમી અને પવિત્ર નારી, તમોએ તમારા માતા પિતાથી છાંનો સબંધ બાંધ્યો તેતુંજ આ કારણ છે, તમોએ ધિરજ રાખી તમારા માતા પિતાને જાહેર કરી, મારી સાચી ઓળખાણ કરાવી લગ્ન કર્યું હોત તો તમારે આ વખતે રંગમહેલ મુકી રણવગડામાં નિકળવા વખત ના આવત.

ગહનતારા કહે છે સ્વાર્થ સર્યા પછી સૌકોને સારી મતી સુજે છે. આપ કહો છો તે વાત અક્ષરે અક્ષર ખરી છે, સાહસ કરનારને સંકટ ખમવું પડે છે, અત્યારે ડાહી ડાહી વાતો કરો છો; મારા અંગના આધાર !! પણ ચતુરાઇથી ફુલની ચોળીમાં છબી જડેલી સોનાની વીંટી છૂપાવી મોકલી, તે વખતે મનના વિચાર શું કામ કરતા હતા ! પગલુ તો પ્રથમ આપેજ ભર્યું છે. હું આપને દીઠે ઓળખી શકતી નહોતી; તો આપનો પત્તો તો શી રીતે મેળવી શકુ! પત્ર ઉપર પત્ર લખતા ગયા, મારી ભોળીનું મન ભમાવતા ગયા, વાણી વિનોદથી વશ કરતા ગયા, દેવ વાણીની સાક્ષી પણ દેતા ગયા, હવે તે સર્વે ભૂલી ગયા !! ? શું પુરૂષોનું પલટાવું ! વાહ ! અમરસિંહ વાહ !

અમરસિંહ કહે નારી ? ગહનગતીને સમજનારી ગહનતારા; દિલ્લી શહેરથી લાકડાના ઘોડા ઉપર સ્વાર થઇ ઉડેલો અમરસિંહ, ઘોડાની સર્વે કળોને સારી રીતે નહિ સમજેલો, ઉડયા પછી ભૂલો પડેલો, કળોને સમજવા મુંઝાતો અને સઘળી કળોને તપાસી જોતો, કાંઇક જાણકાર થઇ, ઉંચે આકાશમાંથી જરા જરા જમીન તરફ ઉતરતાં, પહાડની ટેકરી ઉપર શોભી રહેલા મહેલની અગાશીમાં; આકાશમાંથી ખરી પડેલા ચંદ્ર સમાન શોભાને આપતા, હે અલબેલી તમારા મુખનાં દર્શન થયાં. દર્શન કરી, મુખ રૂપ ચંદ્રમાને બરાબર નિહાળી, આ જગત નિયંતા સર્વેશ્વરની અકળ લીલાને ધન્યવાદ આપી, સીધો ચાલ્યોજ જવાનો હતો, પણ તમારા [1]અધરની સાથે હોઠને ઉતાવળે અથડાતો જોઇ, જાણવાની આતુરતા થઇ કે આ નારી ઉંઘમાં લવે છે કે શું ! કાંઇ બકે છે કે શું ! તેજ વખત ઘોડો વધારે નીચો

૧ અધર=સ્ત્રિના મુખનો નિચેનો હોઠ.

ઉતારીને તમારા સુકોમળ અંગની પાસેજચુપકીથી બેસી ગયો, અને મુખમાંથી નિકળતા અવાજને ધીમેથી સાંભળતો ગયો. અહો નારી! તે વખતે તમારા મુખમાંથી, આ અભાગીઆ દુઃખીઆરા અમરના નામતાજ ઉચ્ચાર થતા હતા. શાણી શણુણી તે વખતે મારા મનમાં અનેક તર્ક વિતર્કો થયા તે એવા કે તેનું વર્ણન કરવા અત્યારે અવસર નથી; વધારામાં વળી પોપટ પણ તમારા શબ્દે ને શબ્દે મારા નામનો ઉચ્ચાર કરીજ રહ્યો હતો. અરે એક પંખી પણ મારૂં સમરણ કરે છે, અહાહાહા શું મારૂં ધન્યભાગ્ય, જરા વાર તો હું વહેમમાં અને ભ્રમમાં કુટાયો કે રખ્ખેને સહન કે ઉલાસ તો નહિ હોય, પણ પુર્ણ પ્રકાશ થતાં મને ખાતરી થઇ કે, નથી ઉલાસતારા કે નથી સહનતારા આ સુંદરી તો કોઇ બીજીજ છે, દીલને દુઃખ આપનારી દારા ખરેખર તારૂં મુખ તો સહન અને ઉલાસ કરતાં પણ અતી મોહક છે, વાહ સુંદરી વાહ, સાથે મારૂં સુભાગ્ય કે મને એક એકથી, ચઢીઆતી નારીઓ પ્રાપ્ત થાય છે.

ગહનતારા કહે સ્વામી, આપે પોપટને યાદ કર્યો જેથી મારૂં કાળજું બળે છે, પોપટ મારે સાસ પ્રાણ; મારાથી એક ક્ષણ અળગો નહિ રહેનારો પોપટ. મારા વિયોગે મરી જશે; અરે સ્વામી આપણે નિકળ્યા ત્યારે પોપટનું પાંજરૂં સાથે લઇને નિકળ્યા હોત તો સારૂં, એ પોપટ વિના મને શી રીતે ગમશે. હું હમણાં કહું કે તમો જાઓ અને પાંજરા સહીત પોપટને લઇ આવો! પણ મને તેનાં પરીણામ અવળાં લાગે છે. મારાં માતા પિતાને આપણા નાસી જવાની જાણ થઇ ગઇ હોય, અને તેઓ મહેલને ઘેરીને બેઠા હોય તે વખતે તમારૂં જવું થાય અને કદાચ પકડી લે તો જરૂર વિપરીત પરિણામ આવે, પંખી પોપટનું દુઃખ દુર કરવા જતાં, પ્રાણઆધાર પોપટ પાંજરામાં પુરાઇ જાય! અરે! એ પોપટનું જે થશે તે ખરૂં! કોઇ વાર જીવતા ઘેર જઇશું તો પોપટને મળીશું.

અમરસિંહ કહે છે હે નારી વગડામાં વસનાર પંખી સાથે આટલી બધી પ્રિતી શી! અને મિથ્યા નજીવા સુખમાં આટલી બધી મમતા શી! પોપટની વાત પડતી મુકી મારી વાત સાંભળ! નારી તારા મહેલ ઉપરથી ઉડી કોઇ ન જાણે તેમ તારા બાપના બાગમાં ઉતરી પડયો; ત્યાં ઉતરત તો નહિ, જાત તો ઘણે દુર, પણ તમારી ઓળખાણ અને તમારા મુખમાં મારા નામના ઉચ્ચાર થતા હતા કે કોઇ બીજા અમરના અને જો મારાજ નામના થતા હોય તો થવાનું કારણ જાણવાની જીજ્ઞાસા વધી, તેથી બાગમાં ઉતર્યો. ત્યાં મને ફુલ વિણવા આવેલી ગુણવંતી માલણની મુલાકાત થઇ; અને તે મને પોતાના ભાઇ સમાન સમજી ઘેર લેઇ ગઇ.

ઘેર લઇ ગયા પછી તેણે મારી સારી રીતે સેવા બરદાસ કરી, અને મને જમાડવાને માટે રસોઇ કરવાને; તેની સાચી સઇયર ગોટલી ભટાણીને રાખી. મારા સુભાગ્યે મને ઇશ્વરેજ માલણની ઓળખાણ પ્રથમ કરાવી આપી, કે જેનું દિવસમાં બે વખત તમારી પાસે આવવું થતું હતું, ફુલના હાર ગજરા અને ફુલની ભરેલી ચોળી લઇને માલણ તમારીજ પાસે આવે છે; એવું જાણી; મેં માલણના મુખેથી તમારે મુખેથી અમર નામનો ઉચ્ચાર થવાનું કારણ જાણી લીધું. તે હકીકત તેણે મને સંક્ષેપમાં સમજાવી કે રાજકુટુંબ સાથે હું જાત્રામાં ગઇ હતી, ત્યાં માર્ગમાં ઉલાસતારાના સ્વયંવરની ખબર મળવાથી અમો સર્વે ગયાં હતાં, અને રાજનની ઓળખાણે ઉલાસની પાછળ બેઠાં હતાં. સ્વયંવર વિજય કરનાર વીર અમરસિંહની છબી તથા તેની સાથે તેનું પરાક્રમ જોઇ, ગહનને અમરસિંહ સાથે વરવાની ઇચ્છા થઇ, અને તેજ વખતથી અમરસિંહના નામનો જાપ જપ્યા કરે છે. જે પ્રમાણે તે જપે છે તેજ પ્રમાણે પોપટ પણ જપ્યા કરે છે. આટલી ખબર સાંભળીને હું રોકાયો નથી, હે નારી આ બીના મારા મનથી અધુધુધુ ન હતી, આ બીના સાંભળીને મને કાંઇ પણ અસર કે ઇચ્છા ન થઇ; પણ વિશેષ વજનદાર અને હૃદયને અસર કરે એવા શબ્દો તો એ સાંભળ્યા કે ગહનને પંદરમું વરસ પુરૂ થવાને માત્ર ૭ સાત માસ બાકી રહ્યા છે, તેટલા વખતમાં અમરની સાથે સબંધ જોડાશે તો ઠીક, નહિતો પંદરમું વરસ પુરૂ થએ ગહનતારા ગમે તે રીતે પોતાનો પ્રાણ છોડશે. હે સુંદરી ! આ શબ્દો મને ભાર રૂપ થઇ પડયા ! મેં મન સાથે સંકલ્પ કર્યો કે જ્યારે તે કન્યાએ આટલે સુધી નિશ્ચય કર્યો છે, તો તેની આશાનો ભંગ ન કરવો ! તેની સાથે તમારા મુખની કાન્તિની મોહની પણ ખરી હો ! ! ત્યાર પછી મેં ચોળી ગુંથવા અને વીંટી મોકલવાની ક્રિયા કરી. તમે પત્ર લખી લાહુમાં આપ્યો, એવા શુભ શુકને મેં પણ પત્ર મોકલવાની ક્રિયા જારૂ રાખી, શુદ્ધ અંતઃકરણથી તમારૂ મન મેળવી, દેવતાની સાક્ષિ આપી તમારા મનના મનોરથ પુરા કર્યા. કહો નારી એમાં મેં મારો સ્વાર્થ શું સાધ્યો ?

ગહનતારા કહે છે હે નાથ આપનું બોલવું સત્ય છે, તમોએ કોઇ પ્રકારે તમારો સ્વાર્થ સાધ્યો નથી મારી બોલતાં ભૂલ્ય થઇ ગઇ તે ક્ષમા કરજો, તમે તો મને સર્વ વાતે સંતોષ પમાડયો અને આ દુઃખી અબળાને મરતી બચાવી તથા સદાને માટે અભય કરી. સ્વામી ! સહનને સ્વયંવરમાં વર્યા અને ઉલાસનો સ્વયંવર જીત્યા; પણ સંસારનું સર્વમાન્ય સુખ ક્યાં ભોગવ્યું ? હં હં ! એ કહોને એ !

**અમર**—નારી! ખૂબ પ્રશ્ન કર્યો ? શું કહું સુંદરી તમે ક્યાં અજાણ છો ?

**ગહન**—નાથ ! જેટલી મારી આશા અને ઉમેદ હતી, તેટલી અને તેથી પણ અધીક, સહન તથા ઉલાસની હશે ! તેમની આશા પણ પરમેશ્વર પુરી કરશે.

**અમર**—ખરૂં કહો છો નારી ! પ્રભુ કરશે ત્યારે કરશે પણ અત્યારે તો તે બન્નેની તરફની લ્હાય વરસી રહી છે ! પળે પળે અને ક્ષણે ક્ષણે કાળજું બળ્યા કરે છે, સિંહની નારીને લઇ શિયાળ ઘુમે છે. ઉલાસ હે ઉલાસ હું કાંઇ ન કરી શક્યો ! શ્રીહરી શ્રીહરી. શ્રીહરી.

**ગહન**—સ્વામી; સહન કરતાં ઉલાસ વધારે સંકટમાં હોય એમ ભાસે છે ! વળી શિયાળની ઉપમા કોને આપો છો ?

**અમર**—હે સુખની દાતા દારા? શું તમે જાણતાં નથી કે, ઉલાસ-તારાનો કેડો અંધકારસિંહ મુકતોજ નથી !

**ગહન**—ના નાથ! તે વાતની મને બરાબર ખબર નથી, પણ લાહો-રમાં સ્વયંવર જીતાયા બાદ સાંજરે એમતો સાંભળ્યું હતું કે ઉલાસને કોઇ હરણ કરી ગયું.

**અમર**—અરે હાય ! એજ અંધકારસિંહ ! હું અભાગીઓ એક વખત પણ ઉલાસને છોડાવી શક્યો નથી, જેનું પાપી અંધકારસિંહથી ચાર વખત હરણ થયું.

**ગહન**—શું કહો છો! ચાર વખત ઉલાસબેનને અંધકારે હેરી લીધી! ત્યારેતો સિંહનો શિકાર શિયાળે કર્યો કહેવાય!

**અમર**—જાણે ચીતા સળગાવી બળી મરૂં એમ થાય છે?

**ગહન**—ત્યારે તેને છોડાવી કોણે? અને એ ચાર વખત પકડવા પામ્યો શી રીતે.

**અમર**—સાંભળ્યું છે કે, એકવારતો તેની બેનને વોળાવા આવેલી ત્યાંથી પાછી વળતાં રાત્રિ પડી જવાથી અંધારાનો લાભ લઇને અંધકાર-સિંહે, પોતાની ધારણા પાર પાડી, તેને થોડા દિવસ બાદ માર્ગે જતા જાત્રાવાસી સાધુજનોએ છોડાવી, તેમની સેવામાં થોડા દિવસ વિચર્યા બાદ પર્વતની ખીણમાં ફુટતા પાણીના ઝરા ઉપર ન્હાવા ગએલી, ત્યાંથી ફેર ઉડાવી પાપી પસાર થવા જાય છે, તેવામાં તેનો ભાઇ શોધમાં નિકળેલો સામો મળ્યો, તેનું નામ સાંભળી ભયથી મુકીને ચાલતો થયો. ત્યાર પછી તેનો સ્વયંવર થયા બાદ તેજ પાપી અંધકારસિંહ, પ્રથમ છોડાવનાર સાધુના વેશમાં કરત્રીમ ઝુંડ બનાવી લાહોર મુકામ નાંખી દર્શન કરવા

તેડાવી, ઉઠાવી ચાલતો થયો, થોડા દીવસ વિત્યા બાદ, દિલ્લીપતી બાદશા આલમશાહના શુરવીર શાહજાદા સવાબશાહે છોડાવી, તે વખતે ત્યાંથી પણ તે દુષ્ટ નાસી ગયો. ત્યાર પછી દીલ્લી શહેર, શુરા સરદારો, તથા શુરવીર રાજાઓની વચમાંથી ઉઠાવી નાઠો છે; તેની શોધમાં તરતજ સર્વે નિકળી પડયા છે, અને હું પણ નીકળી પડયો છું, છતાં હજી સુધી સમાચાર નથી સાંભળ્યા કે અંધકારના હાથમાંથી ઉલાસ છુટી! હે ઉલાસ, હે ઉલાસ, હે ઉલાસ!

**ગહન**—નાથ! આમાં તમારે ચિન્તા તો માત્ર ઉલાસના વિયોગની અને દુઃખની કરવાની છે, તમારાથી તે સબંધી કાંઇ પ્રાક્રમ નથી થયું, તેનો પશ્ચાતાપ કરવાનો નથી, કારણ કે આમાં તમારે એવો પ્રસંગજ આવ્યો નથી, તેમ તે અધર્મિ તમારા સપાટામાં કે સામો આવ્યો નથી.

**અમર**—સત્ય કહો છો નારી! પણ મારી સાથે વરેલી સ્ત્રિનું હરણ થાય તેનું મને લાંચ્છન કેમ નહિ? જો મારી હડીએ ચડે તો શેલડીનો સાંઠો ભાગે એવી રીતે ક્ષણવારમાં તેના કડકે કડકા કરી નાંખુ?

**ગહન**—સ્વામી; એ પણ છાતીગરો તો ખરો; માથાવનો તો ખરો; હિમ્મત બાજ તો ખરો!

**અમર**—નારી! હડકાયા કુતરાની માફક દોડતો ફરે અને શિયાળની માફક સંતાતો ફરે, એને તમે છાતીગરો અને હિમ્મતબાજ કહો છો! એજ તમારી અણસમજ બતાવો છો. સામો ઉભો રહી યુદ્ધ કરી પુર પ્રાક્રમથી સામાનો સંહાર કરી લઇ જાય તેનું નામ શુરવીર કહેવાય. જેમ શ્રીકૃષ્ણના પુત્ર સાંબે દુર્યોધનની દિકરી લક્ષ્મણાનું હરણ કર્યું હતું.

**ગહન**—નાથ! મારાથી ગેરવ્યાજબી બોલાયું હોય તો ક્ષમા કરજો. હું તો અલ્પમતીની અબળા છું.

**અમર**—ફિકર નહિ નારી! હું પણ સમજુ છું કે તમે તમારી અલ્પમતીથી બોલ્યાં છો! હવે એ વાતનો છેડો લાવો, જરા આરામ કરો!

**ગહન**—સ્વામી; આપની સાથે સબંધ જોડીને હું અઢળક સુખ પામી; સંસારનો સંપુર્ણ લ્હાવો લીધો. જે સુખ સહન તથા ઉલાસે સ્વપ્ને પણ નથી દીઠું તે મેં ભોગવી લીધું, સ્વામી હું ભાગ્યશાળી તો ખરી?

**અમર**—બેશક; એમાં જરાય ફેર નહિ; સહન માત્ર મારી સાથે અડધીજ રાત્રિ રહી છે, અને ઉલાસ તો લેશ માત્ર નહિ. તે પ્રમાણમાં નારી તમે પુરણ ભાગ્યશાળી ગણાઓ?

**ગહન**—સ્વામીનો સદા સંજોગ, એ સુખનું સંપુર્ણ ચિન્હ છે.

**અમર**—સદા સંજોગ, એ સંપુર્ણ સુખનું ચિન્હ છે, તે તમારૂં કહેવું

સોલ વાલને એક [1]રતી છે. તેની સાથે સદા સૌભાગ્ય અને શિરે [2]રતી સહિત પતી છે.

વાતચિતનો વિનોદ ચાલે છે એટલામાં ગહનતારાએ ઓચિંતિ કિકીઆરી કરી, અરેરે હે સ્વામી મરી ગઇ. અરરરરર આ પીડા મારાથી સહન થતી નથી; સ્વામી મારા અંગે શીત આવી જશે. હમણાં મારૂં મરણ થશે. મને પેટમાં અતીશય પીડા થાય છે. જે પીડા મારી આખી જીંદગીમાં થઇ નથી, અરરર હે પરમેશ્વર હે પરમેશ્વર મને સ્હાય કરજો.

**અમર**—નારી ! કુદરતની આગળ કોઇનું ડહાપણ ચાલતું નથી; અને મારે અત્યારે શું કરવું તેની મને સુજ પડતી નથી ! છતાં મને કાંઇક સમજણ પાડો તો તે કામ હું કરૂં !

**ગહન**—નાથ ! આવાં જાડાં અને બરડ પાંદડાંની પથારી કરી છે, તેના ઉપર સુંવાળી કુંપળો બીછાવો ! હમણાં થોડી વારમાં પ્રસવ થશે એમ મને ભાસે છે.

**અમર**—નારી મને મુંઝાવશો નહિ, અકળાવશો નહિ, અને દુઃખી અમરને રણવગડામાં રઝળતો મુકી જશો નહિ ! હે પ્રભુ આવા અઘોર જંગલમાં વિયોગ દુઃખ ન થાય તેવી સ્હાય કરજે !

**ગહન**—પ્રાણ આધાર ! બાળકનો પ્રસવનો વખત; એ નારીઓને મરણની જબરી ઘાંટી છે, કદાચ આ કાયા પડી જાય તો જન્મેલા બાળકની સારી રીતે સંભાળ રાખજો, જીવની પેરે જાળવજો ! અને છેવટ સુધી પ્રાણની પેરે પાળજો !

**અમર**—સઘળી વાતની ફિકર ચિન્તા મુકીને, શ્રી સર્વેશ્વરનું ધ્યાન કર ! નારી શ્રીહરી સ્હાય કરશે. અને આજે શ્રી પરશુરામ ભગવાનનો જન્મ દિવસ એટલે (અક્ષય) અખાત્રિજ છે, માટે પરશુરામ ભગવાનને યાદ કરી તેમનું એક ચિત્તે ભજન કર !

સ્વામીના કહેવાથી પ્રસવની પીડાથી દુઃખી થતી ગહનતારાએ શ્રી ફરશુરામ ભગવાનનું ધ્યાન કર્યું; તે વખતે પ્રેમદાના પેટથી પૂત્ર જન્મ થયો.

જે વખતે પૂત્રનો જન્મ થયો તે વખતે શ્રી સુર્યદેવ પૃથ્વિને પ્રકાશ આપતા ઉંચા ચઢતા હતા, બાળકનો જન્મ થતાંજ તેના મુખ ઉપર સુર્યનાં કિરણોનો ઉજાસ આવ્યો. તે જોઇ અમરને આનંદ થયો; અને તેણે અવાજ કરીને કહ્યું કે હે નારી ! શ્રી પરશુરામ ભગવાને આપણને દીકરો આપ્યો છે. નારી સાંભળી શરમાઇ ગઇ અને મોંઢે લુગડું ઢાંકી આડુ જોયું.

---

૧-રતી=ચણોઠી. ૨ રતી=ભાગ્ય-ભાગ્યશાળી.

પૂત્રનો જન્મ થયો તે વખતે સુંદરીના સુભાગ્યે શુભ ચોઘડીયું હતું ગ્રહો પણ શુભ, દીન દીન ચઢતી કળા કરે એવા અને ઉચ્ચ સ્થાનમાં પડયા હતા.

**ગહન**—નાથ! બાળકનું મુખારબિંદ જોતાં, અતી હર્ષ ઉભરાય છે, જેથી એવું અનુમાન થાય છે કે, બાળક ભાગ્યવાન થશે.

**અમર**—પરશુરામ જન્મને દિવસે જન્મ થયો છે તેથી પુર પરાક્રમી પણ થશે.

**ગહન**—અત્યારે તો લાંબી લાંબી આશાઓના તાર બાંધીએ છીએ, પણ કાલ સવારે શું થશે તેની કોને ખબર!

**અમર**—એ વાત પણ નિર્વિવાદ છે, મેં નજરો નજર જોયું છે કે સુખની વૃદ્ધિને ઇચ્છતી, સુખ સજ્જામાં સુતેલી સહનતારા, દુઃખના દરીઆમાં ધસી પડી.

**ગહન**—નાથ! તેને કોણે નાંખી દીધી?

**અમર**—સુંદરી; મનુષ્ય પોત પોતાના પુર્વ જન્મના કર્મેજ લેવાય છે.

**ગહન**—પુર્વ જન્મના કર્મે કે આ જન્મના કર્મે?

**અમર**—નારી! કામી, વિષઇ, વ્યભિચારી, ચોર, જુગારી, લંપટ, અને ક્રુર મનુષ્યો, તરત ફળ ભોગવે છે, અને તેનાં બાકી રહેલાં બીજા જન્મમાં પણ ભોગવે છે, સજ્જન મનુષ્યોને ગયા જન્મમાં થએલાં પાપ પ્રગટ થાય છે, ત્યારે અણધાર્યું, અણચિન્તવ્યું સંકટ આવે છે, સહનતારાને મેં મારી જાતે ગાંસડી બાંધી મહેલની પાછલી બારીમાંથી નદીમાં નાંખી દીધી.

**ગહન**—(કંપીને) શું કહો છો નાથ, નિર્દોષ બાળાને વગર વિચારે, નદીના વેગમાં વહેતી મુકી એ કામ તો તમે નિંદવા યોગ્ય કર્યું. આવા દયાળુ થઇ દયા વગરનું આચરણ કર્યું.

**અમર**—સામાના સુખ દુઃખના ભાગી મનુષ્યોનાં હૃદય પણ વખત આવ્યે વિહ્વળ બની જાય છે. ઇશ્વરની અકળ લીલાનો પાર કોઇ પામ્યું નથી; અવસરે ગુણીજન પણ ગાંડા બની જાય છે.

**ગહન**—એવો શું બનાવ બન્યો; અગર શું જોવામાં આવ્યું જેથી નિર્દયનું કામ કરવાની ઇચ્છા થઇ!

**અમર**—શાણી, સહનતારાની સોડયમાં શાલ ઓઢી સુતેલો પુરૂષ જોયો. તે જોતાંની સાથેજ મારી આંખ ફાટી, તેજ વખત બાંધીને ફેંકી દીધી. તે દીવસે દંપતીના સુખની પહેલીજ રાત્રિ હતી!

**ગહન**—આપ કહો છો તે વાત માનવા જેવી છેજ નહિ. રાજ્ય-

બાળાઓ એવાં કૃત્ય કરેજ નહિ, કુંવારી બાળ અવસ્થામાં રાજકુમારીનું મન આવે અવળે માર્ગે દોરાય નહિં, કોઇ સંસ્કારે કોઇ નીચ વૃત્તિની નારીને કુંવારી અવસ્થામાં ઉમ્મર લાયક થતાં કોઇ પુરૂષથી પ્યાર બંધાય તે લગ્ન થયા બાદ છૂટી જાય, અને કદાચ બંધાએલો પ્રેમ ન છૂટે તોપણ તે પુરૂષ તેની સાથે તેને સાસરે જાય નહિ! પ્રકાશ લક્ષ્મિ જેવાં પ્રતાપી રાજ્ય રાણીને પેટ નબળુ ફરજન હોય નહિ, અને આપના સહવાસમાં આવ્યા બાદ એકજ દિવસમાં કોઇની સાથે ખોટો પ્રેમ બંધાય નહિ. હું નિશ્ચે કહું છું કે નિર્દોષ બાળાને નદીમાં નાંખી તેનાંજ આ ફળ ભોગવાય છે. પછી તમે તે પુરૂષને શું કર્યું ?

**અમર**—ગહનગતીને જાણનારી ગહનતારા, તમારો અનુમાન પ્રમાણથી બાંધેલો અભિપ્રાય ખરો છે, નારી સહનને નાંખી દીધા પછી, તે પુરૂષને મેં ઘણો ખોળ્યો પણ મને જડયોજ નહિ. ત્યારે મને ભાન થયું કે, ચંદ્રપ્રકાશના અતિ ઉજાશમાંથી અંધારામાં આવવાથી મારી આંખે કાંઇ રતાશ માલમ પડી ગઇ. જેમ આછા ઉજાશમાં પડેલી દોરી જોઇને સાપનો ભાસ થાય છે, તેમજ મારે પણ થયું, જોયું કાંઇ અને કલ્પ્યું કાંઇ!

**ગહન**—પછી તો તમે અતી કલ્પાંન્ત કર્યું હશે ?

**અમર**—કલ્પાંન્ત નહિ પણ કર્યા કરમનો પશ્ચાતાપ કરી, સર્વ વૈભવ વિખ સમાન કરી, મહેલમાંથી ચાલી નિકળ્યો. માર્ગમાં મહંતનાં વચનથી મને જાણ થયું કે સહન સજીવન છે. તે મને ભાસમાન થઇ ગઇ પણ હું પુરૂષ વેશમાં જોઇને તેણીને ઓળખી શક્યો નહિ, વળી વિશેષમાં એ પસ્તાવો થાય છે કે, મેં લાહોરથી, ઉલાસની શોધમાં તેને પુરૂષ સમજીને મોકલી છે.

**ગહન**—હજી ઉલાસતો અંધકારસિંહના કબજામાંજ હશે ?

**અમર**—તે ચોકસ ન કહી શકાય; કારણ કે તેની શોધમાં સાત જણ ગયા છે, અને હું ફરૂ છું એ વળી જૂદો !

**ગહન**—તમારા સિવાય બીજા સાત કોણ?

**અમર**—એક તો મારો મિત્ર કમર, બીજા મારા સસરા, સહનના બાપ અને ઉલાસના મામા રાજા સુમનચંદ, ત્રિજા ઉલાસના ભાઇ અભયમલ, ચોથા તેના કાકા દરંગદાસસિંહ, પાંચમા બાદશાહના ભાઇ ઉન્મનશા, છઠ્ઠા બાદશાહના શાહજાદા સવાબશા, સાતમી મારી પ્રાણવલ્લભા સહનતારા.

**ગહન**—ત્યારે તો, તેઓમાંથી ગમે તેના હાથમાં પકડાયા વિના તો નહિ રહે!

**અમર**—પકડાશેતો ખરોજ, પણ પાપી પાછો સટકી જાય છે અને ફરી લાગ તકાસી પકડી લઇ જાય છે. હવે આ વખત કેમ થાય છે તે જોઇએ છીએ.

**ગહન**—આ વખતનું પરીણામ તો કાંઇક સારૂજ આવશે, કારણ કે દીનપર દીન તેને માંથે શત્રુ વધતાજ જાય છે.

**અમર**—પ્રેમદા બેસો! હું આ વનમાં ફરીને હાથ લાગે તો ખાવા લાયક ફળ લઇ આવું!

**ગહન**—બહુ સારૂ નાથ! પણ વહેલા પાછા ફરજો, મને ભય ભરેલા સ્થાનમાં મુકીને જાઓ છો!

**અમર**—ઝાઝો દુર નહિ જાઉ, ફળ નહિ મળે તો કુમળાં પાંદડાં લઇને વહેલો પાછો આવીશ.

**ગહન**—વાહ! કર્મની ગતી, આજે અમૃત ભોજન કર્મેથી ઉતર્યા, ઝાડનાં પાંદડાં ખાવાનો વખત આવ્યો. એ સાહસ કર્મનાં ફળ છે, માતા પિતાથી છાની બાજી રમવાનાં ફળ છે.

**અમર**—સાહસનાંય નહિ, અને છાંની બાજીનાંય નહિ, પણ આ અભાગી અમરના હસ્ત મેળાપનું ફળ છે, મને પરણીને કઇ સ્ત્રિ સુખી થઇ છે?

**ગહન**—હું તો તમને વરીને સુખ માનું છું પ્રભુ!

**અમર**—ફક્ત માનવાનું સુખ છે, ભોગવવાનું દુઃખ છે.

**ગહન**—વીર પુરૂષની વામા તો સદા સુખીજ છે. જાઓ પ્રભુ; વહેલા જાઓ તો વહેલા આવો!

મહા નદીના કિનારા ઉપરથી, ખરા મધ્યાને અમર ખસ્યો અને પશ્ચિમના પવન ખાતો, સારાં ફળફળાદીના ઝાડો જોવાની આશાએ તે દીશામાં ધસ્યો, પ્રથમ તો તેણે આસોપાલવ અને અગર, ચંદનનાં ઝાડ જોયાં, પવન દ્વારા સારી સુગંધી લેતો શિતળ છાયામાં ચાલતો પવનની લ્હેરો ખાતો, અખોડ, અંજીર, ઇલાયચી, એખરો, અગથીઓ, ઉંબરો, આસંધ, આંબલી, ઇંદ્રવારૂણી, ઇંગોરી, ઉંતકંટો, ઉપલસરી, ઉપલેટ, અંઘેડી, અતીવીશ, અમરકોપ, અમરવેલ, અરણી, અરીઠી, આકડો, વટીને આંબાની ઝાડીમાં આવી પહોચ્યો, ત્યાં તેને અતીશય મધુરતા લાગી. વાહ સર્વેશ્વર વાહ? શું તારી ગતી અને કૃતી! રણવગડામાં પણ ખાવા પિવાની ખોટ રાખી નથી, જીવ માત્રને જાળવતા જગદીશ્વર તમારા ચરણમાં મારા ક્રોડવાર પ્રણામ છે. આ એકજ આંબાનાં ફળ ખાતે ખુટે તેમ નથી, એવા તો હજારો આંબા છે. તેનાં ફળ પણ અમૃત જેવાં મીઠાં છે, આ માંની

એક કેરી મારી પ્રાણવલ્લભા ચાખશે તો એમજ કહેશે કે આવી કેરી મેં મારી જીંદગીમાં ખાધી નથી. ચાલ જરા આગળ જોઇએ તો ખરા કે તે સિવાય બીજાં શાંશાં ફળ છે.

આગળ ચાલતાં, રંગેરંગનાં ફુલ અને તેની સાથે ઓપડરૂપ ઝાડોનું ઝુંડ જોયું, કણેર, કણઝી, કરમદી, કદંબ, કલંબો, કારેલી, કાયફળ, કાંચકી, કેતકી, કુંવાર, કોકમ, કેવડો, કોઠીનાં ઝાડને જોતો, કેળોના વનમાં પેઠો, ત્યાં જરા આરામ લેવા બેઠો. ઘણી કેળો ઉપર કેળાંની લાલ લીલી પીળી લુંબો બાઝેલી જોઇ ને અતી હર્ષ પામ્યો. અહાહા! શું વનની શોભા! આતો કોઇ દેવતઇ વન દેખાય છે, જો કોઇ રાજાનો બાગ હોય તો તેના રક્ષણને માટે રખવાળ અગર માળી વિગેરે રાખ્યા હોય; આતો જતા આવતા મુસાફરોને માટે કોઇ ધર્મ ધોરંધરની બાંધેલી ધર્મશાળા છે. હવા, અજવાળુ, પવન, ખાવા, પીવા, સુવા બેસવા સર્વ પ્રકારનું સુખ રાખ્યું છે. આ વચમાં આરસનાં પગથીઆંથી ઓપી રહેલું નિર્મળ જળનું ભરેલું તળાવ પણ છે. જે કમળનાં ફુલથીજ ઢંકાઇ ગયું છે. ખજુરી, ખડસલીઓ, ખસખસ, અને ખેરની બાજુમાં ખાખરાનું વન પણ છે, એટલે મનુષ્યને ખાખરાના પાંદડાંમાં ભોજન કરતાં ફાવે, શ્રી હરીએ જ્યાં જેવું જોઇએ ત્યાં તેવું તૈયાર કરીજ રાખ્યું છે, ખાખરાનું પત્ર ઉત્તમ અને અતી પવિત્ર ગણાય છે, જેથી ઋષી મુનીઓએ તેને માન્ય કર્યું છે. 31083

ગલકી, ગળો, ગુજ્જર, ગુગળ, ગુલબાશ, ગુલાબ, ચણોઠી, ચાંગેરી, ચિત્રક, ચિમેડ, ચંપો વિગેરે ઉપર દ્રષ્ટી નાંખતો જવાંસાના વનમાં આવ્યો, ત્યાં તેણે લીલાશ તો જોઇ, પણ ઉપરના તાપે અકળાયો. અકળાયોતો ખરો પણ તે અકળામણ ઝાઝી વાર રહી નહિ, થોડીવારમાં શીતળ પવન પસારતા, હજારો જાંબુડા, જાયફળી, જાયફળી, જાઇ, જૂઇ, ઝેરકોચલી ઓળંગી ડમરાના સુગંધીદાર વનમાં આવ્યો, ત્યાં તેનો મગજ તર થઇ ગયો. અહાહા! આટલો વખત વગડે વસ્યા પણ આવી શોભા તો આજેજ જોઇ. આ સામે વળી તમાલપત્ર અને તુળશીનાં વન દેખાય છે; તેની પેલી બાજુ ત્રણધારા અને ચારધારા થોર પણ છે; વન રચના કરનારે કોઇ ઝાડ બાકી રાખ્યું નથી. વળી આ સ્વર્ગના અમૃતથી પવિત્ર થએલો દરભ આવ્યો, જેની હવનથી અધમ મનુષ્યો સદગતીને પામે છે, આ દાઢમની વાડી પાસે દ્રાક્ષના વેલાઓ ઝુકી રહ્યા છે, વાહ! આ દ્રાક્ષના વેલાની નીચેથી ઉંચુ જોતાં શ્રી સુર્યદેવનાં દર્શન પણ થઇ શકતાં નથી. આકાશ કેવા રંગમાં છે તે પણ ઝાંખી શકાતું નથી. આખું વન જોવાને એક દીવસ બસ

નથી, વળી આ દેવદારના સુકામળ ઝાડનું ઝુંડ કેવું શોભે છે. શ્રી સર્વેશ્વર શંકર ભગવાનને વહાલા ધંતુરાનાં સફેદ, વાદળી, જાંબલી એમ અનેક રંગનાં ફુલ ઝુકી રહ્યાં છે, પાસે ધાવરાની સાથે ક્રો, પથરાઇ ગઇ છે તે સઘળાં ઘણી શોભા આપી રહયાં છે. અહાહા ! મનુષ્યના મુખને સદાય લાલ રંગ અર્પણ કરનાર, કામદેવને જીવન આપનાર, ફળ વગર ફેલાતી નાગર-વેલના વેલા સર્વ ઝાડને શોભાવી રહ્યા છે; સાથે નગોડ નસોતર નારંગી નેપાળી અને નાળીએરીનાં ઝાડ દીપી રહ્યાં છે, શ્રી હરિએ ફળરૂપ વન કરી મુક્યું છે, પરવર, પટોળી, પાણકંદો, પાષાણભેદ, પપૈઆ, પીલુડીના પેલી પાર હજારો પીંપરો અને પિંપળાનાં પવિત્ર ઝાડ છે. પેલી પાર ફનસ, ફાલસાં, અનનસ અને પપનસનાં ફળ પત્રથી ઢંકાએલાં દેખાય છે. શ્રી હરીએ નાના મોટાં બધા ઝાડને જાળવ્યાં છે, બાવચી સાથે બદામ, બહેડાં, બરતાં, બીલી, બીજોરાં, બેડાં, બોરડી અને ચિત્તભ્રમ મટાડનારી બ્રાહ્મીનાં ઝાડને પણ રૂડી જગા આપી છે. ભાંગ, ભોંયરીંગણી અને ભાંગરાને પણ તિરસ્કાર કર્યો નથી, આતો શ્રી શંભુ દેવને ગમતી વાત થઇ એટલે તે ઝાડનું તો પ્રાધાન્યપણું હોવું જોઇએ. શંકર! શંકર! શંકર! મકોડ અને મોરગના ઝાડને મહુડાં ઢાંકી રહ્યા છે! અરે અનેક ઝાડ તો એવાં અજાણ છે કે, જેને આપણે ઓળખી શકતા નથી; આ રાતા રંગને દીપાવતું રતાંજળીનું વન આવ્યું, મારા નાથે એકે રંગ બાકી રાખ્યો નથી. વળી આ લવીંગનાં સુકોમળ ઝાડને ઝળકાવી, વાડરૂપે રક્ષણ કરતા, લજામણીના વેલા, જેને હાથ અડાડવાથી લજ્જા પામી, પત્રને બીડતા, લીંબડા અને લીંબુડીના વનને વધારે શોભાવતા પોતે શોભી રહ્યા છે. પેટના પાડને શાન્ત કરનાર વખ-માની સાથે વરીઆળી, અને વાવડીંગ, તડકો છાંયો કરનાર વગણો, અને વડનાં ઝાડ ઝાઝા ઘેરાવામાં ઝુકી રહ્યાં છે, વાહ બાઇ વાહ ! શું શેરડીનો વાઢ! આ બાગ કુદરતી નહિ હોય પણ કરનિર્મિત હશે, જો કુદરતી હોત તો શેરડીના વાઢનું વાવેતર કુદરતે આવી રીતે ગોઠવાતું નથી, આ સાળ, શીમળો તથા સતાવળી સાથે શીશમનું વન છે. સરગવો, સુખડની સાથે સીતાફળીનાં અનેક ઝાડ ઝુકી રહ્યાં છે. વળી આ હરડેનાં અતી રસાયણના ગુણને આપનાર ઝાડની પાસે હજારી ગોટાનાં ફુલ ઝાડ દીપી રહ્યાં છે. વરસ દિવસ સુધી જોયા કરીએ તોપણ આ વનનો પાર આવવાનો નથી. વખત ઘણો ગયો, માટે હવે તો પાછા વળવું, જેવાં ઝાડ છે તે પ્રમાણે પશુ પક્ષીઓ પણ છે.

આ કેવડાનાં ભોથામાંથી કાળા નાગ નીકળે છે, કેટલીક જગાએ નાના

નાગ સાથે નોળની કુસ્તઇ પણ થઇ રહી છે, વન જેવું શોભાયમાન છે તેવુંજ રળીઆમણું અને ભયંકર પણ છે. કોઇ કોઇ જગાએ અજગર પણ પડયા છે, સામા પહાડની તળેટીમાં ઉંદર હારાદોર ચાલ્યા જાય છે, ખારેકી તથા વડબોરની બોરડી ઉપર કાચંડા ઉંચી દોકો કરી રહ્યા છે. શુશોભીત સરડા તેને શોભાથી ઢાંકી રહ્યા છે. કોયલ, કપીંજલ, કળાંધર, કાકાકૌવા ને કારંડવ, ઝાડને શુશોભીત કરી રહ્યાં છે. પોપટ ને મેંના મધુરા શબ્દથી કાનને આનંદ આપી રહ્યા છે. જેમ કોઇ ભોંયરામાં ઘંટીઓના ઘોર થતા હોય તેવો ઘોર કબુતરના અવાજથી થઇ રહ્યો છે. સામે હરણના ટોળેટોળાં દોડે છે, તેની સાથે કળીયાર પણ કંપાવતો નાસે છે. લાલ લીલી કલગીથી દીપતા સવારને સુચવનાર કુકડા, ખંજન પક્ષીની શોભા જોતા, ખુશી થઇ રહ્યા છે. ચાતક ચકવા ચક્રી ને ચાસ ઘટાબંધ ઝાડોની વચમાં કલોલ કરી રહ્યા છે. આ સુંદીર સરોવરમાં જળકુકડી, બતકો, માછલાં, મધ્વર, કાચબા ને સળવણો દોડી રહી છે, ઉપરથી જળબાજ માંછલાંનો શિકાર કરતો ડુબકાં મારી રહ્યો છે. બાજુપર બગલાં પણ બેસી ગયાં છે. વાહ! ગેંડાં, ઘોડાં, રોઝ, શરભ, સિંહ, સાબર, સાવજ ને નાહાર સૌ સાથે રમે છે, એ પણ અજાયબ છે, બાજ બપૈયા અને બુલબુલ પક્ષી જાણે ઝાડોને છાઇ રહ્યા હોય તેમ ઉડતા આચ્છાદન કરી રહ્યા છે. અહાહાહા! આ પહાડની પોલાણમાં, ભમરીઓનાં ભડ ઉડી રહ્યાં છે. બાજુમાંથી ભમરા ઉડે છે. તે આ વનમાંથી સુગંધીદાર અને રસ પદાર્થને ચોરી લાવતા હોય એમ સમજાય છે ભમરાનો અવાજ વળી, વિશેપ આનંદ આપે છે તેતર તોતા ને તુઇ પણ અજાયબ અવાજ કરી રહ્યા છે, આ લક્કડખોદ લાકડા સાથે સંબંધ બતાવે છે. ઝાડે ઝાડે વાંદર પણ ઉછળતા હુકાહુક કરી રહ્યા છે; આમથી વનરાજને વધાવતા હજારો પક્ષીઓ મધુરા અવાજ કરે છે. શું શોભા હંસની! ખરાં મોતીનો ચારો ચરનાર હંસ સર્વ પક્ષીમાં શોભા આપી રહ્યો છે; આમથી શાહુડી, શિશોળીઆં, સસલાં ને શિયાળ જાણે સંતાતા ફરતાં હોય તેમ, જમિનમાં ખાડા ખોદી જાળામાં સંતાય છે; તેની સાથે લુંકડી અને લાવરી પણ ફરી રહી છે; આ ઉંદરથી મોટાં દેખાય છે, તે તો કોળ હશે! લીંબડાના ઝાડ ઉપર ખીસકોલીઓ પણ ખીલી રહી છે. ચીબડી વાગોળ ને ઘુવડ નજરે પડતા નથી. કયાંથી પડે એ તો નિશાચર પક્ષીઓ છે. આ ઝરખ ઝડપથી દોડે છે. માથા ઉપર મોરે કળા કરી છે. આકાશમાં સૌથી ઉંચે દૃષ્ટિ મર્યાદાની પાર નાનું પક્ષી દેખાય છે તે તો મોહર* હશે! પક્ષી તો મોટું પણ અતી

* મોહર પક્ષી; જેમ જળબાજ દશ પંદર હાથ ઉંચેથી માછલું તાકી જળમાં પડી માછલું પકડી લે છે તેમ બે ત્રણ માઈલ ઉંચેથી પડી સમુદ્રને તળીએ જઈ ખરાં મોતીને આખાં ગળે છે.

નથી, વળી આ દેવદારના સુકોમળ ઝાડનું ઝુંડ કેવું શોભે છે. શ્રી સર્વેશ્વર શંકર ભગવાનને વહાલા ધંતુરાનાં સફેદ, રાતાં, કાળી, જાંબલી એમ અનેક રંગનાં ફુલ ઝુકી રહ્યાં છે, પાસે ધાવડાની સાથે ઘેરા, પથરાઇ ગઇ છે તે સઘળાં ઘણી શોભા આપી રહ્યાં છે. અહાહા! મનુષ્યના મુખને સદાય લાલ રંગ અર્પણ કરનાર, કામદેવને જીવન આપનાર, ફળ વગર ફેલાતી નાગરવેલના વેલા સર્વ ઝાડને શોભાવી રહ્યા છે; સાથે નગોડ નસોતર નારંગી નેપાળી અને નાળીએરીનાં ઝાડ દીપી રહ્યાં છે, શ્રી હરિએ રૂપાળું વન કરી મુક્યું છે, પરવર, પટોળી, પાણકંદો, પાષાણભેદ, પપૈઆ, પીલુડીની પેલી પાર હજારો પીંપરો અને પિંપળાનાં પવિત્ર ઝાડ છે. પેલી પાર ફનસ, ફાલસાં, અનનસ અને પપનસનાં ફળ પત્રથી ઢંકાએલાં દેખાય છે. શ્રી હરીએ નાના મોટાં બધા ઝાડને જાળવ્યાં છે, બાવળી સાથે બદામ, ચારોળી, પસ્તાં, બીલી, બીજોરાં, બેડાં, બોરડી અને ચિત્તભ્રમ મટાડનારી બ્રાહ્મીનાં ઝાડને પણ રૂડી જગા આપી છે. ભાંગ, ભોંયરીંગણી અને ભાંગરાને પણ તિરસ્કાર કર્યો નથી, આતો શ્રી શંભુ દેવને ગમતી વાત થઇ એટલે તે ઝાડનું તો પ્રાધાન્યપણું હોવું જોઇએ. શંકર! શંકર! શંકર! મચ્છ અને મીંદળના ઝાડને મહુડાં ઢાંકી રહ્યા છે! અરે અનેક ઝાડ તો એવાં જણાય છે કે, જેને આપણે ઓળખી શકતા નથી; આ રાતા રંગને દીપાવતું રતાંજળીનું વન આવ્યું, મારા નાથે એક રંગ બાકી રાખ્યો નથી. વળી આ લવીંગનાં સુકોમળ ઝાડને ઝળકાવી, વાડરૂપે રક્ષણ કરતા, લજામણીના વેલા, જેને હાથ અડાડવાથી લજ્જા પામી, પત્રને બીડતા, લીંમડા અને લીંબુડીના વનને વધારે શોભાવતા પોતે શોભી રહ્યા છે. પેટની પીડને શાન્ત કરનાર વખમાની સાથે વરીઆળી, અને વાવડીંગ, તડકો ઝીલો કરનાર વધણો, અને વડનાં ઝાડ ઝાઝા ઘેરાવામાં ઝુકી રહ્યાં છે, વાહ ભાઇ વાહ! શું શેરડીનો વાઢ! આ બાગ કુદરતી નહિ હોય પણ કરવિમજ હશે, જો કુદરતી હોય તો શેરડીના વાઢનું વાવેતર કુદરતે આવી રીતે ગોઠવાતું નથી, આ સાગ, શીમળો તથા સતાવળી સાથે શીશમનું વન છે. સરગવો, સુખડની સાથે સીતાફળીનાં અનેક ઝાડ ઝુકી રહ્યાં છે. વળી આ હરડેનાં અતી રસાયણના ગુણને આપનાર ઝાડની પાસે હજારી ગોટાનાં ફુલ ઝાડ દીપી રહ્યાં છે. વરસ દિવસ સુધી જોયા કરીએ તોપણ આ વનનો પાર આવવાનો નથી. વખત ઘણો ગયો, માટે હવે તો પાછા વળવું, જેવાં ઝાડ છે તે પ્રમાણે પશુ પક્ષીઓ પણ છે.

આ કેવડાનાં ભોથામાંથી કાળા નાગ નીકળે છે, કેટલીક જગાએ નાના

નાગ સાથે નોળની કુસ્તઇ પણ થઇ રહી છે, વન જેવું શોભાયમાન છે તેવુંજ રળીઆમણું અને ભયંકર પણ છે. કોઇ કોઇ જગાએ અજગર પણ પડયા છે, સામા પહાડની તળેટીમાં ઉંદર હારદોર ચાલ્યા જાય છે, ખારેકી તથા વડબોરની બોરડી ઉપરે કાચંડા ઉંચી ટોકો કરી રહ્યા છે. શુશોભીત સરડા તેને શોભાથી ઢાંકી રહ્યા છે. કોયલ, કપીંજલ, કળાંધર, કાકાકૌવા ને કારંડવ, ઝાડને શુશોભીત કરી રહ્યાં છે. પોપટ ને મેંના મધુરા શબ્દથી કાનને આનંદ આપી રહ્યા છે. જેમ કોઇ ભોંયરામાં ઘંટીઓના ઘોર થતા હોય તેવો ઘોર કબુતરના અવાજથી થઇ રહ્યો છે. સામે હરણના ટોળેટોળાં દોડે છે, તેની સાથે કળીયાર પણ કંપાવતો નાસે છે. લાલ લીલી કલગીથી દીપતા સવારને સુચવનાર કુકડા, ખંજન પક્ષીની શોભા જાતા, ખુશી થઇ રહ્યા છે. ચાતક ચકવા ચક્ષી ને ચાસ ઘટાબંધ ઝાડોની વચમાં કલોલ કરી રહ્યા છે. આ સુંદીર સરોવરમાં જળકુકડી, બતકો, માછલાં, મધ્ધર, કાચબા ને સળવણો દોડી રહી છે, ઉપરથી જળબાજ માંછલાંનો શિકાર કરતો ડુબકાં મારી રહ્યો છે. બાજુંપર બગલાં પણ બેસી ગયાં છે. વાહ! ગેંડાં, ઘોડાં, રોઝ, શરભ, સિંહ, સાબર, સાવજ ને નાહાર સૌ સાથે રમે છે, એ પણ અજાયબ છે, બાજ બપૈયા અને બુલબુલ પક્ષી જાણે ઝાડોને છાઇ રહ્યા હોય તેમ ઉડતા આચ્છાદન કરી રહ્યા છે. અહાહાહા! આ પહાડની પોલાંણમાં, ભમરીઓનાં ભડ ઉડી રહ્યાં છે. બાજુમાંથી ભમરા ઉડે છે. તે આ વન-માંથી સુગંધીદાર અને રસ પદાર્થને ચોરી લાવતા હોય એમ. સમજાય છે ભમરાનાં અવાજ વળી, વિશેપ આનંદ આપે છે તેતર તોતા ને તુઇ પણ અજાયબ અવાજ કરી રહ્યા છે, આ લક્કડખોદ લાકડા સાથે સંબંધ બતાવે છે. ઝાડે ઝાડે વાંદર પણ ઉછળતા હુકાહુક કરી રહ્યા છે; આમથી વનરાજને વધાવતા હજારો પક્ષીઓ મધુરા અવાજ કરે છે. શું શોભા હંસની! ખરાં મોતીનો ચારો ચરનાર હંસ સર્વે પક્ષીમાં શોભા આપી રહ્યો છે; આમથી શાહુડી, શિશોળીઆં, સસલાં ને શિયાળ જાણે સંતાતા ફરતાં હોય તેમ, જમિનમાં ખાડા ખોદી જાળામાં સંતાય છે; તેની સાથે લુંકડી અને લાવરી પણ ફરી રહી છે; આ ઉંદરથી મોટાં દેખાય છે, તે તો કોળ હશે! લીંબડાના ઝાડ ઉપર ખીસકોલીઓ પણ ખીલી રહી છે. ચીબડી વાગોળ ને ઘુવડ નજરે પડતા નથી. ક્યાંથી પડે એ તો નિશાચર પક્ષીઓ છે. આ ઝરખ ઝડપથી દોડે છે. માથા ઉપર મોરે કળા કરી છે. આકાશમાં સૌથી ઉંચે દૃષ્ટિ મર્યાદાની પાર નાનું પક્ષી દેખાય છે તે તો મોહર* હશે! પક્ષી તો મોટું પણ અતી

* મોહર પક્ષી; જેમ જળબાજ દશ પંદર હાથ ઉંચેથી માછલું તાકી જળમાં પડી માછલું પકડી લે છે તેમ બે ત્રણ માઇલ ઉંચેથી પડી સમુદ્રને તળીએ જઈ ખરાં મોતીને આખાં ગળે છે.

નથી, વળી આ દેવદારના સુકોમળ ઝાડનું ઝુંડ કેવું શોભે છે. શ્રી સર્વેશ્વર શંકર ભગવાનને વહાલા ધંતુરાનાં સફેદ, વાદળી, જામલી એમ અનેક રંગનાં ફુલ ઝુકી રહ્યાં છે, પાસે ધાવરાની સાથે ધ્રો, પથરાઇ ગઇ છે તે સઘળાં ઘણી શોભા આપી રહયાં છે. અહાહા! મનુષ્યના મુખને સદાય લાલ રંગ અર્પણ કરનાર, કામદેવને કૌવત આપનાર, ફળ વગર ફેલાતી નાગરવેલના વેલા સર્વ ઝાડને શોભાવી રહ્યા છે; સાથે નગોડ નસોતર નારંગી નેપાળી અને નાળીએરીનાં ઝાડ દીપી રહ્યાં છે, શ્રી હરિએ ફળરુપ વન કરી મુક્યું છે, પરવર, પટોળી, પાણકંદો, પાખણભેદ, પપૈઆ, પીલુડીની પેલી પાર હજારો પીંપરો અને પિંપળાનાં પવિત્ર ઝાડ છે. પેલી પાર ફનસ, ફાલસાં, અનનસ અને પપનસનાં ફળ પત્રથી ઢંકાએલાં દેખાય છે. શ્રી હરીએ નાના મોટાં બધા ઝાડને જાળવ્યાં છે, બાવચી સાથે બદામ, ચારોળી, પસ્તાં, બીલી, બીજોરાં, બેડાં, બોરડી અને ચિત્તભ્રમ મટાડનારી બ્રહ્મીનાં ઝાડને પણ રૂડી જગા આપી છે. ભાંગ, ભોંયરીંગણી અને ભાંગરાને પણ તિરસ્કાર કર્યો નથી, આતો શ્રી શંભુ દેવને ગમતી વાત થઇ એટલે તે ઝાડનું તો પ્રાધાન્યપણું હોવું જોઇએ. શંકર! શંકર! શંકર! મજીઠ અને મીંઢળના ઝાડને મહુડાં ઢાંકી રહ્યા છે! અરે અનેક ઝાડ તો એવાં જણાય છે કે, જેને આપણે ઓળખી શકતા નથી; આ રાતા રંગને દીપાવતુ રતાંજળીનું વન આવ્યું, મારા નાથે એકે રંગ બાકી રાખ્યો નથી. વળી આ લવીંગનાં સુકોમળ ઝાડને ઝળકાવી, વાડરૂપે રક્ષણ કરતા, લજામણીના વેલા, જેને હાથ અડાડવાથી લજ્જા પામી, પત્રને બીડતા, લીંમડા અને લીંબુડીના વનને વધારે શોભાવતા પોતે શોભી રહ્યા છે. પેટની પીડને શાન્ત કરનાર વખમાની સાથે વરીઆળી, અને વાવડીંગ, તડકો છાંયો કરનાર વડણો, અને વડનાં ઝાડ ઝાઝા ઘેરાવામાં ઝુકી રહ્યાં છે, વાહ ભાઇ વાહ! શું શેરડીનો વાઢ! આ બાગ કુદરતી નહિ હોય પણ કરત્રિમજ હશે, જો કુદરતી હોય તો શેરડીના વાઢનું વાવેતર કુદરતે આવી રીતે ગોઠવાતું નથી, આ સાળ, શીમળો તથા સતાવળી સાથે શીશમનું વન છે. સરગવો, સુખડની સાથે સીતાફળીનાં અનેક ઝાડ ઝુકી રહ્યાં છે. વળી આ હરડેનાં અતી રસાયણના ગુણને આપનાર ઝાડની પાસે હજારી ગોટાનાં ફુલ ઝાડ દીપી રહ્યાં છે. વરસ દિવસ સુધી જોયા કરીએ તોપણ આ વનનો પાર આવવાનો નથી. વખત ઘણો ગયો, માટે હવે તો પાછા વળવું, જેવાં ઝાડ છે તે પ્રમાણે પશુ પક્ષીઓ પણ છે.

આ કેવડાનાં ભોથામાંથી કાળા નાગ નીકળે છે, કેટલીક જગાએ નાના

નાગ સાથે નોળની કુસ્તઇ પણ થઇ રહી છે, વન જેવું શોભાયમાન છે તેવુંજ રળીઆમણું અને ભયંકર પણ છે. કોઇ કોઇ જગાએ અજગર પણ પડયા છે, સામા પહાડની તળેટીમાં ઉંદર હારાદોર ચાલ્યા જાય છે, ખારેકી તથાં વડબોરની બોરડી ઉપર કાચંડા ઉંચી ડોકો કરી રહ્યા છે. શુશોભીત સરડા તેને શોભાથી ઢાંકી રહ્યા છે. કોયલ, કપીંજલ, કળાંધર, કાકાકૌવા ને કારંડવ, ઝાડને શુશોભીત કરી રહ્યાં છે. પોપટ ને મેંના મધુરા શબ્દથી કાનને આનંદ આપી રહ્યા છે. જેમ કોઇ ભોંયરામાં ઘંટીઓના ઘોર થતા હોય તેવો ઘોર કબુતરના અવાજથી થઇ રહ્યો છે. સામે હરણના ટોળેટોળાં દોડે છે, તેની સાથે કળીયાર પણ કંપાવતો નાસે છે. લાલ લીલી કલગીથી દીપતા સવારને સુચવનાર કુકડા, ખંજન પક્ષીની શોભા જાતા, ખુશી થઇ રહ્યા છે. ચાતક ચકવા ચક્ષી ને ચાસ ઘટાબંધ ઝાડોની વચમાં કલોલ કરી રહ્યા છે. આ સુંદીર સરોવરમાં જળકુકડી, બતકો, માછલાં, મધ્ધર, કાચબા ને સળવણો દોડી રહી છે, ઉપરથી જળબાંજ માંછલાંનો શિકાર કરતો ડુબકાં મારી રહ્યો છે. બાજુંપર બગલાં પણ બેસી ગયાં છે. વાહ! ગેંડાં, ઘોડાં, રોઝ, શરભ, સિંહ, સાબર, સાવજ ને નાહાર સૌ સાથે રમે છે, એ પણ અજાયબ છે, બાજ બપૈયા અને બુલબુલ પક્ષી જાણે ઝાડોને છાઇ રહ્યા હોય તેમ ઉડતા આચ્છાદન કરી રહ્યા છે. અહાહાહા! આ પહાડની પોલાણમાં, ભમરીઓનાં ભડ ઉડી રહ્યાં છે. બાજુમાંથી ભમરા ઉડે છે. તે આ વનમાંથી સુગંધીદાર અને રસ પદાર્થને ચોરી લાવતા હોય એમ સમજાય છે ભમરાનાં અવાજ વળી, વિશેપ આનંદ આપે છે તેતર તોતા ને તુઇ પણ અજાયબ અવાજ કરી રહ્યા છે, આ લક્કડખોદ લાકડા સાથે સંબંધ બતાવે છે. ઝાડે ઝાડે વાંદર પણ ઉછળતા હુકાહુક કરી રહ્યા છે; આમથી વનરાજને વધાવતા હજારો પક્ષીઓ મધુરા અવાજ કરે છે. શું શોભા હંસની! ખરાં મોતીનો ચારો ચરનાર હંસ સર્વ પક્ષીમાં શોભા આપી રહ્યો છે; આમથી શાહુડી, શિશોળીઆં, સસલાં ને શિયાળ જાણે સંતાતા ફરતાં હોય તેમ, જમિનમાં ખાડા ખોદી જાળામાં સંતાય છે; તેની સાથે લુંકડી અને લાવરી પણ ફરી રહી છે; આ ઉંદરથી મોટાં દેખાય છે, તે તો કોળ હશે! લીંબડાના ઝાડ ઉપર ખીસકોલીઓ પણ ખીલી રહી છે. ચીબડી વાગોળ ને ઘુવડ નજરે પડતા નથી. કયાંથી પડે એ તો નિશાચર પક્ષીઓ છે. આ ઝરખ ઝડપથી દોડે છે. માથા ઉપર મોરે કળા કરી છે. આકાશમાં સૌથી ઉંચે દૃષ્ટિ મર્યાદાની પાર નાનું પક્ષી દેખાય છે તે તો મોહર* હશે! પક્ષી તો મોટું પણ અતી

* મોહર પક્ષી; જેમ જળબાજ દશ પંદર હાથ ઉંચેથી માછલું તાકી જળમાં પડી માછલું પકડી લે છે તેમ બે ત્રણ માઈલ ઉંચેથી પડી સમુદ્રને તળીએ જઈ ખરાં મોતીને આખાં ગળે છે.

ઉંચાઇને લીધે દુરથી નાનું દેખાય છે. કોઇ કોઇ ઝાડે સુગરીઓએ માળા બાંધ્યા છે. સાથે હોલા હોલીઓ, અને સરોવરની કીનારે, સારસ પક્ષીનાં અસંખ્ય જોડાં ફરે છે. દિવસે સાથે અને રાત્રે વિયોગે જુદાં થાય છે. એક કુદરતે મરે છે તો બીજું વાંસે ઝુરીને મરે છે. આ હાથીનું ટોળું ડોલતું આવ્યું. જગતનું જીવન અને માતા ગાયો પણ ચરે છે. શું જોઇએ. કેવી રીતે જોઇએ. ઉપર નજર રાખીએ છીએ તો ભૂજંગ અને ભોરીંગનો ભય લાગે છે. વનની એક બાજુમાં હજારો હાડીઆ તથા ગીધ પક્ષીઓ ઉડી રહ્યાં છે; ત્યાં તો મુવેલાં જનાવરના ઢગલા હશે; વળી બાજુમાં ઉંટ પણ ચરે છે. ત્યાં કંથેરના કાંટાવાળા ઝાડો હશે. વળી કુતરાં ભસતાં હોય એવા અવાજ પણ કાને આવે છે. અહાહાહા વાહ ભાઇ વાહ ! આ ટીટોડીઓ પગ ઉંચા રાખી પડી છે, જાણે આકાશને અદ્ધર પોતેજ રાખતી હોય એમ દેખાડે છે. શું વન ! કેવું સુશોભીત વન ! આ વનનો માલીક કોઇ હોવો જોઇએ. રક્ષપાળ વિના આવું વન બની શકે નહિ. હવે તો સંધ્યા સમય થયો. પક્ષીઓ પણ પોત પોતાને ઠેકાણે થઇ ગયાં. પશુઓ પણ પોત પોતાને સ્થાને જવા દોડમ દોડા કરી રહ્યાં છે. ચાલ બહાર નીકળી જાઉં. ગુણખાણી ગહનતારાને મળું. તેના મનને ધીરજ આપું.

અમરસિંહ વિચાર કરતો પાછો ફરવા જાય છે, એટલામાં ઉજાશ થયો, જાણે ઝાડને પાંદડે પાંદડે દીવા દેખાતા હોય એવો ભાસ થયો, તે જોઇ અમરને અજાયબી લાગી, આ શું? આતો આગીઆ પતંગીઆં, કેવા ચળકાટ મારી રહ્યા છે કેવા દીપી રહ્યા છે. એટલામાં ગેબી અવાજ થયો, હે મનુષ્ય હવે તારે ઠેકાણે જા ! સાંજ પડી, હવે જો નહિ જાય તો ભયમાં આવી પડીશ. નિશાચર પશુ પક્ષીઓ તને હેરાન કરશે. તે સાંભળી અમર પુછે છે, આ વન કોનું છે? ત્યારે તેજ પ્રમાણે ગેબી અવાજથી જવાબ મળ્યો કે, સર્વ સર્પનો રાજા, સર્પરાજ વાસુકી નાગનું વન છે. થોડીજ વારમાં અમરસિંહ ગંગાને કિનારે જ્યાં ગહનતારા પૂત્રના મુખના સાસુ જોઇ સ્વામીની વાટ જોતી બેઠી છે ત્યાં આવ્યો.

પોતાના પુત્રના સાસુ જોઇ, ઉંડા વિચારમાં પડેલી ગહનતારા, સ્વામી સમક્ષમાં આવ્યા છતાં જોઇ શકી નહિ. તેજ વખતે અમરે કહ્યું હે દારા? શું વિચારમાં ગુમ થઇ ગયાં છો?

**ગહન**—કાંઇ નહિ નાથ; આપને વાર વધારે થઇ?

**અમર**—હા પ્રિયા, આ વાસુકી નાગનું વન છે, તે જોતાં અને અવલોકતાં મને વધારે વાર લાગી. લ્યો સુંદર ફળ લાવ્યો છું. તે જમી

ભૂખની શાન્તિ કરો ! હે પ્રેમદા આ વન મીઠાં મધુરાં ફળથી ભરેલું છે. કદાચ વિશેષ દિવસ રહેવાનું થાય તો આપણને ખાવા પીવાનું દુઃખ ન પડે !

**ગહન**—સ્વામી, આજે તો મને અવનવા વિચાર આવે છે, કોઇ દિવસ નહિ આવ્યા હોય તેવા વિચારથી, મારૂં મગજ તર થઇ ગયું છે. ક્યાં હું ક્યાં તમે, શ્રી હરીએ કેવો સંજોગ મેળવ્યો છે, વળી આ પૂત્ર રત્ન પણ પ્રભુએ બાલ્યાવસ્થામાંજ આપ્યું. હજી મારી કાચીજ ઉમ્મર ગણાય, તેમાં વળી દીકરો ! તેનો વળી વાસુકીનાગના વનમાં જન્મ, અખાત્રિજને દીવસે ગંગાને કિનારે; અહાહાહા, આતે ભાગ્યની ચડતી કે પડતી! મને અતી હર્ષ થાય છે કે હું અમરની અર્ધાંગ્ના અને કળાધર જેવો કુંવર !

ફળફળાદી ખાઇને શીતળ જળ પીધું, એટલે ગહનને શરીરે તાઢની કમકમીઓ આવવા માંડી. ત્યારે ધીમે રહી બોલી, નાથ ! મને તાઢ ચઢે છે; મારૂં શરીર નબળું થઇ ગયું છે, વળી રાત્રીએ અંધકાર વિશેષ રહેશે, આવા ભયંકર વનમાં ઉજેશ વિના રાત્રિ ગાળવી કઠણ લાગશે, માટે જો કોઇ જગાએથી મળી આવે તો દેવતા લાવો !

નારી ગહનના કહેવાથી અમરે પોતાનો લાકડાનો ઘોડો તૈયાર કરી, તેના ઉપર સ્વાર થયો. દોરી ખેંચતાંની સાથે ઘોડો ગગન માર્ગે ચઢ્યો, ઘણે ઉંચે ગયા પછી નદીની સામી બાજુ તરફ નજર કરતાં ઘણે દુર દેવતા દેખાયો, ત્યારે થોડે નીચે ઉતરીને નારીને કહ્યું કે, આ ગંગાના સામા કિનારાથી થોડે દુર દેવતા દેખાય છે. તેમાંથી થોડો લઇને હું હમણાં થોડીજ વારમાં આવું છું. તમો નિર્ભય રહેજો ! બાળકને સંભાળજો !

ગહન કહે બહુ સારૂં પ્રભુ, પવન વેગે પાછા વળજો; અમો બન્ને તમારા વિના રહી શકીશું નહિ, સ્ત્રીનું સઘળું દૈવત સ્વામી છે. સ્ત્રીને સ્વામી સિવાય બીજા કોઇ સંબંધીથી સુખ પ્રાપ્ત થતું નથી. વહેલા આવજો !

સઘળી કળોને સાધ્ય કરીને, વળી ઘોડો નીચે ઉતારવાની નીચેની કળની દોરીના છેડાના નાકામાં જમણા પગનો અંગુઠો ભેરવીજ રાખ્યો તે એટલાજ હેતુથી કે નિચે ઉતરવું હોય ત્યારે વાર ન લાગે ! ગહન તથા પુત્ર ગહનસિંહને મુકીને, ગહનતારા, **ગહનસિંહ**ની સંભાળ રાખજો કહી ઘોડો આકાશમાં ઉડાડી મૂક્યો.

અમરના ઉડયા પછી, ગહન બાળકને લઇ ધવરાવવા લાગી; હે ભાઇ હે વીરા ! આજને આજ તારા પિતાએ તારૂં નામ પણ પાડયું, " માએ રાંધી લાવશીને બાપે પાડયાં નામ, ત્યારે ફોઇઓનાં શાં કામ." આવા શબ્દો મારે સાસરે જઇને સાંભળવા પડશે. સાસરીઆં મેણાં મારશે, ગહનસિંહ, હે

ગહનસિંહ !' આ ભોજ પત્ર ઉપર તારૂં નામ લખીને વાંચ વાંચ કરૂં છું, જેથી નામનું રટણ થાય અને સ્વામીનું સ્મરણ થાય ! મારા નાથને નામ શોધતાંય ક્યાં વાર લાગી છે. માતું નામ તારા, દીકરાનું નામ સિંહ, ગહનતારા ગહન-સિંહ, જ્યારે મારા હૈઆના હાર બોલાવશે ત્યારે એકલુ સિંહ કહેશે, અને એકલુ તારા કહેશે, એમના ઘરમાં તો ત્રણ તારા ભેગા થયા, સહન, ઉલાસ ને ગહન, ત્રણે તારા, નક્કી એમના પૂત્રનું નામ દેતાં મારૂં પણ સ્મરણમાં આવે એટલાજ માટે નાથે ગહનસિંહ પાડયું હશે ! સહનને દીકરો થશે ત્યારે સહનસિંહ અને ઉલાસને થશે ત્યારે ઉલાસસિંહ પાડશે. જો ભાઇ આ ભોજ પત્ર ઉપર તારૂં નામ લખ્યું છે. તે તારી પાસેજ મુકુ છું. જરા ઉંઘી ઉઠે એટલે વાંચજે ! અરે હું કેટલી અજ્ઞાન છું. કેટલી મુરખ છું. અભણુ બાળક શી રીતે વાંચશે ! હું તો હર્ષ ઘેલી થઇ ગઇ.

અરે હવે અતીષે અંધારૂં થયું, જરા જરા ચંદ્રનો પ્રકાશ હતો તે પણ જતો રહ્યો. ત્રિજનો ચંદ્ર તો જરા વારજ હોય. નદીનો કિનારો અને ખુલ્લું મેદાન છે, જેથી કાંઇક ઉજેશ આવે છે, હે ભગવાન બાળકનો વનમાં જન્મ ! મારાં માબાપ, અમરસિંહ સાથે મારૂં લગ્ન થયું છે એવું નહિ જાણે ત્યાં સુધી ચિન્તાતુર રહેશે, પ્રથમ તો મારા ગુમ થયાનીજ ચિન્તા કરી રહ્યાં હશે, તેમના મનમાં સારા ખોટા તર્ક ઉઠયાજ કરશે, ક્યાં ગઇ શી રીતે ગઇ, કોની સાથે ગઇ, શું કામ ગઇ, એવા એવા વિચાર મારી માતાના મનમાં નિરંતર ઉભરાતા હશે, મારા પિતાતો અતીષે ક્રોધાયમાન થયા હશે. મારી શોધને માટે માણસો મોકલી ચુકયા હશે. ખોળા ખોળ થઇ રહી હશે.

માતા પિતાની સાથે મારો મેળાપ થશે ત્યારે તે બિચારાંને કાંઇક ધિરજ વળશે; અમરસિંહ સાથે દેવની સાક્ષીએ મારાં લગ્ન થયાં છે જાણશે ત્યારે હરખાશે અને પુત્ર જન્મની વાત જાણીને તો એમને હર્ષનો પાર નહિ રહે ! હે ભાઇ ગહનસિંહ હવે ઘણુંજ અંધારૂં થયું હવે હું તને દેખી શકતી નથી, અરેરે વિચારમાં ને વિચારમાં મધરાત્રિ થઇ. મધરાત્રિ થઇ એવું આ ઘુવડ ચીબડીઓ, અને શિયાળના અવાજ સુચવે છે, નાથ હજી કેમ નહિ આવ્યા હોય, હમણાં આવું છું કહી ને ગયા. છે છતાં આટલી બધી વાર કેમ થઇ. તેમનો ઘોડો કાંઇ જેવો તેવો નથી. તે પણ પવનમાં પવન વેગે ચાલે છે. લાવ્ય જરા નદીના કાંઠા ઉપર ઉભી રહી જોઉ, પ્રભુ આવે છે કે કેમ ?

ગહનતારા ગંગાના કિનારા ઉપર ઉભી રહી તે વખતે વાસુકીવનમાં

વાસુકી નાગ ફરવા નિકળ્યો છે, જેના માથા ઉપર મણી ઝળકી રહ્યો છે. તેનું અજવાળું ચારે તરફ યોજન યોજન એટલે ચાર ચાર ગાઉ પરતું જાય છે, પ્રકાશ ઘણો છે પણ અનેક ઝાડના સમુહને લીધે કાંઇક ઓછો દેખાય છે. એકલા વાસુકી નહિ પણ અજવાળાને આધારે, ભૂજંગ ભોરંગ અને બીજા નાગ પણ નીકળ્યા છે. દોડમ દોડા કરતા ચારો શોધી રહ્યા છે. ચરતા અને ફરતા ગંગાના કિનારા તરફ આવે છે.

સર્વ નાગ નાગણીમાં સરદારી બતાવતી, વાસુકી નાગની પુત્રિ વન્હિ ફુંફવાડા મારતી આગળ દોડતી આવે છે, ત્યાં ગંગાના કિનારાથી થોડેજ દુર ઝાડના પાંદડાંની પથારીમાં સુવારેલો, સુંદર રેશમી વસ્ત્રથી આચ્છાદન કરેલો, જાણે સ્વર્ગના દેવતાએ ફેંકેલો એવો કાંન્તિદાર બાળકને જોયો, તેજ વખતે સુવસ્ત્ર અને ભોજપત્ર કે જેમાં બાળકનું નામ લખેલું હતું તે સાથે લઇ બાળકને ચુડ પાડી દઇ, પાણીના રેલાની માફક ચાલી ગઇ.

અમર, ગહન તથા ગહનસિંહને મુકી દેવતા લેવા ગયો, ત્યાં ઉડતાં ઉડતાં ગંગાની સામી બાજુએ આવી તો પહોંચ્યો, પણ પોતાની ધારણા પ્રમાણે દેવતા દીઠો નહિ, દ્રષ્ટિ કરતાં અને અનુમાનથી પ્રમાણ બાંધતાં કિનારે કિનારે જતાં બે ત્રણ ગાઉ પર દેવતા છે એવું દેખાયું. પાસે પવનવેગી ઘોડો એટલે તે જગા કાંઇ દૂર ન ગણાય. ઝડપ મારી ઘોડાને તે તરફ વાળ્યો અને પૂરપાટ મુકી દીધો, થોડીજ વારમાં ધારેલી જગાએ આવ્યો. ત્યાં ઉપરથી નજર કરી તો, નિચે મડદુ બળતું જોયું. મડદુ બળે છે, અને તેને બાળવા આવનાર, માણસો આસપાસ બેઠા છે, વળી કેટલાક પોકારે પોકાર કરીને રૂવે છે. અમરે વિચાર્યું કે આ દેવતા લેવા જવાયજ કેમ, અને મશાણનો દેવતા લેવાયજ કેમ !

આવા વિચારથી વળી વધારે ઉંચે ચઢયો. એટલે થોડે દુર તેણે ઘણો દેવતા જોયો, તે દીશાને સાંધી, આવ્યો ત્યારે એક ગામમાં લ્હાય થએલી હતી, જ્યાં હજારો માણસો કીકીઆરી કરી રહ્યા હતા, કોઇ દયાના પોકાર કરી રહ્યા હતા, ઘણા માણસો કોઇ ગાગરથી, કોઇ માણેથી કોઇ દેગડાથી પાણી ભરી ભરી છાંટી રહ્યા હતા, અમરે વિચાર્યું, મારૂ તો અહીં પણ કાંઇ વળે તેમ નથી, આ અગ્નિ મશાણનાં અગ્નિની માફક અપવિત્ર તો ન ગણાય, પણ ક્રોધેલો અગ્નિ ગણાય, ના ના ક્રોધેલો અગ્નિતો ના લેવાય, જ્યાં હજારો માણસો ચીસો પાડી રહ્યા છે, ત્યાં ઉભુ રહેવું એ પણ અજુગતુ છે. ચાલો વળી બીજે ઠેકાણે ખબર કાઢીએ, અરેરે બાળકની માતા તો ગભરાતી હશે, મારી વરસાદની માફક વાટ જોતી હશે, મને

થઇ, હવે તો શ્રી હરી સ્હાય કરે તો સારૂ, આવા વિચારમાં ગુમ થએલા અમરને જમીન ઉપર દેવતા દેખાયો, જ્યાં એક ખેતરમાં લાકડાં સળગાવીને, બે ચાર રખવાળ તાપે છે, ત્યાં ઘોડો નિચે ઉતાર્યો, ઘોડો ઉતર્યો કે તરત પેલા રખવાળો ચમક્યા કે આ શું ? વળી ઉંચેથી કોણ ઉતર્યું ! અમરસિંહ અવાજ કરી કહે છે, ભાઇ આમાંથી મને દેવતા લેવા દેશો ?

અમરનું અદ્ધરથી આવતું જોઇ, અજાયબ પામેલા રખવાળો બોલ્યા, હોવે ભાઇ લઇ જાઓને કોણે ના કહી, એમાં પુછોછો શું ! તેજ વખત અમરસિંહે બળતુ લાકડુ ડાબા હાથમાં લીધું, અને ઘોડો ઉડાડી મૂક્યો. અમરના ગયા પછી માંહોમાંહે વાતો કરવા લાગ્યા કે, કેવી ચાલાકી, કેવું આવવું, કેવું જવું, કોઇ દેવતા ઉતર્યા હોય એમ લાગ્યું. દેવતા વિના ઉંચેથી ઉતરે કોણ ! દેવતા તો અદ્ધર રહે' અદ્ધર; દેવતાને ત્યાં દેવતા નહિ હોય તે, આપણા લોકમાં દેવતા લેવા આવ્યા હશે ! આતો આપણે નવાઇ જોઇ.

દેવતા લઇ અદ્ધર ઉડેલો અમરસિંહ વિચાર કરે છે કે હવે તે જગા જડવી મુસ્કેલ છે, વાસુકીવન જડવું કઠણ છે. જે દીશા મેં સાંધી તેજ દિશામાં ઘોડો જાય છે એમ ન કહી શકાય, કદાચ તે જગા મુકીને આગળ પણ જતુ રહેવાય ! જો દીવસ હોય તો તો ચિન્તા ન રહે, જગા જરૂર જડે, પણ ઘોર અંધારી રાતમાં જડે તેમ લાગતું નથી, નિચે શું છે તે પણ જોઇ શકાતું તથી. નિચે ઉતરવાની દોરીના નાકામાં અંગુઠો ભેરવેલો છે, એટલે ફિકર જેવું નથી નિચે ઉતરતી વખત માત્ર પગને નિચેની બાજુ લાંબોજ કરવાનો રહ્યો. બંન્ને હાથ રોકાયા છે એટલે પગથીજ તે કામ કરવાની જરૂર જરૂર પડશે.

અહાહાહા, આ દેવતા તો પવનથી ભભુકી ઉઠયો આતો મોટુ બળતુ થયું, ભડકો હોલવવા પ્રયત્ન કરીએ છીએ તો તે હોલાતો નથી, પણ ફુંકવાથી ઉલટો વધારે થાય છે.

અમર પોતાના મનથી કલ્પના કરે છે કે તે જગા નહિ જડે પણ તેજ જગા તરફ ચાલ્યો આવે છે. ગહનતારા જોઇ રહી છે, એ મારા નાથ આવે, બળતુ લાકડુ હાથમાં ઝાલ્યું હોય એવો ભાસ થાય છે, જાણે આકાશમાં *ખુસીયુ ઉગ્યું હોય એવું દેખાય છે. હમણાં આવી પહોંચશે. એ આવી પહોંચ્યા. લાવ્ય જરા બાળકને ધવરાવી લેઉ ક્યારનો સુવાર્યો છે !

ગહનતારા અંધારામાં આશરે આશરે બાળકને ખોળતી ચાલી, જે ઠેકાણે બાળકને સુવાર્યો હતો તે જગાએ આવી પહોંચી, ત્યાં તણે બારીક

* ખુસીયુ=પુંછડીઓ તારો.

નજરથી જોવા માંડયું, વાસુકી નાગના મણીનું અજવાળું, અસંખ્ય ઝાડોના સમુહમાંથી આવતું ત્યાં આછું આછું પડતું હતું. જેથી તે નક્કી કરી શકી કે, આ જગાએ બાળક નથી, અરેરે બાળકને કોઇ લઇ ગયું. હાય હાય ! હે પ્રભુ ! શો ગજબ થઇ ગયો. મુર્છા ખાઇ જમીન ઉપર પડી ગઇ, બેભાન થઇ ગઇ.

આમથી અમરસિંહ સુસવાટે આવે છે એવામાં અમરસિંહને સરત રહી નહિ, એ વાસુકીના વન તરફ નજર કરવા લાગ્યો, તે તરફ તેણે પૃથ્વિમાંથી નીકળતું અને ઝાડ માત્રને શોભાવતું અતીશે અજવાળું જોયું. તે જોઇ વિચારવા લાગ્યો કે, હજારો આગીઆ કીડાથી શોભી રહેલું એજ વન દેખાય છે, આગીઆ કીડાનું અજવાળું આટલું બધું હોય નહિ ! તે અજવાળું તો રાતું અને ઝાંખું હતું, જાણે હોલાતા દેવતાની ચણગારીઓ હોય તેવું હતું, દેવતામાંથી તડતડીઆ કોહયલાના તણખા ઉડતા હોય તેવું દેખાતું હતું. આતો જાણે પુનમના ચંદ્રમા પૃથ્વિમાં ઉગ્યા હોય એમ દેખાય છે, વિજળીના પ્રકાશ જેવું સફેત અજવાળું માલમ પડેછે. શું શોભા ! આ શોભા તો અવધી છે. આ વન દિવસે રળીઆમણું છે એટલુંજ નહિ રાત્રે પણ અતી શોભા આપે છે, આપે તેમાં શું નવાઇ ! વાસુકી નાગનું વન છે ને ! એટલામાં અગ્નિથી દોરી સળગી ગઇ, હાથમા કડકો રહી ગયો, અમર ગભરાયો, નીચે ઉતરવા માટે પગમાં ભેરવેલી દોરીને ખીંચવા લાગ્યો, તેવોજ વીસ વાંસ જાળ પાણીમાં ધિબાક લઇને પડયો. પડયો એવોજ તેને મોટો મગરમચ્છ ગળી ગયો.

ગિરીગઢમાં રાજા ગગનસિંહ તથા રાજરાણી ગોરસબા એકાં છે, તેમના સામે ગહનની પાસે નિરંતર રહેનારી દાસી આવીને ઉભી રહી છે; તે દાસી આવી છે તો કહેવા પણ તેનાથી બોલી શકાયું નહિ, અને ટગર ટગર જોઇ રહી; તે વખત અનુમાનથી સમજી ગએલી રાણીએ પુછયું. કેમરે દાસી કેમ આવી છું. અને સુનમુન થઇને ઉભી શું રહી છું ?

**દાસી**—માતાજી !

**રાણી**—બોલ બોલ ! માતાજી કહીને અટકી કેમ ગઇ ?

**દાસી**—અટકી તો કાંઇ નથી ગઇ, પણ...

**રાજા**—પાછી પણ કહીને કેમ અટકી ?

**દાસી**—બા, જરા ગહન બેનના મહેલમાં આવો તો સારૂં.

**રાજા**—શું છે ! ત્યાં આવવાનું શું કારણ છે ?

**દાસી**—કારણ તો ત્યાં આવ્યે સમજાય તેવું છે.

રાજા—શું સમજવાનું છે, સમજી મુકયું છે, તે દીવસેય ગહનના મહેલમાં કોઇ પુરૂષ છે એવું જુઠું કહીને લઇ ગઇ અને ત્યાં જઇને જોયું તો તેમાંનું કાંઇ ન મળે ?

દાસી—બાપા તે દિવસે આપે, જેવી જોઇએ તેવી ચોકસ તપાસ કરી નહિ; જેથી તમારાથી કાંઇ જોઇ શકાયું નહિ આજે તો તમે પુરૂષ ન દેખો ને એકલાં ગહન બેનને દેખો તો પણ તમને ખાત્રી થાય કે તેમના મહેલમાં કોઇ પુરૂષ છૂપો રહે છે કે કેમ ?

રાણી—શું શું ? ગહનને જોઇનેજ પુરૂષની હયાતીનું અનુમાન !

દાસી—હા માતાજી ! તરત !

રાણી—ત્યારે તો ગહનને દિવસ ચઢતો હોવો જોઇએ !

દાસી—એજ ! નવ માસ પૂરા થયા છે, આજ કાલ બાળકનો જન્મ પણ થશે.

રાણી—ત્યારે અત્યાર સુધી આ વાત છાની કેમ રાખી ? કુંવારી કન્યાને ચઢતો દિવસ એ અમારી આબરૂના કાંકરા કે કાંઇ બીજું ?

દાસી—હા માતાજી, એમજ ગણાય ?

રાણી—અરરરરરર ! આટલે ગજે વાત આવી ત્યાં સુધી જરા પણ ચેતવણી નહિ ? આમાં તારી અને બીજી દાસીઓની પણ લુચ્ચાઇ જણાય છે.

દાસી—માતાજી ? અમારે શું ? અમારી શી લુચ્ચાઇ ?

રાણી—આવતા જતા પુરૂષને તમે નજરે જોતાં હશો કે નહિ ?

દાસી—દિલગીરીની વાત એજ છે કે, કોઇ પુરૂષ આવતા જતાં અમે જોયોજ નથી, તેમ તેમની પાસે બેઠેલો પણ જોયો નથી.

રાણી—ત્યારે માત્ર કલ્પનાથી જ કહો છો કે મહેલમાં પુરૂષ !

દાસી—કલ્પનાથી નહિ, પણ પ્રત્યક્ષ પ્રમાણથી કહું છું કે, ગહનના મહેલમાં પુરૂષ ! ગહન બેનનું અંગ અને અવયવ કહે છે કે પુરૂષનો સંગ.

રાણી—આ વાતની પુરી માહીતી કોઇને નથી ?

દાસી—હોય તો કદાચ ગુણવંતી માલણને હોય !

રાણી—તેને જ હોય ને બીજાને કેમ ન હોય ?

દાસી—માલણ સિવાય બીજા કોઇને, ત્રિજા માળથી ઉપર જવાને પરવાનગી નથી.

રાણી—માલણ ઠેઠ જાય ?

દાસી—ઠેઠ જાય કે ન જાય તે હું કહી શકું નહિ, પણ ચોથા માળમાં તો જાય છેજ. બાને ફુલના હાર પહેરાવે છે, અને ઘણીવાર સુધી બેસે છે.

**રાજા**—બસ બસ ! એ માલણજ હરામજાદી છે ! આ દાસી કહે છે તે વાત ખરી હોવી જોઇએ ! ચાલો તપાસ કરીએ.

રાજા તથા રાણી બન્ને ગહનના મહેલ તરફ જવા તૈયાર થયાં તેજ વખતે માલણ તરફની લાગણી ધરાવનાર એક દાસીએ શ્વાસ ભરી દોડતી જઇ માલણને જગાડી, બનેલી બધી બીનાથી વાકેફ કરી દીધી. માલણને ભય તો થયો. વિચાર તો ગામ મુકીને નાશી જવાનો કર્યો. પણ આખરે મન સાથે નિશ્ચય કર્યો કે હું ચાલી જઇશ તો મારા ભાંઇનું શું થશે ? ભલે રાજા ચ્હાય તે કરી નાંખે, પણ મારા ભાઇના બચાવને માટે મારાથી બનતો પ્રયત્ન કરૂં ! આ ખિલેલી કળીઓનો સુંદિર હાર બનાવી બેનને આપી આવું !

રાજા ગગનસિંહ દાસીના કહેવાથી પોતાની સ્ત્રિ સહીત ગહનના મહેલમાં છુપી રીતે તપાસ કરવા આવ્યો. રાજા રાણી ગહન બેનના મહેલમાં મધ્યરાત્રે જાય છે, એવી ખબર મળવાથી ચાલાક માલણ ફુલનો હાર લઇને, દોડતી ગઇ તે એમ સમજીને કે રખ્ખેને મારો દુઃખીયારો ભાઇ ત્યાં હોય અને તે રાજા રાણીની નજરે પડી જાય તો તેનું ભયંકર પરિણામ આવી જાય. માટે હાર લઇને ગહનબાને આપવા જાઉં છું; એ બાને જાઉં ? આમથી રાજા રાણી આવ્યાં, તેજ વખતે માલણ પણ આવી.

**રાજા**—કેમરે માલણ ! આટલી રાતે કેમ આવી ?

**માલણ**—ગહન બા કહેતાં હતાં કે બરાબર મધરાતે ફુલનો હાર લઇને આવજે !

**રાણી**—અડધી રાતે હાર મગાવવાનું શું કારણ ?

**માલણ**—તે તો તે જાણે. કારણ પૂછવાની મને શું સત્તા છે ! અમારે તો આજ્ઞાને આધીન રહેવું એજ ધર્મ !

**રાજા**—આ હાર કોના ગળામાં આરોપવા મંગાવ્યો છે ?

**માલણ**—તે હું શું કહી શકું, હું તો ધારૂં છું કે પોતાને પહેરવા ?

**રાજા**—બડી ચાલાક માલણ ! ઠીક ચાલ ઉપર !!

માલણ જરા ભય તો પામી પણ પોતાના દુઃખીઆરા ભાઇના જીવનને ખાતર ખંતથી ખરી લાગણી ધરાવીને હિમ્મત ભીડી, રાજા રાણીની પાછળ એક પછી એક માળ ચઢવા લાગી. પોતાની પુત્રી ગહનતારાને કોઇ પુરૂષની સાથે બેઠેલી પકડવાની આતુરતામાં રાજા રાણી એક પછી એક માળ ચઢે છે. છેક છેલ્લા માળની અગાસીમાં ગયાં ત્યાં સુધી ન દીઠી ગહન કે કોઇ ! આ શું આ તે કેવી નવાઇ ! ક્યાં ગઇ ગહન ?

અરે હે દાસીઓ ! ક્યાં ગઇ ગહન ?

નીચેથી દાસીઓ દોડતી આવી કહે છે, મહારાજાધિરાજ ગહનબા સુઇ રેલ્લાં ત્યાર પછીની અમને ખબર નથી, નીચે તો આવ્યાંજ નથી.

**રાજા**—નીચે આવ્યાં નથી તો જાય ક્યાં થઇને ?

**દાસીઓ**—અમે જોયાં નથી, અમે જાણતાં નથી.

**રાજા**—ત્યારે કાંઇ આભલામાં ઉડી ગઇ !

**દાસીઓ**—એ તો કેમ કહી શકાય ?

પાંચમા માળમાં બેઠે બેઠે રાજા દાસીઓની હાંજરી લે છે તે વખતે, રાજાથી ભય પામેલી માલણ સરકારની નજર આગળથી, નીચે એટલે ચોથા મજલામાં ગઇ. ત્યાં તેણે પલંગમાં પડેલો પત્ર જોયો, તે લઇ પોતાના પહેરેલા વસ્ત્રમાં સંતાડી દીધો. અહીં રાજાએ ઝાઝીવાર સુધી માલણને ન જોઇ એટલે જુસ્સાથી અવાજ કર્યો. ક્યાં ગઇ પેલી લુચ્ચી માલણ ?

**માલણ**—આ રહી સરકાર !

**રાજા**—ઉપર આવ્ય નિચે જઇને કેમ બેઠી ?

**માલણ**—( ઉપર આવીને ) આ રહી, કહો સરકાર !

**રાજા**—ક્યાં છે ગહનતારા ?

**માલણ**—હું શી રીતે કહી શકુ ?

**રાજા**—તુ જાણતી હોય તે રીતે !

**માલણ**—મહારાજ હું કાંઇ જાણતી નથી !

**રાજા**—તુ ન જાણે તેમ હોય ? તું સાંજ સવાર, બપોર અને મધરાતની આવનારી !

**માલણ**—મહારાજ, મધ્યરાત્રે તો આજેજ આવી છું.

**રાજા**—હા હા આજેજ; હું તને પુછુ છું પણ આજેજ ને ?

**માલણ**—ગહન બેન ક્યાં ગયાં તેની તો મને લેશ માત્ર માલમ નથી ! હું જાણતી હોઉ તો મારી જાતના સમ !

**રાજા**—અહીં સમ ખાવાની વાત નથી, સાચુ બોલવાની વાત છે! બોલ સાચુ ગહન ક્યાં છે, રાંડ લુચ્ચી !

**માલણ**—હે હરી ! આતો સંકટ આવ્યું.

**રાણી**—સંકટ તે તારે આવ્યું કે હમારે, તારી સોબતથી જ મારી દીકરીની બુદ્ધિ બગડી. તેં ગહનનો મહેલમાં કોઇ પુરૂષને જોએલો કે નહિં.

**માલણ**—મેં જોયો હોય તો મને માતાજીના સમ !

**રાજા**—જુઠુ ન બોલ; જુઠુ ન બોલ ! સાચુ બોલ્ય, માતાજીને ક્યાં પાછાં વચમાં હોમછ !

**માલણ**—હે ભગવાન સ્હાય કરજે !

**રાજા**—આવાં કરમ કરીને પાછી ભગવાનને સંભારે છે. બોલ્ય સાચુ નહિ તો હમણાં ચામડી ઉતરડી નંખાવીશ.

**માલણ**—ભલે ઉતરડાવશો તોય માલીક છો !

**રાજા**—પણ તારે ખરી વાત કહેવી નથી, કેમ ?

**રાણી**—ના બોલે ત્યાં સુધી રાખો કબજે !

**રાજા**—અરે કબજે શું; એ હરામજાદીને તો હું કેદ કરીશ !

**માલણ**—રાજકુમારો અને રાજકુમારીઓની સેવા ઉઠાવનાર ઉપર અચિન્તી આફત આવે છે.

**રાજા**—આતે તેં સેવા કરી કે કોઇ પુરૂષની સાથે વિદાય કરી !

**માલણ**—આપ કહો છો એમાંતું મેં કાંઇ નથી કર્યું, સરકાર !

**રાજા**—હું તને સારી પેઠે ઓળખુ છું !

**માલણ**—સારી પેઠે ઓળખતા હતા તો, વિશ્વાસપાત્ર ગણી બેનની પાસે આવજાવની પરવાનગી શું કરવા આપી ?

**રાજા**—એજ ભૂલ્ય થઇ ! દીકરીને લાડમાં ઉછેરી, સ્વતંત્રતા સોંપી તેનુંજ દુઃખ આજે આવી પડયું. અફસોસ !

**દાસી**—હવે તો કૃપાનાથ અહીંથી ચાલો, અને ગહન બેનની ખોળ્ય કરાવો !

**રાજા**—અરે જાનમમાં ગઇ તારી ગહન બેન ! વંશ પરંપરાની આબરૂને ધક્કો પહોચાડનાર ફરજનને દરીઆમાં ડુબાવી દેવાં જોઇએ.

**રાણી**—આપ સત્ય કહો છો નાથ, પણ એકવાર તો શોધ કરાવી સાચી હકીકત જાણવી જોઇએ. આપણને શું સમજણ પડે કે આ બીના કેવી રીતે બની !

**રાજા**—પેલી દાસી ક્યાં ગઇ, જે આપણને ખબર કરવા આવી હતી તે !

**દાસી**—આ રહી બાપા !

**રાજા**—ગહનને દિવસ ચઢતા થયા છે તે વાત ખરી છે ?

**દાસી**—હાજી ! તે આ ગુણવંતી પણ જાણે છે.

**રાજા**—અરે ગુણવંતી કે લક્ષણવંતી ! કેમરે ફરંદી, શું એ વાત ખરી છે !

**માલણ**—હા સરકાર, બાતુ શરીર જોતાં એમ જણાય છે તો ખરૂ !

**રાણી**—શરીર જોતાં શુ અનુમાન થાય છે?

**માલણ**—એ ચાર પાંચ દિવસમાં, બાળકનો જન્મ થશે; એવું અનુમાન થાય છે માતાજી.

**રાજા**—જ્યારે તુ દિવસમાં ત્રણ ચાર વખત આવનાર; ગહન જ્યાં બેઠી હોય ત્યાં તેની પાસે જઇ બેસનાર, આજે એમ કહે છે કે છેલ્લા દિવસ જાય છે. અરરર તને સેજસાજ વહેમ પડયો હશે, તેજ વખતે તેં અમોને જાહેર કેમ ન કર્યું. તુ બરાબર જાણભેદુ લાગે છે; તારી સલાહથીજ આવું અધમ કામ થયું હોવું જોઇએ. બોલ્ય એ પુરૂપનું નામ દે કે જે મારી પુત્રિનું હરણ કરી ગયો!

**માલણ**—મેં કોઇ પુરૂષને જોયો નથી, તેમ હું જાણતી પણ નથી આપ કહો તે ખરૂ!

**રાજા**—અરે કોઇ છે હાજર!

**સિપાઇ**—( નિચેથી ) જી સરકાર! ફરમાઇએ. ( ઉપર આવ્યો. )

**રાજા**—આ પાપની પુતળી માલણને હાથે કડી કરો! એને બંધીખાનામાં મુકી આવો! જ્યાં સુધી મારો બીજો હુકમ ન થાય ત્યાં સુધી છોડશો નહિ!

**સિપાઇ**—જો હુકમ! ચલ એ સુરપંખા! સાલી ચલી ચલી આતીતી ઓર જાતીતી, જેસી ચક્ષી ઉડી!

તેજ વખતે ત્યાંથી બારોબાર લઇ જઇને કેદખાનાની કોટડીમાં નાંખી દીધી! રાજાની કરડી નજર જોઇને, સિપાઇઓએ ગુણવંતી માલણ ઉપર જૂલમ ગુજારવા માંડયો. તેને ગજા ઉપરાંન્ત કામ આપ્યું, જેટલું આપે એટલું કરવુંજ પડતું, અને ન બની શકે તો સિપાઇના હાથનો માર પણ ખાવો પડતો! બંધીખાનાનું અસહ્ય દુઃખ વેઠતાં, ફુલફુલી રહેલી માલણને અતીષે ત્રાસ થયો. છાની છાની રોવા લાગી; અને પોતાના મુખથી કહેલા ધર્મના ભાઇને સંભારી ખેદ કરવા લાગી, શ્રી હરી, શ્રી હરી, શ્રી હરી.

માલણને માટે હુકમ કર્યા પછી, રાજા ઘેર ગયા, ત્યાં જઇ, સેનાપતિને આજ્ઞા કરી કે; આજ મધ્યરાત્રિયે ગહન મહેલમાંથી ચાલી ગઇ છે. તેનો તપાસ કરો, ક્યારે ગઇ, કેવી રીતે ગઇ; એકલી ગઇ કે કોઇની સાથે ગઇ, વળી તેને પકડી લાવો; અને તેના મહેલની આસપાસ ફરતા સારા શુરવીર યોદ્ધાના પેરા મૂકી દયો, જ્યાં સુધી ન જડે ત્યાં સુધી તપાસ ચાલતીજ રાખજો!

સિંહ જેમ શિયાળને, નાહાર જેમ હરણને, મગર જેમ મચ્છને વાઘ જેમ બિલાડાને અને બાજ જેમ ચકલાને લઇ જાય તેમ, દીલ્લી શેહેરના મધ્ય ભાગમાંથી, સમર્થ સરદારો, રાજાઓ અને રાજકુમારોના વચમાંથી અંધકારસિંહ ઉલાસતારાને ઉચકી ઘોડા ઉપર નાંખી ચાલતો થયો; "ચોરને ચાંપીને ચાલવું પડે છે." ઉલાસને લઇ જનાર પાપી અંધકારસિંહ, જેમ વગડામાં વરૂ નાસે તેમ ઘોડા ઉપર શ્વાર થઇ નાસે છે. સુંસરો સો ગાઉ ગયો ત્યાં સુધી તેણે ઘોડાને સ્વાસ પણ ખાવા દીધો નહિ. એકી નજરે સામે સરત રાખી, બીલકુલ પાછું જોયા વિના રાતને દીવસ ઘોડાને પુરપાટ હાકે છે. ન જુવે વગડો કે વન, ન જુવે ખાબોચીયું કે ખાડ, ન જુએ ઝાડ કે પહાડ; બોરડીનાં વન, આકને થોરનાં વન, લીંબડાનાં વન, ખાખરાનાં વન, સરખટનાં વન, આવળ બાવળનાં વન, એવાં કાંટાના ઝાડનાં વનને પણ ઓળંગી, ઘણે દુર આવ્યો.

અંધકારે ન અટકાવ્યો છતાં, ઝાડની ઘટામાં, સુંદીર છાયામાં ઘોડો અટક્યો; ત્યારે ઉલાસને નીચે ઉતારી અંધકાર પણ ઉતર્યો, ત્યાં પાસે વાવ હતી તેમાંથી પાણી પીધું; ભૂખે પાણી ભાવશે નહિં, અને પ્રાણથી અધીક ઉલાસતારાને ફાવશે નહિ, એમ સમજી હેતનો હડકાયો, અધર્મિ અંધકારસિંહ, ઉલ્લાસને ઘોડો સોંપી કાંઇ ફળ શોધવાને ગયો, આસપાસ ઘણું ફર્યો ખરું ખાવા લાયક ફળનું એકે ઝાડ તેના જોવામાં આવ્યું નહિ, તેના જોવામાં તો માત્ર ઝેરીજ ઝાડ આવ્યાં. જેનાં ફળ ખાવામાં આવે, તો ઝેર વ્યાપી જાય, અને પ્રાણ લઇ જાય, કાંઇ કાળી દાંડીના અને કાંઇ ધોળી દાંડીના કાંઇક આશમાની ફુલના અને કાંઇક ધોળાં ફુલના ધંતુરા, આકડા, થોરીઆ, ભોંયરીંગણી, ભોંટંગડી, ખરસાંડી, વિગેરે ઝાડવાં તેણે જોયાં, એટલે પાછો ફરી ગયો, અને વન વગડામાં એકલી બેસારેલી ઉલાસતારાની પાસે આવ્યો.

ઉલાસને એકલી મુકીને અંધકારસિંહ ફળની શોધ કરવા ગયો ત્યારે ઉલાસના મનમાં પણ વિવિધ વિચારો આવવા માંડયા. હે ભગવાન આ શું? કેવો જૂલમ! આ પાપી નીચ મારો કેડો મૂકતોજ નથી. ગમે તે યુક્તિ કરી મને પકડીજ લે છે. શ્રીહરી! પકડી તો લે છે, પણ જ્યારે ભયમાં આવે છે, ત્યારે પાછો મૂકી પણ દે છે. મનથી માનેલા અમરને વરી ચુક્યા જેવી છું. માત્ર મંગળ ફેરા ફરવાનીજ વાર છે; પણ પુર્વે કર્મના દોષોએ વીર પુરૂષના પાશમાં રહેવા પામતી નથી, જેમ ચંદ્ર સુર્યને રાહુ નડે છે, તેમ આ ઘોર પાપી અંધકારસિંહ પણ મારા સંસા-

રના ખરા સુખમાં ભંગ કરનારો છે. અરેરે, આ પાપીને કોઇ કાંઇ કરી શકતુ નથી, હે ભગવાન! હવે તો આ નિર્પરાધી અબળા ઉપર દયા લાવો, હવે તો અમરસિંહના હાથે હાથ મેળાપ કરાવો! રઢીઆળા, રૂપાળા, અલબેલા અમરસિંહના સંગનું અને અંગનું સુખ આપો!

અહાહા! આ હું શું વિચાર કરૂં છું. "હજી મારા પહેલાં પરણેલી સહનને તો અમરના સુખનું સ્વપ્નું પણ આવ્યું નથી; તો મારા સુધી સુકોમળ સરદારનું સુખ ક્યાંથી હોય! ગંભિર બારોટે રૂપગુણનાં વખાણ કર્યાં જેથી સહનતારા અમરસિંહને વરી છે. તે એમજ સમજીને કે આ પુરૂષને પરણીને હું ઘણી સુખી થઇશ. હરદમ આશાના ડુંગરા મનુષના મનમાં વધ્યાજ કરે છે. જે સુખની ઇચ્છા રાખી સહન અમરને વરી તે સુખ તે ભોગવવા પામી નથી, "ચોરીમાંથી દાંત કચરડયા" જેવું થયું. "છીંકતાં છીંડાં" "છાશનો છાંટો દુધમાં" પડયા જેવું થયું, સાંભળ્યું છે કે, સહનને તો અમરસિંહે ગાંસડી બાંધી, નદીમાં નાંખીં દીધી, અરેરે એ તો મરણ પામી, વળી એમ પણ સાંભળ્યું કે સહન સજીવન છે, એમાંથી ખરૂં શું તે કલ્પના શી રીતે થઇ શકે! જીવતી હોય તો ઘણું સારૂં! શ્રી સર્વેશ્વર ભગવાન, સહનને સજીવન રાખજો! મેં સહનની હુંફેજ અમરસિંહ સાથે વરવાની ઇચ્છા કરી છે, જાણે બંને એનો સાથે બેસીશું, ફરીશું, જમીશું, રમીશું, તથા સુખ વિલાસમાં આનંદ કરીશું! તે સઘળી આશા દક્ષીણના પવનથી જેમ વરસાદનાં વાદળાં વીખરાઇ જાય; તેમ વિખરાઇ ગઇ. ક્યાં સહન ક્યાં અમર, અને ક્યાં આ પાપીના પંજામાં ફસાએલી, અબળા ઉલાસ! હે ભગવાન!

**અંધકાર**—અતી વહાલી ઉલાસ!

વિચારમાં ગુમ થએલી અને કર્મચંડાળના કર્મ ઉપર કંટાળો પામેલી ઉલાસ બોલીજ નહિં, વહાલી ઉલાસ વહાલી ઉલાસ કહી કહીને પાંચ સાત વખત પોકારી તોપણ જવાબ ન મળ્યો ત્યારે, અતી ક્રોધ કરીને અંધકારસિંહે કહ્યું કે, કેમ બોલતી નથી! હાં કહેતાં હૈએ શો ધક્કો લાગે છે!! બોલ! જવાબ દે ઝટ!

**ઉલાસ**—શું કહો છો મામા!

**અંધકાર**—શું બોલી સ્યામા! ઘેલી થામાં, મુઝામાં!

**ઉલાસ**—હું તો મુંઝાતી નથી, તેમ અકળાતી પણ નથી.

**અંધકાર**—વહાલી ઉલાસ; એવા શા વિચારમાં ગુમ થઇ ગઇ હતી કે, મારો એક પણ શબ્દ તને કાને સંભળાયો નહિં?

**ઉલાસ**—શબ્દ તો સંભળાતા હતા, પણ સ્પષ્ટ નહિ. કારણ કે હું ઉંડા વિચારમાં ગુમ થએલી ઉદાસ બેઠી હતી.

**અંધકાર**—શું વિચારમાં ગુમ થઇ ગઇ હતી! મને પરણવાના?

**ઉલાસ**—કાગડાની સાથે વરવાના વિચાર હંસની જાતીમાં જન્મેલી કન્યાને કદી થતા નથી.

**અંધકાર**—ત્યારે તું શા વિચારમાં ગરકાવ થઇ હતી; તે તો મને કહીશ કે નહિ! સમજીશ નહિ કે આ અંધકારસિંહ તને છોડે, અને બીજાની સાથે વરવા દે!

**ઉલાસ**—મારે બીજાની સાથે ક્યાં વરવું છે; મારે તો અમરસિંહ-નેજ વરવું છે.

**અંધકાર**—અમર અમર શું કરી રહી છું; અમરનું તો મોહું જોવા પણ પામવાની નથી!

**ઉલાસ**—ત્યારે આ ઉલાસની શી દશા થશે?

**અંધકાર**—ઉલાસની દુર દશા નહિ થાય પણ સારીજ થશે.

**ઉલાસ**—શી રીતે?

**અંધકાર**—ઉલાસના સુકોમળ અંગનો ભોગી ભ્રમર તો આ અંધ-કારસિંહજ થશે.

**ઉલાસ**—અરે ભગવાન!

**અંધકાર**—નિસાસા નાંખવાનું કાંઇ કારણ નથી; અંધકારને વરી ઉછાળા મારતા આનંદના દરીઆમાં ઝીલો! હવે થોડા વખતમાં અંધકાર સિલોનનો રાજા થશે; અને અતી ભાગ્યશાળી ઉલાસ રાણી થશે!

**ઉલાસ**—અરે મને દુઃખીઆરીને, અભાગણીને ભાગ્યશાળી કહો છો એ વચનો મારૂ વજ્ર જેવું કાળજું વીંધી સુંસરા શાર પાડે છે.

**અંધકાર**—ખરી વાત અત્યારે તો તું ભાગ્યશાળી નજ કહેવાય; જ્યારે મુને વરી લંકાની રાણી થાય ત્યારેજ કહેવાય!

**ઉલાસ**—ત્યારે નહિ; પણ જ્યારે અમરસિંહને વરી, માળવાની મહારાણી થઇશ ત્યારે પુરણ ભાગ્યશાળી ગણાઇશ!

**અંધકાર**—અમરસિંહ અમરસિંહ તે ક્યાં સુધી અમરસિંહ! અ-મરસિંહમાં શું દીઠું છે! સ્વયંવરમાં સીધુ તીર નાંખી કાનની કડી વીધી, તેજ તેનું પ્રાક્રમ કે બીજું? "ઉજળું એટલું દુધ" દેખી રહી છું, પણ અમરસિંહને પરણીશ તો અતી દુઃખી થઇશ.

ઉલ્લાસ—કાનની કડીજ વીંધી છે, એટલુંજ નહિ, સાથે મારૂ સુકોમળ કાળજુ પણ વિંધ્યું છે!

અંધકાર—કાળજુ તો મેં વિંધ્યું છે, અમરે તો માત્ર એ કડીજ વિંધી છે.

ઉલ્લાસ—તેં શું વિંધ્યું છે? તારો બોલ તો સાંભળીનેજ મને સુગ ચઢે છે, કાનને કંટાળો આપે છે.

અંધકાર—હમણાં કહેતાં હતાં કે, તમારાં વજ્ર જેવાં વચન મારૂ હૃદય વિંધે છે?

ઉલ્લાસ—તારા બોલ તો તેજાબના પાણીની માફક ચામડી ચરચરાવી ફોલ્લા પાડે છે. અમરસિંહ તે અમરસિંહ?

અંધકાર—જોયો જોયો અમરસિંહ.

ઉલ્લાસ—જોયો જોયો કહીને તુચ્છકારી કાઢવા જેવો નર નથી. એ તો પુર પરાક્રમિ શુરો સરદાર છે.

અંધકાર—શુરાપણું શામાં જણાયું; શુરવીરપણાનું શું કામ કર્યું?

ઉલ્લાસ—અમરસિંહ, જે જે કામ કરે છે, તે સઘળાં શુરવીર પણાના છે.

અંધકાર—અને હું કરૂછું તે?

ઉલ્લાસ—[1]હિચકારા; તારાં કામ તો હીજડા, બાયલા અને કાયર પણાનાં છે.

અંધકાર—મુર્શિદાબાદના મેદાનમાંથી, લાહોરની બાગોળેથી, દિલ્લી શહેરના મધ્ય ભાગમાંથી, અને લખ્ખો માણસના મેળામાંથી તને ઉપાડી એ તે બાયલાપણું કહેવાય કે વીરપણું કહેવાય?

ઉલ્લાસ—એ વીરપણું નહિ, પણ ચોર અને લુંટારાનાં લક્ષણ છે.

અંધકાર—વીરપણું ક્યારે કહેવાય?

ઉલ્લાસ—હજારો યોદ્ધાઓના સામા સંગ્રામ કરી કન્યા લેવાય ત્યારે વીરપણું કહેવાય? જેમ ભિષ્મપિતાએ કાશી રાજાની કન્યાઓ લીધી, જેમ સાંમ્બે દુર્યોધનની પુત્રી લક્ષ્મણાનું હરણ કર્યું, અણીરૂધે ઓખાનું હરણ કર્યું.

અંધકાર—સંગ્રામનો સમય આવશે ત્યારે સંગ્રામ પણ કરીશું.

ઉલ્લાસ—સમયની વાટ શી જોવાની છે! સમય તો આવ્યો પણ સુજ ન પડી!

૧ હિચકારો-હીજડો; બાયલો બીકણ.

**અંધકાર**—એવો સંગ્રામનો સમય આવ્યો છેજ ક્યાં!

**ઉલાસ**—કાયરને કાંઇ સુજતુજ નથી; જ્યારે મારો ભાઇ અભયમલ સામો મળ્યો ત્યારે મને પડતી મૂકીને નાસી શું ગયો, શાહજાદા સવાબને દેખીને ભય કેમ પામી ગયો?

**અંધકાર**—ઉલાસ ઉલાસ; મારા અંતરની ધાઢ પ્રિતી તમારા શરીર સાથે બંધાએલી છે; મારે તો માત્ર તમારૂંજ કામ, તમારે એકનેજ માટે બીજાને મારી નાંખવા, એવું પાપનું કામ હું નથી કરતો! નહિ તો અભય તો મારા એકજ હાથનો છે; અને સવાબને તો હું શિયાળ જેવો સમજું છું.

**ઉલાસ**—એવા નિર્માલ્ય અને બળ વગરના ગણો છો ત્યારે નાસી જવાનું શું કારણ?

**અંધકાર**—એક માણસ હજારો યોદ્ધાઓની સામુ યુદ્ધ ન કરી શકે?

**ઉલાસ**—અંધ અંધકારસિંહ!

**અંધકાર**—આગળ વધી! આગળ વધી! મરજાદા મૂકી! જરા ખમચાઓ! દેખતાને અંધ ન કહો?

**ઉલાસ**—આથી કેવો અંધ જોઇએ છીએ, પોતાનું પુરણ હીત ન સમજે તે અંધજ કહેવાય!

**અંધકાર**—વારૂ વારૂ અંધ; હવે કહેવાનું શું છે; તે કહે?

**ઉલાસ**—ચક્રવ્યુના સાતમા કોઠામાં અભિમન્યું, કાશી રાજાના સ્વયંવર મંડપમાં ભિષ્મ, ઓખાના મહેલમાં અણિરૂદ્ધ, અને જાુમનાના કિનારા ઉપર સાંમ્બ પણ એકલોજ હતો! વીર પુરૂષો વહારની વાટ જોતા નથી.

**અંધકાર**—ઉલાસ; હવે તો બોલવું બંધ કર! તારાં આકરાં વચન મારા કાનને કડવાં લાગે છે; પણ તારી પ્રિતી મેળવવાની આશાએજ એ સઘળાં હું સાંખું છું. લ્યો ચાલો હવે અહીંથી આગળ ચાલવા માંડીએ.

**ઉલાસ**—ચાલવા માંડો કે બેસી રહો; બધુ સરખુંજ છે.

**અંધકાર**—હું સમજું છું, આજ ત્રીજો દિવસ થયો તમે અનાજ પામ્યાં નથી. હું આ પાસેના વનમાં સારાં ફળ શોધવા ગયો હતો તો ખરો; પણ ક્યાંઇ મળી શક્યાં નહિ. આ વનમાં તો કાંટાનાં ઝેરી અને કડવાં ઝાડ છે.

**ઉલાસ**—સારાં ફળ તો સારાં કરમ કરનારનેજ મળે છે?

**અંધકાર**—તમારૂં સમજવું ફેર થયું. હું કરમનાં ફળ ખોળવા નથી ગયો પણ ખાવાના ફળની શોધમાં ગયો હતો.

ઉલાસ—એય ફળને એય ફળ; નીચ માણસને ખાવાનાં ફળ પણ મળી શકતાં નથી.

અંધકાર—નારી, હમણાં તારાં મેંણાં ખાવાનોજ વખત છે; મારો ઉપાય નથી, જ્યારે મારી સાથે તારૂં લગ્ન થશે અને જ્યારે હું નિર્ભય થઇ ઠરીને ઠેકાણે બેસીશ ત્યારે તને નવનવાં ઉત્તમ પ્રકારનાં ભોજન જમાડીશ, અને રાગ રંગમાં રમાડીશ! અમરસિંહને વરવામાં તમે જે સુખની આશા રાખી છે, તેના કરતાં હજાર ઘણું સુખ હું આપીશ.

ઉલાસ—પુરૂષ પરદારાગામી હોય તેની સ્ત્રિને કોઇ કાળે સુખ પ્રાપ્ત થતું નથી.

અંધકાર—શું હું પરદારા ગામી છું?

ઉલાસ—લગભગ ત્રણ વરસ થવા આવ્યાં મારો કેડોજ મૂકતો નથી; એથી કેવો પરદારાગામી જોઇએ છીએ!

અંધકાર—હે ઉલાસતારા હું તને પારકી 'સ્ત્રિ' સમજતોજ નથી. હું તો મારી પોતાનીજ સમજું છું.

ઉલાસ—તારા જેવા અધર્મિ સાથે હું લમણા ફોડવા માગતી નથી. તું તારે બોલ્યા કર! હું તો જવાબ દઇનેય થાકી!

અંધકાર—થાકી હોય તો ચાલ ઘોડે બેસારૂં!

ઉલાસ—મારે તો ઘોડેય નથી બેસવું, ને ગધેડેય નથી બેસવું, તું તારે ઘોડે બેસીને આમથી આમ દોડયા કર!

અંધકાર—લે ચાલ ઉભી થા, હવે ક્યાંક આગળ જઇ અનાજ ભેગા થઇએ.

ઉલાસ—હું તો અહીંથી આવવાની નથી.

અંધકાર—વળી શું થયું? શું વાકુ વળ્યું?

ઉલાસ—તારા જેવા અકરમીનો હાથ અડયો ત્યાંથી વાંકુજ વળેલું છે તો! દહિતનો દીકરો તું મારો છાલ છોડવાનો નથી, અને મને સુખ થવાનું નથી.

અંધકાર—હું તને શું દુઃખ દેઉ છું; હું ફુલફુલી તો રાખું છું.

ઉલાસ—મને સુખી કરવા માગતો હો તો, મૂકી દે, મારા બાપને ઘેર જવા દે, અને અમરકુમારની સાથે મારૂં રૂડી રીતે લગન થવા દે?

અંધકાર—તેતો ચૌદ ચક્રેય બનવાનું નથી, હવે તો અમરસિંહનું મોઢુ જોવા પણ પામવા દેવાનો નથી.

ઉલાસ—હે ભગવાન, હે સર્વેશ્વર; મારે કર્મે આવો અધર્મિ ચંડાળ ક્યાંથી જનમ્યો?

**અંધકાર**—લે ચાલ ચાલ! મોડુ થાય છે.

**ઉલાસ**—હું તો આ વાવમાં પડીને મારા પ્રાણ તજીશ!

**અંધકાર**—એવો ખોટો ભય રાખી; આપઘાત કરવાનું કાંઇ કારણ નથી, શાસ્ત્ર વિધીએ લગ્ન થયા વિના હું તારા અંગને સ્પર્ષ કરવાનો નથી, માટે ઝગડો મૂકી ઝટ સમજી જા એટલે આપણે સિલોન જઇએ, અને ક્ષત્રિવટ વિધીપૂર્વક પરણીએ.

**ઉલાસ**—આમના સુર્ય આમ ઉગે પણ ઉલાસતારા અંધકારને ન પરણે! એતો અમરને પરણીજ ચુકી છે.

**અંધકાર**—આમના ચંદ્ર આમ ઉગે પણ અંધકારસિંહ, અમરની સાથે ઉલાસનું લગ્ન ન થવા દે!

**ઉલાસ**—અરે હાય, હે ભગવાન, આ પાપીઆને મ્હોત પણ આ. વતું નથી, મહોત આવે તો મારા જેવી અબળાઓ હેરાન થતી રહે?

**અંધકાર**—ચલ આરે કોક ગામમાં જઇને રૂડે ઠામે મુકામ કરીને બ્રાહ્મણને બોલાવી લગ્ન કરી લઇએ; પણ એતો ખોટું રાજકુમાર અને રાજ. કુમારીનાં લગન, સાધારણ મનુષ્યની માફક થાય તે તો ઠીક નહિં.

**ઉલાસ**—તને કોઇ કન્યાજ દેતું નથી; કે તું મારીજ વાંસે લાગ્યો રહ્યો છું?

**અંધકાર**—કન્યા કેમ ના દે; મારા પિતાનું રાજ કાંઇ જેવું તેવું નથી, કન્યા ઘણી આવે છે; વિવાહ થવાની તૈયારી પણ હતી, એવામાં સહનના સ્વયંવરની કંકોત્રિ આવી જેથી મારે ત્યાં જવું પડ્યું.

**ઉલાસ**—સ્વયંવર થએ તો બે વરસ થઈ ગયાં! હવે જાઓ ઘેર અને કોઈ દેતુ હોય તો કરો લગન?

**અંધકાર**—ઉલાસ; સહનના સ્વયંવરમાં હું તારા પગલામાં પગલાં મુકીને ચાલતો હતો; અળતાના રંગથી રંગેલી તારા પગની પાનીની કિનાર જોઈ હું તો અંજાઈ ગયો; સઘળા મનુષ્યો રાજાઓના સામું જોતા, સહન ને તેમની ઓળખાણ પાડતા હતા; અને હું તો માત્ર તારા પગની પાની સામુંજ જોઈ રહ્યો હતો, જેના ઉપરના ભાગમાં હીરા જડેલા સોનાનાં સાંકળાં પ્રેમદાના પગને પુર્ણ શોભાવતાં હતાં! પ્રથમ પાની જોઈ, મંડપના બહાર નિકળ્યા પછી, મહિલા મેં તારૂં મુખાર્વિંદ જોયું. તે વખતે તો આ- કાશમાંથી વીજળીનો પ્રકાશ આવતાં મનુષ્યોની આંખે ઝાંખ વળી જાય તેવી જ રીતે હું તો અંધજ બની ગયો. ત્યારબાદ જયારે સહનને વળાવા ગયા ત્યારે હું પણ સાથેજ હતો; મારગમાં ઘોડાને ઠેસ વાગે પગ ખાડમાં પડે તેની

દરકાર નહિ કરતાં, ચકોર પક્ષિ ચંદ્રનેજ જૂવે તેમ હું તારા સામુ જોઈ રહ્યો હતો. ઝાઝી વારે મન સાથે નિશ્ચય કર્યો કે બસ લગન કરવું તો તો ઉલાસનીજ સાથે.

જો મેં ધિરજ રાખી હોત, મારા માતાપિતાને વાત કરી હોત, તમારા પિતા પાસે માગુ મોકલ્યું હોત તો તો કાંઈક રૂડી આશા રહેત? પણ મેં છોકરમત કરી, ઉતાવળ કરી, સાહસ કર્યું; મારાથી ધિરજ રહી નહિ, મનનો સંકલ્પ થયો તેજ વખત હું પાછો ફરી મારા બાપના તંબુએ ગયો અને સજ થઇ સામો આવ્યો; રાજા રાણી વહેલાં પાછાં ફર્યા અને તમો આગળ વધી, મોડી રાત્રીએ પાછાં ફર્યા તે પણ મને તો લાભકારીજ થયું. રથમાંથી ઉઠાવી ઘોડા ઉપર નાંખી તે વખતેજ નિશ્ચય કર્યો કે લગન કરવું તો ઉલાસનીજ સાથે! હું તારી ચંદ્રની માફક ચાહના રાખુછું અને તું તરછોડે છે, એ મને અતીષય માઠું લાગે છે. હવે તો મેં મારી સાખ્ય હાથે કરીને બગાડી, આખા દેશમાં મારૂ નામનો ફટકારો થઈ ગયો; ફવાયો, ચવાયો, અને ગવાયો.

**ઉલાસ**—જ્યાં સુધી સંગ્રામમાં સામો ઉભો રહી નથી ધવાયો ત્યાં સુધી જગમાં ગણાવાનો પવાયો.

**અંધકાર**—ઉલાસ તું પણ વખતે વખતે ટચકા મારતીજ જાય છે; જેના ઉપર સધળો આધાર છે તે તો મને તિરસ્કાર કરે છે; ત્યારે હવે તો આ જન્માન્તરમાં સુખની આશાજ ન રહી! હવે તો મને કોઇ કન્યાજ ન દે? ઉલાસ ઉલાસ કાંઈક દયા કરો ઉલાસ? અપરાધ ક્ષમા કરી; આ કરગરી કાલાવાલા કરતા અંધકારને ઉજાશ આપો ઉલાસ?

**ઉલાસ**—ઉલાસની આશા ખોટી છે; મેરૂ ડગે પણ ઉલાસનું અંતઃકરણ ના ડગે? ઉલાસ તો અમરસિંહનેજ વરશે.

**અંધકાર**—અમરસિંહ કરતાં મારામાં શું ઓછું છે? જે જે ઇંદ્રીઓ અને અવયવો એના અંગ ઉપર છે, તેજ મારા અંગ ઉપર છે, એને ઘેર માળવાનું રાજ છે તો મારે ઘેર લંકાનું રાજ છે, એને ઘેર ક્ષિપ્રા નદી ગાજે છે; તો મારે ત્યાં સર્વ નદીનો સ્વામિ સમુદ્ર ગર્જના કરી રહ્યો છે. ઉંડી નજરે જોતાં હજી હું એના કરતાં કાંઈક અધીક છું.

**ઉલાસ**—અધર્મિ અંધકાર! તું તો અમરસિંહના ×પાપંગમાં પોપાય તેમ નથી.

**અંધકાર**—ઉલાસ સત્ય કહેજે, મારામાં ને એ અમરીઆમાં તેં

× પાપંગ=ધડો.

કેટલો ફેર માન્યો છે? હું ડાહ્યો છું અને એ દોઢ ડાહ્યો છે; કેમ એજ કે બીજું?

**ઉલાસ**—અમરસિંહ સર્વ સદગુણ સંપન્ન છે અને તું દુર્ગુણથી ભરેલો દયા વગરનો ડાકીઓ છે.

**અંધકાર**—ઉલાસ; ઉલાસ; આવાં વજ્ર જેવાં વચનો કહેતાં જરાય આંચકો ખાતી નથી? ઉલાસ! હું આબેહુબ [1]ચિન્તામણી જાણી તને ઉપાડી લાવ્યો છું, એ એમજ સમજીને કે તારા સંગે હું સ્વર્ગ સુખ ભોગવીશ, તે આશાનો તો કિનારો પણ દેખાતો નથી. અરે! આશા તો હવામાં ઉડી ગઈ અને કડવાં વચન રૂપી ઝેરના ઘુંટડા અમૃત કરીને ગટક ગટક ગળે ઉતારવા પડે છે.

**ઉલાસ**—કેમ પાપી, પાણી ઉતરી ગયું કે શું?

**અંધકાર**—ઉલાસ; જોસ તો ઝાલ્યો રહેતો નથી પણ તારા શબ્દોથી હદ વળી ગઈ; શું હું અમરસિંહથી છેકજ હલકો?

**ઉલાસ**—અધર્મિ અંધકાર; જેવો સુર્યની આગળ આગીઓ કીડો; મેરૂ પર્વતની પાસે સરસવનો દાણો; શેષનાગની આગળ ચોમાસામાં બે ઘડીને માટે ઉત્તપન્ન થએલું અળશીયુ; સુગંધીદાર કેવડાના વૃક્ષની પાસે કંથેરનાં જાળાં; મનવાંચ્છિત ફળને આપનાર કલ્પવૃક્ષની આગળ જેમ બાવળ; કદળી વનમાં વિહાર કરતા મદ ઝરતા હાથી આગળ જેમ ગર્ધવ; ચિન્તામણી પાસે જેમ ચણોઠી; અને શ્રીકૃષ્ન પરમાત્માને લઈ આકાશમાં ગમન કરનાર ગરૂડ પક્ષિની આગળ જેમ કબૂતર છે તે પ્રમાણે અમરસિંહની આગળ તું છે!

**અંધકાર**—અહાહા! ઉલાસ; દરીઆ પારની કરી? શશીવદની સુંદરી? શું કરૂં તારા શુશોભીત મુખ ઉપર મોહી ગયો છું, તેથી સઘળું સહન કરૂં છું. જો આ જગાએ કોઈ બીજી સ્ત્રિ હોત તો તો સ્ત્રિ હત્યાનો પણ ડર નહિ રાખીને તલવારથી ત્રણ કટકા કરત?

**ઉલાસ**—ત્રણ શું તેર કડકા કરે તોયે હું ખુશી છું. તારા જેવા પાપીના પંજામાં ફસાઈને અસહ્ય દુઃખ ભોગવવું તેના કરતાં મરવું એ વિશેષ લાભકારી છે. અરે હું આપઘાત કરૂં પણ અમરના અંગથી અને સંગથી સ્વર્ગના સુખની ઇચ્છા રાખી અભાગણી આશામાં ને આશામાં જીવું છું. હું દુર્ભાગી તે અમરની હજુરમાં હજી જવા પામી નહિ, પણ ક્રૂર કર્મના સંગી પાપી અધર્મિ અંધકારના હાથમાં સપટાઉ છું.

[1] ચિન્તામણી=મનમાં ચિન્તવન કરેલી વસ્તુ પ્રાપ્ત કરાવનાર મણી.

**અંધકાર**—બોલતી બંધ રહે! બોલતી બંધ રહે! હદ બહાર ન જા! તારાં આવાં વચનો પણ શુભ સમયની વધામણી જેવાં ગણું છું. ઉલાસતારા હું ચકોર પક્ષી તને સદા ચંદ્ર સમાનજ જોયા કરૂ છું.

**ઉલાસ**—મારૂ એક પણ વચન તને ખુંચતું કે ખટકતું નથી, એ તારી અજ્ઞાનતા અને મુર્ખતા સાબીત કરી આપે છે.

**અંધકાર**—જેનાથી આપણું કલ્યાણ થવાનું હોય તેનાં મુખનાં વચન દુઃખ પમાડે એવાં હોય તો પણ તેને સદા સુખ રૂપ માની લેવાં.

**ઉલાસ**—અંધકાર અંધકાર, તારી કબુદ્ધિની પણ બલિહારી છે, તને કોઈ પ્રકારની દયા તો છેજ નહિ.

**અંધકાર**—દયાનો તો હું દરિયો છું. કહે તો મારી છાતી ઉપર પગ મુકાવી તને નચાવું? કહે બીજુ શું કરૂ?

**ઉલાસ**—દયા આવતી હોય તો મને છોડી દે, અને અમરની સાનીધ્યમાં મૂકી દે?

**અંધકાર**—એવી દયા તો અંધકારથી નહિ થાય. વહાલી વસ્તુને દુઃખમાં નાંખવી એ દયા તો કોઈ અનાડી કરે, શુરા સરદાર તો એવી દયા ન કરે?

**ઉલાસ**—બસ! આ વડવાઈઓ ગળામાં ફાંસી પ્રાણ કાઢુ છું. (વડવાઈઓ ગળામાં વીંટી, તે વખતે કમરસિંહ આવ્યો. આવો ભયંકર બનાવ જોઈને.)

**કમર**—કોણ છે રે પાપી! આ અબળાને ગળે વડવાઈઓ વીંટી પ્રાણ કાઢનાર પીશાચ તું કોણ છે? લંકાનો લાલ કુતરો અંધકાર તો નહિ?

**ઉલાસ**—હા ભાઈ એજ અંધકાર, અને હું અમરની અર્ધાંગના ઉલાસતારા?

**કમર**—ઠીક હાથ આવી ગયો અંધ? આજ તારો કાળ આ જગાએ થનાર છે. તારા ઈષ્ટને યાદ કર!

**અંધકાર**—દુર રહી વાત કર? જાણી જોઈ ઝાંખરાની વાડમાં હાથ ન ઘાલ? જીવતો જવું હોય તો જા સીધો સીધો નહિ તો આ વીરવર અંધકારસિંહથી તારૂ માંથુ ધડ ઉપરથી જુદુ થઈ જશે? કારમી ચીસ નાંખતો કયાંથી આવ્યો કાળના કુતરા! કોણ છું?

**કમર**—હું અમરસિંહનો પરમમિત્ર માળવાનો પ્રધાનપુત્ર કમરસિંહ છું.

**અંધકાર**—હા ઠીક! દીલ્લીના મેદાનમાં ભરવાડણના શબ્દથી ઉશ્કેરાઈ રાત્રે કાપાકાપી કરી એજ?

**કમર**—હાહા એજ ! પણ પાપી જોજે હમણાં તારા પ્રાણ લેઉછું.

**અંધકાર**—તું ક્ષત્રિ છું પણ પ્રધાનપુત્ર છું, અને હું રાજબીજ છું. મારા એક પણ કૃત્યને તું પહોંચવાનો નથી. દીલ્લીના મેદાનમાં તને તથા સુમનચંદ્રને ગફલતમાં નાંખી, જંગ મચાવરાવી કામ કાઢી લેનાર હું અંધકારસિંહ ! એ કુંભાર પણ હું અને ભરવાડણ પણ હું !

બન્ને જણે સામ સામી તલવારો ખીંચી. ઝપાઝપી ચાલી, તલવારના પટા ખેલી પોતાના દેહનું રક્ષણ કરવું અને સામાનો પ્રાણ લેવો તે કળામાં બંન્નેજણ હોંશીયાર હતા, ઘણીવાર સુધી તલવારના દાવપેચથી લઢવાનું ચાલ્યું, છેવટે અંધકારસિંહે કમરની ચોટ ચુકાવી તલવાર મારી તેના જમણા ખભે ઘા કર્યો અને તે ઘા હૃદય સુધી ઉતરી પડયો, કમરસિંહ શ્રી રામ કરીને ચીતાપાટ પડયો, અંધકાર ઉલાસને ઘોડા ઉપર નાંખી ચાલતો થયો; તેજ વખતે એક સોળ સત્તર વરસની સુંદરી દોડતી આવી અને કમરસિંહનું મુસ્તક ખોળામાં લઈ ધાડ રૂદન કરવા લાગી.

સુજ્ઞ જનો પાછળ વાંચી ગયા છો કે, અમરના મહેલમાં બાળપણથી ઉછરેલી અને કામકાજ કરવાને રહેલી દાસી; તે દાસી નહિ પણ કોઈ નાના રજવાડાની બાળકી, જેને જન્મતાંજ ત્યાગ કરવામાં આવી હતી; તે એક ગરીબ રજપુતાણીના હાથમાં જઈ ને અમરના મહેલમાંજ મોટી થઈ છે, અને પોતાની ઉછેરનારી મા જે અમરના મહેલમાં દાસીનુંજ કામ કરતી હતી, તેનો સ્વર્ગવાસ થવાથી તેજ જગાએ કાયમ થએલી દાસી રૂપે ઓળખાતી હતી. જેની સાથે આ કમરસિંહને થોડાજ વખત ઉપર મુલાકાત થઈ છે;તે દાસીએ જતાં જતાં કમરનો હાથ પકડયો છે, અને શમસ્યામાં પોતાને વરવાની ઇચ્છા છે એમ જણાવ્યું છે.

સાધારણ સાપનું ઝેર સેજ ઉતરે છે, કાળા નાગનું ઝેર ઘણા પ્રયાસે ઉતરે છે; ભંમરોડીનું ઝેર મહાપ્રયત્ને ઉતરે ન ઉતરે, પણ નરનારીના અરસ પરસ સ્પર્ષથી વ્યાપેલું ઝેર કોઈ પણ ઉપાએ ઉતરતુંજ નથી.

સાપ કરડે તો શરીરમાં થોડી થોડી પીડા થઇ, બે ત્રણ દિવસમાં પ્રાણ લે ? કાળો નાગ કરડે તો તનને તોડતો થોડા કલાકમાં મૃત્યુને વશ કરે; ભંમરોડી કરડે તો શરીરને સડાવી થોડા દિવસમાં પ્રાણ લે; પણ સ્ત્રિની ફુંક વાગે તો, જીંદગી સુધી રીબાવી રીબાવી મારી; આખર નરકમાં નાખે.

કમરના વિદાય થયા પછી, આ દાસીને ન ખાવું ભાવે કે ન નિંદ્રા આવે; રાતદિવસ વિચારમાં ને વિચારમાં ગાભરી બની ગઈ, ચિત્ત ફરી

ગયું; હે કમર હે કમર કરી અવાજ કરતી પહેરેલે લુગડે, ઉજ્જન નગરની બહાર નીકળી પડી; અને ઉભી વાટે કાંઈ પણ જોયા ઝાંખ્યા વિના દોડતી ચાલી. ભૂખ સર્વને નિસ્તેજ કરે છે; ઉંઘ સર્વને ઢાળી પાડે છે, અને થાક સર્વને પગ ભાગી નીચે બેસારે છે.

પોતાના શરીર ઉપર રહેલા જૂજ દાગીનામાંથી જરૂર પડયે વેચતી વટાવતી, લુખુ સુખુ ભોજન કરતી થાક ખાતી, નિંદ્રા લેતી દીવસ પર દિવસ ગુજારતી, કમરનુંજ ભજન કરતી ચાલતી જાય છે.

માર્ગમાં આવતા અનેક વિઘ્નોને વટાવતી, વિનય વચનોથી પ્રભુને પટાવતી, આશાના ઉભરાથી છલકાતી, પ્રમાણ કરેલા પતિ મળશેજ એમ મનથી મલકાતી, સર્વ જગામાં શોધતી શોધતી ત્યાં આવી કે જ્યાં અંધકારસિંહ કમરને ઝટકો મારી બેભાન કરી ઉલાસને લઈ ચાલ્યો જાયછે.

અહીં દાસી કમરસિંહનું માંથુ ખોળામાં લઈ ઝીણા અવાજથી આક્રંદ કરે છે; અરે મારી ધારેલી ધારણા નિષ્ફળ ગઈ, મારા મનની ઉમેદ બર ન આવી, અહો સર્વેશ્વર મારા થનાર પતીને સ્હાય કરો ? આ કુંવારી કન્યાને સૌભાગ્યવતી કરો ? મહાંકાળ મહાંકાળ !!

દાસી દયામણું રૂદન કરી રહી છે, તે વખતે ઉલાસની શોધમાં નીકળેલા દીલ્લીપતીના ભાઈ ઉન્મતશા તથા દીકરા સવાબશા, સૈન્ય સહીત ત્યાં આવ્યા, અને આ બનાવ જોઈને બન્ને આશ્ચર્ય પામ્યા તથા વિચારમાં ગુમ થઈ ગયા, આ કોણ હશે; આ પડેલો પુરૂષ અંધકારસિંહ તો નહિ હોય? નાના તે નહિં. આ નારી ઉલાસ તો નહિજ, ઉલાસ તો કમળના ફુલ જેવી છે, અને આતો કાળા કરેણના ફુલ જેવી છે.

**સવાબ**—કોણ છે બાઈ તું? અને આ તારા ખોળામાં સુતેલો પુરૂષ કોણ છે?

**દાસી**—તમારે વટેમાર્ગુને શું કરવા પુછવું પડે?

**સવાબ**—હું દિલ્લીના બાદશાહનો શાહજાદો છું, નિરંતર પારકા દુઃખમાં ભાગ લેવાજ ફર્યા કરૂછું, તને દુઃખી દેખી મારે પુછવાની જરૂર પડી.

**દાસી**—હું ખરેખર દુઃખીઆરીજ છું.

**સવાબ**—આં પુરૂપ કોણ છે? જેતું માથુ ખોળામાં લઇ તું રૂદન કરે છે ?

**દાસી**—એ મારા થનાર પંતી છે.

**સવાબ**—હજી તેની સાથે તારૂં લગ્ન નહિ થયું હોય?

**દાસી**—નાજી! લગ્ન નથી થયું, પણ થવાના કોલ થઈ ગયા છે.

**સવાબ**--હવે તારી અને તે પુરૂષની ઓળખાણ ઝટ કરાવી દે; મારે બીજા કામની ઉતાવળ છે.

**દાસી**--એટલી બધી શી ઉતાવળ છે, શા કામે જવું છે?

**સવાબ**--પાપી અંધકાર ઉલાસતારાને લઇ નાઠો છે, તેની શોધમાં જવાનું છે.

**દાસી**--અંધકારજ આ મારા પતીને મરણ તોલ કરી ઉલાસને લઇ હમણાંજ અહીંથી ગયો, ધીમે ચાલતો હશે તો એક ગાઉ અને ઉતાવળો ચાલતો હશે તો ત્રણ ગાઉ ગયો હશે.

**સવાબ**—અરે ત્યારે ક્યારની બોલતી શું નથી!

**દાસી**—બોલવાનો પ્રસંગ આવ્યા પછી તો મેં જરાએ વિલંબ કર્યો નથી.

**સવાબ**—અરે સીપાઇઓ, જાઓ ઇસ દીશામેં દોડતે ચલે જાઓ! પાપીકુ પકડકે મારો!" અરે બાઇ હવે તારી વાત કર તું કોણ છું અને આ પુરૂષ કોણ છે!

**દાસી**—હું માળવાના રાજકુમાર અમરસિંહના મહેલમાં કામ કરનારી દાસી છું; પણ મૂળ રાજકુમારી છું, અને મારા ઉછંગમાં સુતેલા, તે રાજ્યના પ્રધાન પુત્ર અને અમરના પરમમિત્ર કમરસિંહ છે.

શાહજાદા સવાબશાહે પોતાના સૈન્યના માણસોને ફરમાન કર્યું કે, આ કમરસિંહની હજુરમાં થોડા માણસો રહો, તેને કાંઇ વનસ્પતિની દવા લાગુ કરો; તેનો પ્રાણ બચી જાય એવી યોજના કરો! વળી તેને ઉઠાવીને આપણા સંગમાં રાખો! આ બાઇને સારી રીતે સંભાળતા રહો!

ફરમાન થતાંની સાથે કાંઇક જાણકાર માણસો વગડેથી અનેક પ્રકારનાં પાંદડાં લાવ્યા, તેને રૂડી રીતે કેળવી ઘા ઉપર દબાણ કરી અવાજ કર્યો કે, પાટો? પાટો કહેતાં સર્વે ફાંફાં મારવા લાગ્યા; તે વખતે દાસીએ પોતાના પહેરેલા વસ્ત્રમાંથી ફાડીને પાટો આપ્યો. પાટો બાંધ્યા પછી કમરસિંહ સેજ શુદ્ધિમાં આવ્યો.

શુદ્ધિ આવતાં મુખમાંથી ધિમે અવાજ કરે છે. પાપી અંધકાર, ખબડદાર ઉભો રહે! હું તને જીવતો જવા દેવાનો નથી; આજ હું તને જમલોક બતાવીશ. જરા આંખ ઉઘડી, નજર કરી તો અંધકારસિંહને બદલે અનેક માણસો પોતાને વિંટીને ઉભા રહેલા જોયા, તેની સાથે એક મુસલમાન સરદાર, અને વળી એક સુવાસીની સુંદરી પણ જોઇ.

**કમર**—તમો બધા કોણ છો? અંધકારસિંહ ક્યાં ગયો?

**દાસી**—પ્રાણેશ્વર, અંધકાર તો આપને ઘા કરી, ઉલાસને લઇ નાસી ગયો, આતો દિલ્લીપતિના શાહજાદા સવાબશા તથા તેમના કાકા ઉન્મતશા, ઉલાસની શોધમાં નીકળેલા લાવ લશ્કર સાથે અહીં આવી ચઢયા છે, અને એમણે તમારી સારી સારવાર કરી, આ દાસીને સદાને માટે આભારી કરી છે.

**કમર**—શાહબાશ છે શાહજાદાને! ઉમદાના ફરજન પણ ઉમદાજ હોય છે, મોટા એતો મોટાજ છે. પણ હે નારી તું કોણ છે જે મને પ્રાણેશ્વર શબ્દોથી વધાવે છે?

**દાસી**—હું આપની સદાની દાસી; થનાર અર્ધંગના.

**કમર**—હે નારી મારૂ તો લગ્નજ થયું નથી; તેમ વિવાહ સંબંધી બોલ પણ બોલાયા નથી; છતાં અર્ધાંગના ક્યાંથી આવી?

**દાસી**—અરે હાય! એટલી વારમાં આ કીંકરીને ભૂલી ગયા!

**કમર**—ભૂલી ગયો હોઉ તો યાદ દેવરાવો!

**દાસી**—અમરસિંહના મહેલમાં સહનતારાની સાથે વાત કરવા ગયા ત્યાં કોની સાથે વાત થઈ હતી?

**કમર**—હાહાહા રૂપાળી! રાજ્ય કન્યા મેં તને સારી રીતે ઓળખી લીધી; તું અહીં ક્યાંથી!

**દાસી**—આપના વિયોગ પછી મને ઘડીભર ચેન પડયું નથી, ઉંઘ આવી નથી; ખાવું ભાવ્યું નથી, અંગમાં અતીશય બેચેની થવાથી, તેજ પળે હું પગલે પગલે નીકળી પડી છું; અને ખોજ્ય કરતી ઘણે દીવસે અહીં આવી ચઢી છું.

**કમર**—પ્રેમની પુતળી, તે વખતે તો હું તને ખુલાસો આપી શકયો નથી, પણ આજ તને વચન આપુ છું કે જો હું આ વખતે જીવતો રહીશ તો તારી સાથે લગ્ન કરીશ. વળી વિશેષમાં તારા માતા પિતાને હું મળ્યો છું એમણે તને મારી સાથે વરાવાની ઇચ્છા જણાવી છે, અને રાજ્ય પણ મનેજ આપવાનું કહ્યું છે.

**દાસી**—આવા આનંદના સમાચાર સાંભળી મારા હર્ષનો પાર રહેતો નથી. નાથ તમને શ્રી સર્વેશ્વર સ્હાય કરશે આ ભયંકર દુઃખમાંથી મુક્ત કરશે એવી મારી પ્રભુ પ્રત્યે પ્રાર્થના છે.

વાર્તા વિનોદમાં ગરક થએલાં નરનારીને જોઇ સવાબ પણ સાનંદાશ્ચર્ય પામ્યો, અને સૈન્યને આજ્ઞા કરી કે ચાલો આગળ! કમર તથા રૂપાળીને લઇને સવાબનું સૈન્ય આગળ ચાલ્યું, થોડે થોડે છેટે મુકામ કરતા,

આસપાસ અધર્મિ અંધકારની ખોળ્ય કરાવતા, ઘણે દીવસે આ રૂપાળીના બાપના ગામને ગાંદરે આવ્યા. કોઇ મુસલમાન સરદાર સૈન્ય લઇ આવ્યા છે એમ જાણી રાજાએ પોતાના શુરા સરદારોને ખબર કાઢવા મોકલ્યા.

હિમતવાન સરદાર આવી ઉન્મતશાને મળ્યો અને પ્રશ્ન કર્યો કે, આપનું આવવું શા હેતુએ થયું છે, તે જાણવા અમારા રાજા આતુર થયા છે. સવાબ કહે કોઇ વાતે ફિકર ચિન્તા ન કરો! હું દિલ્લીપતી આલમશાહનો પુત્ર છું, લાહોરના રાજા આનંદમલની બેટી ઉલાસતારાને, સિલોનનો રાજકુમાર અંધકારસિંહ લઇને નાસી ગયો છે. તેની શોધમાં નીકળ્યો છું, સરદાર નમન કરી પાછો ફરી રાજા પાસે આવ્યો અને સવાબના કહેલા શબ્દે શબ્દ રાજાને નિવેદન કર્યા.

સવાબના શબ્દો સાંભળી રાજા આનંદ પ્રામ્યો અને પોતે પાંચ પચીસ માણસ લઇ, શાહજાદાની મુલાકાત કરવા આવ્યો. શાહજાદા તથા ઉન્મતશાહને સલામ કરી કહેવા લાગ્યો, ઘણા હર્ષની વાત છે કે આજે આપનું આવવું; અને આ સેવકને ઘેર પધારવું; કીડીને ઘેર કુંજર! એક વિનંતી કબૂલ રાખશો એવી આશા છે.

**સવાબ**—બોલો જો કુચ કહેના ચહાતે હો!

**રાજા**—આજે આપ સર્વે આ સેવકને ઘેર મેમાન; આજનું ભોજન મારા ઘરનું?

**સવાબ**—બાવાને ફરમાન કીયા હે કે, એસી તકલીફ કીસુકુ નહિ દેના.

**રાજા**—હું મારા ઉમંગથી આમંત્રણ કરૂં છું, માટે સ્વિકારશો.

**સવાબ**—દિલ્લીપતી આલમશાકા સખત હુકમ હે કે એસા કભી નહિ કરના!

**રાજા**—તે વાતે આપને બાવાનો ઠપકો મળશે તો હું નમ્રતાથી તેમની પાસે આજીજી કરી માફી માગી લઇશ.

**ઉન્મતશા**—ઇનકા જાદા આગ્રહ હે, ઓર વો ખુશીસે ચાહના કરકે ખાણા દેતા હે તો મંજુર કરો?

**સવાબ**—જેસા ફરમાન; એ હમારે છોટે બાવા હે.

**રાજા**—બહુ સારૂં; હું બહુજ રાજી થયો.

**સવાબ**—હમારે સંગમેં એક બિમાર રજપુત સરદાર હે ઓર એક લડકી બી હે!

**રાજા**—તે ક્યાં છે, મને બતાવો!

રાજાને લઈ સવાબશા પોતે જ્યાં કમરસિંહ છે ત્યાં આવ્યા; અને કહ્યું કે ઇસિ ગામકે રાજા આપકુ દેખના ચહાતે હે કમરસિંહજી ? કમરસિંહ નામ સાંભળીનેજ રાજા વિચારમાં ગુમ થઇ ગયો અને પાસે બેસી નિહાળીને જોવા લાગ્યો, જોતાંજ ઓળખાણ પડી ત્યારે બોલ્યો, કેમ કમરસિંહજી આ ઘાવ શાના થયા ? હાલમાં જરા આરામ તો છે ના ? રાજાને ઓળખીને કમરસિંહ બોલ્યો, રાજા આ ઘા અંધકારસિંહથી થયો છે, હવે થોડે થોડે આરામ થતો આવે છે; બીજા એ શુભ સમાચાર છે કે, આ મારી સારવારમાં રહેલી સુંદરી, તમોએ તજી દીધેલી તમારી પુત્રિ છે. બાળપણમાં તજેલી એટલે બાપ દીકરીને ના ઓળખે દીકરી બાપને ના ઓળખે, પંણ કમરસિંહના કહેવાથી રાજાએ દીકરીને પ્રેમથી બોલાવી ! બેટા અમારી અજ્ઞાનતાથી અમોએ તને તજી દીધી હતી, પણ અમારા સુભાગ્યે આજ તું અમને મળી છું, જેથી હું પરમેશ્વરનો પાડ માનું છું. હવે તમે બંન્ને જણ આપણે ઘેર ચાલો. સાથે આવેલી બાળાનો આ પિતા છે એમ સમજી સવાબ આનંદ પામ્યો. રાજાએ આપેલી મીજબાની જમીને સવાબ સૈન્ય સાથે આગળ રવાના થયો અને કમર તથા રૂપાળી ત્યાંજ રહ્યાં.

પંદર સત્તર વર્ષે પુત્રિને જોઈ માતા આનંદ પામી, વળી હર્ષનાં આંસુ કાઢતી પસ્તાતી આક્રંદ કરવા લાગી. અરે હાય મને કેવી કુબુદ્ધિ સુજી કે મેં આવી સુકોમળ બાળાને તજી દીધી. અરે મેં અભાગણીએ તજી દેતાં કાંઈ વિચારજ ન કર્યો. મારી કુખમાં ઉત્પન્ન થએલી અબળા, શું ખાશે શું પીશે, તેની સંભાળ કોણ લેશે તેનો તો વિચારજ ન કર્યો; હવે હુ ગમે તેટલું હેત બતાવું એ બધું ફોગટ છે. હજી મને તો ઉમળકો આવે પણ એ બાળકીનું મન મળેજ કેમ ? શ્રી હરી શ્રી હરી ?

રૂપાળી રાજકન્યા પૂછી ગાછી માહીતગાર થઈ, એકાન્તમાં રહેલા પોતાના માનેલા પતીની આજ્ઞા લઈ, માતાની મુલાકાતે આવી, અને સુંદીર બીછાના ઉપર શોભતી રાજ રાણીને જોઈ પગમાં પડી.

**રાણી**—આવો બેટા; તારૂ તો નામ પણ પાડયું નથી, હું તને શું કહીને બોલાવું.

**પૂત્રિ**—માતાજી; આ દેહનું નામ રૂપાળી એવું મેં હમણાંજ અંગીકાર કર્યું છે, અત્યાર સુધી આ શરીરને દાસી ' શબ્દથીજ પોકારવામાં આવતું હતું.

**રાણી**—બેન, નામ સારૂ ધારણ કર્યું, રૂપાળી નામ સાંભળીને મને અતી આનંદ થયો છે, મેં તો તને નિર્દયપણે તજી દીધી હતી, પણ અ-

મારા સુભાગ્યે તું અમને સજીવન મળી. હવે મારો થએલો અપરાધ હૃદયમાં રાખીશ નહિ. થોડા વખતમાં તારાં લગ્ન પણ કરીશું.

**પૂત્રિ**—માતાજી, લગ્ન થાય તો જેના સંગમાં હું ચાલી આવી છું તેનાથીજ થાય જેને હું વચનથી વરી છું.

**રાણી**—બેટા તારાં લગન કરવાં એ તારા પિતાની સંપુર્ણ મરજી પ્રમાણે થશે, તેમનો વિચાર માળવાના પ્રધાન પૂત્ર કમરસિંહ સાથે કરવાનોછે.

**પૂત્રિ**—ત્યારે તેજ મારી સાથે અને મારા મનમાં છે.

**રાણી**—ત્યારે તો ઘણું સારૂં, ચાલ હું જોવા માટે આવું, તેમને શું વાગ્યું છે ?

**પૂત્રિ**—અંધકારના હાથની તલવારનો ઝટકો વાગ્યો છે માતાજી ?

**રાણી**—અરરરર ! સારૂ થયું જે શ્રી હરીએ બચાવ્યા.

રાણી સ્વામીની પાસે આવી કમરને જોવા જવાની આજ્ઞા માગે છે. નાથ આપણે ઘેર મેમાન તરીકે રહેલા અને જેણે આપણી સારી સેવા બજાવી હતી તે કમરસિંહ બિમાર થઇ આવ્યા છે, આપની આજ્ઞા હોય તો હું તેમની ખબર કાઢવા જાઉ ? રાજા કહે છે હવે એવી બાબતોમાં આજ્ઞા લેવા આવવાની જરૂરત રહેતી નથી, તમો વૃદ્ધ થયાં છો અને તે તો આપણો નાનો બાળક છે બેશક જાઓ અને સારી સારવાર કરી તેને ઝટ સાજો કરો ! જરૂર પડે તો રાજવૈદને પણ ખબર આપો. આ બધી બાબતો હું તમને કહેવા આવવાનોજ હતો. પતીના અભિપ્રાયને જાણી રાણી સમજી કમરસિંહ પાસે આવીને અને તેના માથા ઉપર હાથ ફેરવીને શુભ સમાચાર પુછે છે ! કેમ સુરા સરદાર સારા તો છો ? કમર કહે રાજમાતા હું આનંદમાં છું; અને લાગેલો ઘા તે પણ હવે રૂઝાવા આવ્યો છે, તે પ્રતાપ તમારી પુત્રિનો છે.

**રાણી**—મારી પુત્રિ તો ખરી, પણ તે સદાને માટે તમારી થવાની ઇચ્છા જણાવે છે, અને અમારે તેની માગણી કબુલ છે, આંજેજ તેના પિતાની પાસે પત્ર લખાવી ઉજ્જનમાં મોકલું છું.

**કમર**—અમરના ગુમ થવાથી ઉજ્જનમાં હાહાકાર વરતાઇ રહ્યો છે. રાજા રાણી દુઃખમાં ગરક થઇ ગયાં છે, અને તેની સાથે રાજ્યના નિમકહલાલ પ્રધાન મારા પિતા પણ દુઃખમાં ડુબેલા છે. આવે વખતે વિવાહનાં ગીત ગાવાં એ અણઘટતું છે.

**રાણી**—તમારૂં કહેવું પણ સમજણ ભરેલું છે. હવે કન્યાકાળ વહી જાય છે, કન્યાને પણ વરવાની ચાહના વ્યાપી રહી છે; અમારી પણ

અવસ્થા થઇ છે, સઘળી રીતે જોતાં ઉતાવળ કરવાની જરૂર છે; પણ અમરનું ગુમ થવું એ આડુ આવે છે!

કમર—અમરનો હું ખાસ મિત્ર છું માટે મારે પણ લગન કરવું યોગ્ય નથી. છતાં તમો બધાનો અતી આગ્રહ હોય તો હાલ ગાંધર્વ લગન કરી લ્યો!

તેજ વખતે ગાંધર્વ લગન કરી રાજાએ કન્યાદાન આપ્યું. તેની સાથે પોતાનું રાજ પણ કમરસિંહને આપી પોતે પ્રભુ પારાયણ થયા.

રૂડા રૂડા રાજાઓથી ભરાએલા સ્વયંવર મંડપમાં વિજય મેળવી ઉલાસને વરવાને હકદાર થઇ અમરસિંહ પોતાને આપવામાં આવેલા ઉતારા ઉપર ગયો; આમથી ઉલાસને અંધકારસિંહ લઇ ગયો એવી બૂમ પડી, તેજ વખતે તેની શોધમાં; અમર, સંહન, સુમચંદ્ર તથા અભયમલ્લ ગયા છે, તેને આજ ઘણાજ દિવસ થઇ ગયા, અરે દિવસ શું પણ ઘણા માસ થઇ ગયા. તોપણ હજી સુધી તેના કાંઇ પણ સમાચાર આવ્યા નથી; તેમ તે શોધ કરવા જનારના પણ સમાચાર આવ્યા નથી; તેની અતીશય ઉદાસીમાં રાજા આનંદમલ ગરક થઇ ગયો છે. અરેરે ઉલાસ, તારી શું દશા હશે! અરે હે ઉલાસ બેટા; તને પરદારાગામી પાપી અંધકારના હાથમાંથી મુક્ત કરવા, ધરણીને ધ્રુજાવે તેવા શુરા સરદારો નીકળી પડયા છે, તેઓ તે અધર્મિને પકડશે, પકડતાંની સાથે તેને જમપુરમાં મોકલશે અને તને છોડાવી નિર્ભય કરશે.

આમ રાજા વિમાસણ કરે છે તેમ રાણી વિનોદમતી પણ અતી કલ્પાંન્ત કરે છે, અરે દીકરી, અરે હે વહાલી દીકરી, મેં તને લાડમાં ઉછેરી મોટી કરી છે; તારા બાળાપણના કાલાઘેલા બોલ મને યાદ આવ્યા કરે છે. એક પળ પણ તું મને વિસરતી નથી. આજે તું મારા આત્માને અતી દુઃખ આપનારી થઇ પડી છું. જેમ ચંદ્રની પાછળ રાહુ પડયો છે તેમ હે બાળા તારી પાછળ પાપી અંધકારસિંહ પડયો છે. અરે હાય હાય અંધકારસિંહ! તેં તો નિર્લજપણાનું અને નાદાનપણાનુંજ કામ કર્યું છે, તું સતી સાધવી માતાની કુખે ઉત્પન્ન થએલો નથી; પણ કોઇ પશુ બુદ્ધિએ ચાલતી નીચ કુલક્ષણી વારાંગ્નાના અંગથી જનમ્યો છું, વીર ક્ષત્રિયોનું આ કામ નથી; ક્ષત્રિયો, સર્વેને દુઃખથી મુક્ત કરનારા છે; કોઇને દુઃખ કરનારા નથી, ક્ષત્રિયોનો ધર્મ રક્ષણ કરવાનો છે, ભક્ષણ કરવાનો નથી.

અરે વહાલી ઉલાસ હવે હું તારૂં મોંઢુ ક્યારે જોઇશ; હું તને ખોળામાં

બેસારી તારા માથાના કેશ સુંઘતી, છાતી સાથે દાબી, મારા હૃદયમાં શાન્તિ ક્યારે પામીશ. અરે હે દીકરા, વળી હું તને અમરસિંહ સાથે વરાવી કન્યા-દાન આપી કૃતાર્થ ક્યારે થઇશ. શ્રી નરહરી, શ્રી નરહરી, શ્રીનરહરી.

રાજા રાણી બંન્ને ભેદ ભરેલો ખેદ કરે છે, તેવામાં દિલ્લીના મધ્ય-ભાગમાંથી ઉલાસને ઉઠાવી અંધકાર નાસી ગયો, તેના સમાચાર ગુલ-શનથી મળ્યા કે તરત નીકળી પડેલો અભયમલ માર્ગમાં આવતા વિકટ વનને વટાવતો, નદી નાળાં ઉલંગતો, ગીરી ગુફાઓ અને ગામે ગામમાં અંધકાર તથા ઉલાસને ખોળતો એક વરસ દિવસે લાહોરમાં આવ્યો; અને નિરાશ થએલો માતા પિતાને પગે પડયો.

**આનંદમલ**—કેમ બેટા, ઉલાસ ક્યાં ?

**અભયમલ**--પિતાજી એ વાત તો કહી શકાય તેવી નથી !

**વિનોદમતી**—એવું શું છે ? પુત્રિ મરણ તો પામી નથી ને ?

**અભયમલ**--માતાજી મરણ પામી હોત તો તો ઘણું સારૂ હતું.

**વિનોદમતી**—ત્યારે તે જીવતી છે ?

**અભયમલ**—હા જીવતી તો છે.

**આનંદમલ**—ક્યાં છે ? તેં તેને નજરે જોઇ કે નહિ ?

**અભયમલ**—જોઈ પણ ના જોયા બરાબર થઇ ગઇ.

**આનંદમલ**—અહીંઆંથી ગયા પછી, ઉલાસને તેં ક્યાં દીઠી ?

**અભયમલ**—શિરછત્ર; દિલ્લીના બાદશાહ આલમશાહના નાનાભાઇ પાપી અંધકારના ફરેબથી, ઉલાસના શુભ સ્વયંવર વખતે અહીં આવ્યા હતા, તેમને ઘણો વખત લાગવાથી પિતાની આજ્ઞા લઇ શાહજાદા સવાબ-શાહ એકવીસ હજાર માણસનું સૈન્ય લઈ આવતા હતા; માર્ગમાં વગડા વચ્ચે, સવારના પહોરમાં એક તળાવના કિનારા ઉપર પાપી સુતેલો અને બેન ઉલાસ, અતી ઉદાસ થઈ બેઠેલી, એવા આવેશમાં મુલાકાત થઇ. પ્રથમ શબ્દમાં બેનને દુઃખી દેખી, સવાબશાહે અભયવચન અને ધિરજ આપી, તેની સાથે વચન અને પોતાના હૃદયની ખાત્રી આપી, બેન કહી બોલાવી, દુઃખની વાત પૂછી. બેન ઉલાસે પોતાનો ઉપર ચોટીઓ હેવાલ રજૂ કર્યો; એવામાં અંધકાર જાગ્રત થયો, અને શાહજાદાને ઓ-ળખી, ઉલાસને ભય વચને કહી નાસી ગયો.

પોતાની બેન સમાન રક્ષણ કરતા શાહજાદા દિલ્લી લગભગ થાય છે, એવામાં મારો ભેઠો થયો. મને પુછતાં માલમ પડયું કે, શાહજાદા ઉલા-સને લઇ દિલ્લી જાય છે: તે શબ્દને નહિ સહન કરીને મારા ઘોડેસ્વારે

આજ્ઞા કરી અને હું પણ તલવાર ફેરવતો સવાબના સૈન્યને કાપતો ચાલ્યો.

થોડીજ વારમાં પડે સવાબ મારા સામો દોડતો આવ્યો અને મોટે અવાજે બોલ્યો કે, ઉલાસ મારી બેન છે, હું ઉલાસનો ભાઇ છું, તું કોણ છું? તે વખતે મેં તલવાર મ્યાન કરી કહ્યું કે હું પણ ઉલાસનો ભાઈ છું. તેજ વખતે બેન ઉલાસ પણ મારી પાસે આવી સવાબનાં વખાણ કરી તેનાથી અભયપદ પામી છે એવું કહેવા લાગી, ત્યાંથી ઉલાસને લઇ અહીં આવવાને મેં ઘણો આગ્રહ બતાવ્યો પણ બાદશાહ સલામત પાસે અમને આગ્રહથી લઇ ગયા. જે ઉલાસના સ્વયંવરનું શું થયું તે જાણવાને ઈંતેજાર હતા. ત્યાં જઇ આપને પેગામ સાથે બેન મળ્યાના સમાચાર કહેવરાવ્યા હતા તે પહોંચ્યા હશે?

**આનંદમલ**—ભાઈ, અહીં તો સર કે સમાચાર કાંઇ ન મળે!

**અભયમલ**—તેમ પણ હોય, કારણ કે, સમાચાર લાવનાર પણ મરતા મરતા ચાલતા હતા.

**આનંદમલ**—વખતે રસ્તામાં ખપી પણ ગયા હોય!

**અભયમલ**—તેમ પણ થયું હોય? પણ સમાચાર મોકલ્યાતા ખરા!

**વિનોદમતી**—ભાઇ, જ્યારે તું આવ્યો ત્યારે બેનને તેડી કેમ ન લાવ્યો?

**અભયમલ**—માતાજી, ત્યાર પછી શું થયું તે હેવાલ સાંભળો!

કાંઇક સવાબના મોંઢેથી, કાંઇક મારા મોંઢેથી, કાંઇક ઉન્મતશાહના મોઢેથી એમ ક્રમે ક્રમે જૂદા જૂદા માણસોના મોંઢેથી જૂદો જૂદો હેવાલ સાંભળતાં બાદશાહ સલામતને અંધકાર ઉપર ઘણો તિરસ્કાર થયો, અને અમરસિંહના ઉપર અતિ પ્રેમ થયો, સર્વ વાત હૃદયમાં ઉતારી આખર બાદશાહે નિશ્ચય કર્યો કે, બસ અમરસિંહ સાથે બેન ઉલાસનાં લગ્ન અહીંજ કરવાં. તેમાં વચમાં મોહરમ મહિનો આવ્યો કે જે મહિનામાં મુસલમાન ભાઈઓ લગન નથી કરતા પણ ઇશ્વરની બંદગીજ કરે છે.

રાજકુમાર અમરસિંહને તથા કાકા દરગદાસસિંહને શોધી કઢાવી ત્યાં બોલાવ્યા, અને લગ્ન સબંધી શોભા કરવાની રચનાનો વિચાર કરવા લાગ્યા. મોહોરમ માસની નવમી રાત્રિયે ઇમામહુસેનની સ્વારી નિકળે છે, તે જોવા માટે લખ્ખો મનુષ્યો દિલ્લીના મધ્યભાગમાં ગોઠવાયા હતા, જે વખતે તાબુત બરાબર મધ્ય ભાગમાં આવ્યાં તે વખતે બરાબર મધ્યરાત્રિ થઇ હતી; સર્વની દ્રષ્ટિ એક સરખી રીતે જોવામાં હતી, તે વખતે ઓચિન્તી કિકીયારી થઇ, અને કાપા કાપી મારા મારી ચાલી!

**આનંદમલ**—કોણ હતા તે વખતે કાપા કાપી ચલાવનાર?

**અભયમલ**—તે તો મારા મામા સુમતચંદ્ર અને અમરસિંહના મિત્ર કમરસિંહ.

**આનંદમલ**—શું તેઓ આ બધી હકીકતથી અજાણ હતા?

**અભયમલ**—એમજ હોવું જોઇએ; અને તેઓ તેજ વખતે આવેલાં હોવા જોઇએ, કારણ કે ઓળખાણ પડયા પછી અને પરસ્પર મળ્યા પછી તો બંન્ને અતી પસ્તાયા.

**વિનોદમતી**—પછી શું થયું ભાઇ?

**અભયમલ**—પછી તો બાદશાહની દીકરી, ગુહશન દોડતી અને અતી ગભરાતી કહેવા આવી કે બાવા, ઉલાસકું તો અંધકારસિંહ લે ગયા!

**આનંદમલ**—અરરરરર, હાય! અરે અધર્મિ અંધકાર આ તું શું કરવા બેઠો છું.

**વિનોદમતી**—બેટા; તમો એટલા બધા હતા છતાં કાંઇ ન કરી શક્યા?

**અભયમલ**—માજી! શું કરીએ; એના પાંચ ગાઉ પહોંચ્યા પછી તો અમને સમાચાર મળ્યા!

**આનંદમલ**—ત્યારે ગયું છે કોઈ એ કરમજાદાની વાંસે? કે હું જાઉં?

**અભયમલ**—પિતાજી આપને જવાની કાંઈ જરૂર નથી. ખબર મળતાંની સાથે, અમરસિંહ, કાકા દરંગદાસસિંહ, મામા સુમનચંદ્ર, કમરસિંહ; ઉન્મતશાહ, સવાબશાહ, તથા હું એ સર્વે નીકળી પડયા છીએ.

**આનંદમલ**—ભાઇ, શોધમાં નીકળેલો તું ઘેર કેમ આવ્યો?

**અભયમલ**—વખત ઘણો થયો, જેથી મને એમ શંકા થઈ કે કોકને કોકની હડીએ ચઢી હોય, અને પાપીના પંજામાંથી મુક્ત થઈ બેન ઘેર આવી હોય!

**આનંદમલ**—ના તેમ બન્યુંજ નથી. જા હવેથી ઉલાસની શોધ મળ્યા વિના પાછો ફરીશ નહિ! અને ઘેર આવશે તો હું તને સમાચાર આપીશ.

**અભયમલ**—જેવી પિતાની આજ્ઞા; આ ચાલ્યો. (વિદાય.)

ચાલતાં માર્ગમાં વિચાર કરતો જાય છે. ક્યાં જઇશું કઈ દિશામાં જઇશું. અહાહાહા અંધકાર તેં પણ ખૂબ કરી! ધરતી ડોલાવી નાંખી; ભલભલાને પાણી ભરાવી નાંખ્યાં; શૂરા સરદારોનાં પાણી લઇ લીધાં, વાહ

અંધકાર વાહ ! હવે જો હડીએ ચઢયો તો તો વગર મ્હોતે મરી ગયોજ જાણજે ? કામી, હાય ! હું તો વહેરે વહેર લઇશ; મારી સુકામળ બેનને બારવટેજ તારો જન્મ થયો જણાય છે, અરે હાય !

પર્વતપુર નગરને આચ્છાદન કરતા પર્વતની ઉપલાણમાં ગંગાના કિનારા પર આવેલાં, શ્રી મહાદેવી અંબીકાનું પુજન અર્ચન આરતી કરી બહાર નીકળી ગુશકુમારી, જેમ ચકોર ચંદ્રને જૂવે તેમ એક નજરથી ઘોડેશ્વાર થએલા સહનસિંહને જોઇ રહી છે. અંતરમાં અનેક તર્ક કરી રહી છે; શું આતે કામ દેવ, કે ઇંદ્રિ દેવ છે. અહાહાહા શું શોભા શું કાંતિ હે મમમાયા, આવા સુકોમળ સુઘડ અને સુંદર પુરૂપનાં દર્શન તે તો તારા પુજનનોજ પ્રતાપ છેઃ જય દેવી જયઃ

સહનતારા પણ દેવીના દેરામાંથી નીકળતી જેના ચંદ્રસમાન મુખના ઉપર ઉગતા ચંદ્રનો પ્રકાશ પડી રહ્યો છે, જેના શરીર ઉપર સોળ સણગાર સજેલા છે; જેના અંગ ઉપર ચંદ્ર પ્રકાશથી ચળકતું એક હજાર રૂપીઆનું અમર શોભી રહ્યું છે. એવી ગુશ કુમારીને જોઇને મોહ પામી. અહાહા ! શું સુંદરીનું સ્વરૂપ, પ્રથમ મેં તેને સાસરે જતાં વગડામાં તળાવના કિનારા ઉપર જોઇ હતી, તે વખતે આવું દિવ્ય દર્શન દેખાતું ન હતું; શું સર્વેશ્વરની ઉદારતા; હે પ્રભુ; સઘળી સુંદરતા આપે આ ગુશ કુમારીનેજ અર્પણ કરી છે, મારા ગીરીરાજભાઇ, ભાગ્યશાળી તો ખરા ! જેને આવી સુંદર સુંદરી પ્રાપ્ત થઇ તે ભાગ્યશાળી કહેવાય તેમાં નવાઇ શું !

સહનતારા સહનસિંહ નામ ધારણ કરીને પુરૂષ વેષમાં ઘોડા ઉપર શ્વાર થઇને દેવીના દર્શન કરતી ઉભી છે. તેને જેમ રતી કામદેવને નિહાળતી હોય તેમ નિહાળતી ગુશકુમારી સામે ઉભી છે, થોડી વારમાં સાતે દાસીઓ સામટી બોલી ઉઠી. બા હવે પરસાદ વહેંચવાની આજ્ઞા આપો !

આ દાસીઓના અવાજથી ગુશકુમારીનું ધ્યાન ખેંચાયું, તેજ વખતે સહનસિંહ તરફ સેજ ડોકું નમાવી ઉતાવળી દેવીના દ્વારમાં ગઇ, અને શ્રી ભગવતીને નિવેદન કરેલા પ્રસાદની સોનાની થાળી લઇ સહનતારા તરફ આવી. ગુશને આવતી જોઈ, સહન અતી આનંદ પામી. અહાહાહા, જાણે સ્વર્ગભોવનમાંથી ઇંદ્રિની અપ્સરા અલંબુષા આવતી હોય, વળી જાણે પૃથ્વિદેવીનું પુજન કરવા હાથમાં પુજાપો લઈ પ્રભા આવતી હોય, એવી શોભા આજે ગુશ કુમારીની દીપી રહી છેઃ ગુશ સહનસિંહના જમણા હાથ પાસે ઉભી રહી જરા થાળ ઉંચો કરી બોલી; હે દેવાંશી નર, આ થાળમાંથી પ્રસાદ લ્યો !

**સહનસિંહ**—હે સ્વર્ગની સુંદરી! આ સોનાની થાળીમાં રહેલા ફળફળાદીના પ્રસાદની મને ઇચ્છા નથી.

**ગુફાકુમારી**—ત્યારે આપને કેવા પ્રકારના પ્રસાદની ઇચ્છિા છે?

**સહન**—હું કોઈ અલૌકીક પદાર્થની ઇચ્છિા રાખુ છું.

**ગુફા**—આ મહાદેવી મમમાયા જગતંબાને ધરેલા નિવેદની અવગણના ન કરો!

**સહન**—દેવીના પ્રસાદની અવગણના તો ઠીક! પણ હે સુંદરી તારા સુકોમળ હાથમાં રહેલા પ્રસાદની અવગણના કરવા મારી હીમ્મત ચાલતી નથી. લ્યો તમારા માનની ખાતર જરા લઉછું.

જાણે કોઈ પરમાત્માનો પરમભક્ત ભગવાનને જમાડી આનંદ માનતો હોય, કોઈ પતિવૃતા સ્ત્રિ સ્વામીને જમાડી, મનમાં હર્ષ પામતી હોય, તેમ સહનસિંહને પ્રસાદ આપી ગુફા આનંદ માનવા લાગી અને વિશેષમાં ક હેવા લાગી કે, આપની જે ઇચ્છા હોય તે પ્રગટ કરો! તમો કયા પ્રસાદને ચાહો છો?

**સહન**—પ્રથમ તો, મને તમારૂં નામ, ગામ અને વૈભવ જણાવો? વિશેષમાં આપને કોઇ પ્રકારે અડચેણ ન હોય તો, આવા તમારા સુકોમળ શરીરના ભોગદારીનું નામ પણ જણાવો?

**ગુફા**—હે સુર્યકાન્ત શિરોમણી નરવર; આ પહાડની પાછળ તળેટીમાં પર્વતપુર નામે નગર છે, ત્યાં મારા સસરાનું રાજ્ય છે. તેમનું નામ પહાડસિંહ છે, મારાં સાસુનું નામ શલ્યા સુંદરી છે, મારે એક નાનાં નણંદ છે તેમનું નામ "વિલાસતારા" છે. આ શરીરના માનેલા માલીકનું નામ ગિરીરાજ છે, અને આપની કિંકરીનું નામ ગુફાકુમારી છે.

**સહન**—હે સુભાગ્યવતી સુંદરી! તારાં સર્વ સંબંધીઓનાં નામ સાંભળી મને અનુમાન થાય છે કે તમો ઘણાં સુખી છો?

**ગુફા**—સુખી કે દુઃખી એ તો પોત પોતાનું મન જાણે છે; મને જરા આપનું નામ તો કહો? અને તેની સાથે ગામ ઠામ અને સંબંધીઓ પણ જણાવો?

**સહન**—સુલક્ષણી સુંદરી! આ શરીરને સહનસિંહ કહીને બોલાવવામાં આવે છે. તે સિવાય તારૂં પુછેલું હું અત્યારે કહેવા સમર્થ નથી; વળી આગળ!

સહને અને સહનની આજ્ઞા લઇ ગુફાએ લીધા પછી પ્રસાદ સર્વને વહેંચવામાં આવ્યો, પ્રસાદ વહેંચાઈ રહ્યો એટલે ઘોડેશ્વારોના ઉપરી અમલદારે કહ્યું બા, આજે તો વિલંબ વધારે થયો.

**ગુફા**—બસ કરો? ચાલીએ છીએ. રંગમાં ભંગ!!!

**અમલદાર**—માતાજી; રાત્રિ પડતાં માર્ગે વિકટ વરતાશે?

**ગુફા**—કાંઇ ચિન્તા નહિ, પર્વત ફરીને સુગમ માર્ગેથી જઇશું.

**અમલદાર**—જેવી બાની ઇચ્છા.

**ગુફા**—સહનસિંહ, આપ ક્ષત્રિતો હશોજ?

**સહન**—ગુફા; હું શુદ્ધ ક્ષત્રિ અને રાજબીજ છું.

**ગુફા**—હવે આપ કેવા પ્રસાદને ઇચ્છો છો તે આ દાસીને દર્શાવો!

**સહન**—હે અલૌકીક અબળા! તમારી નણંદ જે વિલાસતારા કહી તેનાં લગ્ન તો થઇજિ ગયાં હશે?

**ગુફા**—આપણ બંન્નેની વાતમાં વિલાસને શા માટે યાદ કરવી પડે છે?

**સહન**—હું તો સહજ પુછું છું! મેં એમ સાંભળ્યું છે કે વિલાસ અતી સ્વરૂપવાન છે?

**ગુફા**—હા. છે તો તેમજ, એક વખત સ્વર્ગની દેવીઓ પણ તેની બરોબરી ન કરી શકે! કેમ તમને વરવાની ઇચ્છા થઈ કે શું? એ મારાં નણંદ વિલાસતારા હજી કુંવારાં છે. તેમને વરાવાની વખતે મોટો મંડપ રચી સ્વયંવર ભરવાનો છે.

**સહન**—ગુફા; થવાનું તે થયા કરે છે, અને કાંઇક મનુષ આશામાં ને આશામાં મરે છે.

**ગુફા**—ત્યારે તમારૂ લગ્ન થયું જ નથી?

**સહન**—થયું છે પણ ના થયા બરોબર છે; નારી મળી છે, તે નહિ રૂપમાં કે નહિ ગુણમાં! નહિ રંગમાં કે નહિ ઢંગમાં!

**ગુફા**—સહનસિંહ; જેવું તમારે છે તેવુંજ મારે પણ છે; અરે હાય!

**સહન**—કેમ નિસાસો નાંખો છો, ગુફાકુમારી? તમારા પતી તો ઘણા સારા છે.

**ગુફા**—સારા ખોટાની ખબર તો કેળવે તેને પડે છે. જેને જગત વહેવારનું કે વિષય વિલાસનું ભાન નથી, એ તે પતી કે છાતી ઉપર મુકેલો પથ્થર!

**સહન**—અહાહાહા આ હું શું સાંભળું છું.જેના મુખ ઉપર ચંદ્રમા ચળકી રહ્યો છે, એવી ઈંદ્રની અપ્સરા સમાન સ્રીને સંકટ; શું ઇશ્વિર તારી લીલા! શાણી ગુફા તારી વાત સાંભળીને હું અતી દિલગીર છું, તેની સાથે લાચાર છું કે, તારૂ દુઃખ દુર કરવા માટે મારી પાસે ઉપાય નથી.

ગુફા—દયાળુ સહનસિંહ આપ ધારો તો મારૂં દુઃખ તમારાથી દુર થાય તેમ છે ?

**સહન**—નારી; નારીઓને સર્વ સુખનો દાતા પોતાનો પતી છે. જે સુખ સ્ત્રીયો પોતાના પતી પાસેથી મેળવી શકે છે. તે સુખ બીજા કોઈ પણ સંબંધીઓથી મેળવી શકતી નથી.

ગુફા—જરા નજર કરો; જરા અમિદ્રષ્ટિ કરો ! સહનસિંહ, મારી વાત હૃદયમાં ધરો, અને સદાની થનાર દાસીના દુઃખ નિવારી દુર હમેશને માટે આભારી કરો !

અહીં અતી આનંદે વાર્તાવિનોદ ચાલી રહ્યો છે; પ્રેમની ભડાગાંઠ પડવાની તૈયારી છે, તે વખતે શ્રી ભગવતીનાં દર્શન કરવા મેંનામાં બેસીને વીસ માણસો સાથે લઈ વિલાસતારા આવી. છેક દેવીના દ્વાર પાસે મેનો મુકી ઉચકનાર ભોઈ દુર ખસી ગયા. તે વખતે મેંનામાંથી મેંનકા નીકળી, નીકળી તેવીજ દેવી સન્મુખ જઇ ઉભી, બે હાથ જોડી વંદન કરી પાછી ફરી. દેરાની બહાર નીકળતાંજ સહને સુંદરીને જોઈ, અહાહાહા આ વળી ગુફાકુમારીથી હજાર દરજ્જે ચઢતી છે, આતો વિલાસતારા કહે છે તેજ હશે ! આ નારી તો મારા પ્રાણપતી અમરસિંહનેજ લાયક છે, વિલાસ ઝટ મેંનામાં બેસી ગઈ અને મેનો ઉપડાવી ચાલતી થઈ.

વિલાસ આવી તે વખતે વાતથી વિહ્વળ થએલી ગુફા આકળ વિકળ થઈ ગઇ; વખતે આ સહનસિંહની નજરે વિલાસ પડશે તો, મારા ઉઘડતા નસીબ ઉપર પાંદડું ઢંકાઇ જશે. વિલાસના ગયા પછી ગુફાએ પોતાના ઘોડેસ્વારમાંથી દશને આજ્ઞા કરી કે તમારા દશમાંથી પાંચ હાજર રહો પાંચ ઘેર જાઓ. તે પાછા છ કલાક પછી આવો, એમ વારાફરતી રાતને દહાડો જાગતા રહી, આ પુરૂષ જ્યાં સુધી અહીં રહે ત્યાં સુધી તેમનું રક્ષણ કરો !

**સહન**—આટલો બધો શ્રમ મારે સારૂ શા માટે કરો છો? હું તો આજની રાત્રિ રહેનાર છું.

ગુફા—ભલે આજની રાત્રિ રહો? તેની શી ચિન્તા છે, તો પણ તમારા રક્ષણને માટે માણસો તો જોઇએ જ.

**સહન**—મારૂં શું રક્ષણ કરવાનું છે, સર્વનું રક્ષણ શ્રી સર્વેશ્વર કરે છે. એક હજાર માણસો આવે અગર સાત સિંહ સાથે આવે તો પણ હું એકલો બસ છું.

ગુફા—વાહરે વીર વર ! તમે તો શબ્દે શારું પાડી દીધા ને શું !

**સહન**—તમો પણ ખરાં ક્ષત્રાણી છો; શુરવીરના મુખના શબ્દ સાંભળી શાર શાના પડે છે; તેમાં તમને આશ્ચર્ય શું લાગે છે. વીરતા અને ધીરતા એજ ક્ષત્રિયોનું ભૂષણ છે.

**ગુણ્ફા**—જેવી કાંન્તિ એવીજ શબ્દમાં શાંન્તિ ! આપ ભલે શુરવીર છો પણ આપના રક્ષણને અર્થે અને ક્ષત્રિયોના શરીરની શોભાને અર્થે પાંચ સ્વાર તો રહેવા ઘો !

**સહન**—જેવી તમારી મરજી; ફકત એકજ રાત્રિ રહેવું તેમાં બીજાને દુઃખ શા માટે આપવું ?

**ગુણ્ફા**—અરે એ શું બોલો છો રાજકુમાર ! આ અબળા આપને તન મન અને ધન સર્વે અર્પણ કરે છે; મારી મરજી તો આજની રાત્રિ આપની સેવામાંજ રહેવાની છે. પણ...

**સહન**—વાહ વામા ! તમારા અંતરની પ્રિતી હું સમજી ગયો છું. પણ ભિતીને લીધે તમે ખચકાઓ છો, ફિકર નહિ, એમજ હોવું જોઇએ. હવે તો જાઓ ! મનુષ્ય પ્રાણી માત્રને માથે કોઇ પ્રકારની ભીતી તો હોવી જ જોઇએ, તેમાં સ્ત્રિયોને તો જરૂર ! ! હું સવારના પહોરમાં વહેલો ઉઠી; આ પાસેની નદીમાં સ્નાન કરી, દેવીનાં દર્શન કરી, તમારા સેવકોને વિદાય કરી અહીંથી ચાલ્યો જઇશ.

સહનનાં છેલ્લાં વાકયો સાંભળી ગુણ્ફાકુમારી થોડીવાર સુધી નીચુ જોઇ રહી, વિચારમાં ગુમ થઇ ગઇ, ત્યાર બાદ ઘણીવારે બોલી; હજી જે પ્રસાદની તમો ઇચ્છા કરો છો તે કયો પ્રસાદ છે તેની મને સમજણ તો પાડી નથી. તે પહેલાં જવાની શી વાત ? વળી તે પ્રસાદ જમવાની ઇચ્છા પાર ક્યારે પાડશો ?

**સહન**—તમોએ મને તન મન ને ધન અર્પણ કરી દીધું, એટલે તે પ્રસાદ હું જમી ચુકયો. સુંદરી સાચી પ્રિતી છે એજ સર્વથી શ્રેષ્ટ પ્રસાદ છે. કાલે સવારે હું જઇશ તમો તમારા પતી ગિરીરાજની સારી સેવા કરજો!

**ગુણ્ફા**—તે વાત તો ઠીક પણ આપના જવાંથી મને મારી જીંદગીનો એક દીવસ એક માસ બરોબર થશે.

જરા દૂર ઉભેલા સવારો બોલ્યા બાં; હવે તો વખત ઘણો જ થઈ ગયો, માતાજી જમવાને રાહ જોતાં હશે.

**ગુણ્ફા**—હા ચાલો ! તમો પાંચ માણસ આ રાજકુમાર પાસે હાજર રહો, બીજા પાંચ તેમને મધરાત્રે છોડાવજો, એમ વારા ફરતી છ છ કલાકને આંતરે અરસં પરસ છોડાવ્યા કરો !

પાંચ ઘોડેશ્વારને ત્યાં રોકી, સહનસિંહના ચરણમાં મુસ્તક નમાવી વંદન કરી ઘેર ગઈ. અહીં તો રાણી શલ્યાસુંદરી સુકુળ વધુ ગુણકુમારીની રાહ જોઇ જમ્યા વિના બેસી રહ્યાં છે. આજ પુનમનો દિવસ એટલે જમવાની સામગ્રિ પણ ઉત્તમ પ્રકારની કરી છે.

ગુણાના આવ્યા પછી સર્વે જમવા બેઠા, રાજા પહાડસિંહ તથા રાજકુમાર ગિરીરાજે પ્રથમ જમી લીધુ હતું. હવે રાણી શલ્યાસુંદરી, ગુણકુમારી તથા રાજકન્યા વિલાસતારાની પંગત થઇ.

પ્રેમાળ અને પવિત્ર દાસીઓ ભોજન પીરસી રહી છે, સુક્ષ્મ અહારની કરનારી અબળાઓને વારંવાર ભોજન લેવાની જરૂર પડતી નથી, એક વખત ભાણામાં પિરસ્યું તેજ ખરૂ! જેટલું જમવાની ઇચ્છા હોય તેટલું એક વાર ભાણામાં આવ્યું એટલે બસ! ન તો જરાય જોઈએ ન તો જરાય પડયું રહે!

પણ આજે તો ગુણકુમારીનું ભરેલું ભાણું પડયુંજ રહ્યું એનાથી કાંઇ જમી શકાયું નહિ, ફક્ત બેજ કોળીઆ ગળે ઉતર્યા ત્રિજે કોળીએ ગળું ઝાલ્યું. મન ઉદાસ થઈ ગયું; વિચારમાં ગુમ થઈ ગઈ, અને હાથ ધોઈ ઉભી થઈ પોતાના સુવાના બીછાના પાસે જઇ પલંગમાં પોઢી ગઈ.

ગુણાંએ બીલકુલ ભોજન ન કર્યું અને ત્યાંથી ચાલી ગઈ, તે જોઈ સાસુ દોડતાં ત્યાં આવ્યાં કે જ્યાં ગુણા સુતી છે, સાથે વિલાસ પણ ગઇ અને તે ભાભીનું શરીર સારૂ છે પણ કાંઇક કારણ હોવું જોઇએ એવી કલ્પના કરીને આવતી રહી!

**સાસુ**—ગુણા, આજ તમોએ ભોજન ન કર્યું તેનું શું કારણ છે?

**ગુણા**—સાસુજી; આજ મારા શરીરને સુખ નથી.

**સાસુ**—તમને શું થાય છે, સુભાગિની?

**ગુણા**—માત્ર જમવા ઉપર અરૂચી; બીજું કાંઈ નહિ.

**સાસુ**—શરીરમાં ભયંકર વ્યાધી હોય તોજ જમવા ઉપર અરૂચી થાય! રાજવૈદને બોલાવરાવું?

**ગુણા**—જેમાં રાજવૈદની નજર પહોંચી શકે એવો આ રોગ નથી.

**સાસુ**—એ શું બોલી બેટા; ગમે તેવો રોગ હોય પણ વૈદરાજ નાડી જોઈ પરખી કાઢે, અને તે રોગનું દવાથી નીવારણ કરે!

**ગુણા**—સાસુજી; તમારૂં ધારવું યથાયોગ્ય છે, પણ આ રોગમાં તો વૈદરાજની નજર નહિજ પહોંચે, છતાં આપની મરજી હોય તો બોલાવો!

રાણી શલ્યાસુંદરીએ એક અનુચરને આજ્ઞા કરી કે જા રાજવૈદને

**સહન**--તમો પણ ખરાં ક્ષત્રાણી છો; શુરવીરના મુખના શબ્દ સાંભળી શાર શાના પડે છે; તેમાં તમને આશ્ચર્ય શું લાગે છે. વીરતા અને ધીરતા એજ ક્ષત્રિયોનું ભૂષણ છે.

**ગુફા**--જેવી કાંન્તિ એવીજ શબ્દમાં શાંન્તિ ! આપ ભલે શુરવીર છો પણ આપના રક્ષણને અર્થે અને ક્ષત્રિયોના શરીરની શોભાને અર્થે પાંચ સ્વાર તો રહેવા ઘો !

**સહન**--જેવી તમારી મરજી; ફકત એકજ રાત્રિ રહેવું તેમાં બીજાને દુઃખ શા માટે આપવું ?

**ગુફા**--અરે એ શું બોલો છો રાજકુમાર ! આ અબળા આપને તન મન અને ધન સર્વે અર્પણ કરે છે; મારી મરજી તો આજની રાત્રિ આપની સેવામાંજ રહેવાની છે. પણ...

**સહન**--વાહ વામા ! તમારા અંતરની પ્રિતી હું સમજી ગયો છું. પણ ભિતીને લીધે તમે ખચકાઓ છો, ફિકર નહિ, એમજ હોવું જોઇએ. હવે તો જાઓ ! મનુષ્ય પ્રાણી માત્રને માથે કોઇ પ્રકારની ભીતી તો હોવી જ જોઇએ, તેમાં સ્ત્રિયોને તો જરૂર ! ! હું સવારના પહોરમાં વહેલો ઉઠી; આ પાસેની નદીમાં સ્નાન કરી, દેવીનાં દર્શન કરી, તમારા સેવકોને વિદાય કરી અહીંથી ચાલ્યો જઇશ.

સહનનાં છેલ્લાં વાક્યો સાંભળી ગુશકુમારી થોડીવાર સુધી નીચુ જોઇ રહી, વિચારમાં ગુમ થઇ ગઇ, ત્યાર બાદ ઘણીવારે બોલી; હજી જે પ્રસાદની તમો ઇચ્છા કરો છો તે કયો પ્રસાદ છે તેની મને સમજણ તો પાડી નથી. તે પહેલાં જવાની શી વાત ? વળી તે પ્રસાદ જમવાની ઇચ્છા પાર કયારે પાડશો ?

**સહન**—તમોએ મને તન મન ને ધન અર્પણ કરી દીધું, એટલે તે પ્રસાદ હું જમી ચુક્યો. સુંદરી સાચી પ્રિતી છે એજ સર્વથી શ્રેષ્ટ પ્રસાદ છે. કાલે સવારે હું જઇશ તમો તમારા પતી ગિરીરાજની સારી સેવા કરજો !

**ગુફા**—તે વાત તો ઠીક પણ આપના જવાથી મને મારી જીંદગીનો એક દીવસ એક માસ બરોબર થશે.

જરા દૂર ઉભેલા સવારો બોલ્યા બા; હવે તો વખત ઘણો જ થઇ ગયો, માતાજી જમવાને રાહ જોતાં હશે.

**ગુફા**—હા ચાલો ! તમો પાંચ માણુસ આ રાજકુમાર પાસે હાજર રહો, બીજા પાંચ તેમને મધરાત્રે છોડાવજો, એમ વારા ફરતી ૭ ૭ કલાકને આંતરે અરસ પરસ છોડાવ્યા કરો !

પાંચ ઘોડેશ્વારને ત્યાં રોકી, સહનસિંહના ચરણમાં મુસ્તક નમાવી વંદન કરી ઘેર ગઈ. અહીં તો રાણી શલ્યાસુંદરી સુકુળ વધુ ગુંશકુમારીની રાહ જોઇ જમ્યા વિના બેસી રહ્યાં છે. આજ પુનમનો દિવસ એટલે જમવાની સામગ્રિ પણ ઉત્તમ પ્રકારની કરી છે.

ગુશાના આવ્યા પછી સર્વે જમવા બેઠા, રાજા પહાડસિંહ તથા રાજકુમાર ગિરીરાજે પ્રથમ જમી લીધુ હતું. હવે રાણી શલ્યાસુંદરી, ગુશકુમારી તથા રાજકન્યા વિલાસતારાની પંગત થઇ.

પ્રેમાળ અને પવિત્ર દાસીઓ ભોજન પીરસી રહી છે, સુક્ષ્મ અહાર્ની કરનારી અબળાઓને વારંવાર ભોજન લેવાની જરૂર પડતી નથી, એક વખત ભાણામાં પિરસ્યું તેજ ખરૂ! જેટલું જમવાની ઇચ્છા હોય તેટલું એક વાર ભાણામાં આવ્યું એટલે બસ! ન તો જરાય જોઈએ ન તો જરાય પડયું રહે!

પણ આજે તો ગુફાકુમારીનું ભરેલું ભાણું પડયુંજ રહ્યું એનાથી કાંઇ જમી શકાયું નહિ, ફક્ત બેજ કોળીઆ ગળે ઉતર્યા ત્રિજે કોળીએ ગળું ઝાલ્યું. મન ઉદાસ થઈ ગયું; વિચારમાં ગુમ થઈ ગઈ, અને હાથ ધોઈ ઉભી થઈ પોતાના સુવાના બીછાના પાસે જઇ પલંગમાં પોઢી ગઈ.

ગુફાએ બીલકુલ ભોજન ન કર્યું અને ત્યાંથી ચાલી ગઈ, તે જોઈ સાસુ દોડતાં ત્યાં આવ્યાં કે જ્યાં ગુફા સુતી છે, સાથે વિલાસ પણ ગઇ અને તે ભાભીનું શરીર સારૂ છે પણ કાંઇક કારણ હોવું જોઇએ એવી કલ્પના કરીને આવતી રહી!

**સાસુ**—ગુફા, આજ તમોએ ભોજન ન કર્યું તેનું શું કારણ છે?

**ગુફા**—સાસુજી; આજ મારા શરીરને સુખ નથી.

**સાસુ**—તમને શું થાય છે, સુભાગિની?

**ગુફા**—માત્ર જમવા ઉપર અરૂચી; બીજું કાંઈ નહિ.

**સાસુ**—શરીરમાં ભયંકર વ્યાધી હોય તોજ જમવા ઉપર અરૂચી થાય! રાજવૈદને બોલાવરાવું?

**ગુફા**—જેમાં રાજવૈદની નજર પહોંચી શકે એવો આ રોગ નથી.

**સાસુ**—એ શું બોલી બેટા; ગમે તેવો રોગ હોય પણ વૈદરાજ નાડી જોઈ પરખી કાઢે, અને તે રોગનું દવાથી નીવારણ કરે!

**ગુફા**—સાસુજી; તમારૂં ધારવું યથાયોગ્ય છે, પણ આ રોગમાં તો વૈદરાજની નજર નહિજ પહોંચે, છતાં આપની મરજી હોય તો બોલાવો!

રાણી શલ્યાસુંદરીએ એક અનુચરને આજ્ઞા કરી કે જા રાજવૈદને

બોલાવી લાવ્ય! થોડી વારે અનુચરની સાથે રાજવૈદ આવ્યા તેમને જોઇ ગુણ્ણા અંતરમાં હસવા લાગી અને વિચાર કરવા લાગી કે, હવે આ નાડી જોઇને શું કહેવાના છે! તે વખતે બરાબર મધરાત્રિ થઈ હતી!

વૈદરાજે આવી નાડી પકડી. જરા આમ તેમ ફેરવી, બરડે તથા છાતીએ કાન માંડી જોયા, ત્યાર બાદ થોડીવાર વિચાર કરીને બોલ્યા કે, એમને પેટમાં વાયુ છવાઈ ગયો છે, છાતીમાં કફ ભરાયો છે, અને માથે પીત્તનું જોર વધ્યું છે, એમને સાચવજો બહાર જવા દેશો નહિ, ઘીનો પદાર્થ ખાવા આપશો નહિ, નહિતો રોગ વધી જશે અને મુંઝારો લાગુ પડશે, હું સવારમાં ઓષડ આપી જઇશ!

વૈદરાજના ગયા પછી, સર્વે પોત પોતાને ઠેકાણે થઇ ગયાં; માત્ર બેજ દાસીઓ ગુણ્ણાની સેવામાં રહી, એ બે દાસીમાંની એકને ગુણ્ણાએ કહ્યું જા! તું તારે ઠેકાણે સુઈ જા હું જરૂર પડશે ત્યારે બોલાવીશ, બીજીને કહે છે આપણા મહેલના અંદરના છેલ્લા ઓરડામાં મારે સુવા માટે બીછાનું બિછાવી આવ! આજ્ઞા પ્રમાણે મહેલની પછીતને લગતા છેલ્લા ઓરડામાં ગુણ્ણાને માટે જોઇતી તૈયારી કરી! ગુણ્ણા કહે હવે તું તે ઓરડાના બારણા પાસે સુઈ રહે! હું તે જગાએ જઈને સુઇ જાઉં છું. મને કોઈ બોલાવે નહિ તેવી તજવીજ રાખજે, હવે મને જરા સારૂ છે એટલે ઉંઘ આવશે!

દાસી બારણા પાસે સુઈ ગઈ; અને ગુણ્ણા ઓરડામાં પેઠી તો ખરી, પણ બારણાની અંદરની સાંકળ બંધ કરીને પાછલે બારણેથી નીકળી પડી. નીકળી તો પડી એટલુંજ નહિ, પણ સોહાગણ સુંદરી, માથા ઉપર આવેલા ચંદ્રને નિહાળતી, વાયુ વેગમાં ધમકારે ચાલવા લાગી, પર્વતપુર નગરની હદ ઓળંગીને પહાડ ઉપર ચઢવા લાગી, અને દેવીને મંદિર જઈ સહનસિંહને મળવાના વિચાર કરવા લાગી.

અહાહા! આ હું શું કરૂ છું, હું સુખ મળવાની ઇચ્છાથી દોડુ છું પણ ખરેખર ભયંકર દુઃખમાં આવી પડીશ. આ મને કોણ તાણી જાય છે, મારા ઉપર અચાનક આવી પડેલા મોહના પાશ મને તાણીને લઇ જાય છે. સુંદરી સુંદરી તું સાહસ કરે છે, જો કદાચ પહાડની પાછળ ફરીને જતા રસ્તા ઉપર ચાલીને ગઇ હોત તો બીક ઓછી રહેત; પણ આ તો વાઘ વરૂના વનમાંજ ચાલવાનું છે, નાગની ફેણો ઉપર પગ દેતાંજ ચાલવાનું છે. શ્રી હરી શ્રી હરી શ્રી હરી.

વિચારમાં ને વિચારમાં રસ્તો ખૂટ્યો તો ખરો! દેવીની ધજાનું લુગડુ ફરકતુ દેખાયું ખરૂ, માના દેવળ ઉપરના કળશનો ચળકાટ પણ

દેખાવા લાગ્યો ખરો. હમણાં સહનસિંહની સુંદિર કાન્તિનાં દર્શન કરૂં છું.

છેક પાસે આવી ત્યારે, પાંચે પેરેગિર સાથે અવાજ કરી બોલ્યા! કોન હે! અવાજ કાને અથડાતાંજ સામો જબાબ આપ્યો કે એ તો હું છું, ગુફાકુમારી!

**ગુફા**—ક્યાં સુતા છે સહનસિંહ?

**પેરેગીર**—સુતા નથી પણ દેવીના દેવળમાં બેઠા છે.

**ગુફા**—(દોડતી આવીને) પ્રણામ છે દીન દાસીના!

**સહન**—(ચમકીને) અરે! અત્યારે ક્યાંથી; અને કેવી રીતે?

**ગુફા**—મારા મહેલની પાછલી બારીમાંથી નીકળી, કોઈ ન જાણે તેવી રીતે પહાડ સુધી આવી; તેના ઉપર ચઢી ઓળંગી અહીં આવી છું.

**સહન**—આવું ભય ભરેલું કામ કરવાનું શું કારણ?

**ગુફા**—કારણ તો એજ કે તમો અહીં અને હું ત્યાં!

**સહન**—અરે સ્ત્રિ આવા વિચારમાં તમો મધ્ય રાત્રિયે પર્વતમાં થઇને અહીં આવ્યાં એ તમારા નબળા મનનુંજ કારણ છે. પક્ષિયો પણ આખી રાત્રિ પોત પોતાના માળામાંજ રહે છે.

**ગુફા**—મને આપે પક્ષિ જેવી ગણી? ભલે ગણી; પણ પક્ષીઓ આકાશ માર્ગે ઉડી ધારેલા વખતમાં ધારેલી જગામાં જાય છે.

**સહન**—સુંદરી! ભોજન જમીને તરતજ આવ્યાં હશો?

**ગુફા**—ભોજન તો ભાવતુંજ નથી, અને નિદ્રા તો આવતીજ નથી.

**સહન**—કોઈ પ્રકારનો વ્યાધી વધતો જતો હશે.?

**ગુફા**—વ્યાધી નહિ પણ આધી થકી અતી પીડા પામતી હું સર્વ વસ્તુનો ત્યાગ કરી આવી છું.

**સહન**—હે કલ્યાણી, તારૂં રૂપ તથા મુખની કાંન્તિ એવી તો ઉત્તમ છે, જે પુરૂષને મોહ પમાડયા વિના નજ રહે!

**ગુફા**—ખોટાં વખાણ ન કરશો! હું તો તુચ્છમાં તુચ્છ અને ના લાયક સ્ત્રિ છું.

**સહન**—નારી; તારૂં નિર્મળ મુખ, શરદ ૠતુની પુનમના ચંદ્ર સમાન શોભે છે. જેમ શરદઋતુની પુનમના ચંદ્રને જોઈ, ચકોરને અતિશય આનંદ થાય છે તેમજ આજ એ આનંદ મારા હૃદયમાં રમી રહ્યો છે. તારાં કોયલ સરખા શબ્દથી નીકળતાં વચને મારા કાનમાં મધુર રસ રેડયો છે; હે હાર તથા અલંકારથી શોભતી સુંદરી, તારી આંખની કીકી અને ભ્રગુ-

ટીથી હું ભોળવાઇ ગયો છું. તારૂ સુંદીર સ્વરૂપ જોઈ હું ધરાતોજ નથી. તારા સમાગમથી વૃદ્ધિ પામેલો કામ રૂપી અગ્નિ મારા હૃદયને જેમ દાવાનળ અગ્નિ કપાસને બાળે એમ બાળે છે. અહો સુભાગ્યવતી, તારા ગયા પછી મારા હૃદયને પીડતા, અનેક વિચારો ઉઠયા છે. હું દેવીના દેરામાં બેસી દેવીની સ્તુતી નથી કરતો પણ દીવ્ય ચક્ષુથી તારાંજ દર્શન કરૂં છું. તારૂજ સમરણ કરૂં છું, અને ત્રિભૂવનમાં કોઇનું નહિ પણ તારૂંજ ધ્યાન ધરૂં છું. હે નારી, તારા ચંદ્ર સમાન મુખનાં ફરી દર્શન થયાં એ હું મારાં અહોભાગ્ય માનું છું, હવે મને રજા આપ! હું જાઉ!!

સંહનના શબ્દને સાંભળી, પ્રથમથીજ મુખમુદ્રા જોઇ મોહપાસમાં પડેલી ગુફાકુમારી, નીચુ જોઈ આંખમાંથી ગરગર આંસુ કાઢવા લાગી. ત્યારે સહન વિનય વચનથી વિનવતી બોલી. હે કલ્યાણી હે દયાળુ દારા, મારાં કયાં વચન તારી આંખમાંથી આંસુ પડાવે છે! હે મધુરી તમે કલ્પાંન્ત કરો છો અને મારૂ હૃદય કંપે છે. હે ભૂપતીની ભામની; હવે તો શાંન્ત થાઓ, અને હસ્તે મોઢે રજા આપો! ગુફા રોતી અને ડસકાં ખાતી બોલી; હે વીર કુમાર, મારાથી તમને આ જીભે જાઓ નહિ કહેવાય! અને તમારે વિયોગે મારાથી નહિ જીવાય!

**સહન**—હે સૌભાગ્યવતી, હે સુંદરી, હે ગુફાકુમારી. મેં સાંભળ્યું છે કે તમારે માથે, સર્વ ગિરીનો અધીપતી એવો અડગ શુરવીર, ગિરીરાજ સરખો પતી છે, તેનાથી આ સંસારનું સર્વ સુખ ભોગવો અને એમાંજ સદા આનંદ માનો!

**ગુફા**—શુરા સહનસિંહ, આટલો બધો મોહ લગાડી, હવે છોડી ન દેશો! હવે તો પ્રાણ જાય પણ પ્રિતી ન તુટે!

**સહન**—ગુફાકુમારી; પ્રાણ જાય પણ પ્રિતી ન તુટે, એ શબ્દ જો સાચા દીલથી નીકળતા હોય તો; સર્વ દેવ અને હજારો મનુષ્યની વચમાં વરેલા ગિરીરાજની પ્રિતી નજ તુટે!

**ગુફા**—હે કામદેવ; મને આડુ અવળુ સમજાવશો નહિ; જે વચનોથી વિંધી છે, તેજ હવે કાયમ રાખો!

**સહન**—સાચી અને નિર્ભય પ્રિતી ગિરીરાજથીજ જોડઈ છે; સ્ત્રિને સ્વામિથી જે સુખ મળે છે, તે સુખ બીજા કોઇ પણ સબંધિથી મળી શકતું નથી.

**ગુફા**—સ્વામીના સંગથી મળવાનું છે, તે સુખની ઇચ્છા હું આપની સેવાથી ઇચ્છું છું.

**સહન**--હું એક મુસાફર છું, વટેમાર્ગુ છું. કાલે સવારે ચાલ્યો જઈશ, પછી તમને સુખને બદલે દુઃખ થશે માટે મનોહરી; પર પુરૂષની પ્રિતી કે જેમાં પળે પળે અગ્નિની નીકળતી જ્વાળાઓ અંતરને બાળે છે; તે રસ્તે ન જાઓ!

**ગુફા**—મુસાફરને જ્યાં રહ્યા ત્યાં ધામ, વટેમાર્ગુને જ્યાં રહ્યા ત્યાં વિશ્રામ, માટે હે સદા સહન કરતા સહનસિંહ, હું તમને નહિ જવા દેઉ; નહિં છોડુ!

**સહન**--નારી ગુફા; જેવું તમારા હૃદયમાં છે, તેવુંજ મારા હૃદયમાં પણ છે, મને તમારા ચંદ્રમુખ ચહેરાએ [1]ચેતાવીજ મુક્યો છે; તમારા જેવી મધુરીને મૂકી જતાં મારી હિમ્મત ચાલતી નથી, હે ગુફા હે ગુફા હે ગુફા! પણ! (પુરૂષના વેષમાં પ્રવેશ કરી રહેલી સહનતારા આંખમાંથી આંસુ ટપકાવવા લાગી.)

**ગુફા**--પણ શું! કલ્પાંત શા માટે કરવું પડે છે? છાંના રહો! છાંના રહો! આપ મરદ થઇ, સ્ત્રીની માફક રોશો નહિ. હિમ્મત રાખો સઘળી વાતે હિમ્મત રાખો! અને શા વિચારમાં "પણ" શબ્દ વાપર્યો તે કહો?

**સહન**—ગુફા; પરસ્ત્રિને જોઈ રાજી થવું, અને તેને ભોગવવાની ઇચ્છા કરવી એ ઇશ્વરની આજ્ઞાને ઓલંગન કરવાનો ગુનો છે, તેમજ આ દુનિયામાં પણ એ માણસ ભારે અપરાધી ગણાય છે, જેથી મારી ઉડતી ઇચ્છાને દબાવવી પડે છે, એથીજ મેં "પણ" કહ્યું.

**ગુફા**--હે વીર પુરૂષ; કોઇ વાતનો ડર રાખ્યા વિના, તમારી સઘળી ઇચ્છા પુર્ણ કરો!

**સહન**--રણ વગડામાં રહીને, પરસ્ત્રિથી પ્રિતી જોડી રંગ માણવો એ આકાશના ચંદ્રને ચુંટી રમકડા રૂપ રમાડવા બરોબર છે.

**ગુફા**—મારા શિરછત્ર, આવા લાંબા વિચાર ન કરો! હું મારા બનતા પ્રયત્ને, સદા તમારા સહવાસમાંજ રહીશ!

**સહન**—પરસ્ત્રિ ભોગવવાની લાલચે, ભયંકર વનમાં વસવું, ફળફળાદી અને ઝાડનાં પત્રથી પેટ ભરી રાત દીવસ ચિન્તામાં જાગ્રત રેહેવું; એજ પ્રથમ દુઃખના ડુંગરા માથે લીધા બરોબર છે, એક પળનું સુખ અને ઓગણસાઠ પળનું દુઃખ છે.

**ગુફા**—તમો કલ્પના કરો છો, તેવું સંકટ તમારે ખમવાનું નથી. હું તમને ઉત્તમ પ્રકારના ભોજનથી સદા તૃપ્ત રાખ

---

1 ચેતાવી=સળગાવી, બાળી.

**સહન**--ગુફા; તારા આવ ભાવ અને કટાક્ષથી મારૂ હૃદય રમકડાની માફક રગડે છે; જાણે સદા સર્વદા તારી સાથે ધાડો પ્રેમ બંધાય તો કેવું ?

**ગુફા**--હું સદાને માટે તમારા ચરણની દાસી થઈ છું, હવે તમારો વિયોગ મારાથી સહન થવાનો નથી.

**સહન**--નારી; એક તરફથી મને એમ પણ થાય છે કે; એકલાં નિ-રાધાર વગડામાં વસી, વીર પુરૂષથી વહેર શા માટે કરવું ?

**ગુફા**--તે વાતની પણ ચિન્તા ન કરશો !

**સહન**--ચિન્તા ના કેમ થાય ? આવી વાત રાજકુમારને જાણ થાય ત્યારે, તેને જે ક્રોધ થાય તે ક્રોધને શાન્ત કરવા કોણ શક્તિમાન થાય !

**ગુફા**--જેનો ભય તમો ધારો છો, તેનો ભય તો તમારે રાખવોજ નહિ; એ તો મારી આગળ મૂવેલા મડદા જેવો છે !

**સહન**--તમારા સ્વામિને તમે મુવા મડદા જેવો ગણો છો, એ તો મને અતી અચંબો તેની સાથે માઠું લાગે છે.

**ગુફા**--જ્યારથી મેં તમને જોયા છે, ત્યારથી એતો મારા મનથી ઉત્તરીજ ગયા છે.

**સહન**--પર પુરૂષને જોઇ, પોતાના પતી પ્રત્યેનો પ્રેમ ઉઠાડી લેવો એ સાધવી સ્ત્રિયોનાં લક્ષણ નથી. તમારા પતિની પ્રિતી તમારાપ્રત્યે કેવી છે ?

**ગુફા**--મારા સ્વામિની પ્રિતી મારા તરફ અગાધ હતી, પણ વચમાં એક બનાવ એવો બન્યો કે, જેથી એમનો પ્રેમ કાંઇક ઓછો થયો.

**સહન**--એવો શું બનાવ બન્યો તે મને કહેવા જેવો હોય તો કહો ?

**ગુફા**--મુર્શિદાબાદના મહારાજા સુમનચંદ્રની પુત્રિ, સહનતારા જે માળવાના રાજકુમાર અમરસિંહ સાથે વરી હતી, તે રાજકુમારી, વન વગડે ફરતી પોતાના સ્વામિને શોધતી, મારા સસરાના રાજ્યમાં આવી પહોંચી હતી, તેને મારાં સાસુજીએ પુત્રિ સમાન પાળી હતી, થોડા દિવસ વિત્યા બાદ, મારા સ્વામિ તેને નિર્ભય સ્થાનમાં પહોંચાડવા જતા હતા, અને હું મારા પિયરથી સાસરે આવતી હતી, તે વખતે માર્ગમાં તળાવના કાંઠા ઉપર મેં તે બન્નેને સુતેલાં જોયાં, ત્યારે મને અતિશય માઠું લાગ્યું.

**સહન**--તમારા પતીને પરાઈ સ્ત્રિના સંગમાં જોઈ તમને માઠું લાગ્યું, તો તમને પરપુરૂષના સંગમાં જોઇ તમારા પતીને માઠુ કેમ ન લાગે ?

**ગુફા**--લાગે તો ખરૂ ! એ ઝેર સમાન તો બીજુ ઝેરજ નથી.

**સહન**--સમજી ખરી ! મને તો ભય થાય છે, હવે તો જવાજ દે !

ગુફા—મારી વાત તો સાંભળો! આમ ગાભરા ગાભરા શું થઈ જાઓ છો? ક્ષત્રિ પુત્ર થઇ આવાં પોચકાં શું નાંખો છો! મારી દેહમાં પ્રાણ છે ત્યાં સુધી હું તમને ઉની આંચ નહિ આવવા દેઉ!

**સહેન**—શાહબાશ ગુફા કુમારી શાહબાશ! તમો તો બહુ હિમ્મતવાળાં છો, જો હું કાંઇક ટકુ તો તમારીજ હિમ્મતને લીધે! હવે તમો જાઓ તો સારૂ; કારણ કે છાના છપનાં આવ્યાં છો અને સવાર થવા આવ્યું.

ગુફા—હા હું જાઉં છું, વળી આજે રાત્રિએ ફરી આવીશ, તમો મને દગો દઈ જતા ના રહેશો! (એક ઘોડા ઉપર સ્વાર થઇ બીજે ઘોડે સ્વારને સાથે લઇ ગુફાકુમારી ચાલી ગઇ.)

અહીં સર્વે સંબંધીઓ સમજે છે કે ગુફાનું દરદ કાંઇક શાન્ત થયું છે, અને તે પોતાના એકાન્ત વાસમાં નિંદ્રાવશ થઇ છે. સવાર થવા આવ્યું એટલે શલ્યાસુંદરી વહુની સંભાળ લેવા ઉઠયાં; અને દાતણ પાણી કરી, ગુફાને જાગ્રત કરવા આવે છે, તેજ વખત ગુફા પાછલે બારણેથી દાખલ થઈ છે, બહારથી સાસુએ અવાજ કર્યો, અંદરથી વહુએ જવાબ આપ્યો, કમાડ ઉઘાડયાં; અને આવો માતાજી કહી પગે પડી.

**સાસુ**—કેમ બેટા શરીર તો સારૂ છે ને?

**વહુ**—હા માતાજી, કાલ રાત્રિ કરતાં તો કાંઇક આરામ છે.

**સાસુ**—નિંદ્રા તો સારી આવી કે નહિ?

**વહુ**—નિંદ્રા તો ઘણીજ આવી, અને હજી પણ આવ્યાજ કરે છેઃ ઘડી પલકે આંખો ઉપર ભાર વધે છે. જાણે ઉંઘુ ઉંઘુ થઈ રહ્યું છે.

**સાસુ**—બહુ સારૂ બેટા સુઇ જાઓ; સારી નિંદ્રા લેવાથી પણ દરદ ઓછું થાય છે.

**વહુ**—બા; ઉંઘમાં સ્વપ્નું આવે; તો સ્વપ્ના જેટલો વખત ઉંઘમાં ગણાય કે જાગવામાં ગણાય?

**સાસુ**—જાગ્રત અવસ્થામાં સ્વપ્નું આવેજ નહિ, સ્વપ્ન તો ભર નિંદ્રામાં આવે માટે તે વખત પણ ઉંઘમાંજ ગણાય. આજ રાતમાં કાંઇ સ્વપ્ન આવ્યું કે શું?

**વહુ**—હા માતાજી, આજે તો સ્વપ્નામાં શ્રી અંબીકાદેવી આવ્યાં.

**સાસુ**—એ તો જોએલી વસ્તુની ઝંખના, પરમ દિવસે સાંજરે તમો માતાએ ગયાં હતાં અને પુજન કરી આવ્યાં હતાં તેની ઝંખના રહેલી, તેથી દેવી દેખાયાં. દેવીએ દર્શન આપ્યાં એજ કે કાંઈ કહ્યું?

ગુફા—દેવીએ આવીને મને એમ કહ્યું કે, જતા આવતા મુસાફરને

અને વધારે દુરથી દર્શનાર્થે આવનારને કદાચ રાત રહેવું હોય તો અહીં કોઈ પ્રકારે રહેવાતું સાધન નથી, માટે તમારા સસરાને કહેજો કે મારા દેવળની પાસે એક મકાન બંધાવે!

**સાસુ**—વાહ! એ વાત તો સાચી, એ તો સાક્ષાત દેવીનીજ આજ્ઞા, હાલ જઈ તમારા સસરાને ખબર આપુ છું. સારી અને સઘળી સવડવાળુ મકાન ત્યાં બંધાવરાવું છું.

**ગુફા**—બહુ સારૂ માતાજી, તે કામ જેમ બને તેમ તાબડતોબ થવું જોઈએ; અને એ કર્તવ્યનો સઘળો કારભાર મનેજ સોંપવો જોઈએ.

**સાસુ**—બહુ સારૂ બેટા, એવા ધર્મ કાર્યમાં તમનેજ જોડવાં એવી મારી મરજી પણ ખરી! જેમ જેમ તમારે હાથે ધર્મ કાર્ય થાય તેમ તેમ મારા પૂત્રનો ઘર સંસાર સુધરતો જાય; માટે તે કામની સઘળી પરવાનગી તમનેજ અપાવીશ. જૂવો સામેથી તમારા સસરાજ આવે છે, તે પણ તમારી ખબર પૂછવાજ આવતા હશે!

**ગુફા**—હા એમજ હશે! એમ કહી શરમાતી ઓરડાના અંદરના ભાગમાં જતી રહી.

**રાજા**—કેમ; વહુના શરીરને આરામ છે ને?

**રાણી**—હા સ્વામિ; આરામ તો છે, પણ આજની રાતમાં માતાજીએ સ્વપ્નમાં આવી કહ્યું કે, મારા દેવળની પાસે ધર્મધામ બંધાવો! અને ધર્મની ધજા ફરકાવો!

**રાજા**—બહુ સારૂ; માતાજીની આજ્ઞા આપણે માન્ય કરવી જોઇએ; આજને આજ ગામના સઘળા કડીઆ સુતારને ભેગા કરી સર્વે સાહિત્ય તૈયાર કરાવી, તે કામની શરૂવાત કરાવરાવું છું.

**રાણી**—નાથ; ધામ બંધાવાનું, અને ત્યાં જોઇતી સઘળી સાહીત્યની વ્યવસ્થા, ગુફાકુમારીને સોંપો તો સારૂ; એક તો દેવીએ તેની પાસેજ માગણી કરી છે; અને તે કામ કરવાનો તેને ઉમંગ છે.

**રાજા**—ઘણુંજ સારૂ; આવાં ધર્મ કાર્યમાં ઉત્સાહવાળી વહુથી આપણા કુટુંબની ઉજળામણ છે.

**રાણી**—વહુ તો એવી સારી છે કે જાણે તેના પગ પુજીએ.

**રાજા**—બેશક; એમાં જરાએ ખોટુ નહિ, એમણે માતાની કુખ દીપાવી છે. ત્યારે હું જાઉં છું અને તે કામની બનતી ઉતાવળ કરૂં છું.

**રાણી**—ઘણું સારૂ.

રાજા પહાડસિંહે પોતાનાં ખટકર્મથી પરવારી. પ્રધાનજીને બોલાવી

આજ્ઞા કરી કે, આજને આજ ગામમાંથી સારામાં સારા અને હોંશીયારમાં હોંશિયાર, કડીઆ સુતાર વિગેરે કારીગરને બોલાવી, આ સામા પહાડની પાછળ માતાનું દેવળ છે, ત્યાં આપણા ગીરૂભાઇની ધર્મપત્નિ ગુપ્તાની સાથે મોકલો; કારણ કે ત્યાં ગુપ્તા કહે તે જગાએ અને તે કહે તેવું મકાન તૈયાર કરવાનું છે, જોયા પછી એના ખરચનો અંદાજ કાઢીને જોઇતી સાહિત્ય ત્યાં મોકલાવો! તેની સઘળી વ્યવસ્થા ગુપ્રાજ કરશે. વારૂ મહારાજ જેવી આજ્ઞા! પ્રધાને સારા કારીગરને બોલાવી ગુપ્તાની સાથે માતાજીના દેવળે મોકલ્યા.

ત્યાં જઇ ગુપ્તાએ માતાજીની ડાબી અને જમણી બંન્ને બાજુઓ બતાવી દીધી. આ ડાબી બાજુએ આ જગાએ એક મોટી ધર્મશાળા બાંધો જ્યાં વાટે જતા વટેમાર્ગુ કે જાત્રાળુઓ ઉતરે, અને આ જમણી બાજુએ, વચમાં એક સુંદર મહેલ અને તેની ચાર બાજુને ચાર ખૂણે એક એક ઓરડો સારો શોભીતો બનાવો, જેમાં રાયજાદા, શાહજાદા અને ઉમરાવજાદા તેમનાં કુટુંબ સાથે રહે, અને તે મકાનની આસપાસ સારાં સુગંધીદાર ફુલ ઝાડ વવરાવો કે જેની હવાથી સર્વના મનને શાન્તિ રહે! વળી વિશેપમાં એટલું કરવાનું કે, આ ડાબી બાજુના મકાન પાસે એક મકાન બીજુ બાંધો, જેમાં રાજની દેખરેખ નીચે, શીધુ સામાન, વાસણ [1]સરપણ વિગેરે રાખવામાં આવે જેથી મુસાફરને કોઇ વાતે અડચણ ન આવે. આ ત્રણે મકાન સાતજ દિવસમાં તૈયાર થવાં જોઇએ. કારીગર કહે બહુ સારૂ બા, રાજાજી અમને સરસામાન અપાવે એટલે અમે કામ કરવા માંડીએ. આ કામ પુરૂ થયા વિના બીજા કોઇનું કામ કરીશું નહિ. ગુપ્તા કહે બહુ સારૂ જાઓ જોઇતી સઘળી વસ્તુની માગણી પ્રધાન પાસે કરો, એટલે સઘળી સાહીત્યનો બંદોબસ્ત તે તાબડતોબ કરશે.

ગુપ્તાની ધારેલી ધારણા અને ઇચ્છેલી યોજના ક્યારે પાર પડે એ વિચાર સર્વ સબંધીના મનમાં રમી રહ્યા હતા; માત્ર રાજકુમારી વિલાસતારા આ વાત સાંભળી ઉંડા વિચારમાં પડી ગઇ, કારણ કે તેણે ભાભીને, પુરૂપના વેપમાં ઘોડેશ્વાર થએલી સહનતારાની સાથે વાતો કરતાં જોઇ હતી. તે ઉપરથી તેના મનમાં એ વિચાર આવ્યા કે, જરૂર પેલા પુરૂપને રાખવા માટેજ આટલુ ચણતર ચણાવાતુ હશે; "વાઘઇડી સારૂ ભેંશ મારવા" જેવું કરે છે.

---

૧ સરપણ=બળતણ, લાકડાં.

આમથી કડીઆ મજુર સુતાર વિગેરે પ્રધાન પાસેથી સર્વ સાહિત્ય પ્રાપ્ત કરી, તેને તેજ દિવશે સઘળી વસ્તુ ત્યાં મોકલાવી, પોતે બિજે દિવસે કામ શરૂ કરવાને તૈયાર થઇ ગયા.

માતાજીના દેવળે કેટલાક માણસો દશ વીસ પેરાવાળા અને ઘોડેસ્વારો રાખી ગુફાએ ત્યાંજ રહેવાનું રાખ્યું, એક બ્રાહ્મણની પૂત્રિ જે વિધવા થએલી; તેને રસોઇ કરવા કુંભારણને પાણી ભરવા, અને ધાંયજીને બીજુ કામ કરવા રાખી. જ્યાં સુધી તે મકાન તૈયાર ન થાય ત્યાં સુધીને માટે રાજ તરફથી ત્યાં એક તંબુ તણાવામાં આવ્યો, તેમાં સઘળી યોજના કરવામાં આવી. સંધાકાળ સમએ એક ઘોડેશ્વાર સાથે એક દાસીને મોકલી સાસુને કહેવરાવ્યું કે, પરમપૂજ્ય માતાજીને માલમ થાય જે જ્યાં સુધી તે મકાન તૈયાર નહિ થાય ત્યાં સુધી રાતને દિવસ માતાજીનું ભજન કરતાં ગુફાં ત્યાંજ રહેશે.

**ગુફા**—કેમ વહાલા સહનસિંહ, ઠીક ગોઠવણ કરીને??

**સહન**—હું તો તમારી ચાલાકી અને ચપળતા જોઇને અતી ઉંડા વિચારમાં પડી ગયો છું. તમારી બુદ્ધિની બલિહારી છે નારી! અરેરે મને અભાગીઆને આવી સ્ત્રિ ન મળી!

**ગુફા**—હું સદા તમારીજ છું, શાણા સહનસિંહ, હું સદા તમારીજ છું.

**સહન**—અરેરેરે, આ સઘળી આશાઓ, ખોટી છે. સારી ચાલાક અને સુઘડ સ્ત્રિયો તો કોઇ પુર્વના તપસ્વિયોનેજ પ્રાપ્ત થાય છે; હશે; મારૂ નસીબ! ભાગ્યમાં લખાવી લાવ્યા તે ખરૂ!

**ગુફા**—શુરા સહનસિંહ; હું અત્યારથી તમારી સાથે, જ્યાં કહો ત્યાં આવવા તૈયાર છું.

**સહન**—અપસોસ, પરણેલી સ્ત્રિનું હરણ કરવું, એ ક્ષત્રિયોને ન છાજે!

**ગુફા**—ત્યારે તમો કહો તે રીતે હું સદા તમારીજ થઇને રહું.

**સહન**—ગુફા; એ સહનતારાની સાથે તમારા સ્વામીને જોઇ તમે કાંઇ બોલ્યાં નહિ! એ રાંડને જરા ઝાડકીએ નહિ!

**ગુફા**—મેં તો ઘણુંજ કહ્યુ; પણ તે વખતે, તે સહનતારા છે એવી મને ખબર નહિ, તે ખબર તો ઘેર આવ્યા પછી૦ મારાં સાસુ સસરાથી પડી. પછી તો મારા બોલેલા બોલનો મારે પસ્તાવો કરવો પડયો.

**સહન**—પસ્તાવો કરવાનું શું કારણ; ક્રોધમાં આવી જઇને સ્વામીને હલકાં વચન કહેવઇ ગયાં હશે?

**ગુફ઼ા**—તેમ પણ ખરૂ; અને સહનતારા ઉપર આરોપ મુક્યો તેમ પણ ખરૂ !

**સહેન**—ત્યારે શું તે સહનતારા, સતી સાધવી હશે ! એવું તમને લાગ્યું ?

**ગુફ઼ા**—વીર વર અમરસિંહને વરેલી, નાની બાળકન્યા એવી નબળી નજ હોય એમ મારા મનમાં આવ્યું, અને વળી મારાં સાસુ સસરાએ, તેની પવિત્રતાનાં વખાણ કરી મને દબાણ કર્યું.

**સહેન**—જો એ પવિત્ર હોય તો પર પુરૂષની સાથે વગડે એકલી જાય શું કરવા ? મને તો આમાં કાંઇક દાળમાં કાળુ ભાસે છે.

**ગુફ઼ા**—મને પણ એમજ લાગે છે. "અગ્નિની આંચે ઘી" તપ્યા વિના રહે નહિ. "દારૂને દેવતા" અડવાથી સળગ્યા વિના રહે નહિ; એ રાંડ લુચ્ચિ તો ખરી !

**સહેન**—હા હા ! હું પણ એમજ ધારૂ છું. એના પેટમાં પાપ ન હોય તો પારકા ભાયડાની સાથે જાય શુ કરવા.

**ગુફ઼ા**—તે વળી એકાન્તમાં; જંગલમાં ! " ઇંદ્રવરણાંનાં ફળ " ઉપર-થીજ રૂપાળાં દેખાય છે.

**સહેન**—સત્ય છે; ગુફાકુમારી; સત્ય છે. જ્યારે એનામાં કાંઇ કે અપલક્ષણ હશે ત્યારેજ, અમરસિંહથી વિયોગને પામી હશે ને !

**ગુફ઼ા**—તમે અમરસિંહને જોયા છે ? એવા કેવાક છે ?

**સહેન**—ગુફા; બસ અમરસિંહ તો અમરસિંહ જ છે, રૂપ, ગુણ, ચતુરાઇ, અને સામર્થમાં કોઇ રાજકુમાર એની બરોબરી કરી શકે તેમ નથી. ઉલાસનો સ્વયંવર જીત્યો; તે કામ તો તેજ કરી શકે, હું તો તેની ધનુષવિદ્યા જોઇને છક થઇ ગયો છું.

**ગુફ઼ા**—અરેરેરે. મારાં માબાપે મને અમરસિંહ સાથે ન વરાવી !

**સહેન**—હવે વળી અમરસિંહની ઇચ્છા થઇ? અમરસિંહથી વધારે સુખ શું ભોગવવાનું હતું. જે સુખ ગિરીરાજથી મળે છે તે સુખ અમર-સિંહને વરીને પામત નહિ.

**ગુફ઼ા**—કેમ એમ ! મને સમજણ ન પડી, એવા વીર પુરૂષને વરીને દુઃખ કેમ ?

**સહેન**—જરા વિચાર તો કરો ! એ સહનતારા અને ઉલાસતારા શું સુખ ભોગવે છે ? સહનતારા વગડે ભટકે છે, અને ઉલાસનો તો અંધકાર કેડોજ મુકતો નથી. બસ હવે રાત્રિ પડી, અને થોડી ગઇ પણ ખરી ! તમારા પ્રાણનાથ તમારી રાહ જોતા હશે, પધારો !

ગુફા—મારી વાટ જૂવેજ નહિ! મેં તો ક્યારનુંય મારાં સાસુજીને કહેવરાવ્યું કે, આ મકાનો તૈયાર થશે ત્યાં સુધી, હું ત્યાંજ રહીશ.

**સહન**—તમારાં સાસુજી તો હા કહેશે, પણ તમારા પતી કેમ અહીં રહેવા દેશે, અને એમને તમારા વિના કેમ રહેવાશે; વળી તમને એમના વિના કેમ રહેવાશે?

ગુફા—મારે તો એમના વિના બારને બાર ચોવી વરસ ચાલે, હું તો મન મોજી છું.

**સહન**—આ તમે શું બોલો છો? આવા ઉચ્ચાર તમને ન છાજે. સ્વામિ એ શીરનું છત્ર છે, અને છીદ્રનું ઢાંકણ છે.

ગુફા—છીદ્રનું ઢાંકણ છે, માટેજ કોક દહાડો ઇચ્છાને આધીન રહેવું પડે, નીકર મને તો ઓક્યા ધાન જેવા થઇ ગયા છે.

**સહન**—ક્યારથી?

ગુફા—તમને જોયા ત્યારથી.

**સહન**—મને જોયા ત્યારથી કે, અમરનાં ગુણ લક્ષણના વખાણ સાંભળ્યાં ત્યારથી?

ગુફા—ના ના જો જો માઠુ લગાડતા, અનુસરતી વાત નીકળી ત્યારે વળી એ બોલ પુછી લીધા, નહિ તો, તમને જોઇને જ હું સંતોષ પામી છું. હવે તો પ્રસાદ લ્યો અને પ્રસાદ આપો!

ગુફાનો મોકલેલો સંદેશો લઇ સવાર સાથે દાસી કહેવા આવી તે વખતે, માતાની પાસે વિલાસતારા બેઠી હતી; તે ગુફાનો સંદેશો સાંભળીને ચકીત થઇ ગઇ, અને માતાને કહેવા લાગી કે, નોકર છે ચાકર છે, સીપાઈ છે, સ્વાર છે, તોય ભાભી ત્યાં રહેવાની ઇચ્છા કેમ કરે છે? આ તો ખોટુ! એમને તો બોલાવી લેવાંજ જોઇએ.

**શલ્યા**—બેટા વિલાસ! ભલે રહે; ત્યાં શું બીક છે. એની એમ મરજી થઈ તો એમ!

**વિલાસ**—અરે એમ એમ કેમ બોલો છો માજી; રાજ રાણીઓ અને રાજબાળાઓને રણવગડે શા માટે રહેવા દેવી!

બંન્નેને રકઝક ચાલે છે, એટલામાં ગિરીરાજ આવી પૂછે છે, શું છે બેન, કેમ માતાજી સામા મોટેથી ઉચ્ચાર કરો છો?

**વિલાસ**—વિરા; તમો મારાં ભાભીને, મોંટેથી બોલી ધમકાવી ધાકમાં રાખો તો મારે માતાજી સામા ઉચ્ચાર ન કરવા પડે! અત્યારે આ દાસી સાથે કહેવરાવે છે કે, મકાન તૈયાર થશે, ત્યાં સુધી હું રાતને દહાડો ત્યાંજ રહીશ.

**ગિરી**—આ સવાર ક્યાંથી આવ્યો છે?

**સવાર**—સરકાર; હું આ દાસીને લઇને આવ્યો છું અને જવાબ લઇ તેની સાથે પાછો જવાનો છું.

**ગિરી**—દાસી; જા તાબડતોબ જા; એ ફાટી ગએલી સ્વતંત્ર બીબીજનીને હાલને હાલ બીજા સવાર સાથે ચાલતી મોકલી દે!

અહીં સહન ગુફાને વાર્તાવિનોદ ચાલી રહ્યો છે ત્યાં દાસી તથા સવાર આવ્યાં.

**ગુફા**—કેમ દાસી, કહી આવી કે નહિ?

**દાસી**—હા બા; તમારો સંદેશો કહ્યો ને તરત તમારાં નણંદ વિલાસતારા ઉકળી ગયાં અને કાંઈ કાંઇ બોલ્યાં.

**ગુફા**—હા........ય, એ વહુ માંટીને ઘેર જશે ત્યારે કાંઇક ઠરીને બેસવા વખત આવશે.

**સહન**—વિલાસતારા તમારાં નણંદ છે?

**ગુફા**—કેમ ભૂલો છો! પહેલેજ દિવસે હું તમારી પાસે ઉભી હતી અને દર્શન કરીને ચાલ્યાં ગયાં તેજ.

**સહન**—બરાબર! મને જોએલો તેનો ખટકો તેના મનમાં રહેલો, તેથીજ તેણે આવું કહ્યું.

**ગુફા**—નહિતોય દોઢ ડાહ્યાં છે, મોશાળમાં છબ્બરી મોંઢે ચઢયાં છે, એટલે "પિતાંબરી પંદર હાથ" થઇ છે. પછી શું થયું દાસી! બાએ શું કહ્યું?

**દાસી**—બાએ તો સારૂં કહ્યું પણ, ગિરીરાજે આજ્ઞા કરી કે, બીજા સવાર સાથે હાલને હાલ પગેપાળી મોકલી દે!

**સહન**—જાઓ ગુફાકુમારી જાઓ! ખૂદ હજુરનો હુકમ આવ્યો. રંગમાં ભંગ!

**ગુફા**—થયો હુકમ! હજુરનો થાઓ કે મજુરનો થાઓ! પણ ગયા વિના તો નહિ ચાલે, નહિતો એ વિલાસડી કાંઇ કાંઇ વાંધા વચકા કરશે, એ આવી છે ત્યારની કાંઇ કાંઇ ઉપાધીઓ કર્યાજ કરે છે.

**સહન**—ભલે જાઓ ગુફા? હકદાર હુકમથી અને હકથી કામ લે છે અને બીન હકદાર બગાસાં મારે છે; પરાયા પુરૂષની સ્ત્રિને જોઇનેય આનંદ ભોગવવાનો વખત મળતો નથી.

**ગુફા**—જાઉછું પણ જીવ અહીં છે; આ આવી સમજો!

**સહન**—તમારા હૈઆના હારનું દીલ દુભાવીને આવશો નહિ! એમને રાજી કરીને આવજો!

**ગુફા**—હૈઆના હાર તો આપ છો? એ તો હૈયાની હોળી કહેવાય! હું આ આવી!

જેમ બને તેમ ઉતાવળી ચાલતી જાય છે, અને સ્વાર સાથે ચાલ્યો આવે છે; થોડીજ વારમાં આવી, વાટ જોતા જાગતા સ્વામીના સામા હાથ જોડી ઉભી રહી! થોડીવારે બોલી. આપની સદાની દાસી આજ્ઞાને આધીન થઇ ઉભી રહી છે; પતી શું આજ્ઞા છે?

**ગિરી**—નારી રાત્રિની વખતે વગડે રહેવું એ સ્ત્રિયોને જોખમ ભરેલું છે; તમારે વગડે રહેવુંજ શા માટે પડે, ત્યાંના મકાનનું કામ માણસોને સોંપી દીધું છે, તે કર્યા કરશે.

**ગુફા**—આપનું કહેવું ખરૂં છે નાથ; મને આપના વિયોગે પળ રહેવાતુ નથી; પણ ખૂદ માતાજીએ સ્વપ્નામાં આવીને કહ્યું કે, એ બધુ કામ તારી દેખરેખ નીચેજ થવું જોઈએ.

**ગિરી**—તેમ હોય તો પણ દીવસે એટલે સાંજ સવાર ઘડી બે ઘડી જવું, પણ રાત રહેવાની કાંઈ જરૂર નહિ, રાત્રે ત્યાં શું કામ ચાલે છે કે રાત રહેવું પડે?

**ગુફા**—જેવી સ્વામીની આજ્ઞા, માત્ર દિવસેજ થોડો થોડો વખત જઇશ રાત્રે ઘેર આવીશ. નાથ આપની મરજી વિરૂદ્ધ પગલું ન ભરવું એજ મારો મુખ્ય ધર્મ છે.

**ગિરી**—હવે નિંદ્રા વશ થાઓ! મને પણ ઉંઘ આવે છે.

**ગુફા**—વારૂ પતી! શ્રી દેવી શ્રી દેવી શ્રી દેવી અંબીકા!

ગુફાકુમારીના ગયા પછી, સહનતારા તંબુમાં સુઇ રહી; પણ સુતી સુતી વિચાર કરે છે, કે. અહાહાહા? સ્ત્રિયો કેવા કેવા પ્રકારની હોય છે. આ ગુફાકુમારીની મતી મને પુરૂપ વેષમાં જોઇને કેવી ફરી ગઈ છે. આવી પતી પારાયણ નહિ રહેવાવાળી સ્ત્રિયોની સર્વેશ્વર શું ગતી કરશે; કુલટા સ્ત્રિયો સ્વામિથી વિછોહ કરી પરપુરૂષથી આનંદ ભોગવવાની ઇચ્છા કરે છે પળે પળે તેનો પ્રેમ મારી તરફ વધતો જાય છે, અને એના પતી પ્રત્યેનો પ્રેમ ઓછો થતો જાય છે.

અહીં સહનતારા વિચારમાં ગુમ થઇ છે, તેને ઉંઘ આવતી નથી. અને ત્યાં ગુફાકુમારી મિંચેલી આંખે સહનસિંહની આનંદ ભરી છબી નિહાળતી જાગતી પડી રહી છે, થોડી થોડી વારે હરી...હરી...કરી નિસાસા

નાંખે છે. જેમ તાજુ અને તરતનું પકડાએલું પક્ષી પાંજરામાંથી નીકળવા ફફડાટ કરી મુકે છે, તેમ સહનસિંહ વિના વિહ્વળ થએલી ગુફાની શું દશા થઇ રહી છે !

પલકમાં બીછાનામાંથી બેઠી થઇ, હળફ્રી ઉભી થઇ બારણાં ઉઘાડી બહાર આવી, જે દિશામાં અંબાજી માતાનું દેવળ છે અને જ્યાં સહનસિંહ રાત્રિ ગાળે છે, તે જગા તરફ મુખ કરી ઉભી ઉભી સર્વેશ્વરીનું સ્તવન કરી રહી છે; હે મંમાયા, હે દેવી, હે રાજ રાજેશ્વરી, હે મહાશક્તિ મારા પ્રાણાધાર સહનસિંહનું રક્ષણ કરજે ! વળી પાછી આવી સુઈ જાય છે, આળોટે છે, ઉંઘવાનું કરે છે, પણ ઉંઘ તો આવતીજ નથી. મધરાત્રિ વીતી ગઇ, લગભગ એક બે વાગવાનો વખત થયો, ત્યારે એક નિંદ્રા લઇ ગિરીરાજ જાગ્રત થયો; તે વખતે નારીનો વલોપાત ચાલી રહ્યો છે, તે પોતે આંખો મીચી સાંભળી રહ્યો છે. થોડી વારે બોલી ઉઠયો. હે નારી, કેમ કાંઇ ગાંડછા થઇ કે શું, દેવીના દેવળેજ રાત દિવસ રહેવું એવી ઝંખના થવાનું કારણ શું છે? મને તો કાંઈ સમજણ પડતી નથી !

ગુફા—નાથ, આજે તો મને ઉંઘજ આવતી નથી.

ગિરી—તેનું કારણ ?

ગુફા—તે મને સમજાતું નથી.

ગિરી—ત્યારે આંખ મીંચીને છાનાં માનાં પડયાં રહો ! બકબકાટ કરી બીજાની ઉંઘ ન બગાડો !

ગુફા—વારૂ નાથ ! હવે નહિ બોલું, આપ સુખે નિદ્રા લ્યો. હે સુર્ય દેવ હવે તો ઉદય થઇ જગતને જાગ્રત બનાવો !

ગિરી—કેમ સુર્ય નારાયણનું સ્મર્ણ થાય છે ? જાણે ક્યારે વહાણુ વહાય ને દેવી દેરે જાઉં, એવાજ વિચારથી થતું હશે ?

ગુફા—ના નાથ એવું તો કાંઈ નહિ, આપ આજ્ઞા આપશો, ત્યારે જઇશ, સુર્ય દેવને તો મેં સ્વાભાવીક યાદ કર્યા.

ગિરી—અત્યારે તો શાન્ત થઈ જાઓ ! દેવીના દેવળ પાસે મકાન બંધાવામાં તમારૂં ચિત્ત લાગ્યું હોય તો તે તમારી મરજી મુજબ ભલે કરો !

ગિરીરાજની આજ્ઞાથી દબઇ ચંપાઈ ગુફાકુમારી શાંત રહી ગઇ; આંખ મીચી એટલે થોડીજ વારમાં ઉંઘે ઘેરી લીધી. થાકી પાકી ઉંઘી તો ખરી, પણ સહનસિંહની સુરતીએ સ્વપ્નામાં આવી સવારના પહોરમાં ગુફાને જાગ્રત કરી દીધી. જાગ્રત થઈ એવીજ હાંફલી ફાંફલી આમ તેમ ફરતી દાતંણ પાણી કરી નાહી ધોઇ, સુંદર વસ્ત્ર પહેરી સહનસિંહની મુલાકાત લેવા દેવીને દેરે જવા તૈયાર થઇ ગઈ.

ગુફાની ઝડપ જોઈ ગિરીરાજ તો તાજુબી પામ્યો; શું આ નારીની ધર્મ કાર્ય પર પ્રિતી ! આવા વિચાર મનમાં આવવાથી સામું જોતાંની સાથે ગુફાને જવાને માટે પરવાનગી આપી દીધી.

સ્વામીની આજ્ઞા મળતાંની સાથે ગુફાએ પાલખી તૈયાર કરાવરાવી બેસી ગઇ અને ઉચકનારાને દેવીને દેવળે જવાની આજ્ઞા કરી દીધી.

રાયજાદીનો હુકમ થતાંની સાથે ઉચકનારા ઉતાવળે ચાલ્યા, રામા રમણ કરતી, સહનનું ધ્યાન ધરતી તંબુએ આવી પહોંચી, તે વખતે સવારની સર્વ ક્રિયાથી પરવારી સહનતારા બેઠી છે.

ગુફાએ પાલખીમાંથી બહાર આવી પ્રથમ સહનના ચરણમાં પ્રણામ કર્યાં, પછી દેવીના દેવળની ધ્વજા સામું જોઇ હાથ જોડી ડોકું નમાવ્યું. ત્યાર પછી સહનને પૂછ્યું. કેમ આજની રાત્રિ કેવી ગઇ ?

**સહન**—આખી રાત્રિ જાગરણ !

**ગુફા**—આવા વગડામાં ઉંઘ નહિજ આવી હોય ! તમારે કોઇ વાતની બીક ન રાખવી, તમારા અંગના રક્ષણ માટે મેં ઘણા ચોકી પેરા રાખ્યા છે.

**સહન**—સુંદરી, કાયાના ભયથી નિદ્રા નથી આવતી એમ નહિ પણ પ્રેમદા તમારા ચંદ્ર સમાન ચળકતા મુખની કાંતિનો વિયોગ, એ વિયોગ પીડાના વિચારમાં અખંડ ઉજાગરો થયો.

**ગુફા**—જેમ મને થયું તેમજ તમને પણ થયું.

**સહન**—તમને પણ નિદ્રા નહિ જ આવી હોય ?

**ગુફા**—આખી રાત અજંપો !! હું તો હવે તમારા વિના એક પળ પણ રહી શકીશ નહિ; આપના વિયોગે પ્રાણ ત્યાગ કરીશ. મુખની મધુરી ચરણની દાસીને દુઃખના દરિયામાં ડુબતી મૂકી જશો નહિ. આ સુંદિર ધામ તમારેજ માટે બંધાય છે, તેમાં રહી સર્વ વૈભવનો ભોગ અહીંજ લ્યો !

**સહન**—મધુરી કોયલ સરખા અવાજ વાળી કામની; તમો સદા મને અહીંઆંજ રાખવાની ઇચ્છા કરો છો. તેમજ મારે પણ અહીંજ રહેવાની મરજી છે. પ...ણ તેમાં આપણા બન્નેના જીવ જોખમમાં છે

**ગુફા**—મારા હૈયાના હાર સહનસિંહ ! જીવ જોખમમાં છે એવું ભાર રૂપ વચન શા માટે બોલો છો ! મારી સાથે સ્નેહ જોડતાં જીવનું જોખમ કદી ન થાય !

**સહન**—સલુણી સમજો કાંઇક સમજો ! આટલા બધા મનુષ્યની

નજરે જે વાતચીત ચાલે છે, તે છાની છૂપી કે ઢાંકી રહેવાની નથી, કાળે કરીને ગિરીરાજને કાને જશે તે વખતે માઠાં પરીણામ આવશે. હું તો એમજ ધારૂં છું કે હવે મારે અહીંથી ચાલ્યા જવું જોઇએ. અરે પણ જીભ જવાનું કહે છે અને અંતર અકળાય છે કે આવી સુકોમળ સુંદરીનો સંપુર્ણ ભોગ લીધા વગર જવું એ નિરંતરને માટે મનનો બળાપો છે. હે ગુશ હે ગુશ હે ગુશ !

સહનસિંહના મુખથી નીકળતા શબ્દો સાંભળી ગુશકુમારી નીચુ જોઇ રોવા લાગી; બંન્નેનો પ્રેમ પરસ્પર એવો તો સજડ થયો કે જાણે સારસ પક્ષીનું જોડું, એકને વિયોગે બીજુ નજ જીવે! અહીં તંબુમાં નવ નવાં ભોજન આરોગતી અને સહનતારાને આરોગાવતી ગુશકુમારી હાસ્ય વિનોદમાં રમી રહી છે, કડીઆ, સુતાર, સલાટ વિગેરે કારીગરો પોત પોતાનાં કામ કર્યેજ જાય છે, સાંજ પડયે સૌ ઘેર જાય છે, ત્યારે થોડી-વારે, પતીના ભયથી ગુશકુમારી પણ જાય છે, ઘેર જાય છે તો ખરી પણ જાણે ગાંડા જેવી, બેભાન અવસ્થા વાળી, ન ખાવુ ન પીવુ કે ન સુખે સુવું, આખો દિવસ સહનના સંગથી સુખમાં અને આનંદમાં, આખી રાત્રિ સહનનાજ વિયોગે દુઃખમાં, આ પ્રમાણે ઘણા દિવસ ચાલ્યું. બરાબર ધારેલી યોજના પ્રમાણે મકાનો તૈયાર થઈ ગયાં, એવાં શુશોભીત, રળી-આમણાં, મજબુત અને ભવ્ય મકાન થયાં કે જેને જોઇને રાજા પહાડ-સિંહ હર્ષ પામી ગયા, રાજાએ મકાનો જોઇ પૂત્ર વધુને ધન્યવાદ આપ્યો, અને પોતાના આખા કુટુંબને તે મકાનો જોવાને બોલાવ્યું; તેની સાથે નગર વાસીઓ, પણ આવ્યાં. મકાન જોઇ સર્વે બોલતા ચાલ્યા કે આ કામ રાજાજીએ ઘણું સારૂં કર્યું, આમથી જતા આવતા વટેમાર્ગુનો વિશ્રામ ઠામ પણ કહેવાય, અને સંતસાધુને સદાવ્રત પણ મળે. આવા દિવ્ય અને ભવ્ય મકાનો બનવાથી ગુશકુમારીનું માન વધ્યું; અને તે આખા ઘરનાંને પ્રિય થઈ પડી. માત્ર વિલાસતારા સિવાય !

હવે તો રાત્રે એકલાં કમાડ બંધ કરીને સુઇ રહે તો પણ કોઇ પ્રકારે ભય લાગે નહિ; એવું મકાન બનવાથી, બ્રાહ્મણી, કુંભારણી અને ઘાંયજી સિવાય સર્વેને રજા આપી દીધી.

બ્રાહ્મણી રસોઈ કરી આપે છે, કુંભારણ વાસણ સાફ કરી આપવાનું તથા પાણી ભરી લાવવાનું કામ કરે છે, અને ઘાંયજી વાસીદાં એંઠ-વાડ વિગેરે બાકીનું બધુ કામ કરે છે.

મકાન બની ગયું એટલે ગુશને આખો દિવસ રહેવાનું બંધ થયું,

ધિમે ધિમે રોજ આવવાનું પણ બંધ થયું; જેથી ગુફાને વધારે ફિકર ચિન્તા થવા માંડી. જ્યારે વખત મળે ત્યારે છાંની છપની આવી સહનની મુલાકાત લઈ જતી.

ગુફાનું ઘણી વખત આવવું, બારોબાર સહનસિંહનેજ મળીને જવું; એ બન્નેનું હસવું બોલવું, એ સઘળી લીલા જોઇને ભટાણીના મનમાં એમ થયું કે, આ પુરૂષ સાથે આપણી બાઇને, છૂપો અને ઘાટો સબંધ છે, જો આ વાત કાળે કરી રાજકુમાર જાણશે તો કમાણી તો ક્યાંય જતી રહેશે અને જેલ કે જમપુરી જોવા વખત આવશે. તે વાત તેણે કુંભારણને તથા ધાંયજીને પણ સમજાવી દીધી, જેથી ત્રણે એક મતે થઈ, અને વિચાર કર્યો કે આ વાત આપણે રાજકુમારને જાહેર કરી દેવી, અને એમને ચેતાવીને અહીં લાવી નજરે દેખાડી દેવું, ગુફા તો કોઈ કોઈ વાર રાતમાં પણ આવે છે.

સહનતારાને સહનસિંહ સમજી વિષય ભોગની ઇચ્છા વાળી અલબેલી ગુફા, ઘણા ધક્કા ફેરા કરી ચુકી, પણ સહનસિંહથી દિલાસાનાંજ દાન અપાય છે. નારી નેહ જોડવો તો જોઇને જોડવો, જોડવો તો ફરી ન તોડવો, માટે મન દ્રઢ રાખી થોડો વખત સબૂર કરો, હું તમારા મનની ઇચ્છા પુરી કર્યા વિના અહીંથી જઇશ નહિં.

એક તરફથી બ્રાહ્મણી, કુંભારણ અને ધાંયજી ત્રણે રાજકુમારને ચેતાવવાની યોજના કરે છે; બીજી તરફથી ગુફાકુમારી પણ આંટા મારી રહી છે.

એક દિવસે સહનતારા સવારના પહોરમાં નદીમાં સ્નાન કરી, વસ્ત્ર પહેરી તૈયાર થઈ, પાછી ફરે છે તે વખતે હિમાલયમાંથી ઉતરી સાક્ષાત મુર્તિમાન ગંગા દેવી, ગંગાના પ્રવાહમાં વહન કરતાં જેમ પરકંમા વાસીઓને દર્શન દેવા અગર પોતે સાગરનાં દર્શન કરવા જતાં હોય, તેમ શણગાર વગરનાં પણ સુંદર વસ્ત્રને ધારણ કરીને, વાંસડાના [1]ત્રાપા ઉપર બેસીને પુરપાટ આવે છે. સુભાગ્યે તે ત્રાપો જ્યાં પુરૂષ વેષમાં સહન ઉભી છે, ત્યાંજ ભેખડમાં ખચકાયો. તેજ વખતે શ્રી ગંગાદેવી, કિનારા ઉપર આવી ગયાં.

એક તરફથી આવનારી કન્યા અને બીજી તરફથી સહનસિંહ બંન્ને થોડીવાર સુધી એક એકના સામુ જોઇ રહ્યાં, ગુફાકુમારી દેવીની આરતી કરી, દેવળમાંથી નીકળતાંજ સહનસિંહના સામુ જોઈ રહી હતી તેવી રીતે પણ તે ભાવથી નહિ, અને સહન ગુફાના સામુ જોઇ રહી હતી તેવી

૧ ત્રાપો=પાંચ પચીસ, વાંસડાને હારબંધ બાંધી નદીમાં તરતી મૂકેલી બેઠક.

રીતે પણ તે ભાવથી નહિ. થોડી વાર પછી સહન પૂછે છે, હે મહાદેવી તમો કોણ છો અને આમ એકલાં કેટલે દૂરથી આવો છો? હું ધારૂં છું કે સાક્ષાત ગંગાજી, સમુદ્રને મળવા ઉતાવળે જતાં હશો? દેવી કહે હે ભાઇ, હું જાઉ છું તો સમુદ્રને મળવા જ પણ તે મારાથી ડગલે ડગલે દૂર જતો જાય છે; હું ભયંકર પર્વતની ખોમાં અને કાંટા ભરેલા કોતરમાં ભરાતી ફસાતી ચાલી જાઉ છું.

દેવીની કાંન્તિ જોતાંજ ભ્રાંન્તિ પડી અને બોલને સાંભળીને તો દેવીને ઓળખી લીધી, કે આવી ઉલાસ! પણ હાલ તેને આપણી ઓળખાણ પાડવી નહિ, અરે પણ આ કરતબ્ય સાધારણ સ્ત્રિનું નથી, આ તો દેવ દાનવ કે યક્ષ કિન્નરનુંજ છે. કદાચ હું ભૂલતી તો નથી! કોઇ દેવી હોય ને કદાચ હું ઉલાસની કલ્પના કરતી હોઉ!

**સહન**—હવે તમે મુર્તિમાન ગંગાજી, મને મળ્યાં જેથી મારા અંતરની સઘળી ભાવનાઓ બદલાઇ ગઇ છે, અને હું પવિત્ર પણે તમારા સંગમાં રહેવા માગણી કરૂ છું.

**દેવી**—હે દેવાંશી નર! તમો ઇચ્છો છો તે મારાથી કબૂલ થાય તેમ નથી માટે લાચાર! કોઇ પણ પુરૂષના સંગમાં હું રહેવા માગતી નથી, મારે પુરૂષના સંગની ઇચ્છા નથી, હું તો અથડાતી કુટાતી સમુદ્રને જ મળીશ.

**સહન**—હે દેવી હવે તો જવાની વાત ન કરશો! હું તમને ઇચ્છા મુજબ ભોજન જમાડીશ અને મારા સંગમાં સુખ શાંન્તિમાં રમાડીશ; મારા મુખ આગળથી લેશ માત્ર પણ અળગાં નહિ કરૂં!

**દેવી**—તમારા શબ્દે શબ્દ મને દુઃખ રૂપ લાગે છે, સ્ત્રિ પુરૂષનો સંગ અને એકાંન્ત વાસ, એ જીવના જોખમની જગા છે.

**સહન**—સર્વને અંધકારસિંહ દેખો છો કે શું? કાતરે કાતરે કૌવચ ન હોય! ઉલાસ!

આ વચન સાંભળીને તો ઉલાસ ખમચઇ, થોડીવાર વિચારમાં પડી બોલી ભાઇ તમે મને શી રીતે ઓળખી? અને પાપી અંધકારને ક્યાંથી જાણો? હા પણ એ વાત તો જગતમાં ફેલઇ ગઇ છે, એટલે કોઇની અજાણી ક્યાંથી હોય!

**સહન**—તુ ઉલાસતારા ખરી કે નહિ; તું અમરસિંહની સ્ત્રિ ખરી કે નહિ? તું પાપી અંધકારસિંહથી હરણ કરાએલી બાળા ખરી કે નહિ?

**ઉલાસ**—હા ભાઇ હા ! ખરી તો ખરી ! તમે મને બરાબર ઓળખી લીધી ?

**સહન**—બેન ઉલાસ આજથી તું દુઃખમાંથી મુક્ત થઇ છું એમ સમજ ! આપણે બંન્ને સાથે રહી આનંદ કરીશું, અને હું તને તારી ઇચ્છા મુજબ કરવાને પુરતી મદદ કરીશ ?

**ઉલાસ**—તમે મને સુખ રૂપ થઈ પડશો કે દુઃખ રૂપ થઇ પડશો ! તેની ખરી કલ્પના અત્યારથી શી રીતે થાય ?

**સહન**—ઉલાસ ! હું ઇષ્ટના સોગન ખાઇને કહું છું કે, મારી સાથે રહેવાથીજ તારૂ કલ્યાણ છે, હું તને તારા સ્વામિનો મેળાપ કરાવી આપીશ.

**ઉલાસ**—હું તો કોઇ પુરૂષના પાશમાં રહેવા માગતી નથી, વ્યભિચારી પુરૂષો લાલચ આપી, ફોસલાવી ફંદામાં ફસાવે છે !

**સહન**—" દુધથી દાઝેલો છાસ ફુંકીને પીએ " એ વાત ખરી છે.

**ઉલાસ**—ખરી તો ખરીજ; અંધકારથી હેરાન થએલી હું અમરસિંહ વિના બીજા પુરૂષના સહવાસમાં નહિ ઉભી રહું !

**સહન**—હવે મારા કબજામાંથી કેવી રીતે જાય છે, તે હું જોઉં છું ! આટલુ આટલુ કહ્યા છતાં માનતીજ નથી !

**ઉલાસ**—હું તો આ ચાલી ! મારો ત્રાપો તૈયાર છે. હજી તણાઇ ગયો નથી. હું તો આ ચાલી !

દોડતી ત્રાપા ઉપર બેસવા જાય છે તે વખતે સહનતારાએ હાથ ઝાલ્યો અને કહ્યું કે, જરાં ઉભાં તો રહો ! મહાદેવી જરા માનો તો ખરાં ! દેવી કહે વીરા મને જવાજ દયો, હું તમારા સંગમાં રહેવા ઇચ્છા કરતી નથી. સહન કહે ગાભરાં ન થાઓ બેન ન અકળાઇ જાઓ ! તમે અત્યાર સુધી અથડાતાં કુટાતાં આવ્યાં છો તો આ સ્થાન જરા થાક ઉતારવાનું છે; કોઇ વાતે ભય ન ધરતાં મારાજ સહવાસમાં રહો ! હે ગંગાદેવી તમો મને પુરૂષ દેખો છો તે તો માત્ર વેષ છે, હું પણ તમારા જેવી સ્ત્રિજ છું. મારા શરીરનું [1]અવલોકન કરી ખાત્રિ કરો !

**દેવી**—સ્ત્રિ થઇ પુરૂષના વેષમાં રહેવાનું શું કારણ ?

**સહન**—તે કારણ અને તેની સાથે બીજાં બધાં કારણો હું થોડા દિવસ બાદ દર્શાવીશ, હાલ તો મારી સાથે ચાલો, આપણે સગી બેનોની માફક રહીશું.

સહનના અંગે અંગને તપાસતાં મહાદેવીની ખાત્રી થઇ કે આ સ્ત્રિજ

૧ અવલોકન કરવું-જોવું, તપાસવું.

છે, એટલે પોતે તેની સાથે સાથે અંબિકા માતાના દેવળે ગઇ ત્યાં મહાદેવીએ શ્રી દેવીને દંડવત્ પ્રણામ કર્યાં. સહન પણ શ્રી દેવીને પગે લાગી. બન્ને જણ બહાર નીકળ્યાં. ત્યારે સહનતારા કહે છે બેન હવે આપણે આ પાસેના મકાનમાં જવાનું છે. જેમાં રહેનાર અને આવનાર જનાર સ્ત્રિ પુરૂષો મને પુરૂષ સમજે છે, કારણ કે મારો સ્ત્રિ પણાનો ભેદ મેં તેમને સમજાવ્યો નથી. તેનાં પણ કેટલાંક કારણો છે, તેનો ભેદ હું થોડા વખત પછી સમજાવીશ. હાલ તમારે જોયા કરવું અને સાંભળ્યા કરવું, હું તમને દેવી કહી બોલાવીશ તમે મને ભાઈ કહી બોલાવજો !

સહનનું બોલવું, ચાલવું; હરવું ફરવું જોઇ દેવીને શંકા થાય છે કે આ નારીને મેં સારી પેઠે જોએલી છે, તેને પુરૂષના વેષમાં જોઈને મને ભ્રાંતિ પડી ગઇ, નહિ તો રૂપે તથા રંગે સહનતારાને મળતી છે. સહન વિચારે છે કે ઉલાસને મેં ગંગાના પુર પ્રવાહમાં ત્રાપા ઉપર તણાતી આવતી જોઇ જેથી મારા હૃદયમાં ઉચ્ચ ભાવના સજડ થઇ.

સહનસિંહ સાથે નારીને આવતી જોઈ મકાનમાં રહેલી ત્રણે સ્ત્રિયો અરસ પરસ બોલી ઉઠી. બા આવ્યાં ! ગુપ્ત બા આવ્યાં ! એમનેય આ માયડા વિના જરાય જંપ વળતો નથી. પણ પાસે આવતાં અને નિહાળીને જોતાં જણાયું કે, ગુપ્ત બા નહિ, આ તો કોક બીજી સ્ત્રિ છે.

**ભટાણી**—બેન મને તો આ ભાયડો ઠીક લાગતો નથી.

**ઘાંચણ**—તને તો અત્યારે ખબર પડી, પણ હું તો પહેલેજ દહાડે સમજી ગઇ છું કે આ ભાયડો લુચ્ચો છે.

**કુંભારણ**—વળી લુચ્ચો તે હડહડતો. એક તો આપણાં ગુપ્તબાને હથેળીમાં રમાડે છે, અને વળી બીજી બાયડી લાવ્યો; વળી જોજોને ક્યાંકથી લાવશે ત્રિજી ! આ ભાયડો ઝાઝો વખત રહેશે તો બધું ગામ બગાડશે !

**ભટાણી**—ગામ તો શું બગાડે કોક નવરીઓ હશે એને બગાડશે. મારા જેવી તો એને છાંયડેય ના ઉભી રહે !

**ઘાંચણ**—મને તો એમ થાય છેકે બાને કહીને આજેજ ચાલી જાઉ.

**કુંભારણ**—એમાં બાને શું કહેવું તું ! આપણે રહેવું હોય તો રહીએ આવા લફંગા ભાયડાની તેનાતમાં, આપણા જેવી રાંડેલીઓને રહેવાનો ધરમ નહિ, ઘડીકમાં મૌબાપનું નાક વઢાઇ જાય !

**સહન**—કેમરે ત્રણે ગુપચુપ ગુપચુપ શું વાતો કરી રહ્યાં છો, ઉતાવળે જમવાનું તૈયાર કરો મારે ઘેર મારા મનના માનીતાં મેમાન છે.

**ભટાણી**—બહુ સારૂ ! રસોઇ તો હમણાં થઇ જશે થવા આવી છે.

થોડીવારે રસોઇ તૈયાર થઇ બન્ને એનાં સાથે બેસીને જમી. ત્યાર બાદ રાત્રિના ઉજાગરાને લીધે નિદ્રાથી ઘેરાએલી દેવી સુઈ ગઈ અને તે ઉંઘી ગઇ, તે વખતે સહનતારા વિચારમાં પડી ગઇ, અરે આ તો દિવસ ઉપર દિવસ ચાલ્યા જાય છે. આ પ્રપંચથી રચાએલી બાજી રમવામાં વખતને જતાં વાર તો લાગતી નથી, પણ તે વખત વૃથા જાય છે, હવે તો અહીંથી છૂટું અને અમરને મળું, અરે હું અભાગણી અમરને વરી તો ખરી, પણ મારા પુર્વ કર્મના સંજોગે સુખ ભોગવવા ન પામી.

આજે તો સુદ પુનમની રાત્રિ પડવાની તૈયારી હતી. જેથી ગુશ્રાએ સવારથીજ સ્વામિની રજા લઈ લીધી હતી કે આજે તો હું દિવસે નહિ જાઉં પણ સંધ્યા સમયે જઇશ અને દેવીનું પુજન અરચન કરતી આવીશ. તે ધારણાએ સંધ્યાકાળે સોળ શણગાર સજી હજારો રૂપીઆનું અમ્મર પ્હેરી [1]સત્તર વર્ષે પુત્રની ઇચ્છાએ મદમાતી સિંહણ સિંહને શોધતી જાય. તેમ ગુશ્રા અતી આનંદભરી સહનસિંહની પાસે આવી. જે વખતે ગુશ્રા આવી તેજ વખતે ઘણા વખતથી નિદ્રામાં પડેલી, ગંગા દેવી જાગ્રત થઈ પથારીમાં બેઠી થઈ હાથ મોં ધોઇ સહનતારાની સોડયમાં આવીને બેઠી. તે વખતે સહન વિચારે છે કે અત્યારે આ દેવીને બોલાવીશ; અગર કોઇ પણ રીતે વાર્તા વિનોદ શરૂ કરીશ તો, તે મને સ્ત્રિ તરીકે ઓળખે છે, જો કે મેં તેને ચેતાવી છે છતાં ભૂલથી બેન કહી બોલાવશે, તો ગુશ્રા બીજાજ વહેમમાં પડી જશે. એટલે એક એકના સામુ જોતાં ત્રણે જણ બેસી રહ્યાં છે. ગુશ્રાના રોમે રોમમાં ઝેર ઝેર થઇ ગયું છે. અરે આ શું કાંઇકથી બીજી સ્ત્રિ લાવ્યા જો ! એમની પોતાનીજ સ્ત્રિ હોય અને શોધતી ફરતી અહીં આવી હોય તો તો આ સ્ત્રિ કોઈ અલૌકિક છે. પોતે તો કહેતા હતા કે મારી સ્ત્રિ મને ગમતી નથી. તે વાત જૂઠી છે. સળગતી અને ઇર્ષા રૂપી ઝેરથી બળતી ગુશ્રા બોલ્યા ચાલ્યા વિના ઉઠીને ચાલી ગઈ. ગુશ્રાને ઘેરથી નીકળીને સહનતારાની પાસે ગએ થોડીજ વાર થઇ છે, તે વખતે વિલાસતારા સહજ સ્વભાવે ભાભીને મળવા આવી; ત્યારે ભાઇએ કહ્યું કે, બેન તમારાં ભાભી તો હમણાંજ અંબાજી માતાએ ગયાં.

**વિલાસ**—હમણાંનાં તો મારા ભાભી માતાએ બહુ જાય છે ભાઇ ?

**ગિરી**—હા બેન, હમણાં વળી એજ ધૂન લાગી છે.

---

1 સિંહ તથા સિંહણનો આખી જીંદગીમાં એકજ વખત સમાગમ થાય છે

**વિલાસ**—ધણીની મરજી હોય તો ધણીઆણી ફાવે તેવા કુદકા ભરે! વળી ત્યાં રોકાય છે પણ વધારે વાર!

**ગિરી**—હા બેન, ધણીવાર તો રાત્રિ પણ ત્યાંજ ગાળે છે! તે સઘળુ મારી મરજીથી વિરૂદ્ધ છે.

**વિલાસ**—ભાઇ; તમારી મરજી વિરૂદ્ધ હોય તો ગુફામાં અઘોરી હડીઓ ન કાઢે! જરા જૂવો તો ખરા, ત્યાં શુ થાય છે, ક્યાં રોકાય છે, ક્યાં બેસે છે, ક્યાં સુવે છે, વળી નવા બંધાવેલા મકાનમાં કોણ કોણ મુસાફર આવ્યા છે?

બેનનાં વચન સાંભળી ગિરીરાજ રણસંગ્રામમાં જવાના વેષે તૈયાર થઇ હથિયાર બાંધી, ઘોડેશ્વાર થઇ, અંબાજી માતાના દેવળ તરફ ચાલી નીકળ્યો.

આમથી ગિરીરાજ નિકળ્યો છે, સામેથી માતાએથી ગુપ્તાની રજા લઇ સવારે આવવાનું કહી નિકળેલી, ભટાણી, ધાંયજી અને કુંભારણ ત્રણે સામી મળી. એકલી સ્ત્રિયોને રાતને પહોર આવતી જોઇ ગિરીરાજ કહે કોણ છો ક્યાંથી આવો છો? શબ્દ સાંભળી રાજકુમારને ઓળખી ત્રણે કંપી ગઈ પણ હિમ્મત રાખીને બોલી, સરકાર અમે છીએ.

**ગિરી**—અમે એટલે કોણ?

**ભટાણી**—હું બ્રાહ્મણી છું, આ ધાંયજી છે, અને આ કુંભારણ છે.

**ગિરિ**—તમો ત્રણે ક્યાંથી આવો છો?

**ભટાણી**—મને રસોઈ કરી આપવા, આ ધાંયજીને બીજુ કામકાજ કરવા અને આ કુંભારણને પાણી ભરવા તથા વાસી વાસણ અજવાળવા ગુપ્તાબાએ રાખ્યાં છે.

**ગિરી**—ક્યાં રાખ્યાં છે, અને એ સઘળુ કોને માટે કરવાનું છે?

**ભટાણી**—કોઈ સારા આબરૂદાર ગ્રહસ્થ અગર રાજકુટુંબ દેવીને દેરે આવી રોકાય તેને માટે!

**ગિરી**—હાલમાં કોઇ ત્યાં આવ્યું છે?

**ભટાણી**—સરકાર અમારો અપરાધ ન ગણશો! મકાન બાંધવાની શરૂવાત કર્યા પહેલાં કોઇ રાજકુમાર આવ્યો છે, એમનું કામ ને બીજાનું નામ, આ મકાનો પણ એમને રોકવા માટે જ ગુપ્તાબાએ બંધાવરાવ્યાં છે. મકાન તૈયાર થતાં પહેલાંતો તંબુ તણાવી તેમને રાખ્યા હતા, જ્યારથી અમોને રોક્યાં છે, તે પહેલાના તે રાજકુમાર જેવા શોભતા દેવ પુરૂષ ત્યાં આવ્યાં છે.

**ગિરી**—વિલાસની ભાભી ત્યાં જતી તો હશે ?

**ભટાણી**—ભલે તમને દેવીનાં દર્શનનું કહી નીકળતાં હોય, પણ દેવીના દ્વારમાં તો પગ પણ દેતાં નથી, માત્ર તે પુરૂષની પાસેજ બેસી રહે છે, નથી જોતાં સાંજ સવાર કે મધરાત !

આ બાઇઓનાં બોલ સાંભળી રાળનો ભડકો થાય તેમ ભભુકી ઉઠયો અને એકદમ ઘોડો દોડાવી મૂક્યો, ગિરીરાજ દેવીના દેવળે આવ્યો ત્યારે બરાબર મધરાત થઇ હતી.

સહનની પાસેથી સુનમૂન ઉઠીને ચાલી ગએલી ગુપ્રા હજી ઘેર ગઇ નથી પણ મેંનો એક ઝાડની છાયા નિચે સુકાવરાવી, પોતે તે મકાનની આસપાસ ફર્યા કરે છે, કે જેમાં સહન તથા દેવી સાથેજ સુતાં છે, અવાજ કરવો નહિ, દ્વાર ખખડાવવાં નહિ, અને અંદર પ્રવેશ કેવી રીતે કરવો તેનો લાગ જોયા કરે છે.

રીસમાં અને રોષમાં આવેલા ચીડાએલા નાગની માફક ફુંફવાડા મારતો; આ મકાનમાંજ તે પુરૂષ હશે, એમ સેજ દીવાના ઉજાસથી કલ્પના કરીને; ભાલાની અણી ભોંય ઉપર દબાવી ભિંતે છેડો ઠેરાવીને સુર ભર્યો ગિરીરાજે કુદકો મારી બારીનો દંડો ઝાલી લીધો, અને અતી પ્રયાસે જોર કરી મેડામાં કુદી પડયો, મકાનના ઘેરાવમાં થોડો આગળ વધ્યો, ત્યાં એક હવા ઉજાશને આવકાર આપી રહેલા ઓરડામાં, બે માણસ સુતેલાં જોયાં, એક પુરૂષ અને તેની સાથે તેના અંગને અડીને સુતેલી સ્ત્રિ.

ગિરીરાજ ઉપર ચઢી ગયો, તે ગુફાએ દુરથી જોયું પણ તેણે એમ કલ્પના કરી કે, આજે કોઈ નવિન સ્ત્રીને લઇ સુતા છે તેનો ધણી તેને શોધતો આવ્યો હશે, લાવ્ય હું પણ ઉપર જાઉ અને બનતા પ્રયત્ને સહનસિંહના પ્રાણ બચાવું !

આવા વિચાર આવતાંની સાથે ખાલી ઉભેલા ઘોડાને ભિંત સરેસો ઉભો રાખી, તેના ઉપર ઉભી થઇ, કળથી તથા બળથી તે પણ ઉપર ગઇ.

ગિરીરાજ પુરૂષની સાથે સુતેલી નારી જોઇને આ મારીજ સ્ત્રી છે એમ કલ્પના કરીને સજાઇઆની ધાર જેવી ધાર વાળી તલવાર કાઢીને, દાંત પીસતો નારીને ફીટકારતો ઉભો છે. તેની પાછળ ઉભી ઉભી ગુપ્રા સ્વામીને ઓળખીને કંપે છે.

અરે હે કુલટા ! વ્યભિચારણી, નાલાયક સ્ત્રિ, તું આ દશાને પહોંચી છું એવી મને પ્રથમથી ખબર ન પડી, પાપણી તેં મને દગો કર્યો, ઉપ-

રથી પ્રિતી દર્શાવતી દારા તું મારાથી છળભેદ રમી, તેં પાત્રનું પારખુ ન કર્યું, મારા પ્રેમનો દયાનો અને તને મળેલી છૂટનો તેં અવળો ઉપયોગ કર્યો. હા...ય શું કરૂ શું કરૂ ! બસ એ કુતરીને તો હું જીવતી નજ રાખું, પ્રથમ મારૂ આ નરને અને પછી મારૂ તે પાપણીને ! લેજો ભગવતી ભોગ ! જોરથી સહન ઉપર તલવારનો ઘા કર્યો.

આ કરતાંની સાથે, સબુર ! ગિરીરાજ સબુર ! અવાજ કરતો દિવ્ય દેવકુમાર આકાશમાંથી આવ્યો, અને સહનના ગળા ઉપર પડતી તલવારનો ઝટકો પોતાના હાથમાં ઝીલ્યો, તે દિવ્ય પુરૂષના હાથમાંથી લોહીની ધારા ચાલી રહી છે, સહન તથા દેવી બંન્ને જાગી ઉઠયાં છે; અને નારી ગુફાકુમારી પાછળ ઉભી કંપ્યા કરે છે.

સદા સહનના રક્ષણમાં તતપર અને તૈયાર, સ્વર્ગમાંથી આવી હાથમાં ઝટકાને ઝીલનાર, શનીકુમાર જોરથી અવાજ કરી ગિરીરાજને કહે છે, વિચાર કર ગિરીરાજ કોના ઉપર ઘા કરે છે, જેના ઉપર તું ઘા કરે છે, તેતો તારી મનથી માનેલી બેન સહનતારા છે, એ નર નથી પણ નારી છે, અને તે મારી આજ્ઞાથીજ પુરૂષ વેષમાં ફરે છે. સહનતારાની સાથે સુતેલી સ્ત્રિને તું તારી સ્ત્રિ સમજી ક્રોધાયમાન થયો, પણ તારી સ્ત્રિ તો તારા પાછળ ઉભી છે, તે પણ નિર્દોષ અને પવિત્ર છે. ( શનીકુમાર આકાશ માર્ગે ઉડી ગયો. )

શનીકુમારના ગયા પછી, ગિરીરાજ સહનતારાની પાસે આવી પગે પડયો અને કહ્યું કેમ બેન સહનતારા ?

**સહન**—ભાઇ ગિરીરાજ; હું અત્યાર સુધી સ્વામિની વિયોગી બની, જંગલે જંગલ ભટકતી અહીં આવી પહોચી છું, ભાઇ આપણે બે છૂટાં પડયાં ત્યાર પછી મારા અંગ ઉપર હુમલો કરવાને બે બારવટીઆ જંગલમાં મારી કેડે પડયા, તેમને પ્રગટ થનાર શનીકુમારે મારી મને છોડાવી અને આજ્ઞા કરી કે આજથી તમારે પુરૂષ વેષમાં ફરવું ? આવ બેન ગુફા બેસ મારી પાસે, તેં જે જે યોજનાઓ કરી છે તે રૂડીજ કરી છે, તું પવિત્ર અને પુજ્ય છું; તેં મારી જે સેવા બજાવી છે તે માટે હું સદાને માટે તારી આભારી છું; તારી સ્વામિ પ્રત્યેની ગાઢ પ્રિતી જોઇ હું આનંદ પામી છું. ( ગુફા સહનની બાજુમાં લપાઇ, સ્વામિ તરફ ઘુંઘટ કાઢી ઠાવકી થઇ બેઠી, પણ તેનું હૃદય તો ધડકયા કરતું હતું. ) વીરા, પુરૂષ વેષમાં ફરતાં સ્વામિની મુલાકાત વગડા વચ્ચે વાવ ઉપર થઇ; પણ તેમણે મને ઓળખી નહિ; સહનસિંહ નામથી જાહેર પડેલી હું મિત્ર તરીકે તેમની

સાથે ફરવા લાગી, તેમની સ્ત્રિના નામને મળતુ મારૂ નામ પ્યારૂં લાગવાથી મને વારંવાર બોલાવતા, એક દિવસે સાધુ વેષમાં ઘોડેશ્વાર થઇ અંધકારસિંહ ત્યાંથી દોડતો જતો હતો, તેને પુછવાથી સમજાયું કે લાહોરમાં ઉલાસતારાનો સ્વયંવર થાય છે, તે સાંભળી હું તથા મારા સ્વામિ બન્ને ચાલ્યા અને સ્વયંવર જીતવાના અવસરમાંજ ત્યાં પહોંચ્યા, અમારા પહોંચતાં પહેલાં કોઇએ સ્વયંવર વિજય કર્યો નહોતો, કારણ કે તેની શરતો કારમી અને કપરી હતી. સર્વ ક્ષત્રિયો નિચેજ બેઠા હતા, તે વખતે તમારા બનેવીએ ધાર્યું બાણ માર્યું અને જીત મેળવી; ત્યાર પછી લગ્ન કઇ વખતે કરવું તે વાત ચાલતી હતી; એવામાં ખબર આવી કે અંધકારસિંહ ઉલાસતારાને લઇ ગયો. તેજ વખતે મારા સ્વામિયે મને પોતાનો મિત્ર સમજીને આજ્ઞા કરી કે, જાઓ સહનસિંહ ! પાપી અંધકારને પકડો, અને ઉલાસને છોડાવી લાવો ! તે વખતથી દોડયા કરૂ છું, આમથી આમ ફર્યા કરૂ છું. અહીં આવવાથી જાણે મારે પિયર આવી એટલો આનંદ થવાથી થોડા દીવસ રહેવાનું મન થયું. પાસે બેઠેલી દેવી બોલી બેન હુંજ ઉલાસતારા છું. ત્રણે ઝબકીને બોલ્યાં હેં હેં ઉલાસ અહીં શી રીતે !

**ગિરીરાજ**—ઉલાસ બેન અહીં શી રીતે આવ્યાં, તે આપણે ધિમે ધિમે જાણીશું; હાલ તો સર્વે આપણે ઘેર ચાલો !

**સહન**—ગિરીરાજ, મારો ને તારો જે ભાઇબેનનો સંબંધ બંધાયો છે અને હું જે શાલ્યા રાણીને માતાજી કહી બોલી છું, તે મરતાં સુધી ભૂલવાની નથી, પણ તું અમને ઘેર ન લઇજા વીરા ! અમને અહીંઆંથીજ રજા આપી દે એટલે હું તથા ઉલાસ બંન્ને અમારા સ્વામિની શોધ કરતાં ચાલ્યાં જઇએ, અમે સદા વગડામાંજ વાસો કરીએ છીએ, રંગમહેલમાં રહેતાં નથી રૂડાં એટલે દુધ ઘીનાં ભોજન લેતાં નથી, સુલામ બીછાને સુતાં નથી, માટે એવો ખોટો આગ્રહ તો તું જવા દે !

**ગિરી**—નહિ બેન, લાંબે વખતે આવ્યાં છો; એટલે ઘેરતો લઈ જઇશ, મારાં માતાપિતા તમને જોઇને કેટલો આનંદ પામશે ?

**સહન**—વીરા એ વાત ખરી છે, આનંદતો પામશે પ...ણ.

**ગિરી**—એ પણ બણ જવા દયો, ચાલો તૈયારી કરો ! લ્યો સવાર તો થયું.

**સહન**—ચાલો ત્યારે ભાઇ ! વળી થોડા દિવસ ત્યાં રહીશું ! પણ હુંતો પુરૂષ વેષમાં છું. હું ધારૂ છું કે પુરૂષનો વેપ અહીંજ ઉતારૂ; મારાં પુરૂપ વેષનાં લુગડાં અને આ ઘોડો પણ અહીંજ રાખુ, તેને તમારા

માણુસો સંભાળશે. જ્યારે જઇશું ત્યારે અહીંથીજ ધારણ કરીશું.

**ગિરી**—હું એક સવારને દોડાવી મેના પાલખી મગાવું ?

**સહન**—તેતો અમારા કામમાંજ નહિ આવે. સ્વામિની વિયોગી નારીઓને વૈભવ ન હોય; અમે તો ચાલતાંજ આવીશું.

**ગિરી**—ભલે તેમ કરો !

સહન, ઉલાસ. ગુફા તથા ગિરીરાજ ચારે જણુ ચાલતાંજ નીકળી પડયાં. માર્ગમાં ધીમે ધીમે ચાલે છે, અવનવી વાતો કરે છે; પણુ ગુફા તો જાણે તેલમાં માંખ ડુબી !

**સહન**—કેમ ગુફા કુંવરી ! તમે તો કાંઈ બોલતાંજ નથી, તમારો હસતો ચેરો પણુ કરમાયો લાગે છે, આવું ન કરીએ, અમે તો સ્વામિ વિયોગીની છીએ એટલે અમારે તે લ્હાવો લેવાનો સમય નથી, પણુ તમને તો ઇશ્વરે હસવા બોલવાનો વખત આપ્યો છે, માટે તે અવસરને વૃથા વીતવા ન દેવો !

ગુફા કે જેણે સહનને પુરૂષ સમજી પુરૂષવત્ પ્રિતી બાંધી છે, પોતાના સ્વામિ ઉપરની અપ્રિતી દર્શાવી છે. વળી સહનને [1]જારીણી પણુ કહી ચુકી છે. એ રીતે ગુનામાં આવી છે એટલે શું બોલે !

**સહન**—ગુફા; જ્યારે તમે આમ સુન મૂત રહેશો ત્યારે તો અમને તમારા સહવાસમાં બીલકુલ નહિ ગમે, અમારાથી એક દિવસ પણુ નહિ રહી શકાય ! ત્યારે અમારા આવવાથી તમો નારાજ હશો એમ સમજાય છે ?

**ગુફા**—અરે એમ તે હોય ! તમારા આવવાથી હું તો અત્યંત ખુશી છું, હું તો તમને મારાં વિલાસ બા કરતાં પણું વિશેષ ગણું છું.

**સહન**—ત્યારે હસો બોલો ! આનંદમાં રહો ! લ્યો વાત કરતાં ગામ આવ્યું, ભાઇ ટુંકે રસ્તે લાવ્યા કે શું ?

**ગિરી**—બેન આપણે પહાડની પરકંમા કરવા ન ગયા; આ રસ્તો પહાડની અંદરથી જાય છે.

**સહન**—હું જ્યારે પહેલીજ પર્વતપુરમાં આવી ત્યારે આ પહાડ ઉ-પર થઇને આવી હતી.

મહેલમાં પેસતાંજ ગુફા કુમારી સાસુને પગે પડીને કહે છે બા, સહન બેન તથા ઉલાસ બેન આવ્યાં છે.

**શલ્યારાણી**—વળી સહન બેન કીયાં ?

---

૧ જારીણી=જાર કરમ કરનારી, વ્યભીચારણી.

**ગુફા**—ભૂલી ગયાં માતાજી! આપણે ઘેર આવી ગયાં છે ને?

**શલ્યા**—અહા! સહનતારા!

**ગુફા**—હા અને સાથે ઉલાસતારા!

**શલ્યા**—ક્યાં છે, ચાલ મને એમની પાસે લઇ જા!

શલ્યારાણીને જોતાંજ સહનતારા જેમ પોતાની જનેતાને બાઝે એમ બાઝી, અને રોવા લાગી, ઉલાસ પણ માતાજીને પગે પડી આંખમાં આંસુ લાવી બાજુ ઉપર ઉભી રહી, વળી ગુફા કુમારીના રડવાનો તો પારજ નથી. ગિરીરાજ પણ બાજુ ઉપર બેસી આંસુ ખેરવ્યા કરે છે, ત્યાં રાજાધિરાજ પહાડસિંહ આવ્યા, કેમ શું છે, સર્વેની આંખમાંથી આંસુ કેમ જાય છે? આવા શોકજનક સમાચાર ક્યાંથી આવ્યા છે; આ બે બાળાઓ કોણ છે. થોડાં આંસુ પડવાથી હર્ષનો અને વધારે આંસુ પડયા પછી શોકનો ઉભરો સમાય છે તેમ થોડીવારે સર્વે છાંનાં રહ્યાં. રાણી સ્વામીને કહે છે પતી આ આપણી સહનતારા છે.

**રાજા**—બહુ સારૂ, બેન શરીર તો સારૂ છેને?

**સહન**—હા બાપા, સર્વેશ્વરની કૃપાથી!

**રાજા**—અમારા જમાઈ અમરસિંહ સાથે તારો મેળાપ થયો બેન?

**સહન**—( આડુ તથા નીચું જોઇને ) હા થયો તો ખરો પણ નહિ થયા જેવો! ( સહન શરમાય છે એમ સમજી એ વાત ટુંકી કરી. )

**રાજા**—આ સાથે બીજી બાળા કોણ છે?

**રાણી**—એ ઉલાસતારા!

**રાજા**—વાહ! ઘણી સારી વાત; બેટા ઉલાસ આ તમારા બાપનું ઘર સમજજો. અહીઆં નિર્ભય રહો! કહો તો હું પેગામ મોકલી તમારા પિતાને ખબર આપુ? બિચારી પંદર પંદર સોળ સોળ વરસની બાળાઓને રણવગડામાં રખડવાનું સર્વેશ્વર સવેશ્વર!

**ઉલાસ**—પિતાજી, મને તમો સર્વેની પ્રિતી, તથા દયાળુ અને પ્રેમાળ સ્વભાવ જોઇ, મારાં માતા પિતા વીસરી જવાય છે, જાણે હું તો મારાં માબાપની પાસેજ ઉભી છું. ગુફા ભાભીના સહવાસમાં ગમશે પણ ખરૂ!

**રાજા**—અરે હજી તમે મારી વિલાસને જોઈ નથી. કોઇ વિલાસને બોલાવી લાવો!

વિલાસ પોતાના એકાંન્ત ઓરડામાં જાગ્રત થઈ, દાતણ પાણી પરવારી શિતળ જળથી સ્નાન કરી સુર્યનું પુજન તથા દર્શન કરી માતાનાં

દર્શન કરવા આવતી હતી, તે વખતે દાસીના કહેવાથી દોડતી આવી માતા પિતાને પ્રણામ કરી ઉભી રહી.

વિલાસ તે વિલાસજ; જેવી દ્વારમાં પેઠી તેવોજ ઉજાશનો ગોળો સર્વની આંખોને અંજન કરવા લાગ્યો, નખથી શિખા સુધીના સર્વ અવયવો જાણે બ્રહ્માએ નવરાશની વખતે ઘડયા હોય, જેમ અંધારામાં દીવો થાય, વાદળથી ઘેરાએલો ચંદ્રમા નિરાળો થતાં પૃથ્વિદેવીને પ્રકાશ આપે તેમ, વિલાસના આવવાથી ઓરડો ઝળકી રહ્યો છે; વિલાસનું ચંદ્ર વદન તથા તેના અંગ ઉપરના હીરા રત્નના શણગાર તે આખા મહેલને દીપાવી રહ્યા છે. ઉલાસ તથા સહનતો જેમ ચંદ્ર દર્શનથી કમળની પાંખડીયો બીડાઈ જાય; પોયણાં પડી જાય, તેમ વિલે મોઢે બેસી રહી છે. થોડી વારે સહન બોલી.

**સહન**—માતાજી, હું ગયા વરસમાં આવી ત્યારે વિલાસ બેનને નહિ જોએલાં ?

**શલ્યા**—દિકરા, તેતો મોસાળજ મોટી થઈ છે, હમણાં અહીં લાવ્યાં; ચાર પાંચ માસ થયા હશે ! એને તો હજીએ એને મોસાળ જવાની મરજી છે. બેન વિલાસ; આ માળવાના રાજકુંમાર, અમરસિંહ સાથે વરેલી સહનતારા તથા આ ઉલાસતારા.

**વિલાસ**—અતી હર્ષની વાત; દુઃખીને દિલાસો આપવો એજ આર્ય પ્રજાનો ધર્મ છે, આ સહન બેન સ્વામીનાં વિયોગી છે અને આ ઉલાસ બેનના દુઃખનો તો પારજ નથી. મારા મામાને ત્યાં રહી, ઉડતી અફવાથી ખબર સાંભળી છે કે ઉલાસની વાંસે પાપી અંધકારસિંહ પડયો છે, તે તેને વારંવાર પકડી લેછે અને નાસી જાય છે.

**સહન**—સત્ય છે બેન એનો પાકો શત્રુ છે, અને મારો તો મામો મુવો છે.

**ઉલાસ**—એના સિવાય બીજા કોઇનો મને ડર નથી, જોકે આજે હું નિર્ભય સ્થાનમાં નિર્ભય પણે બેઠી છું, પણ હજી મારા મનમાં એજ ઉભરા આવ્યા કરે છે કે જાણે હમણાં આવશે, અને મને ઉપાડી જશે.

**ગિરી**—શું !! સિંહની મૂચ્છના વાળ શિયાળ તાણી જશે ? જો આ પર્વત પુરની હદમાં આવી ઉલાસના સાસુ પણ જૂવે તો એમ સમજવું કે એનો આવરદા ટુંકો થઇ ગયો. એનું આવી બન્યું !

**ઉલાસ**—ભાઇ એ પ્રપંચી પાપીની કપટ કળાને કોઈ ના પહોચે.

**રાજા**—બેન ન ગભરાઓ, એના કપટને ચપટ કરવાની શક્તિ મારા

ગિરીરાજમાં છે, અમારી હદમાંથી ઉલાસને ઉઠાવે તો અન્ન જળનો ત્યાગ કરી વન વન ભટકી પાપીનો પ્રાણ જ લે !

**શલ્યા**—હવે ઘણું કહેવાથી વધારે છે ? બે ફિકર રહો ! બેન વિલાસ તારે આ બંન્ને બાળાઓના સહવાસમાંજ રહેવું !

**વિલાસ**—જેવી માતાજીની આજ્ઞા ?

**શલ્યા**—બેન સહન; આ પુત્રિ વિલાસને નિતી રીતીના અને સ્વધર્મ બજાવવાના સારા સંસ્કાર પડયા છે, તે તમને પણ સહવાસથી સમજાશે. ( સર્વે પોત પોતાને સ્થાને વેરાઈ ગયાં ).

ઉલાસ કહે બેન સહન આ વિલાસ તો રત્ન છે, દેવાંગનાઓનું પણ માન મુકાવી દે તેવી છે. [1]પરમેષ્ટિ પણ કેવાં કેવાં રત્નો પૃથ્વિમાં પેદા કરે છે !

**સહન**—રૂપ ગુણનું છોગુ છે છોગુ ! કલગી છે કલગી !

કમરના અંગ ઉપર તલવારનો ઘા કરી, તેને મૂર્છાગત કરી, ઉલાસને લઈ નાઠેલો અંધકારસિંહ, પુરપાટ પાંચેક ગાઉ જતો રહ્યો, ત્યાંથી ઘોડાને જરા ધીમો પાડયો; અને પોતાને પ્રિય એવું ભાષણ ઉલાસની સાથે કર્યું. કેમ ઉલાસ ? અરે કેમ બોલતી નથી ઉલાસ ! જો જો આંખ તો ઉઘાડ જોતો ખરી ! ચંદ્રનો પ્રકાશ કેવો ખીલી રહ્યો છે ? જાગતી ઉલાસ પણ બોલી નહિ, એટલે વનવગડે ઘોડા ઉપરથી ઉલાસને ઉતારી તથા પોતે પણ ઉતર્યો. ઘોડાને થાક ખાવા થોડીવાર છૂટો ચરતો મુકી દીધો; ઘોડાની ગતી સામી નજર રાખી ઉલાસની સાથે વાત કરે છે. કેમ ઉલાસ આજે કેમ ઉદાસ ?

**ઉલાસ**—સહન બેનને સાસરે વળાવી પાછી વળતાં પાપીના પંજામાં આવી ગઇ તે ઘડીથી અત્યાર સુધી હું તો ઉદાસજ છું.

**અંધકાર**—ઉલાસ હું જ્યારે પુછું ત્યારે તું મને આવાજ ઉત્તર દઇશ ?

**ઉલાસ**—પૂછે ત્યારે ઘટતો ઉત્તર દેવો પડે !

**અંધકાર**—આવા નિરાશાનાજ ઉત્તર ?

**ઉલાસ**—સાચો હોય તેજ દેવો પડે !

**અંધકાર**—હાય હાય ! હાય નસીબ, અહીંતો મને કાંઇ કાંઇ વિચાર થાય છે. જાણતો હતો કે પુરૂષ પ્રયત્ન બળવાન્ છે, પણ નહિ નહિ, ભાગ્યજ બળવાન છે. ઉલાસ ! કાંઇક તો દયા લાવ ? હવે અમરસિંહ તને પરણશે નહિ, અને કદાચ લોક લાજે પરણશે તો પોતાના રંગભૂવનમાં

---

૧ પરમેષ્ટિ—બ્રહ્મા.

પેસવા દેશે નહિ; અને પેસવા દેશે તોપણ તારી સાથે હસી બોલી રંગ વિલાસમાં રમશે તો નહિજ !

ઉલાસ—એવા ખોટા ખોટા ભય તથા ખોટી ખોટી બીક બતાવી મને તારા કબજામાં કરવા ધારે છે, તે તો આ પૃથ્વિ આ સુર્ય ચંદ્રથી [1]તપે છે, ત્યાં સુધી બનવાનુંજ નથી.

અંધકાર—આ સુર્ય ચંદ્રને બદલે બીજા સુર્ય ચંદ્ર બદલાય તો ઉલાસ મારી નારી થાય, કેમ ખરૂ ને ? હેં ને ?

ઉલાસ—સુર્ય ચંદ્ર બદલાયજ નહિ, અને ઉલાસ ભયંકર દુઃખમાં ડુબાયજ નહિ. મારા માંથાના મુગટ અમરસિંહ, મારા શિરના છત્ર અમરસિંહ, મારી સાથે રંગ ભોગ નહિ કરે તો પણ હું હસ્તે મોંઢે તેમની આજ્ઞામાં ઉભી રહીશ, રંગ ભૂવનમાં નહિ પેસવા દે તો પણ હું હરખાતી મહેલમાં મહાલીશ, કદાચ મહેલમાં પણ નહિ પેસવા દે તો દરવાજે રહી દરવાનનું કામ કરતી, જતાં આવતાં જોઈ દર્શન કરી આનંદ પામીશ, અને કદાચ મારી સાથે લગ્નજ નહિ કરે તો પણ હું, અમરના ઘરની ગુલામડી બની તેમના ચરણની રજ માંથે ચઢાવતી વાસીદાં કહાડવા રહીશ. પણ મારૂ મન સાક્ષી પુરે છે કે અમરસિંહ મારી સાથે લગ્ન કરશે; લગ્ન કરશે એટલુંજ નહિ; પણ મારી તરફ પુરણ પ્રેમની દ્રષ્ટિયે જોશે.

અંધકાર—ઉલાસ; એક વાર કાશી રાજાને ઘેર તેની ત્રણ કન્યાઓનો સાથે સ્વયંવર હતો, તે ત્રણેને સ્વયંવર મંડપમાંથી, હસ્તિનાપુરના રાજા સાંન્તનુંના દીકરા ભિષ્મે હરણ કરી લીધી, મંડપમાં આવેલા સર્વ રાજાઓને હરાવી ભિષ્મ ત્રણે કન્યાઓને લઇ ગયા, તેમાંની એક અંબા નામની બાળાની મરજી શલ્ય સાથે વરવાની હતી, તે તેણે ભિષ્મને જાહેર કર્યું; એટલે એ ભિષ્મે તેને કહ્યું કે જા શલ્યને સુખેથી વર ! ભિષ્મથી હરણ કરાએલી કન્યા શલ્ય પાસે આવી, ત્યારે તે શલ્યે તેનો અંગીકાર ન કર્યો, અને કહ્યું કે ભિષ્મે તારો હાથ પકડી તને રથમાં નાંખી માટે ભિષ્મના હાથથી સ્પર્ષ થએલી કન્યા મારા કામની નહિ. ત્યાંથી પાછી ફરી ભિષ્મ પાસે આવી ત્યારે તેમણે કહ્યું કે, શલ્યમાં સંપુર્ણ પ્રિતી વાળી કન્યા તું અમારા કામની નહિ ! તેજ પ્રમાણે તારૂ પણ થશે મારા અંગથી સ્પર્ષ થએલી કન્યાને હવે અમર નહિ વરે !

ઉલાસ—ભિષ્મથી સ્પર્ષ થએલી કન્યા શલ્યે સંઘરી નહિ, અને

૧ તપે છે=પ્રકાશે છે.

શલ્યમાં પ્રિતી વાળી કન્યાને ભિષ્મે માન્ય કરી નહિ; પણ તું તો અમરમાં પ્રિતી વાળી કન્યાને ચાહે છે ખરો કે નહિ ?

**અંધકાર**—હા હું તો અતીષે ચાહુ છું.

**ઉલાસ**—ત્યારે અમર મારી સાથે જરૂર લગ્ન કરશે.

**અંધકાર**—હઠીલી ઉલાસ; બસ અમરનુંજ ભજન, અમરનુંજ ધ્યાન, અમર અમર ક્યાં સુધી કરીશ ?

**ઉલાસ**—જ્યાં સુધી દેહમાં પ્રાણ છે ત્યાં સુધી, અમર અમર ને અમરજ !

**અંધકાર**—ઉલાસ, સુખ શાંન્તિ આપનારી ઉલાસ; સહનનો સ્વયંવર વખતે તારા મુખનો જે આનંદમય દેખાવ હતો તે તો ફરીને અત્યાર સુધી હું જોવા પામ્યોજ નહિ.

**ઉલાસ**—અભાગીને આનંદ ન હોય, રાહુથી ઘેરાએલો ચંદ્રમા રાહુથી મુક્ત થાય છે, ત્યારેજ તે પુર્ણ પ્રકાશમાન દેખાય છે.

**અંધકાર**—ત્યારે તું અભાગી મને કહે છે, કેમ ?

**ઉલાસ**—અતિ પ્રયાસે પણ જેની ધારેલી ખોટી ધારણા પાર ન પડે છતાં આંખો મીંચીને વળગ્યોજ રહે; તે અભાગી.

**અંધકાર**—ત્યારે હુંજ અભાગી ! ઉલાસ ઉલાસ તું તો મને વજ્રનાં બાણ મારે છે, દાઝ્યા ઉપર ડામ દે છે !

**ઉલાસ**—મને સત્ય લાગે છે, તેવા ઉત્તર દેઉં છું.

**અંધકાર**—કાંઇક તો દયા લાવ ઉલાસ, હું કરગરી કાલાવાલા કરીને કહું છું, માન્ય ! ઉલાસ માન્ય !

**ઉલાસ**—આ તન મનના માલીક અમરસિંહજ છે, તેની જગાએ ઇંદ્રાદી દેવતાને પણ બેસારાશે નહિ !

**અંધકાર**—ઉલાસ; મારા પરાક્રમ સામુ તો જો !

**ઉલાસ**—તારૂ પરાક્રમ સર્વને દુઃખ કરતા છે, અને અમરનું પ્રાક્રમ સર્વને સુખ કરતા છે, તારા પ્રાક્રમથી સર્વને ત્રાસ છે, અમરના પ્રાક્રમથી સર્વને શાન્તિ છે.

**અંધકાર**—માન્ય ! માન્ય ! નહિ તો હું તારી દુર્દશા કરીશ !!

**ઉલાસ**—જ્યારથી તારા હાથમાં પ્રથમ પકડાઇ ત્યારથીજ મેં મારી દુર્દશા માની લીધી છે.

**અંધકાર**—કુંવારી કન્યાનું હરણ કરવાનો ક્ષત્રિને અધિકાર છે !

**ઉલાસ**—તેમાં કન્યાની કાંઇક મરજી સંપાદન કરીને; કૃષ્ણે રૂક્ષ્મણીનું હરણ કર્યું તે તેની મરજીથી.

**અંધકાર**—ભલે તે વખતે તારી મરજી નહિ હોય, પ...ણ હજી અમર સાથે તારો હસ્ત મેળાપ થયો નથી, ત્યાં સુધી કુંવારીજ ગણાય; માટે ચાલ મારી સાથે સિલોન !

**ઉલાસ**—સિલોનમાં તારેજ ઉભા રહેવાની જગા નથી, ત્યાં મને ક્યાં લઈ જાય છે !

**અંધકાર**—કેમ મારે ઉભા રહેવાની જગા નથી ?

**ઉલાસ**—તારો પિતા સુંદીરપ્રતાપ સજ્જન છે, તે જો તારા જેવા અધર્મિને સંઘરે તો પાપી ગણાય ! એક બે ત્રણ ને ચાર વાર તેં મારૂ હરણ કર્યું તે વાત આખી દુનિયામાં ફેલાઇ ગઈ છે, હજારો મનુષ્યો તારા નામને ધિક્કારે છે, તે વાત તારા બાપે નહિ જાણી હોય એમ નહિ !

**અંધકાર**—મારો બાપ તો મારા પ્રાક્રમને વખાણી શાબાશી આપશે.

**ઉલાસ**—ત્યારે એ પણ તારા જેવાજ નીચ હશે ?

**અંધકાર**—શું બોલી ! ખબડદાર મારા બાપ સુધી ગઇ તો !

**ઉલાસ**—મને તારો, તારા બાપનો કે તારા બાપના બાપનો પણ ડર નથી ! પાપી અને અધર્મિ દિકરાને ઉત્તેજન આપે એ પિતા પણ પાપીજ ગણાય !

**અંધકાર**—હદપાર ગઈ ઉલાસ હદપાર ગઇ !

**ઉલાસ**—ત્યારે તું ક્યાં હદ પાર નથી ગયો અધર્મિ ! હવે તો જરા જંપવા દે, મને તો નિંદ્રા આવે છે.

**અંધકાર**—આવતીજ હશે ! ભલે સુઇ જા હું તારા અંગનું રક્ષણ કરતો બેઠો છું; નિર્ભય રહે !

**ઉલાસ**—હું તો નિર્ભયજ છું; કારણ કે જે ભય છે, તે તો મને ઘેરી રહ્યો છે, હવે બીજો ભય કોનો ધરવાનો છે. શ્રી ભગવાન ! શ્રી ભગવાન !

ઉલાસ થોડીજ વારમાં નિદ્રા વશ થઇ ગઇ; એને ઉંઘે ઘેરી લીધી, જો કે અતી દુઃખીઆરા અને ચિંતાતુર માણસને ઉંઘ ન આવે, પણ નિદ્રા દેવી પોતાનો અમલ બજાવ્યા વિના રહેતીજ નથી. ઉલાસના ઉંઘ્યા પછી અંધકાર કાંઈ કાંઇ તર્ક વિતર્ક કરવા લાગ્યો. અરેરેરે આ કામ જો ન કર્યું હોત તોજ સારૂ હતું, ઉલાસનું હરણ હર્ષથી કર્યું પણ હવે તો દુઃખદાયક થઇ પડયું, ઉલાસ આપણી થતી નથી, અને એને છોડાતી નથી, જેને માટે હજારો શત્રુ ઉભા કર્યા તેને તો મૂકાયજ કેમ "સાપે છછુંદર ગળ્યા જેવું થયું." જો ગળી જાય તો મરી જાય, અને મુકી દે તો આંધળો થાય. જો હું ઉલાસનો કેડો મુકી દઉં, એની ઇચ્છા સુજાણ જવા

દેઉ, તો જગતમાં હાંસી સાથે ધિક્કાર થાય; જો એને બળાત્કારથી સીલોન લઇ જાઉં તો પણ તે મને તો વરવાનું કબૂલ કરેજ નહિ, માતા પિતા પણ ક્રોધાય માન થાય; ઉલાસનું મન મળે નહિ ને આપણો દહાડો વળે નહિ ! હ...રી...હરી !!

ખરેખરી ફસામણ, ઇજ્જત આબરૂ ગઈ અને પાકી ફજેતી થઈ. સવાર તો થવા આવ્યું, વાહ ઉલાસ વાહ ! શું તારા મુખની કાંન્તિ ! બસ ગમે તેમ થાય પણ ઉલાસને તો નજ મુકાય ! આખર શું પરિણામ આવે છે તે જોઇએ છીએ.

સુર્ય ઉદય થતાં ઉલાસ જાગ્રત થઇ, પાસેના સરોવરમાંથી જળ લઈ સૌચ ક્રિયા કરી દાતણ વિગેરેથી પરવારી નીચુ મોં કરી ઉદાસ બેઠી.

**અંધકાર**—દુનિયાનો દહાડો ફર્યો ઉલાસ !

**ઉલાસ**—હા ફર્યો તો ખરો ! ગયો એ ફરી દેખવાનો નહિ; નવો ઉદય થયો ! તહારો દહાડો તો સદા ફરેલોજ છે !

**અંધકાર**—ઉલાસ; તું બે દિવસની ભૂખી છું. જેથી મારૂં અંતર બળે છે, આજે તો તને આ પાસેના ગામમાંથી અનાજ લાવી આપું ?

**ઉલાસ**—મારે અનાજ ખાવું નથી, હું તો ઝાડનાં ફળ અગર પાંદડાં ખાઇને, અમરને અર્પણ કરવા આ કાયા ઉભી રાખીશ !

**અંધકાર**—હઠીલી; બહુજ હઠીલી ? ઉલાસ હઠ મૂકી દે અને મારી મરજીને આધીન થા ! મારી સાથે લગ્ન કરવાની હા પાડી દે, એટલે આપણે ઇંદ્રિ અને ઇંદ્રાણી જે સુખનો અનુભવ લે છે, તે સુખ ભોગવીશું.

**ઉલાસ**—તું ધારે છે તે ધારણા તો પ્રાણ ગએ પાર પડવાની નથી.

**અંધકાર**—યા નસીબ; આવું નસીબ ! ઉલાસ હું તારા રૂપમાં મોહીત થયો છું. દીપકની પાસે ઉડતું પતંગીયુ થોડાજ વખત માટે તરફડીઆં મારે છે, આખર બળતા અગ્નિમાં પડી પ્રાણ આપે છે, તેમજ તારાથી નિરાશ થતાં હું આપઘાત કરી તને જીવ આપીશ !

**ઉલાસ**—ઘણા હર્ષની વાત ! તે જોવાની તો હું ઇચ્છાજ કરૂછું.

અંધકાર વિચારે છે આને બહુ બોલાવ્યામાં માલ નથી; જેટલું કહીએ છીએ તેટલું પાછુંજ વાળે છે; આમને આમ સાથે ફેરવતાં કોઇક દિવસ થાકીને લગ્ન કરવા તૈયાર થશે. આજ તો આખી રાત્રિનો ઉજાગરો અને થાક બન્ને ભેગાં થયાં, લાવ જરા ઉંઘી જાઉં. ઉલાસ; ઘોડાની જરા સંભાળ રાખજે હું થોડીવાર ઉંઘુ છું. અંધકારના ઉંઘ્યા પછી ઉલાસ બેઠી વિચાર કરે છે. જે દિવસે બાદશાના શાહજાદા સવાબ મળ્યા તે દિવસે

પણ પાપી ઉંઘતોજ હતો; આજ પણ કોક આવી ચઢે તો મને અક્કરમીના પંજામાંથી છોડવે, આટલા આટલા માણસો મારી શોધમાં ફરે છે પણ અહીં કોઇ આવી ચઢતું નથી. મારા મામા, મારા સ્વામી, મારો ભાઈ, સવાખશા, ઉન્મતશા તથા બેહાદુર કાકા દરંગદાસસિંહ આટલા તો મારી શોધમાં નીકળીજ પડ્યા હશે! હે ભગવાન અહીં કોઇ કેમ આવતું નથી. ત્રિજે પહોરે અંધકાર જાગ્યો હાથ મોં ધોઇ ઘોડાને તૈયાર કરી દોરીને ચાલ્યો. ઉલાસને કહ્યું ચાલ મારી સાથે ધિમે ધિમે! ફળફળાદી ખાતાં વાટે મળતાં પાણી પીતાં ચાલે છે, રાત પડી તે અજવાળી હતી તેથી રાત્રે પણ ચાલે છે. થોડો થોડો દિવસ બાકી હતો તે વખતના ચાલતાં મધરાત થવા આવી, ત્યારે ઉલાસના પગ તો પાણી પાણી થઇ ગયા. બેસુ બેસુ થઇ રહ્યું છે, બીલકુલ ચાલવાની શકિત ન રહી ત્યારે બેસી પડી એટલે અંધકાર પણ પાસે બેઠો.

**અંધકાર**—કેમ ઉલાસ, થાક બહુ લાગ્યો?

**ઉલાસ**—લાગે તો ખરોજને, દશ ગાઉથી વધારે ચાલ્યા હઇશું!

**અંધકાર**—ઉલાસ; તારી મધુરી વાણી, તારા કોયલ જેવા મીઠા બોલ મને બહુજ આનંદ આપે છે. ઉલાસ તું જો આ દુનિયામાં ન જન્મી હોત અગર જો મારી નજરે ન પડી હોત તો તો મારી જીંદગી રદ હતી; મારૂ જીવન ઝાઝો વખત રહેત નહિ!

**ઉલાસ**—બીજી સ્ત્રિયોથી મારામાં વિશેપતા શું છે? સર્વ સ્ત્રિયોના અવયવ સરખાજ છે.

**અંધકાર**—તારી આંખની કીકીમાં, જે મોહીની સ્વરૂપનો છાંટો બ્રહ્માએ નાંખ્યો છે, તે તો પુરૂપને મોહનાં બાણ મારે છે!

**ઉલાસ**—સહનતારા ક્યાં મારાથી જાય તેમ છે?

**અંધકાર**—તે તો મારી ભાણેજ, મારી બેનની દીકરી! તે પણ તારી તોલે તો નજ આવે! ઉલાસ હવે તું મને ક્યાં સુધી બાળીશ?

**ઉલાસ**—તું મને મુકી દે, મારા કોઇ પણ સંબંધીને સોંપી દે; કોઇ કન્યાથી લગ્ન કરી, આનંદ ભોગવ એટલે સુખી થઇશ.

**અંધકાર**—એ સુખને હું ઇચ્છતો નથી. હું તો નિરંતર તારાજ સંગમાં રહેવા માગુ છું; બસ તારા દર્શનથીજ દુઃખ દૂર રહે છે.

**ઉલાસ**—ત્યારે સોંપી દે અમરસિંહના હાથમાં, અને થઇજા અમરના મહેલનો ખવાસ. ખાજે ને ખાસડાં ઉપાડજે!

**અંધકાર**—તેમ તો તેમ, પણ હું તો તને નહિ છોડુ! ઉલાસ છેક આવડી મોટી પદવીએ તેં મને મૂક્યો? ઉલાસ હું તો સીલોનનો રાજકુમાર, જેવો અમર માળવાનો રાજકુમાર એવોજ હું સિલોનનો રાજકુમાર, અને ભવિષ્યમાં થવાનો રાજા; અમર મારા કરતાં શું વધારે?

**ઉલાસ**—અમર ધર્મિષ્ટ છે અને તું અધર્મિ છે, એટલોજ ફેર!

**અંધકાર**—મેં શું અધર્મ કર્યો, તારૂ હરણ કર્યું એને જો તું અધર્મ માનતી હોય તો તારી ભૂલ છે, કુંવારી બાળાઓનું હરણ કરવાનો ક્ષત્રિને અધિકાર છે, બળાત્કારે હરણ કરી લાવેલી કન્યા સાથે લગ્ન કરવું એ વિવાહ ક્ષત્રિયોને શ્રેષ્ટ ગણાય છે.

**ઉલાસ**—ક્ષત્રિના સર્વ ધર્મ સમજનારને શ્રેષ્ટ છે, તારા જેવાં અધર્મિ અને અજ્ઞાનને માટે તો [1]નેષ્ટ છે.

**અંધકાર**—હું ક્ષત્રિના ક્યા ધર્મને નથી જાણતો?

**ઉલાસ**—યુદ્ધ કરવા માગણી કરે તેની સાથે યુદ્ધ કરવું એ ધર્મ, પ્રજાનું રક્ષણ કરવું અને રૂડી રીતે પાલન કરવું એ ધર્મ, પારકાના દુઃખે પ્રાણ આપવો એ ધર્મ, અબળા ઉપર જૂલમ ન કરવો પણ તેને સંતોષ આપવો એ ધર્મ, સંગ્રામમાંથી પાછા ન હઠવું એ ધર્મ, શત્રુને પીઠ ન બતાવવી એ ધર્મ, હજારો યોદ્ધાઓ સામે એકલાએ યુદ્ધ કરવું એ ધર્મ! ચોરીઓ કરી નાસતા ફરવું, ને આમ તેમ સંતાવું એ ધર્મ નહિ; પાપીઆ!

**અંધકાર**—ઉલાસ, થોડે આગળ ચાલ; ઓ સામે અજવાળું દેખાય ત્યાં સુધી જઈએ, પછી રાત્રિ ત્યાંજ ગાળીશું.

જોતાં દ્રષ્ટિ મર્યાદા ઉપર; જેમ ઝાડના મધ્ય ભાગમાં ગાળે ગાળે દીવા કર્યા હોય તેનો પ્રકાશ ખચકાતો છાયા બતાવતો આછો આછો આવતો હોય તેવો ઉજાસ આવે છે. (ત્યાં શું છે તે આપણે પ્રથમ જોઈએ.)

ત્યાં વિષ્ણું પરમાત્માના ચરણ કમળમાંથી, સગર આદી ભગીરથ રાજાના તપથી, કપિલ મુનીના કોપથી બળી ભષ્મ થએલા સગર રાજાના સાઠ હજાર દીકરાની ગતી કરવા શંકરની જટામાં પડી પાછી નીકળીને વહેતી શ્રી ગંગા માતા છે. તે ગંગાના પુર્વ બાજુના કિનારા ઉપર વિલોમનગર નામે નગર છે, તે નગરના રાજાએ ગંગા નદી ઉપર પુલ બંધાવેલો છે, તે પુલ એવો બંધાવ્યો છે કે, જેને જોતાંજ માણસ હેરત પામી જાય; અને એમ કલ્પના કરે કે, આ રાજાએ પોતાના ખજાના પુલ બંધાવવામાંજ ખાલી કર્યો છે. પુલની પહોળાઈ પોણોસો (૭૫) ગજ છે. અને લંબાઇ સવા

૧ નેષ્ટ=નીચું, હલકુ, નિંદાપાત્ર.

બે ગાઉ છે. પહોળાઇના તેર વિભાગ પાડેલા છે. સૌથી વચ્ચેનો ભાગ, પંદર ગજ પહોળાઇનો છે, તેના મધ્યભાગમાં ફુલ ઝાડનાં કુંડાંની એક હાર થી માત્ર બે ભાગ બતાવ્યા છે, તે સડક ઉપર માત્ર રાજા અને રાજકુટું-બનાંજ માણસો આવે જાય છે. તે બંન્ને રસ્તાની હદને આચ્છાદન કરતી, ઉપરની કમાન એકજ છે, જેના મધ્ય ભાગમાં ત્રાંબાના તારથી બાંધીને પાટીયું લટકાવવામાં આવ્યું છે, અને પાટીઆમાં માત્ર નંબર ૧ લખેલું છે. બન્ને બાજુએથી પેસવાનો રસ્તો ડાબા હાથના બારામાં છે, અને નીકળ-વાનો જમણા હાથના બારામાંથી છે, તે વચ્ચેના વિભાગની બન્ને બાજુએ ત્રણ ત્રણ ગજ જગા ખાલી છે, તે શાને માટે કે, સડક ઉપર રહીને માતા-જીને શ્રીફળ, ફુલપાતરી, કંકુ, [1]અક્ષતથી વધાવાનાં હોય, ઉપરથી દુધની ધારા કરવી હોય, અગર દોરી લોટાના સાધનથી જળ લેવું હોય તો બની શકે, તે ખાલી જગાનાં બન્ને બાજુનાં બારાં, પીતળની જાળીથી બંધ કરી દીધાં છે. જેથી કોઇ માણસ ભુલથી પ્રવેશ કરી, પોતાના દેહનો ભોગ નદીમાં ન આપી દે!

જે ત્રણ ત્રણ ગજ ખાલી જગા બતાવી, તેની સાથે બન્ને બાજુએ સાત સાત ગજ પહોળા બે પૂલ, જે પૂલ ઉપર, ઘોડા, ગાડીઓ, બગીઓ, માફા, મેના, પાલખીઓ હાથી, ઉંટ, સાંઢણીઓ, એક્કા, ડમણીયાં, ગાડાં, વહેલો, સીધરામ, વિગેરે વાહનોજ જાય, ડાબી બાજુએથીજ જાય, જમણી બાજુએ બહાર આવે તેના નં. ૨–૩ રાખ્યા છે. તે બંને બાજુના પૂલની સાથે પાછી ત્રણ ત્રણ ગજ જગા ખાલી, તેની સાથે બન્ને બાજુએ, પાંચ પાંચ ગજના બે પૂલ તેની ઉપર પગેપાળા પુરૂષો ચાલે. તેના નં. ૪–૫. તેની બાજુમાં ત્રણ ત્રણ ગજ જગા ખાલી, અને તેની બન્ને બાજુએ બે છેડે પાંચ પાંચ ગજના બે પૂલ, જેના ઉપર માત્ર સ્ત્રિઓજ જાય. તેના નંબર ૬–૭. બાકી દરેક પુલના કઠારા વિગેરેનું આઠ ગજ દબાણ! આ પ્રમાણે પંચોતેર ગજ પહોળો પંચોતેર લાખ રૂપીઆની કિમ્મતનો પૂલ છે. દરેક સડકની બંને બાજુમાં સુગંધીદાર ફુલ ઝાડનાં કુંડાં હારબંધ ગોઠવી દીધાં છે, દરેક પૂલના ઉપર દશ દશ ગજને છેટે ગજવેલની કમાનો વાળી દીધી છે. તે એટલી ઉંચી કે અંબાડી સાથે હાથી અંદર થઇને જઇ શકે. તે કમાનોના આધારે, દ્રાક્ષના વેલાઓથી છાંયા કરી મૂકી છે. જેની ઘટાઓમાં, હંસ, કારંડવ, કોયલ, મેના અને ચક્રવાક, પક્ષિયો કલોલ કરી રહ્યાં છે, તે કમાનોના મધ્યભાગે દરેક કમાને વીજળીના દીવા મૂકી દીધા છે. સમી સાંજે દીવા પ્રગટ થાય

---

[1] અક્ષત=ચોખા.

છે, સવારે કળ દાબવાથી એની મેળેજ ગુલ થઇ જાય છે. જે વખતે દીવા પ્રગટ થાય છે, તે વખતે આસપાસ બબે ત્રણ ત્રણ ગાઉ સુધી પ્રકાશ આપે છે અને અજાણ્યા મુસાફરને તો એમજ લાગે કે જાણે સુર્યનારાયણ સંતાયા હશે કે શું? દરેક સડકના ઉપર સંગેમરમરના પથ્થર પાથરી દીધા છે; હમેશ જતા આવતાને તો કાંઈ નહિ પણ કોક દિવસ ચાલનારને નીચુ ઉચું જોઇ ડોકે દુઃખાવો થાય છે, નિચે જૂવે તો રંગબેરંગી પત્થરની શોભા, તેમાં ઉત્તમ કારીગરોની ગોઠવણી, ઉપર જૂવે તો મંડપ રચનાની શોભા, કુદરતમાં કારીગરનું તથા જગતનું જીવન! દરેક સડકની બન્ને બાજુએ ત્રાંબાના સરીયાથી શોભતા કઠેરા, તેની ઉપર સુંદિર શોભાને આપતા અને સોના જેવી દીપતી, ગળે બંદીની જાળીઓ મુકી દીધી છે. પચાસ પચાસ ગજને અંતરે એક એક પાંજરૂં બનાવવામાં આવ્યું છે જેમાં રાજના પેરેગીરો રાતને દિવસ ઉભાજ રહે છે, તેમના પેરા પાંચ પાંચ કલાકે બદલાયા કરે છે. સો સો ગજને અંતરે એક એક ડોકા બારી મૂકવામાં આવી છે. તેનો ઉપયોગ કાંઇ ગંગાજીમાં પધરાવવું, અગર ગંગાનું જળ લેવા માટે છે. સ્ત્રિના જવાના રસ્તા ઉપર કોઇ પુરૂષ ન જાય, અને પુરૂષને જવાના રસ્તા ઉપર કોઇ સ્ત્રિ ન જાય એવો રાજનો સખત બંદોબસ્ત છે, માત્ર વચ્ચેના રાજકુટુંબને ચાલવાના પુલ ઉપર તે કાયદો નથી. રાજકુટુંબનાં બૈરાં છોકરાં ખવાસ ખવાસણો હજુરનાં નોકર ચાકરો સાથે ચાલે છે. આ પૂલની પાસે ઉલાસ સાથે અંધકાર આવી પ્રહોંચ્યો.

પૂલના દરેક વિભાગનાં બારે બારાં રોકીને ઉભેલા પેરેગીરોને જોઇ સિલોનના રાજકુમાર અંધકારસિંહને વિચાર થયો કે આ વળી શું હશે! કોઇ રાજદ્વારમાં જવાનો રાહદારીનો રસ્તો હશે કે કેમ! લાવ પૂછું તો ખરો! કેમરે! રાજના સેવકો; આ શું છે? આ શું મકાન છે?

**પેરેગિર**—નિચે ગંગા નદી છે, અને તેની પાર જવા માટે, રાજાએ બંધાવેલો આ વિલોમ પૂલ છે.

**અંધકાર**—ઉલાસ; આતો શ્રી ગંગા માતાનો કિનારો આવ્યો. આપણાં પણ ધન ભાગ્ય!

**ઉલાસ**—એ પતીત પાવની માતા છે, એટલે તારાં તો ધન ભાગ્યજ છે, પાપ ધોવાં હોય તો મેલ પડતું!

**અંધકાર**—ઉલાસ; તેમ પણ કર! પણ તારા મુખની મોહીની મને છૂટતી નથી. ઉલાસ; આપણી મુસાફરીમાં ઘણી ઘણી નદીઓ આવી;

કોઈ નાવથી, કોઇ પનઈથી, કોઇ હોડીઆથી, કોઈ ગોળાથી, કોઇ ત્રાપાથી, કોઇ દોરથી, કોઈ ઝુલતા પૂલથી અને કોઇ બાંધેલા પૂલથી ઉતર્યા, પણ આજ સુધીમાં આવો પૂલ આપણા જોવામાંજ આવ્યો નથી, જે બહારથીજ આટલો રળીઆમણો દેખાય છે, તે અંદરથી જોતાં કેટલી શોભા આપતો હશે! ચાલો બેસી જાઓ ઘોડા ઉપર!

ઉલાસને ઘોડા ઉપર નાંખી, પોતે બેસી, જેવો નંબર ૧ ના બારામાં પેસવા જાય છે, તેવોજ પેરેગીરે અટકાવ્યો અને કહ્યું કે, ઉપર લખેલું વાંચો! આ રસ્તો તમારે માટે નથી!

અંધકારસિંહે ઉલાસને ઉતારી પછી પોતે ઉતરીને ઉંચુ જોયું, ત્યાં પાટીઆમાં લખેલું વાંચ્યુ કે, ફક્ત રાજકુટુમ્બનેજ જવા આવવાનો રસ્તો નં. ૧. વાંચીને થોડીવાર વિચારમાં પડી ગયો, ત્યાર પછી સીપાઇને કહ્યું કે, અમે રાજકુટુંબનાં માણસ છીએ. આ રાજકુમારી છે, અને હું રાજકુમાર છું!

**પેરેગીર**—આ અનુપમ શહેરના રાજાના દીકરા દીકરી છો?

**અંધકાર**—ના; તેમ નહિ! અમે બીજા રાજાના કુટુમ્બી છીએ.

**પેરેગીર**—તે નહિ ચાલે! અમારા વિલોમરાજ રાજાના રાજકુમાર હો તો જાઓ!

**અંધકાર**—તેમ તો નહિજ! આ નંબર ૨–૩–૪–૫–૬–૭ તેના ખુલાસા આપો!

**પેરેગીર**—સર્વના ખુલાસા પાટીઆમાં લખેલા છે! વાંચી માહીતગાર થાઓ!

**અંધકાર**—(દરેક પાટીઆં વાંચી માહીતગાર થઇને) ઉલાસ; આપણા જમણા હાથ તરફ આવેલા ત્રણ પૂલ નં. ૨–૪–૬ તે તો સામેથી આવતા માણસને બહાર નીકળવાના રસ્તા છે. આપણા ડાબા હાથ તરફના ત્રણ પૂલ નં. ૩–૫–૭ છે. નંબર ૩ માં ઘોડાગાડીઓ વિગેરે વાહનોમાં વહન કરનાર જાય. નં. ૫ માં પુરૂષ વર્ગ જાય; અને નંબર ૭ માં સ્ત્રિયોજ જાય! આ રાજાએ તો અદભૂત રચના કરી છે. તેની સાથે ધારા નિયમ પણ તેવાજ કર્યા છે.

**ઉલાસ**—ઘણુંજ રૂડુ કર્યું છે. બહુ બુદ્ધિ વાપરીને કામ કર્યું છે. એવું ન કરે તો ગંગાને અપવિત્ર કરનારા ઘોર પાપીઓ ફાવી જાય!

**અંધકાર**—સત્ય છે ઉલાસ, તારી બુદ્ધિની પણ બલિહારી છે! મારાંય ધનભાગ્ય છે. ચાલો ત્યારે ઉલાસ બેસો ઘોડે. એટલે આપણે આ ત્રિજા નંબરના પૂલ ઉપર થઇને પસાર થઇ જઇએ!

એકજ ઘોડા ઉપર બંન્ને જણ બેસીને નંબર ૩ ના ઝાંપામાં પેસવા જાય છે. તેજ વખતે ત્યાં ઉભેલા બંન્ને બાજુના પેરેગીરોએ અટકાવ્યાં, ખબડદાર, આવી રીતે નહિ જવાય! અંધકાર કહે કેમ ભાઇ; આ રસ્તો ઘોડા ઉપર બેસીને જનારને માટેજ છે કેમ ન જવાય!

**પેરેગીર**—ઘોડા ઉપર બે જણથી બેસાય નહિ! એક જણ બેસીને જાઓ! તમે ઘોડે બેસીને જાઓ તો આ સ્ત્રિ, સાત નંબરને રસ્તે પગે ચાલીને જાય. સ્ત્રિ ઘોડે બેસીને જાય તો તમે નંબર પાંચને રસ્તે ચાલતા જાઓ, બે જણથી ઘોડે બેસીને જવાશે નહિ!

**અંધકાર**—ભાઇ; આ પૂલ કેટલો લંબાણ છે?

**પેરેગીર**—સવા બે ગાઉ.

**અંધકાર**—ભાઇ; આ સુકોમળ સ્ત્રિ એટલું બધુ ચાલી શકે?

**પેરેગીર**—એને ઘોડે બેસારીને મોકલો; તમે પગે પાળા જાઓ!

**અંધકાર**—એને એકલીને ઘોડે બેસવાનો અભ્યાસ નથી.

**પેરેગીર**—અમારો બીજો ઉપાય નથી!

**અંધકાર**—લ્યો ભાઇ આ એક સોનાનું કડુ આપુ છું, તે સર્વે વહેંચી લેજો; પણ અમને બે જણને એકજ પુલ ઉપર થઇને જવા દયો!

**પેરેગીર**—આવો પ્રપંચમાં ફસાવનારો માણસ ક્યાંથી આવ્યો! તારા આપેલાં નાણાંથી લલચાઈ રાજના ધારાનો ભંગ કરીશું નહિ!

**અંધકાર**—તેવી રીતે નહિજ જવા દયો?

**પેરેગીર**—નહિ, નહિ, નહિ, એકવાર શું લાખવાર નહિ!

**અંધકાર**—ઉલાસ; પાછી ફસામણ આવી! આવી મધ્ય રાત્રિના વખતે તું એકલી બાળા શી રીતે જઇશ?

**ઉલાસ**—હું તો ખુશીથી જઇશ; મને કોઈ પ્રકારે ભય નથી, હું તો ભયથી છેટી થાઉં છું.

**અંધકાર**-ઉલાસ; ત્યારે અત્યારે અહીં સુધ જઇએ; અને સવારે પૂલના પાર જઇએ, કેમ ઠીક કે નહિ?

**ઉલાસ**—જેમ મરજી, આપણે તો જેમ કરવું હોય તેમ કરવા ખુશી છીએ!

**અંધકાર**—જેમ મરજી હોય એમ તૈયાર હોય તો કર મારી સાથે ગાંધ્રવ લગન!

**ઉલાસ**—એ વાત બોલતો બંધ રહી જા; બોકડા!

અંધકાર વિચારે છે કે અત્યારે બોલવાનો વખત નથી, વાત વધી

જાય તો પેરેગીર સમજી જાય કે, આ કાંઇક ઓર ચમત્કાર છે. આ સ્ત્રિની મરજી વિરૂધ આ પુરૂષ તેને લઇ જાય છે, જો તેવું તેમના મનમાં ઠસી જાય તો અબળાની દયા લાવી મારી સાથે કજીઓ કરી એને છોડાવી લે અને મને કાંતો મારી નાખે, અગર માર મારીને મૂકી દે ! માટે હવે માર્ગે પડવું એજ લાભકારી છે, કેમ ભાઈ પેરેગીર. એ સાત નંબરને રસ્તે કાંઇ ભય છે કે ?

**પેરેગીર**--ભય તો આખા રાજમાં કોઈ જગાએ નથી.

**અંધકાર**--ઉલાસ; તોપણ તારા અંગ ઉપરના દાગીના ઉતારી આપ !

**ઉલાસ**--જયારે ભય નથી, ત્યારે દાગીના (ઘરાંણાં) ઉતારવાનું શું કારણ ?

**અંધકાર**--ઉલાસ; કાયાને ભય નથી; માયાને ભય છે.

**ઉલાસ**--હું તો કાયાના ભયથી કંપુ છું. માયાના ભયને તો ગણતીજ નથી.

**પેરેગીર**--અહીં તો માયાને કે કાયાને કોઇને ભય નથી, નિર્ભય ચાલ્યા જાઓ !

**અંધકાર**--ઉલાસ; તોપણ મારો જીવ કબુલ કરતો નથી, માટે ઘરાણાં તો મને ઉતારી લેવા દે ! ( ઉલાસના અંગ ઉપરથી ઘરાંણાં ઉતારી લીધાં. )

**ઉલાસ**--બસ ! હવે રાજી થયો ?

**અંધકાર**--અરે ઉલાસ આ શું બોલી ! આ કાંઇ મારે ખઇ જવાં છે ? એનાં કાંઈ બચકાં ભરવાં છે ! લક્ષ્મિની લાલચે અનેક અધર્મિયો મનુષના ઉપર વજ્રના પ્રહાર કરે છે. ઘરાણાં ગજબ કરાવે છે. જાઓ ! હવે સાત નંબરના પૂલ ઉપર ચઢી જાઓ !

ઉલાસ સાતમા નંબરના પૂલ ઉપર ચઢી ધિમે ધિમે જોતી જોતી રસ્તો કાપે છે. ડગલે ડગલે નવા નવા વિચારો કરતી જાય છે. અંધકાર ઘોડેશ્વાર થઇ ત્રિજા નંબરના પૂલ ઉપર ચાલે છે, તે પણ ઘોડાને ધિમેજ ચલાવે છે, નજર ડાબા હાથ તરફજ રાખીને ચાલે છે.

બંન્ને જણ પૂલની રચના જોઇ અંતરમાં હરખાય છે, વળી વચમાં ત્રણ ત્રણ ગજની તુટક જોઇ, ઉલાસ વિચારે છે કે; આ કામ રાજાએ અઘાત બુદ્ધિનું કર્યું છે. માણસ એક પૂલ ઉપરથી બીજા પૂલ ઉપર જઇ શકે નહિ!

પચાસ પચાસ ગજને અંતરે પેરેગિરો ટકોરતા જાય છે, તેને

જવાબ દેતાં બંન્ને ચાલે છે. જવાબ મળતાં પેરેગીર કહેતા જાય છે કે એ ફિકર ચલે જાઓ!

સુખે દુઃખે આશરે ગાઉ એક ચાલ્યાં છે, તે વખતે સામેથી બીજા નંબરના પૂલ ઉપર ઓચિન્તો ઝળકારો થયો, અને ત્યાં અતીષે પ્રકાશ દેખાયો. તે જોઈ અંધકાર તો તાજૂબ થઇ ગયો કે આ શું! કોઇ તેજનો પહાડ સામો આવે છે કે શું! મણી ધારણ કરી શેષ નાગ આવે છે કે શું! થોડે નજીકમાં આવતાં ઓળખીને, અહાહા! આતો આવ્યા મારા પિતા, સિલોનના રાજા સુંદિર પ્રતાપ! જરૂર આવ્યા મારી શોધમાં!

સુંદિર પ્રતાપના પાઘ ઉપર ચોટાડેલા મણીનું અજવાળુ આ પૂલને પ્રકાશી રહ્યું છે, જે પ્રકાશને જોઈ, પેરેગીરો માત્ર સામું જોઇ રહ્યા છે. જે વખતે બાપ દીકરો બંન્ને સામ સામી એકજ હારમાં આવ્યા, તે વખતે અંધકારે અવાજ કર્યો, પિતાજી પ્રણામ છે. સુંદિરપ્રતાપે ઘોડો ઉભો રાખીને કહ્યું, કોણ અંધકાર?

**અંધકાર**—હા પિતાજી; હું અંધકાર!

**સુંદિર**—ક્યાં છે ઉલાસ!

**અંધકાર**—આ રહી મારી નજર તળે, સાત નંબરના પૂલ ઉપર! (ઉલાસ ડોકા બારી પાસે ઉભી ઉભી સાંભળે છે.)

**સુંદિર**—અંધકાર તેં તો તારા નામનો પ્રકાશ બરાબર કર્યો, નામ પ્રમાણેજ ગુણ, એ પ્રાક્રમ તો તેંજ કર્યું. પાપી અંધકાર! વડીલોની આબરૂને બટ્ટો લગાડનાર અંધકાર! તને હું શુ કહું! તને ફિટકારવાને માટે મને તો શબ્દ પણ જડતા નથી. (અંધકાર નીચુ મોઢું કરી સાંભળ્યા કરે છે, અને સુંદિરપ્રતાપ બોલ્યેજ જાય છે.) અધર્મિ, ચંડાળ, પાપી, તારા ક્રૂર કર્મથી અવનીમાં ઉલ્કાપાત થઇ રહ્યો છે, સર્વ સબંધીઓ સંકટમાં આવી પડયા છે, મૂવા મડદા ઉપર જેમ ગિધ પક્ષિયો ગોથાં મારે તેમ તારા માંસનું ભક્ષણ કરવા શત્રુઓ ઘુમી રહ્યા છે: એકનું કરેલું બીજાને ભોગવવું પડે છે. કેળનું ઝાડ જેમ પોતાના નાશને માટેજ ફળે છે, તેમ આ તારૂ નિંદીત કર્મ તારા પોતાના વિનાશને માટેજ છે. સમજી જા! ઉલાસને લઇ લાહોર જા, તેના માતા પિતાને સોંપી, તેમના પગમાં પડી, તારા કરેલા અપરાધની માફી માગ્ય!

**અંધકાર**—તે વાત તો બનવાનીજ નથી, અંધકારસિંહની આંખથી ઉલાસ અળગી થવાનીજ નથી!

**સુંદિર**—છેડો જેનો સળગી ઉઠયો છે, એવા વસ્ત્રનો ત્યાગ નહિં

કરે તો અગ્નિની આંચ શરીરને અગ્નિમય કરી મુકશે!

**અંધકાર**--ઉલાસને માટે જે થશે તે સહન કરીશ!

**સુંદિર**—અંધકાર; સમજ સમજ; કોઇ કર્મ ધર્મે હીન હોય, અને તે મોટુ ફળ આપનારૂ હોય તોપણ તે બુદ્ધિમાનોએ કરવું નહિ! આવાં સત્ત પુરૂષોનાં વાક્ય છે, માટે ઉલાસને મૂકી દે તેને જવાદે અને ચાલ્ય મારી સાથે, તારી માતા, તારી બેન અને બીજા સર્વ સબંધીઓ તારા વિના તલસી રહ્યાં છે.

**અંધકાર**--મારે તો કોઇ સબંધીથી કામ નથી. બસ ઉલાસ ત્યાં હું!

**સુંદિર**—વડીલોના હીતરૂપ વચનને ગણગારતા નથી, તેમને આપત્તીને પામી શોચ કરવા વખત આવે છે. અંધકાર, સ્ત્રિ એ જળહળતો અગ્નિ છે, તે તને બાળ્યા વિના રહેશે નહિ!

**અંધકાર**--ઉલાસના અંગને અનુસરીને, જે જે વિપત્તિયો વેઠવાની આવે તે વેઠવા આ શરીર તૈયાર છે.

**સુંદિર**---અભયમલને દેખીને અને સવાબને જોઇને ઉલાસને મૂકી નાસી ગયો! તારી ચીકીત્સા ચોરની છે, જેમ બળ વગરનો સાપ સંતાતોજ ફરે છે, તેમ તું પણ નાસતોજ ફરે છે, ક્ષત્રિયો પોતાના પ્રાક્રમ વગર મળેલી વસ્તુનો ઉપયોગ કરતા નથી. આ તારી ચોરી લાવેલી ચીજ છે, પ્રાક્રમથી મેળવેલી નથી. વળી સર્વનું હીત કરવું, રક્ષણ કરવું એજ શુરવીરનાં લક્ષણ છે, જેમ એક ઘરમાં લાગેલો અગ્નિ આખા ગામને બાળે છે, તેમ આજ તું સર્વ સબંધીને બાળે છે.

**અંધકાર**—મારૂં કામ કાયરનું નથી, મારૂં કામ બાયલાનું નથી. મેં ક્ષત્રિનો ખરો ધર્મ બજાવ્યો છે, કુંવારી કન્યાનું હરણ કરવું એ ક્ષત્રિયોને દોષ રૂપ નથી પણ સ્તુતિ પાત્ર છે.

**સુંદિર**—તેને માટે પણ શાસ્ત્રની મર્યાદા છે, તેં ધર્મની મર્યાદામાં રહીને આ કામ કર્યું નથી પણ અધર્મથી કર્યું છે. અધર્મથી ઇંદ્રનું રાજ મળતું હોય પણ તે તુચ્છ છે; અને ધર્મથી એક ગામડું મળે તોપણ તે ઇંદ્રાસન તુલ્ય છે, પ્રથમ કન્યાની પ્રિતી સંપાદન કરવી જોઇએ, પછી તેને માટે માગુ કરવું જોઇએ, તેમ છતાં ન પ્રાપ્ત થવા સંભવ રહે અને તે કન્યાની મરજી આપણી સાથેજ વરવાની હોય તો ક્ષત્રિને તે કર્મનો દોષ નથી.

**અંધકાર**—માગુ ન કર્યું એ મેં ભૂલ્ય કરી હોયતો, હવે માગુ કરીએ?

સુંદિર—હવે તો તે અમરને વરી ચુકી, ઉલાસના સ્વયંવરમાં અમરે વિજય કર્યો ત્યારે તું ક્યાં મરી ગયો હતો!

અંધકાર—હું તે મંડપમાં હાજરજ હતો; મરી તો નહોતો ગયો પણ મરી ગયા સમાન થઈ ગયો હતો!

સુંદિર—હવે તે અમરમાં પ્રિતી વાળી કન્યા અમરને સોંપી દે, બીજુ આપણે કાંઈ કરવાનું રહ્યું નથી, બીજા પુરૂષમાં મન વાળી સ્ત્રિને જાણીને સેવવી, એ સાપના રાફડા પાસે સુવું ને સુખ માનવું તેની બરોબર છે.

અંધકાર—ઉલાસના ખોળામાં માથું હોય ને મરણ થાય તોજ મારૂ શ્રેય અને સદગતી છે.

સુંદિર—કૃપાત્ર દીકરા તારા બોલ મને કાંટા રૂપ લાગે છે, દુરીજન વૃદ્ધોને દુઃખ આપી ખુશી થાય છે. દુર્બુદ્ધિ વાળો ખરાબ માણસ સર્પની પેઠે સર્વને વધ કરવા લાયક છે.

અંધકાર—મારા બાહુમાં બળ છે ત્યાં સુધી કોના ભાર છે કે મારા સામો ટકી શકે, એ અમરના મિત્ર કમરને તો મેં ઉભો ચીરી નાંખ્યો; વળી એકે એકે બીજા બધાની ખબર લઈશ!

સુંદિર—સહન એનના સ્વયંવર વખતે અમરને જોઈ ઉલાસે મોહ પામી છે, તે વખતેજ મનથી અમરને વરી ચુકી છે, બાદ સ્વયંવર મંડપમાં પણ વિજય અમરસિંહેજ કર્યો, સર્વ રીતે ઉલાસની પ્રિતી અમરસિંહે સંપાદન કરી છે, તે કન્યા હવે તારી નજ થાય; જેની પાર જઈ શકાય નહિ; તે નદી તરવાનો આરંભજ ન કરવો!

અંધકાર—મને પણ સહન એનના સ્વયંવર મંડપમાંથીજ ઉલાસની મોહની લાગી છે.

સુંદિર—ખળ અને અધર્મિ માણસ, પ્રાર્થના કરવા છતાં માનતો નથી. દૈવ્યથી દંડાય છે, ત્યારે ઠેકાણે આવે છે. પિતાની કીર્તિનો પ્રકાશ કરનાર પૂત્ર છે; પણ તું તો તારી માતાની કુખે પથ્થર જનમ્યો!

અંધકાર—જેમ સમજો તેમ ખરૂ! પણ ઉલાસ તો મારૂ જીગર છે. મારી આંખની કીકી છે. ઉલાસનો ત્યાગ નહિ થાય!

સુંદિર—માતા પિતાનો ત્યાગ થાય, પણ ઉલાસનો ન થાય?

અંધકાર—બેશક! ઉલાસ તે ઉલાસ, જીતને જરાય ઉદાસી ન આવવા દે એજ ઉલાસ! ઉલાસ મારી દેહમાં પ્રાણ પ્રમાણે છે!

સુંદિર—સર્વ સબંધીઓનો ત્યાગ કરીશ પણ ઉલાસનો ત્યાગ નહિ કરે કેમ?

અંધકાર—અલબંત નહિ! ઉલાસ બીજાંની થાય તો મારી દેહમાંથી પ્રાણ જાય!

સુંદીર—તારી બુદ્ધિ ક્યાં બળી ગઈ, પારકી સ્ત્રિને પોતાની માનવી એ હાથે કરી મરણ માગી લેવાનું છે; જ્યારે ઉલાસના સબંધીતા ઝંપાટામાં આવીશ ત્યારે જેમ જંગલી કુતરા મરઘડાના પીંછાં વેરી નાંખે તેમ તારાં હાડકે હાડડાં જૂદાં કરી નાંખશે.

અંધકાર—ઉલાસની જાત પર જાન કુરબાન છે.

સુંદિર—જેમ દારૂ પિનાર પિતી વખતે એમ નથી સમજતો કે હું બે ભાન થઇ કચરામાં પડીશ અને મારા મોંમાં ધુળ ભરાશે, તેમ પરદારાનો સંગ કરનાર એમ નથી સમજતો કે હું તન ધનથી બે હાલ થઇ જઇશ; દુરાચારી દીકરા બાપને બોજા રૂપ અને દુઃખ રૂપ છે.

અંધકાર—મારાં કરમ મારે ભોગવવાનાં છે! તેમાં તમને શી તાણ થાય છે? મારાં કરમનું ફળ મને મળવાનું છે?

સુંદિર—તારાં કરમનું ફળ તો મને મળી ચુકયું; દિલ્લીપતી આલમશા બાદશાના કેદખાનામાં બાર કલાક રહેવું પડ્યું, પગે પાળા ગામ બહાર નીકળવું પડ્યું, ધિક્કાર છે તને, બે શરમ દીકરા!

અંધકાર—તમે કોનો અપરાધ કર્યો છે, મારા આ અપરાધે તમને અડધો દહાડો કેદ રાખે એવા દિલ્લીપતી અન્યાઇ નથી. માત્ર મને ડરાવા અગર ઉશ્કેરવા માટે તમારાં પ્રપંચ વચન છે.

સુંદિર—હજી સમજ! સર્વ દાન કરતાં અભય દાન શ્રેષ્ટ છે. અવસર આવ્યો છે રૂડુ કરીલે ઉલાસને મૂકી દે!

અંધકાર—ઉલાસને મૂકી દે એ વાક્ય તો મને છાતીમાં બાણ મારે છે.

સુંદિર—લેઉ છું તારા પ્રાણ! આવું છું આ પૂલના બહાર નીકળીને એ નંબર ૩ ના પૂલ ઉપર!

અંધકાર—ઉલાસને મારીને મરીશ!!

સુંદિર—ઉલાસ સાત નંબરના પૂલ ઉપર છે, તેને પ્હોંચી વળતાં પહેલાં તો ઉતારૂ છું તારા ધડ ઉપરથી માંથુ!

અંધકાર—ઉલાસ જીવતી રહે ને અંધકારસિંહ મરે, એતો આકાશના તારા હેઠાં ઉતરે પણ ન બને!

સુંદિર—આ આવે તારો કાળ! આવા અધર્મિ દિકરા હોવા કરતાં ન હોય તે વધારે સુખ રૂપ છે. લેઉ છું તારા પ્રાણ! ( તલવાર ખીંચી ઘોડો દોડાવ્યો. )

**અંધકાર**—લેઉ છું તારો ભોગ ઉલાસ ! મારૂને તારૂ બંન્નેનાં મ્હોત સાથેજ થશે ! આપણે બંન્ને સ્વર્ગમાં સાથે જઇશું, ત્યાં મળીશું ?

**ઉલાસ**—ક્યાં ભેગા થવાનું ? શું કામ ભેગા થવાનું ? મારે જવાનું છે સ્વર્ગના દ્વારમાં, તારે જવાનું નર્કના દ્વારમાં ? પાપી તારૂ તો નર્કમાં પણ ઠેકાણું નહિ થાય !

**અંધકાર**—મારૂ ગમે તે થશે, પણ તને જીવતી રાખીને જાન નહિ આપું. આવું છું, તારા પ્રાણ લેવા ! ( ઘોડો દોડાવ્યો. )

ઉલાસે વિચાર્યું, અરે પાપી હાથે પ્રાણ જવા દેવા; આ પવિત્ર દેહ ઉપર પાંપીનો ઝટકો ! દુષ્ટના હાથે મરવા કરતાં પવિત્ર ગંગાજીમાં પડતું મુકવું એ શ્રેષ્ટ છે.

આત્મહત્યા કરવી એ પાપ તો છે આત્મહત્યા કરનારને શ્રેષ્ટ લોકની પ્રાપ્તિ થતી નથી; તો પણ હું ધારૂ છું કે, ધર્મ સંકટમાં સપડાઇને અસહ્ય દુઃખ ભોગવવું તેના કરતાં આત્મહત્યાથી છૂટવું એ લાભ કારી છે પાપીના આવતાં પહેલાં પડુ ગંગામાં ! ( ડોકા બારીમાંથી નીકળી જય ગંગા માતા કહી પડતુ મૂકી દીધુ. )

વહેતી ગંગાના, એ પૂલના ઉપલાણ ભાગમાં આશરે ગાઉ પાંચેક ઉપર એક ખલાસીએ, પચીસ ત્રીસ વાંસડાને સરખી લંબાઇમાં કાપીને, એકની સાથે એક એમ સજડો સજડ બાંધીને પાણીમાં તરતો મુકવા માટે એક ત્રાપો બનાવ્યો હતો, અને તેને ચાર ખૂંણે મોટાં દશ દશ શેર વજનનાં ચાર તુંમડાં બાંધ્યાં હતાં, એટલે તે ત્રાપો સેલથી તરી શકે. તે ત્રાપો ખલાસીની ગફલતથી, કે નજર ચુકથી રાત્રિની વખતે તણાયો. તણાતો તણાતો શ્રી ગંગા માતાજીના પૂલ નીચેથી પસાર થવા તૈયારી છે, તે વખતે ઉલાસનું પડવું થયું, ઉલાસ પડી તેવીજ તે ત્રાપા ઉપર પડી; ઉલાસના પડવાથી ત્રાપો જરા દબાયો તો ખરો, પણ તુંમડાંના જોરે તરત ઉંચો આવ્યો; અને પાણીના વેગમાં તરતો ચાલ્યો, જેમ ત્રાપો જાય તેમજ ઉલાસ પણ જાય ! અરે હું તો જીવતી રહી ! આવરદા હોય તેને કોણ મારનાર છે ! અહાહા સવાર થવા આવ્યું, હવે તો કોકને કોક મને બહાર કહાડનાર નીકળશે. પાપીને ખબર નથી કે ઉલાસ નદીમાં પડી છે; એટલે એ વાતનો તો ભય ન રહ્યો. એનો ભય હવે રાખવા જેવું રહ્યું નથી; એને તો એના બાપે મારીજ નાંખ્યો હશે, મારામાં મોહાશક્ત થએલો પૂલના બારા પાસે મારી વાટ જોતો ઉભો હશે; એટલે જરૂર એના બાપના

ઝપાટામાં આવી જશે! એનો ચીડેલો બાપ તેને જરૂર મારીજ નાંખશે ! આ ત્રાપો ભેખડોમાં ખચકાય છે તો ખરો પણ જ્યાં જળ ઘણું ઉંડુ હોય, બહાર નીકળવાનો રસ્તો ન હોય એવી ભયંકર જગામાં ખચકાય છે; શ્રી હરીએ બચાવી છે તો શ્રી હરીજ રસ્તો બતાવશે. પુરૂપ વેપમાં સહનતારાને જોઇને વિચારે છે કે જરા નિર્ભય તો થઇ, કાંઇ વસ્તીના સ્થાનમાં આવી તો ગઇ, પણ આ સામે ઉભેલા પુરૂપ વિના બીજુ કોઇ માણસજ નથી. લ્યો ત્રાપો પણ બરાબર કિનારે આવી ખચકાયો, સર્વેશ્વરની પણ અહીંજ ઉતારવાની મરજી છે, પ્રભુની મરજી તે સર્વની મરજી. પુરૂપના [1]પાશમાંથી છૂટીએ છીએ અને પુરૂપની [2]પાસમાં જઇએ છીએ. જય ભગવાન ! નરહરીલાલ, નરહરીલાલ, નરહરીલાલ.

હું આવું છું કહીને, અંધકારસિંહના સામે જઈ તેને પકડવો એવા હેતુથી ઘોડો પાછો વાળી દોડાવા જાય છે, તેવો બન્ને બાજુના પાંજરામાં રહેલા પેરેગિરો બહાર નીકળી આવ્યા. ખબડદાર આ રસ્તે પાછુ નહિ જવાય !

સુંદિર—ભાઇઓ; મારે આ વખતે આણી પાર જવાની ઘણીજ અગત્ય છે, માટે કૃપા કરીને મને જવા દયો ?

પેરેગીર—નહિ જવા દેવાય !

સુંદિર—ભાઇઓ; આ કાંઇ રાજનો કાયદો નથી કે નજ જવાય; માત્ર આ પૂલના લાગતા વળગતા અધીકારીઓની યોજના છે, તે યોજના શા માટે છે કે એકજ સડક ઉપર સામસામીની આવજાવ, એ મનુષ્યોને હેરાનગતી છે. તે અત્યારે નથી, કારણ કે મધ્યરાત્રિ છે, એટલે જવલ્લા કોકજ માણસ હોય ! એટલે ગાડીઓ સામાસામી અથડાવાનો સંભવ તો નહિજ !

પેરેગીર—અમે એવાં કારણ બારણ કાંઇ સમજીએ નહિ; અમારે તો જે નિયમ કરી આપ્યો, તે પ્રમાણે હુકમ બજાવી દેવો !

સુંદિર—હું પણ સિલનનો રાજા છું !

પેરેગીર—સિલોનના સેતુ ઉપર ફાવે તેમ કરજો ! વળો પાછા !

સુંદિર—તમારા રાજાને કહીને, હું તમને સજા કરાવીશ !

પેરેગીર—અમારો રાજા તમારા જેવો મૂરખ નથી, કે સીપાઇ જેવા નોકરને જ નિયમનો ભંગ કરવાની આજ્ઞા કરે ! વળો પાછા નહિ તો

---

૧ પાશ=બેડી, બંધન, ફસામણ. ૨ પાસ=પાસે, સંગમાં.

અપમાનની સાથે ધક્કા મારીને કહાડવા પડશે; પછી ફરીને પુલ ઉપર ચઢવા દેવામાં નહિ આવે!

સુંદિર—(તરત પાછા વળીને) અંધકાર! અંધકાર! આ સઘળુ તારે જ માટે સહન કરવું પડે છે, ફિકર નહિ, આ આવ્યો તારી પાસે, મોકલું છું જમલોકમાં, અધર્મિ અંધકાર! (ઘોડો દોડાવ્યો).

બાપે દોડાવ્યો એટલે દીકરાએ પણ દોડાવ્યો; હે ઉલાસ! ચાલજે ઉતાવળી, નહિ તો મરી ગયા! હે ઉલાસ હે ઉલાસ, કરતો જાવ છે, ૩–નંબરમાંથી નીકળી. ૨–જામાં ને ૨–જામાંથી નીકળી. ૩–જામાં, એમ વારા ફરતી પેસ નીકળ કર્યા જ કરે છે, આગળ પાછળ દોડયા જ કરે છે. એક કલાક સુધી દોડયા, ઘોડાય ચકરીઓ ખાઇને થાકયા, પેરેગીર પણ કાયર થયા, અને બોલ્યા. એ કયા તોફાન! ચલે જાઓ! તુમ તુમારે રસ્તે, અંધકારે જાણ્યું ભાગ મળ્યા, ઉભા રહ્યા તો આવી ગયા સપાટામાં! પૂલને પડતો મૂકીને સીધો રસ્તો ઝાલી લીધો, મધરાતનો વખત છે, રાત અંધારી ઘોર છે, ઘોડો ધિમો અને અચકાતો ચાલે છે, ઘડીમાં ઝાડમાં ઉઝરડાય છે. ત્યાં માર્ગમાં નાનું ગામડું આવ્યું, તેની ભાગોળમાં, મહાદેવનું સ્થાન તથા ધર્મશાળા વિગેરે દેખાયું તેમાં ઘોડાને લઇ પેસી ગયો; અને સ્વાસ ખાતો સંતાઇ ગયો.

સુંદીર પ્રતાપ પણ અંધકારના નાસી ગયા પછી, ૭–નંબરમાંથી નીકળવાના રસ્તાના નાંકા ઉપર ઉભા રહીને અવાજ કરે છે, હે ઉલાસ, હે ઉલાસ. બહાર આવ બેટા, તું હવે નિર્ભય થઈ છું, તું પાપીના હાથમાંથી છૂટી છું. હું તને તારા બાપને સોંપીને જઇશ! ઘણીવાર થઇ ઉલાસ ન નીકળી ત્યારે સુંદીર પ્રતાપ પેરેગીરને પૂછે છે. ભાઇ આ પૂલ ઉપર એક નાની બાળકી ચાલી આવે છે. તે પાછી તો નીકળી નજ શકે ને!

પેરેગીર—નહિ નહિ! એસા કભી નહિ હો સકતા હે!

સુંદીર—ત્યારે તે હજી સુધી બહાર નથી આવી તો; તેનું શું થયું; વચગાળે ઉભી છે અગર બેઠી છે? તેનો જરા તપાસ તો કરો!

સો સો ગજને અંતરે ઉભેલા સિપાઇઓ વારા ફરતી એક એકને પૂછી વળ્યા, હે કોઈ ઓરત? હે કોઇ ઓરત? એ અવાજ એક પછી એક દ્વારા આ પારથી પેલે પાર ગયો. ત્યાંથી અવીજ પાછો ર્યો કે નહિ હે; નહિ હે; નહિ હે?? જવાબ મળ્યો એટલે રાજા સુંદીર પ્રતાપ અતી ઉદાસ થયો. અરેરે મેં આય ખોયું ને ઓય ખોયું. અંધકારે ગયો ને ઉલાસ પણ ગઇ. અંધકાર ગયો તે તો જાણે જાનમમાં ગયો! મૂવો ગયો તો!

પણ જો ઉલાસ મળી હોત તો હું તેના માતા પિતાને સોંપી, સર્વને પ્રિય થાત ! મારા જમાઇને પણ કેટલું સારૂ લાગત ! શું કરવું ! કેમ કરવું ! હે ભગવાન રામેશ્વર રામેશ્વર ! ચાલો હવે સિલોનની દીશા પકડો ! અંધકાર તો એનાં લાગ્યાં ભોગવશે; એનું જે થશે તે ખરૂ; એવા જાત કજાતમણા છોકરા માટે આપણે શા માટે, હેરાન થવું ! શોધવા નીકળ્યાં તો એક વાર શોધી કહાડયો; તેનું પરિણામ સારૂ લાગ્યું નહિ; હવે એનું નસીબ ! ચાલ ઘોડા ધીમેધીમે સીલોન તરફ. જય રામેશ્વર ભગવાન !

અંધકારને આખી રાત ઉંઘ તો આવે જ શાની, આખી રાત જાગતોને જાગતો ને ફરતો ને ફરતો રહ્યો છે; જ્યારે સવારનું પરોઢ થયું; મોંએ મો સુજે એવો ઉજાસ થયો, ત્યારે ઘોડેશ્વાર થઇ દોડતો, તે પૂલ તરફ આવ્યો, અને સાત નંબરના નીકળવાના બારા પાસે આવી પેરેગીરને પુછવા લાગ્યો. ભાઈ કોઇ બાયડી અહીંથી નીકળી કે નહિ ?

પેરેગીર—અમે કોઇ બાયડીને નીકળતાં જોઇ નથી.

અંધકાર—મને જરા અંદર જઇ તપાસ કરવા દેશો ?

પેરેગીર—આ પૂલ સ્ત્રિયોને માટે છે, પુરૂષોને માટે નથી. સ્ત્રિયોને પણ નીકળવાનો મારગ છે પેસવાનો નહિ ! માટે નહિ જવાય ! તમારે કોઇ બાઇનો તપાસ કરવો હોય તો નંબર ૨ જામાં પેસો, બહાર નીકળી ત્રિજામાં પેસો; એટલે તમારા મનની શંકા દૂર જશે.

પેરેગીરના કહેવા પ્રમાણે અંધકારસિંહ નં. ૨ જામાં દાખલ થયો. અને સાત નંબરના પૂલ ઉપર નજર કરતો ચાલ્યો. ત્યાંથી નીકળી નં. ૩ જામાં ગયો, વળી જોતોજ ચાલ્યો. બહાર નીકળી નિરાશ થયો. હે ઉલાસ, હે ઉલાસ ! ! કહી પોકાર કરવા લાગ્યો; અને પોકાર કરતો કરતો આગળ ચાલ્યો. કેણીપાર ગઇ હશે; કએ રસ્તે ગઇ હશે; સાત નંબરમાંથી નીકળી, છ નંબરમાં પેસી પેલે રસ્તે પાછી તો નહિ ગઇ હોય ! હે ઉલાસ, હે ઉલાસ ! અરે આજે તો બાપે શત્રુની ગરજ સારી છે, કોણ જાણે ક્યાંથી એ રાહુ આવી ચઢયો ! મારા રંગમાં ભંગ, મારી ચઢતીમાં પડતી. અરે હે અક્કરમી બાપ, તને મ્હોત કેમ ના આવ્યું કે તું આ અવસરે આવી ચઢયો ! ઉલાસનું રક્ષણ કરવું એ મારો પ્રથમ હેતુ હતો, તેથી મારે નાસભાગ કરવી પડી ! જો એ ઠેકાણે ઉલાસ મારી સંગમાં ન હોત તો, તલવારથી બાપનું માંથુ ઉતારી નાંખત ! હે ઉલાસ ! મેં તો તારા શરીરના શણગાર પણ ઉતારી લીધા, મેં તો તને નાગીપુગી કરીને મૂકી દીધી, શણગારથી તારૂ શરીર શોભાયમાન દેખાતુ હતું, 'અને આ શણગારની

શોભા પણ તારા શરીર વડેજ હતી. આ વખતે તો મેં તારો ભારે અપરાધ કર્યો! ઉલાસ એક વાર દેખા દે તો હું તારાં શણગાર આપી રૂણમાંથી છૂટું. ચાલ જીવ ઉલાસની શોધમાં. ઉલાસ; ઉલાસ; ઉલાસ!!!

દિલ્લી શહેરથી નીકળ્યે લગભગ વરસ દિવસ થયો, નદીનાળાં, પહાડ પર્વત, ઝાડ બીડ, ગુફા ગોહર અને ગામેગામ ફરતાં, અમર ઉલાસ, સહન કે અંધકાર એકેનો પત્તો ન લાગ્યો, ત્યારે સવાબશાહ તથા ઉન્મતશાહ બંન્ને થાકયા. સવાબ કહે છોટે બાવા અબતો અપને દિલ્લી ચલે જાયં તો ઠીક?

**ઉન્મતશા**—મેરે દીલમેં બી એહી બિચાર આતા હે. મેં કહેનેકા કરતાથા ઇતનેમેં તુમ બોલ ગએ.

**સવાબશા**—ચલો જબ દિલ્લી; ઇતિના સારા લશ્કરકું લે કે ઇધર ઉધર ઘુમના વો બડી તકલીફ હે. ફીર જાનેકી જરૂરત હોગી તો ઇસ લશ્કરકું છોડકે, અપન દોનું ચલે જાયગેં.

**ઉન્મતશા**—હાં વો બી ઠીક હેં. ચલો જબ દિલ્લી, કયુંકે અપને ઇધિર ઉધર ઘુમતે હી ફિરતે હે. ઓ શાયત ઘર બી ગએ હો કયામાલુમ. ચલો દિલ્લી ચલો!

શાહજાદા સવાબશા તથા ઉન્મતશા બંન્ને ઘર તરફ આવે છે, અને ઘેર પણ એમની વરસાદની માફક વાટ જોવાય છે. બાદશા, બેગમ, ગુલશન વિગેરે સર્વે ચિન્તામાં પડી ગયાં છે.

**ગુલશન**—બાવા, એ દુસરા મહોરમ મહિના બી આયા, અબીતક, છોટે બાવા ઓર ભાઇ કયું નહિ આએ?

**બાદશા**—મેં બી એહી ફિકર કર રહા હું બેટા. મગર ઇસ મોરમ મહિનેમે તો જરૂર આયંગે?

**બેગમ**—અપને થોડેસે આદમી ઇનકી શોધમેં બી ભેજ દો!

**બાદશા**—કુછ જરૂરત નહિ! વો તો ચલે આયગે!

**સિપાઈ**—હજુર, ભાઈ ઓર ચાચા આએ હેં!

**ગુલશન**—ઇધર આને દો!

**બાદશા**—હાં હાં સબૂર! બાદશાકી બેટી બડી બાદશા હો ગઇ! તેરી અમાંકુ જરા જાને તો દે!

**ગુલશન**—કયું બાવા; મેરી અમાકી પાસ મેરે છોટે બાવા નહિ આ સકતે હેં કયા?

**બાદશા**—જા તો સકતે હે ! મગર મેરી હાજરીમાં વો નહિ આ સકતે હે.

**ગુલશન**—ઔર બાવા; મેરી છોટી અમાકી પાસ તુમ જા સકતે હો ?

**બાદશા**—કભી નહિ ! કોઈ દિન નહિ !

**ગુલશન**—એસા ક્યું બાવા ?

**બાદશા**—એ સબ પડદેકી બાત હે; મલાઝેકી બાત હે; ઓઝલકી બાત હે. (બેગમ ગયાં. ઉન્મત સવાબ આવ્યા.)

**સવાબશા**—સલામ બાવા; આપકે કદમમેં ?

**ઉન્મતશા**—સલામ હે ઇસ છોટે બચ્ચેકી.

**બાદશાહ**—સલામ બેટા; ખુશ રહો ! અચ્છે તો હો ?

**બંન્ને**—આપકી ઇતાયતસે ! ખુદાકી રહેમ સે.

**ગુલશન**—છોટે બાવા, ઇસ ઉલાસકું લાએ ક્યા ?

**ઉન્મતશા**—નહિ બેટા ! હજુર; હમતો ઇધર ઉધર બહોત ઘુમતે ચલે, મગર વો શેતાન હમેરે દેખને મેં નહિ આયા !

**સવાબ**—બાવા; અમરસિંહકા દોસ્ત એક કમરસિંહ કરકે હે. વો જો ઇહાં આયા થા, ઇસકી ઔર વો અંધકારસિંહકી મુલાકાત હો ગઇથી, ઇસ ઉલાસકુ છોડાને કે લીએ, ઇસિ કમરનેં બહોતસા પ્રયત્ન કીયા. જીસ વખત પાપી અંધકાર ઇસકુ તલવારકા ઝટકા દેકે ઔર ઉલાસકુ લેકે ચલા ગયા; ઇસ્ત વખ્ત હમ જા પહોચે. ઇસ કમરકુ ઔર ઇસકી ઔરતકુ સંગ લેકે, ચલે ઇસકી તલાશમેં; મગર વો હમારે દેખને મેં નહિ આયા. ઇતને મેં, વો લડકીકા બાવાકા ગામ આયા, વહાં ઇન દોનુંકું હમને છોડ દીએ, ઇસ રાજાને હમેરી બહોત બરદાસ કીઇ.

**ગુલશન**—એસી એસી બાતાં કરનેસે ક્યા ફાયદા? ઇસમેં તુમને ક્યા પરાક્રમ કીયા, ન તો અંધકારકુ મારા ઔર ન તો ઉલાસકુ છોડાઇ?

**સવાબ**—હાં......હુવા તો એસાઈ. 31083

**ગુલશન**—અબ ક્યા કરોગે ? બેઠ રહોગે ?

**સવાબ**—ઇસિ મહોરમ મહિને કે બાદ ફિર જાઇગેં.

**ગુલશન**—જાઓગે ઔર અગિઆરા મહિના લોટકે આઓગે; ઔર ફિર જાઓગે ઔર ફિર આઓગે; એસા તો મત કરો ભાઇ. બસ ઇસ પાપીકું પેશ પહોચા દો ! ઔર બિચારી ઉલાસકુ, ઇસ હરામી કે હાથમેંસે છોડા કે અમરસિંહ કે હવાલે કર દો !

**ઉન્મતશા**—બસ ઇસ બખત તો એસાજ કરેગેં.

**બાદશાહ**—બસ અબતો દેર જાઓ! થોડે મહિને બાદ ઇસ પાપીકા પાપકા ઝળકારા હોએ બીના રહેને વાલા નહિ!

**ઉન્મતશા**—ઠીક હે ખુદાવિંદ, આપકા કહેનાબી મંજુર હે! જયાંહાં પર ઇસકી ખબર મિલેગી, ઇસ દીશામેં જાઇગે.

**સવાબ**—બસ એહી બાત સચ હે! ઇસ વખત તો કીસીકા બી પત્તા નહિ મિલતા હે, ન ઉલાસ, ન અંધકાર, ન સહનતારા ઓર ન તો અમરસિંહ, કોઇબી દેખને મેં નહિ આતા હે.

**બાદશાહ**—બસ અબ એસાઇ રખ્ખો; સબકુ પ્રકાશમેં આને દો!

દિલ્લી શાહની આજ્ઞા લઇ નિકળેલા રાજા સુમનચંદ્ર, પોતાના સૈન્ય સાથે આમતેમ ઘૂમ્યા કરે છે, કોઇ ઠેકાણે પાંચ દિવસ તો કોઇ ઠેકાણે સાત દિવસ મુકામ નાંખે છે, આસપાસ પંદર પંદર ગાઉ સુધી છૂપા પેગામો મોકલી તપાસ કરાવે છે; એમ કરતાં આઠ નવ મહિના વિત્યા, ત્યારે વિચાર થયો કે મારૂ જવું દક્ષિણ બાજુમાં જ થાય છે; અને એ પાપીના બાપનું ઘર પણ આજ દિશામાં છે, હવે તો મહાશિવરાત્રિ આવવાને પણ દિવસ થોડાજ બાકી રહ્યા છે; માટે ચાલો રામેશ્વર દર્શન કરીશુ, અને અધર્મિ ઉલાસને લઇ ઘેર ગયો હશે તો તે સમાચાર પણ મળશે. ચાલો રામેશ્વર તરફ!

શિવરાત્રિ નજીક આવે છે. એમ જાણી પૂત્રિ પ્રકાશલક્ષ્મિ પણ માતાજીને કહે છે, માતાજી શિવરાત્રિ નજીક આવી. કેમ આ વખત રામેશ્વર જઇશું કે નહિ?

**કંચન**—બેટા તારા બાપુ હજી આવ્યા નથી; તેથી મારો વિચાર ઢચુપચુ છે.

**પ્રકાશ**—એમાં ઢચુ પચુ કરવાનું શું કારણ? વરસો વરસ જાઓ છો કે નહિ?

**કંચન**—જઇએ તો છીએ; પણ આ વખતે રાજા નથી.

**પ્રકાશ**—તે આવવાના હશે તો ત્યાં આવી પહોચશે; આપણે તો ચાલો; દર્શન કરીને પાછા ફરીશું.

**કંચન**—બેટા જેવી તારી મરજી?

**પ્રકાશ**—મારી તો એજ મરજી છે કે; ચાલો તૈયારી કરાવો!

માત્ર શિવરાત્રિ આડો એકજ દિવસ બાકી રહ્યો છે; ત્યાં રાણી કંચન તથા પુત્રિ પ્રકાશ બંન્ને પોતાનાં કેટલાંક માણસો તથા સર્વ સાહિત્ય સાથે હાજર થયાં, દેરા તંબુ તણાયા, આસપાસ ચોકી પેરા ખડા થઈ ગયા. સક્ષ્મ અને સ્વલ્પ અહાર કરી: મા દીકરી એકાંન્તમાં વાતો કરે છે. એટ-

લામાં સાંજ પડી, ત્યારે પોતાની મુસાફરીનો માર્ગ જેમ બને તેમ ટુંકો કરતા રાજા સુંદિરપ્રતાપ આવી પહોચ્યા! તેજ વખતે પેરેગીરોએ રાણીને ખબર આપી કે, રાજાધિરાજ પધારે છે. તે સાંભળીને મા દીકરી બંન્ને ઘણા હર્ષની સાથે ઉભાં થયાં, નમન કરી ઉભાં રહ્યાં; પ્રકાશ પિતાને માટે શિતળ જળ લાવી, ત્યાર પછી થોડું ભોજન કરાવ્યું. જ્યારે રાજા સુખ શાન્તિમાં બેઠા ત્યારે રાણી પૂછે છે.

**રાણી**—કેમ અંધકારનો કાંઇ પત્તો?

**રાજા**—મારે મોંઢે એ અધર્મિના નામનો ઉચ્ચાર કરાવીશ નહિ!

**રાણી**—(થોડીવાર રહીને.) તમે તેને નજરે જોયો કે નહિ?

**રાજા**—જોયો; બરાબર જોયો! પુરે પુરો જોયો!

**રાણી**—કયાં જોયો?

**રાજા**—વિલોમ પૂલ ઉપર.

**રાણી**—ક્યાં અગાડી છે, વિલોમ પૂલ?

**રાજા**—પવિત્ર ગંગા નદીના કિનારા ઉપર, વિલોમનગર નામે નગર છે, તે નગરમાં વિલોમરાજ નામે રાજા રાજ કરે છે, તેણે ગંગાજી ઉપર પૂલ બંધાવ્યો છે; તે જોતાં તો આપણી અક્કલ કહ્યું ન કરે! એ પૂલ બંધાવામાં તેણે ઘણુંજ દ્રવ્ય ખરચ્યું છે, હું તો ધારૂં છું કે, કોઇ નદીના ઉપર એવો પૂલ નહિ હોય? શ્રી રામચંદ્ર ભગવાને સેતુ ઉપર પાજ બાંધી, તેની શોભા પણ તેવી નહિજ હોય!

**રાણી**—જ્યારે એ પૂલના ઉપર મળ્યો ત્યારે તમે તેને ઝાલ્યો કેમ નહિ?

**રાજા**—તે પુલના સાત ભાગે જૂદાજૂદા રસ્તા છે, મારે ચાલવાનો, એને ચાલવાનો અને ઉલાસને ચાલવાનો ત્રણેના રસ્તા જૂદા જૂદા હતા; તોપણ તેને જોઇને મેં ઘણોજ ફિટકાર આપ્યો; ઘણી શિખામણ દીધી, પણ આખર પરીણામે એના મુખમાંથી એ શબ્દ નીકળ્યા કે, નહિ છોડુ, નહિ છોડુ; મરતાં લગી ઉલાસને નહિ છોડુ!

**રાણી**—અરે પાપી દીકરા; આવાં વચન! ત્યારે તો હવે એ ઘેરજ શાનો આવે?

**રાજા**—અમરસિંહના મિત્ર કમરસિંહ, આપણા જમાઈ સુમનચંદ્ર, આનંદમલનો દીકરો અભયમલ, બાદશાહના ભાઇ ઉન્મતશા, તથા શાહજાદા સવાબશાહ અને અમરસિંહ, એટલા ઉલાસની શોધમાં ફરે છે. એમાંથી જેના ઝપાટામાં આવી જશે; તે તેની ખોપરી રણમાં રખડાવી દેશે.

**રાણી**—હાય! અરે હાય! હું છતે દીકરે વંઝા થઇશ! મારૂ ભાગ્ય ફરી ગયું. મારૂ નસીબ ફુટી ગયું!

**પ્રકાશ**—માતા પિતા; કાલે એટલે શિવરાત્રિની મધ્ય રાત્રિયે હું મારૂ મુસ્તક શીવજીને ચઢાવીશ; મુસ્તક પુજા કરીશ?

**રાજા**—બેટા, એતો વિપરીત પુજા કહેવાય એવું ન કરાય!' દીકરા તમને સુમનચંદ્ર ન બોલાવે ન લઇ જાય; તો તમે આપણે ઘેર રહી, ઇશ્વર સ્તવન કરી, ભજનમાં ભવ પૂરો કરજો!

**પ્રકાશ**—માતાજી સ્વામિના વિયોગે મારાથી હવે એક પળ પણ નહિ જીવાય; માટે હું જરૂર આપઘાત કરીશ; શંકર ભગવાનની સનમુખ જીવ આપીશ! પગ ઉંચા બાંધી માંથુ લટકતુ રાખી, સ્વહસ્તે ગળુ કાપીશ, અને લોહીની ધારા, શંકરના બાણ ઉપર પડવા દઇશ!

**રાણી**—એ તો ઘણું ખોટું, દેવને અપવિત્ર ન કરાય; એ પુજાથી પ્રભુ પ્રસન્ન ન થાય પણ ઉલટા કોપાયમાન થાય'!

**પ્રકાશ**—જે થાય તે થાય, પણ પતી વિયોગે નહિ જીવાય, પતિ વિયોગે અતી દુઃખી જીવન ગાળવા કરતાં, દેવ દરબારમાં મૃત્યુ આદરવું એજ ઉત્તમ છે.

અરસપરસ વાતચિત્તમાં અને રકઝકમાં વખત વિતી ગયો, શિવરાત્રિની રાત્રિ પડી એટલે, સર્વે શણગારને ઉતારી એકજ લાલ વસ્ત્ર પહેરી પ્રકાશ પૂજાપો લઈ, શ્રી રામેશ્વર ભગવાનના દેવળે ચાલી. મુખે શ્રી રામેશ્વર ભગવાનનું સમરણ કરતી બેધડક ચાલી જાય છે, તેની વાંસે આંખમાંથી આંસુ કાઢતી માતા કંચન તથા અતી ઉદાસ થએલા આંખમાં ઝળઝળીઆં લાવતા, વસ્ત્રથી આંખો લ્હોતા રાજા સુંદિરપ્રતાપ ચાલે છે. માતા પિતાએ ઘણું સમજાવી ઘણીજ આજીજી કરી, પણ પૂત્રિ પ્રકાશ એકની બે ના થઇ.

શંકરના દેવળમાંથી સર્વેને બહાર કહાડવામાં આવ્યાં, આખા ગામમાં આહાકાર થઇ ગયો છે. લોકો ઉદાસ થઇ ગયા છે. દેવળના ઘુંમટના મધ્ય ભાગમાં રેશમનો દોર બાંધવામાં આવ્યો, જે દોરથી પ્રકાશના પગ બાંધી ઉંધે માંથે લટકાવાની છે; પ્રથમ તો પ્રકાશે શીવજીની જળાધારી પાસે ખરા લોઢાની તલવાર મુકી દીધી. પોતે ચંદન કંકુ, અબીલ, ગુલાલ, કેશર બરાસ કસ્તુરી આદી સર્વ સુગંધી પદાર્થથી શીવજીનું પુજન કર્યું તેની સાથે ખડગનું પણ વીધી યુર્વક પૂજન કર્યું; ધૂપ, દીપ, નૈવેદ ધરી કપૂરથી આરતી કરી, પોતે મૂસ્તકથી પૂજન કરવા તૈયાર થઇ. તે વખતે શ્રી સર્વેશ્વરની કૃપાથી, સુમનચંદ્રની સવારી આવી પહોચી.

પોતાના સૈન્યનો પડાવ ગાઉ ત્રણેક ઉપર નાંખી, પોતે શંકર ભગવાનનાં દર્શન કરવા માટે ઘોડેસ્વાર થઇ દોડતો આવ્યો! નજીક આવતાં એક બ્રાહ્મણને પુછ્યું કે કેમ દર્શનની તૈયારી છે કે? બ્રાહ્મણ કહે ભાઇ આજે તો દર્શન બહુ મોડાં થવાનાં છે.

**સુમન**—કાંઇ કારણ?

**બ્રાહ્મણ**—અમારા રાજાની પુત્રિ મુસ્તક પૂજા કરવાનાં છે, તેમની પૂજન વિધી ચાલે છે.

**સુમન**—ક્યા રાજાની પુત્રિ? મુસ્તક પુજા એટલે કેવી રીતે?

**બ્રાહ્મણ**—સિલોનના રાજા સુંદીર પ્રતાપની દિકરી પ્રકાશલક્ષ્મિબા! આજે ઉંધે મસ્તકે લટકી, પોતે પોતાને હાથે માંથુ કાપી, શરીરનું સઘળું લોહી શંકરને અર્પણ કરશે.

છેલ્લા શબ્દને ટકોરે, સ્વાસ ભેર ઘોડો દોડાવી મૂકયો અને દેવળમાં પેસતાં પોકાર કર્યો. સબૂર કરો! સબૂર કરો! બસ કરો! હું મુર્શિદાબાદનો રાજા રેકુ છું; રાણી આવુ કારમું મ્હોત ન કરો! અંધકાર ઉલાસને લઇ ગયો, તેમાં તમારો દોષ નથી, એ પાપીના પાપ કર્મ એને નડવાનાં છે અને તે તેને ભોગવવાનાં છે. પ્રેમદા, કદાચ ક્રોધના આવેશમાં મેં એ વચન કહ્યાં હશે, તે ઉપર મનમાં આંટી રાખી, આટલો બધો ગજબ કરવો ન ઘટે. ચાલો સાવધ થાઓ! હાલને હાલ આપણે ઘેર જઇએ; રોષ રીસ અને ક્રોધના આવેશમાં કહેલા શબ્દની ક્ષમા માગુ છું.

રાણી પ્રકાશલક્ષ્મિને, સુમનચંદ્રના શબ્દ સાંભળીને સાવધાન કરવામાં આવી, ઉંધે માંથે લટકતી પ્રકાશ સાવધાન થઇને, સ્વામિના ચરણમાં પડી બોલી, નાથ, આપે મને શા માટે અટકાવી; હું અપરાધની શિક્ષા અહીંજ ભોગવી લેતી હતી?

**સુમન**—રાણી હું કહી તો ગયો કે, તેમાં તમારો કોઇ પ્રકારનો અપરાધ નથી.

**રાણી**—આપ પ્રથમ તો કહી ગયા છો કે એકનો અપરાધ બીજાને ભોગવવો પડે છે, જો સાચો સબંધ ધરાવે તો.

**સુમન**—મારો બોલેલો એક પણ શબ્દ તમારે સંભારવાનો નથી; હવે તો ચાલો મારી સાથે, હાલ તો આપણે આપણે ઘેરજ જઇએ.

**રાણી**—બહુજ સારૂ, જેવી સ્વામિની આજ્ઞા.

**સુંદીર**—પુજ્ય સુમનચંદ્ર, આપ થોડા દિવસ તો મારે ઘેર રોકાઓ?

**સુમન**—આવા વખતમાં તમારે ત્યાં રોકાવું, એ મને યોગ્ય લાગતું

નથી, ધર્મ સંકટ વખતે સાસરે રહેવું, એ સજ્જન પુરૂષોને છાજતું નથી.

સુમનચંદ્ર તથા રાણી પ્રકાશલક્ષ્મિ મુર્શિદાબાદ તરફ ચાલ્યાં, અને સુંદીર પ્રતાપ તથા કંચન સિલોન તરફ વિદાય થઇ ગયાં. રાજા સુંદિર પ્રતાપના હૃદયમાં, અંધકારસિંહની અવળી મતીના વિચાર ખટક્યા કરે છે, રાણી કંચનના મનમાં, અરેરે અંધકારનું શું થશે; ક્યારે ઘેર આવશે, હું દિકરાનું મોં ક્યારે દેખીશ, એમ થયા કરે છે.

રાજા સુમનચંદ્ર તથા રાણી પ્રકાશલક્ષ્મિ પણ પોતાની મુસાફરીમાં, શું કરવું, કેમ કરવું, એજ વાતો કરતાં કરતાં ઘેર આવી પહોંચ્યા. સુજ્ઞ પ્રધાને સાચવેલી રાજની રૂડી વ્યવસ્થા જોઇ રાજાને તે તરફનો તો આનંદ થયો; પણ અંધકારસિંહથી ઉલાસનું હરણ એ ધક્કો અંતરમાંથી ખસતો નથી.

શોધવા નિકળેલા સર્વમાંથી કોઇને એક વરસ દિવસ સુધી, અમર, અંધકાર, કે ઉલાસનો પત્તો મળ્યો નથી. જેથી ધિરેધિરે થાક્યાના ગાઉ થયા છે, સહનને ઉલાસ મળી પણ જ્યાં સુધી અમરસિંહનો પત્તો નથી મળ્યા ત્યાં સુધી ઉલાસ મળી તે પણ ભાર રૂપ છે, કારણ કે ઉલાસના અંગ ઉપર બાજરૂપ અંધકારની પાંખના પવનના સપાટા વાગીજ રહ્યા છે. ઉલાસનો ભાઇ અભયમલ પણ વરસ દિવસ ફરી પોતાને ઘેર ગયો છે, તે એવા વિચારથી કે એ પાપી અંધકાર જ્યારે એકલોજ ફરે છે, ત્યારે સૈન્ય રાખીને શી જરૂર છે, ફકત બે ચાર માણસ સાથે ફરીશું. આવાજ વિચાર સવાબ ઉન્મત અને સુમનચંદ્રના મનમાં પણ આવી રહ્યા છે.

જૂવો હવે આગળ શુ થાય છે, આ સઘળા કાયર થઇ કંટાળીને બેસી રહ્યા છે; પણ દરેક રાજના છૂપાછૂપા માણસોથી, શોધ તો ચાલીજ રહી છે. (વળી આ કામનો જશ પ્રભુ કોને અપાવે છે તે જોઇએ.)

અંધકારના ભયથી બ્હીતી ને બ્હીતી ઉલાસતારા, સહનતારાના સંગમાં, રાજા પહાડસિંહને ઘેર રહી છે, રાજ કુટુંમ્બના સઘળાં માણસોને એમ તે બન્નેને પ્રિય થઇ પડયો છે, જેથી તેમને ત્યાંથી જવું ગમતું નથી. એમ બરાબર છ માસ વીતી ગયા. છ માસ વીતી તો ગયા પણ છ માસ સુધી કોઈએ અમરસિંહની શોધ નથી કરી એમ નહિ. ઉલાસ, તથા અમરની શોધને માટે; પંજાબના રાજા આનંદમલના; ઉલાસ, અમર તથા સહનની શોધને માટે, મુર્શિદાબાદના રાજા સુમનચંદ્રના; અને અમરની શોધને માટે પર્વતપુરના રાજા પહાડસિંહના તથા માળવાના રાજા મધુરસિંહના માણસો અવનીમાં ઘુમીજ રહ્યા છે. જ્યારે છ છ મહિના વીતી ગયા ત્યારે, સહનના મનમાં એમ થયું કે, અહીંથી છૂટા થઇ સ્વામીની

શોધમાં ફરીએ તો સારૂ. કેમ બેન ઉલાસ, આપણે હવે સ્વામીની ખોળ્ય કરીએ. તારી શી ઇચ્છા છે?

**ઉલાસ**—હા બેન મારી પણ એજ ઇચ્છા છે કે, એક જગાએ લપાઇ છુપાઇને રહેવું તે કરતાં ફરતાં રહીએ તો સારૂ. પ...ણ.

**સહન**—પણ શુ બેન? જે કહેવું હોય તે કહે!

**ઉલાસ**—પાપી અંધકારના હાથમાં સપડાઇ ગઇ તો?

**સહન**—હવે એ હરામીનો ભય તો તું રાખીશ જ નહિ, જ્યાંસુધી હું તારા સંગમાં છું ત્યાં સુધી પાપીના ભાર નથી કે તને લઈ જાય!

**ઉલાસ**—બેન આપણે અબળા એને શું કરી શકીએ?

**સહન**—અરે શું કરી શકીએ કેમ બોલી! આપણે એના પ્રાણ લઈએ, જ્યાં સુધી મારી દેહમાં પ્રાણ વાયુ વહન કરે છે; ત્યાં સુધી અંધકાર ઝખ મારે છે.

**ઉલાસ**—બેન, જો તને એટલી બધી હિમ્મત હોય તો ચાલો ભલે! નહિતો હું તો એજ વિચાર કરૂં છું કે, આપણે બન્ને રાજા પહાડસિંહની મદદથી આપણા માતા પિતાને ઘેર પહોંચી જઇએ.

**સહન**—એ શું બોલી બેન; આપણે માબાપને ઘેર તો જવાનુંજ નથી; આપણે તો ઉજ્જન નગરમાં જવાનું છે, પણ જ્યારે અમરસિંહ ત્યાં જાય ત્યારે! સ્વામી રણ વગડે ફરે અને આપણે ત્યાં જઇએ એ સારૂ ન કહેવાય!

**ઉલાસ**—જેમ તારી મરજી બેન. હું તારી સાથે કાચે તાંતણે દોરાઇશ.

**સહન**—ક્ષત્રાણીની કૂખમાંથી જન્મેલી બાળા આવાં નરમ વચન કેમ ઉચ્ચારે છે? શું તારામાં સામર્થ નથી કે તને અંધકાર લઇ જાય!

**ઉલાસ**—હું હથીઆર વિનાની એ દુષ્ટને શું કરૂ?

**સહન**—ઠીક કહ્યું! સાંભળ! આપણે બંન્ને અહીંથી હથિયારબંધ ઘોડેશ્વાર થઇને પુરૂષના વેષમાંજ જઇશું.

**ઉલાસ**—ઘણુંજ સારૂ; ત્યારે તો ચાલો ઝટ! પાપી સામો મળે તો તો ઉભોજ ચીરી નાખુ. પાપીએ મારાં ઘરાણાં પણ લઇ લીધાં છે.

**સહન**—તેની પણ ચિન્તા કરવાની નથી, આપણને જેજે જોઇશે તે સઘળુ અહીંથી મળશે! જુવો આપણ બન્નેની વાત પુરી થતાંજ ગુફાકુમારી આવ્યાં. આવો આવો ગિરીરાજનાં માનીતાં મહારાણી આવો!

ગુફાકુમારી જે સહનતારાને પુરૂષ વેષમાં જોઈ પ્યારમાં પડેલી, અને આખર પરીણામમાં લજ્જા પામેલી, સહનથી બીહીતી દબાતી ચાલતી, આવી બંન્નેને પગે લાગી બોલી, કેમ બા શું વિચારમાં પડયાં છો?

**સહન**—ભાભી, હવે તો એમ થાય છે કે જાણે અહીંથી જઇએ.

**ગુણ્ફા**—ના ના, હમણાં તો ન જવાય; હજી અમારાં વિલાસ બેનનો સ્વયંવર કરવાનો છે તે જોઇને જજો!

**સહન**—તે ક્યારે થવાનો છે?

**ગુણ્ફા**—મારાં સાસુજી તો એમ કહેતાં હતાં કે, હવે વિલાસને વરાવીશુ; મારા સસરાનીએ મરજી થઇ છે, પણ તમારા ભાઇ કહે છે કે, અમરસિંહનો પત્તો મળે, ત્યારે સ્વયંવર કરીએ અને એમને આગ્રહપૂર્વક તેડાવીએ!

**સહન**—ત્યારે તો વિલાસને અમરસિંહ સાથે વરાવવા વિચાર હશે?

**ગુણ્ફા**—ના ના, તેમ તો નહિ; કાંઇ ઇચ્છા મુજબ વરમાળા પહેરાવી દેવાની નથી. પણ જેવો ઉલાસ બેનનો સ્વયંવર થયો હતો તેવી રચના કરવાની છે, એવું તમારા ભાઇ કહેતા હતા. બાણાવળી હોય તેજ વરી શકે!

**સહન**—હાલ તો જઇશું, વળી સ્વયંવર ઉપર આવીશું.

**ગુણ્ફા**—જેવી મરજી બેન. સહન બેન; મારા અપરાધને માટે હું તમારી પાસે લાચાર બની ક્ષમા માગુછું.

**સહન**—ગુણ્ફા; તે વાત હવે તારે સંભારવાનીજ નથી, જે વાત બની ગઈ તે બની ગઇ, જો સાંભળ, વળી જતાં જતાં બે વચન કહેતી જાઉછું કે, સંસારમાં સુખી થવું હોય, આ ભવસાગર તરવાની ઇચ્છા હોય તો, સદા સ્વામીની સેવા કરવી, તેની આજ્ઞામાં રહેવું; પતિથી અધીક, બ્રહ્મા વિષ્નુ કે મહેશ્વર પણ નથી. ગુણ્ફા; સ્વામીથી સ્ત્રિને જે સુખ પ્રાપ્ત થાય છે તે સુખ સંસારમાં કોઇ પણ સંબંધીથી મળી શકતું નથી, કદી સ્વર્ગનો ઇંદ્રિ આવે, કદી સાક્ષાત કામદેવ આવે તો પણ પોતાના પતીના ચરણથી ચિત્તને ચળિત કરવું નહિ! જો સતી સાવિત્રિયે, પોતાના મરવા પડેલા, પતીની દ્રષ્ટિ સાથે જોડેલી દ્રષ્ટિ તોડી ધર્મરાજા સામુ ન જોયું હોતતો, ધર્મરાજા સત્યવાનની આંખમાંથી પ્રાણને ખિંચી શકત નહિ! વળી છેલ્લા શબ્દથી સુચવતી જાઉ છું કે આજ્ઞાકારી પતિવ્રત ધર્મને સમજનારી સ્ત્રી, એજ પુરૂષને સ્વર્ગ સુખનું સાધન છે. અનુભવી પુરૂષો કહી ગયા છે કે, નાગરવેલના પાકા પાનનો મુખવાસ, હમેશાંના ભોજનમાં તાજા ઘીની સુવાસ; કુળવંતી નારીના મુખમાંથી નીકળતા શબ્દની મીઠાશ અને સોરઠની શોભાયમાન રસાળ જમિનમાં ઉછરેલી સુંદિર ઘોડી ઉપર બેસીને ખાવા મળે શ્વાસ; એ આ અવનીમાં સ્વર્ગનું સુખ છે.

**ગુણ્ફા**—બહુ સારૂ બેન; આ બધુ હું જાણતી તો હતી પણ ભૂલી ગઇ, અવળે રસ્તે ચઢી ગઇ, ઠોકર ખાઇ ગઇ.

**સહન**--ફિકર નહિ; હવે ડગલે ડગલે મારા બોલ સંભારજે!

વાર્તા વિલાસમાં વખત ઘણો થઇ ગયો, એટલે ગુશ તો ચાલી ગઇ; ત્યાર બાદ થોડી વારે જમવાની પણ તૈયારી થઇ, જમતાં જમતાં વિનય વચનથી સહનતારાએ માતા શલ્યા સુંદરી પાસે જવાની આજ્ઞા માગી. તે રજા મળી તો ખરી! પણ એવા કરારથી કે, વિલાસના સ્વયંવરમાં તો તમારે બંન્ને જણીઓને આવવુંજ પડશે! ઉલાસ તથા સહન બંન્ને બોલી, બહુ સારૂ માતાજી જરૂર આવીશું. જો અમારા પતિનો પતો મળશે તો તો તેમની સાથે જ આવીશું. નહિ તો જ્યાં ખબર મળશે ત્યાંથી સ્વામિની શોધમાં આવીશુ, પણ આવીશુ આવીશુ ને આવીશુ!

અંબાજી માતાના દેવળ સુધી સર્વ સંબંધીઓ વેળાવા આવ્યાં. નક્કિ કરેલા સંકેત પ્રમાણે બંન્ને જણીઓ, પુરૂષના પોશાગ પહેરી હથિયાર ધારણ કરી ઘોડેશ્વાર થઇને ચાલી, એટલે રાજા, રાણી, ગિરિરાજ તથા ગુશ સર્વે સાથે બોલ્યાં. આવજો બેનો! આમથી બંન્ને જવાબ દે છે. બહુ સારૂ માતા પિતા, વળો પાછાં! છેવટ વિલાસ બોલી; શુભ પ્રસંગે જરૂર! સહન કહે હા બેન જરૂરા જરૂર! દેવીનાં દર્શન કરી સૌ ઘેર આવ્યાં, અને ઉલાસ તથા સહન રણ વગડામાં નીકળી પડ્યાં.

ઉલાસના હેતુ શત્રુ અંધકારસિંહે વિલોમ પૂલને મુકી, સુંદરીનો કેડો લીધો, ક્યાં ગઇ, ક્યાં ગુમ થઈ ગઇ, કદાચ ગંગાજીમાં પડી તો નહિ ગઇ હોય! ના ના પડે તો શું! એ પૂલ ઉપરથી નદીમાં પડવાનો તો રસ્તોજ નથી, પૂલની બાંધણી પણ અલૌકીક છે. તેમ રાજ તરફથી દેખરેખ અને બંદોબસ્ત પણ સારો છે. છતાં પડી હશે તો પહોચી ગઇ પરમેશ્વરને ખોળે. હે ઉલાસ! તારી કાંઇ સમજણ પડતી નથી; હું તો તારા વિયોગે ઝુરી ઝુરીને મરી જઇશ; શુ તારી કાન્તિ, શું તારી સુંદરતા, બસ ઉલાસ! તું તો તૂજ છું. હમણાં શોધી કાઢું છું.

ઉલાસ ઉલાસ કરતો અંધકારસિંહ, ગામ, શહેર, ગીરી ગુફા, નદી નાળાં કરવા લાગ્યો, ઉલાસના અંગનાં ઘરાણાંની પોટલી છાતીએ બાંધી, તેને પ્રેમથી વારંવાર નીહાળવા લાગ્યો. ઉલાસની છબી આંખ આગળથી કે હૈઆ આગળથી ખસતીજ નથી. અરે ઉલાસ તેં મને રખડતોજ મુકી દીધો, તારો જરાય પ્રેમ નહિ, તારી મારી તરફ અમીની નજરજ નહિ, તો પણ તારો સહવાસ મને સુખ રૂપ લાગતો હતો. નિર્મળ જળના ઝરાને જોઇ પશુ પક્ષિયો કલોલ કરે છે, પુર્ણીમાના ચંદ્રને જોઇ પ્રાણીઓ આનંદમાં રહે છે, તેમ હું તારૂં ચંદ્ર સમાન તેજ મારતુ મુખ જોઈ આનં-

દમાં રહેતો હતો. ઉલાસ; અત્યાર સુધી તો તારા સબંધીઓએ મારી પાસેથી તને છોડાવી; પણ આ વખતે તો મારી આંખમાં આંજીને તુંજ ગુમ થઇ ગઈ, તારા વિયોગે હું આપઘાત કરીશ; હું શોધી શોધીને થાક્યો પણ તું તો મારી નજરે આવતીજ નથી. અરે હાય! જ્યાં સુધી શત્રુ અમરસિંહ શ્રૃષ્ટિમાં જીવતો છે ત્યાં સુધી તે ઉલાસની મારી તરફ નજર થવાની નથી. હવે તો ઉલાસને પડતી મુકું અને અમરની શોધ કરૂં; છળ કપટથી અમરસિંહને સધામ પહોચાડી દેઉં; એટલે મને વર્યા વિના ઉલાસનો છુટકો નથી, આજે વરસનાં વરસ વિત્યાં મારી ધારણા પાર પડી નહિ! હે ઉલાસ હે ઉલાસ હે ઉલાસ??

(કર્તા) ઉલાસના નામના પોકાર કરતા અંધકારસિંહની મુસાફરીમાં, હજારો ગામ આવી ગયાં; આજ હવે નટનું ગામ આવે છે. સારૂ બસેં ત્રણસેં ઘરનું અને આશરે હજાર બારસેં માણસની વસ્તીનું નટનું ગામ આવ્યું. તે ગામમાં નટની વસ્તી વધારે તેથી તે નટનું ગામ કહેવાતું હતું, ગામના મધ્ય ભાગમાં લીંબડાના પાંચ પચીસ ઝાડની છાયામાં, અંધકારસિંહ થાક ખાવાને બેઠો, થોડી વારે સુતો અને શિતળ પવનની લેહેરોની લહેરમાં ઉંઘી ગયો.

એક પહોર નિંદ્રા લઈ અંધકારસિંહ જાગી ગયો; જાગ્યા પછી પાસેના તળાવ ઉપર જઇ, હાથ મોં ધોયાં અને તે તળાવની પાસેના મેદાનમાં છોકરા તથા પુરૂષો થઇ આશરે સોએક માણસો ભરાએલાં જોયાં; ત્યાં શું છે તે જોવાની ઇચ્છાએ પહોંચી ગયો.

આશરે પચાશેક પુરૂષો આશપાસ ફરતા રહ્યા છે, કોઇ કોઈના ગળામાં ઢોલ ભરાવ્યાં છે, ઢોલના ડંકા વગાડતા જાય છે, અને ઉંચુ જોઇને મોઢેથી વાહ વાહ! વાહ વાહ! વાહ વાહ! ઝપડ બા...જ, અહાહાહા! વાહ વાહ...!! એવા અવાજ કરી રહ્યા છે. આશરે બારથી પંદર વરસની ઉમ્મરના વીસેક છોકરાઓ અનેક રીતના તમાસા કરી રહ્યા છે. કોઇ ઉભા વાંસ ઉપર ગુલાંટો ખાઇ રહ્યા છે, કોઈ પાંચ પાંચ સાત સાત વાસણો નાના મોટી ઉપરા ઉપરી માંથે ચઢાવી વાંસનો છેડો કછોટા ઉપર પેહેના બાગમાં ભેરવી ખુલ્લા હોથે વાંસને ઝુકાવી રહ્યા છે; કોઈ કોઇ લટકતા દોર ઉપરથી ઉંધે મસ્તકે સરકતા આવે છે. વળી કોઈ આડા

થેકી જાય છે, એ સિવાય બીજી અનેક કસરતો થઇ રહી છે. તે જોઈ અંધકારસિંહતો દિંગ થઇ ગયો. શું આ લોકની કસરત, શું "[1]નજરબંધી." શી હિમ્મત, વાહ ભાઈ વાહ!

**અંધકાર**—ભાઇઓ, આ તમારો તમાશો જોઇ હું તો હેરત પામી ગયો. તે બદલ હું તમને રૂપાના એક સો એક શીક્કા ઇનામ આપુ છું. વળી પૂછું છું કે, આવી આવી રમતો તમે બહાર ગામ કરવા જાઓ છો, કે કેમ? અને જતા હો તો ત્યા તમને શું પ્રાપ્તિ થાય છે?

**નટ**—શું પુછો છો બાપા; અમારા હુન્નરની અને અમારા ભાગ્યની વાત તો કરવાનીજ નથી. દશ દશ બાર બાર માણસની ટોળીઓ નીકળીએ છીએ, ગામે ગામ ને મહાજનના મેળામાં જીવના જોખમે તમાશા કરી લોકને ખુલ્લા મેદાનમાં બતાવીએ છીએ; તમાશો જોવા અનેક પ્રકારનાં લોકો ભરાય છે, કોઇ પૈસો આપે કોઈ પૈ આપે, વળી કોઇ જૂનું પુનું લુગડુ આપે; મેલ્લામાં તમાશો હોય તો; રાંધ્યા ધાનના ટુકડા આપે, વળી કોઇ તમારા જેવો ઉદાર દીલનો કદરદાન દાતા હોય તો વળી કાંઇ સારૂ ઇનામ આપે; અગિયાર મહીના પરગામ ફરીએ છીએ; અને હોળી લગભગ એક મહિનો ઘેર આવીએ છીએ; અહીં નવા બાલગીરો તૈયાર કરીએ છીએ, અને ફાગણ વદી પડવાને દિવસે ઉપડી જઇએ છીએ, મહેનત વધારે છે અને નસીબ ટુંકુ છે, કોઈ કોઈ વાર કાચા પોચા બાળકો ચુકી જાય, પડી જાય, વળી જીવે તો જીવે નહિ તો મરી જાય ત્યારે આખી જીંદગીની હોળી હૈએ ખડી થાય છે.

**અંધકાર**—અહાહા! આ હું શું સાંભળુ છું, આવા અજબ તમાશા કરનારની આ દશા! ફિકર નહિ; જો મારૂ કહેવું માનો; મારી સાથે ફરો; અને હું કહું તેમ કરો; તો તમે કથીર છો તેમને હું કુંદન કરીને મુકું.

**નટ**—હોવે બાપા; કેમ ના કરીએ, કહો તેમ કરીએ અને તમારી સાથે ફરીએ. પણ...હુતાશણી પછી.

**અંધકાર**—ભલે હુતાશણી પછી! ત્યાં સુધી હું તમારા ગામમાં રહીશ.

**નટ**—વારૂ બાપા; ત્યારે અમે સૌ તૈયાર છીએ.

હોળીના તહેવારમાં ખાઇ પી, રંગરોળ કરી, નાના મોટા પચાસ નટની ટોળી અંધકારસિંહ સાથે જવા નીકળી. વળી કેટલાક એવા વિચારના પણ નિકળ્યા કે; આ માણસ આપણને લઇ જઈ ફસાવશે; આપણી

---

૧ નજરબંધી=જોનારની નજર બાંધેલી નહિ; પણ તમાશો કરનારની એટલે વાંસ ઉપર અગર દોર ઉપર ચઢનારની, એક જગાએ સ્થિર થએલી દ્રષ્ટિ.

દમાં રહેતો હતો. 'ઉલાસ; અત્યાર સુધી તો તારા સબંધીઓએ મારી પાસેથી તને છોડાવી, પણ આ વખતે તો મારી આંખમાં આંજીને તુંજ ગુમ થઇ ગઈ, તારા વિયોગે હું આપઘાત કરીશ; હું શોધી શોધીને થાકયો પણ તું તો મારી નજરે આવતીજ નથી. અરે હાય! જ્યાં સુધી શત્રુ અમરસિંહ શ્રૃષ્ટિમાં જીવતો છે ત્યાં સુધી તે ઉલાસની મારી તરફ નજર થવાની નથી. હવે તો ઉલાસને પડતી મુકુ અને અમરની શોધ કરૂ; છળ કપટથી અમરસિંહને સધામ પહોચાડી દેઉ; એટલે મને વર્યા વિના ઉલાસનો છૂટકો નથી, આજે વરસનાં વરસ વિત્યાં મારી ધારણા પાર પડી નહિ! હે ઉલાસ હે ઉલાસ હે ઉલાસ??

( કર્તા ) ઉલાસના નામના પોકાર કરતા અંધકારસિંહની મુસાફરીમાં, હજારો ગામ આવી ગયાં; આજ હવે નટનું ગામ આવે છે. સારૂ બસેં ત્રણસેં ઘરનું અને આશરે હજાર બારસેં માણસની વસ્તીનું નટનું ગામ આવ્યું. તે ગામમાં નટની વસ્તી વધારે તેથી તે નટનું ગામ કહેવાતું હતું, ગામના મધ્ય ભાગમાં લીંબડાના પાંચ પચીસ ઝાડની છાયામાં, અંધકારસિંહ થાક ખાવાને બેઠો, થોડી વારે સુતો અને શિતળ પવનની લેહેરોની લહેરમાં ઉંઘી ગયો.

એક પહોર નિંદ્રા લઈ અંધકારસિંહ જાગી ગયો; જાગ્યા પછી પાસેના તળાવ ઉપર જઇ, હાથ મોં ધોયાં અને તે તળાવની પાસેના મેદાનમાં છોકરા તથા પુરૂષો થઇ આશરે સોએક માણસો ભરાએલાં જોયાં; ત્યાં શું છે તે જોવાની ઇચ્છાએ પહોંચી ગયો.

આશરે પચાશેક પુરૂષો આશપાસ ફરતા રહ્યા છે, કોઇ કોઈના ગળામાં ઢોલ ભરાવ્યાં છે, ઢોલના ડંકા વગાડતા જાય છે, અને ઉંચુ જોઇને મોઢેથી વાહ વાહ! વાહ વાહ! વાહ વાહ! ઝપટ બા...જ, અહાહાહા! વાહ વાહ...!! એવા અવાજ કરી રહ્યા છે. આશરે બારથી પંદર વરસની ઉમ્મરના વીસેક છોકરાઓ અનેક રીતના તમાસા કરી રહ્યા છે. કોઇ ઉભા વાંસ ઉપર ગુલાંટો ખાઇ રહ્યા છે, કોઈ પાંચ પાંચ સાત સાત વાસણો નાના મોટી ઉપરા ઉપરી માંથે ચઢાવી વાંસનો છેડો કછોટા ઉપર પેઢુના ભાગમાં ભેરવી ખુલ્લા હાથે વાંસને ઝુકાવી રહ્યા છે, કોઈ કોઇ લટકતા દોર ઉપરથી ઉંધે મુસ્તકે સરકતા આવે છે, વળી કોઈ આડા દોર ઉપર પગથી અને કોઇ માથાથી સરકી રહ્યા છે, કોઈ દોરના સાધનથી ગડગડીઓ આકાશમાં ઉછાળે છે અને પાછી દોર ઉપર ઝીલે છે, કોઇ કોઈ એક, બે, ત્રણ એમ પંદર પંદર છોકરાઓને હાર બંધ સુવારી તેમને

થેકી જાય છે, એ સિવાય બીજી અનેક કસરતો થઇ રહી છે. તે જોઈ અંધકારસિંહતો દિંગ થઇ ગયો. શું આ લોકની કસરત, શું "[1]નજરબંધી." શી હિમ્મત, વાહ ભાઈ વાહ!

**અંધકાર**—ભાઇઓ, આ તમારો તમાશો જોઇ હું તો હેરત પામી ગયો. તે બદલ હું તમને રૂપાના એક સો એક શીક્કા ઇનામ આપુ છું. વળી પૂછું છું કે, આવી આવી રમતો તમે બહાર ગામ કરવા જાઓ છો, કે કેમ? અને જતા હો તો ત્યાં તમને શું પ્રાપ્તિ થાય છે?

**નટ**—શું પુછો છો બાપા; અમારા હુન્નરની અને અમારા ભાગ્યની વાત તો કરવાનીજ નથી. દશ દશ બાર બાર માણસની ટોળીઓ નીકળીએ છીએ, ગામે ગામ ને મહાજનના મેળામાં જીવના જોખમે તમાશા કરી લોકને ખુલ્લા મેદાનમાં બતાવીએ છીએ; તમાશો જોવા અનેક પ્રકારનાં લોકો ભરાય છે, કોઇ પૈસો આપે કોઈ પૈ આપે, વળી કોઇ જૂનું પુતું લુગડુ આપે; મેલ્લામાં તમાશો હોય તો; રાંધ્યા ધાનના ટુકડા આપે, વળી કોઇ તમારા જેવો ઉદાર દીલનો કદરદાન દાતા હોય તો વળી કાંઇ સારૂ ઇનામ આપે; અગિયાર મહીના પરગામ ફરીએ છીએ; અને હોળી લગભગ એક મહિનો ઘેર આવીએ છીએ; અહીં નવા બાલગીરો તૈયાર કરીએ છીએ, અને ફાગણ વદી પડવાને દિવસે ઉપડી જઇએ છીએ, મહેનત વધારે છે અને નસીબ ટુંકુ છે, કોઈ કોઈ વાર કાચા પોચા બાળકો ચુકી જાય, પડી જાય, વળી જીવે તો જીવે નહિ તો મરી જાય ત્યારે આખી જીંદગીની હોળી હૈએ ખડી થાય છે.

**અંધકાર**—અહાહા! આ હું શું સાંભળુ છું, આવા અજબ તમાશા કરનારની આ દશા! ફિકર નહિ; જો મારૂ કહેવું માનો; મારી સાથે ફરો; અને હું કહું તેમ કરો; તો તમે કથીર છો તમને હું કુંદન કરીને મુકું.

**નટ**—હોવે બાપા; કેમ ના કરીએ, કહો તેમ કરીએ અને તમારી સાથે ફરીએ. પણ...હુતાશણી પછી.

**અંધકાર**—ભલે ઉતાશણી પછી! ત્યાં સુધી હું તમારા ગામમાં રહીશ.

**નટ**—વારૂ બાપા; ત્યારે અમે સૌ તૈયાર છીએ.

હોળીના તહેવારમાં ખાઇ પી, રંગરોળ કરી, નાના મોટા પચાસ નટની ટોળી અંધકારસિંહ સાથે જવા નીકળી. વળી કેટલાક એવા વિચારના પણ નિકળ્યા કે; આ માણસ આપણને લઇ જઈ ફસાવશે; આપણી

---

૧ નજરબંધી=જોનારની નજર બાંધેલી નહિ; પણ તમાશો કરનારની એટલે વાંસ ઉપર અગર દોર ઉપર ચઢનારની, એક જગાએ સ્થિર થએલી દ્રષ્ટિ.

પાસે તમાશા કરાવશે; યુક્તિ પ્રયુક્તિથી પૈસા તો અપાવશે; તેમાંના કેટલાક છાના રાખશે; વળી ઉપજમાં ભાગ પણ માગશે; આપણે આખર ટાઢા ટુકડાનાજ ભોગી થઇ પડવાના છીએ. તેથી તેમાંના ઘણાખરા માણસોએ અંધકારની વાત કબુલ કરી નહિ !

જે પચાસ માણસની ટોળી તૈયાર થઇ તેને લઇ અંધકારસિંહ ઘોડેશ્વાર થઇને આગળ ચાલ્યો. માર્ગમાં આવતાં ઘણાં ગાંમડાં ઓળંગતા આગળ ચાલ્યાજ જાય છે, ચારેક દિવસ લાગટ ચાલ્યા કર્યું; અને કોઇ પણ ગામમાં ખેલ કરવાની આજ્ઞા કરી નહિ. ત્યારે નટની ટોળી તર્ક કરવા લાગી કે, પેલા લોકો કહેતા હતા તે વાત બરાબર છે, આ તો આપણને લબડ ધક્કે લીધા.

નટના મનમાં તર્ક વિતર્ક થાય છે, તે વખતે સારૂ શોભાયમાન મોટુ શહેર આવ્યું, તેની બહાર મોટી ધર્મશાળા હતી તેમાં મુકામ નાંખ્યો. જેટલા જેટલા તમાશા કરી શકતા હતા તેટલા તમાશા કાગળમાં છાપી ગામમાં કાગળીઆં વહેંચાવી દીધાં, અને જોવા આવનારને અમુક અમુક પૈસા આપવાજ પડશે એવું પણ અંદર જાહેર કરી દીધું. ધર્મશાળામાં પેસતાંજ લોકો પૈસા આપી આપી અંદર ગયા, કલાકમાં તમાશા પુરા થયા તે જોઈ બહાર નિકળી ગયા, તે દિવસે નટને સારી રકમ મળી, તે અંધકારસિંહે તેમનેજ બક્ષીસ કરી, અને કહ્યું કે, હવેથી ટુકડા માગવા નહિ, અને ચીંથરા ઉઘરાવવાં નહિ !

હવે અંધકારસિંહ ઉલાસની શોધને માટે ઉલાસનાં ઘરાંણાં બજારમાં વેચે છે. જે વખતે ઝાઝીવાર ઝાંખી જોએલાં ઘરાંણાં વેચે છે તે વખતે ઉલાસને યાદ કરી અંધકારસિંહ આંખમાં આંસુ લાવે છે. ઉલાસનાં ઘરાણાં વેચી મોટા અને સારા તંબુઓ બનાવરાવ્યા, વળી એક મોટો તંબુ તો રેશમી લુગડાંનોજ તૈયાર કર્યો, પાવા પડઘમ ડંકા શરણાઇ; તુરાઇ આદી અનેક વાજીંત્રો પણ લીધાં. બળદ સાથે ગાડાં ખરીદી તેમાં ભરી આગળ ચાલ્યા; બે ત્રણ ઘોડા, પોપટનાં પાંજરાં અને કુતરા પણ પાળી લીધા, આગળ જતાં જંગલમાંથી વાઘનાં નાનાં નાનાં બચ્ચાં પણ પકડી લીધાં, રીંછ રોઝ હાથી, વિગેરે લઇને, તેમને કવાયતમાં કેળવતા આગળ ચાલ્યા. હવે તો ગામે ગામ મુકામ કરવા લાગ્યા અને પુષ્કળ રકમો લેવા લાગ્યા, નટ તો આ રીતભાત જોઈ આનંદ પામી ગયા, અને પૈસાની સારી રકમ જમા કરવા લાગ્યા. બરાબર વરસ દિવસ થયો એટલામાં નટ લોકોએ આશરે ચાલીસેક હજાર રૂપીઆ ઘેર મોકલી દીધા.

અંધકારસિંહ કહે છે. ભાઈ આપણી પાંસે રાખેલાં જનાવર પણ આપણી આપેલી કેળવણી પ્રમાણે તૈયાર થઈ ગયાં, હવે આપણે આથી પણ ઉંચા પ્રકારે રમત રમવાની જરૂર છે. આજથી મારે પણ બજાણીઆ એટલે નટનો વેષ ધારણ કરવો પડશે; હવે આપણે રેશમના તંબુ તાણવા પડશે અને માત્ર રાજ દરબારેજ તમાશા કરવા પડશે, આથી આપણે આપણા તમાશાનું નામ "રાજ સરકસ" આપીશું.

અંધકારસિંહ પણ નટ બની ગયો; જ્યાં નાનું અગર મોટું રજવાડું આવે ત્યાં દરબારગઢની પાસેજ તંબુ નાંખી; દરબારમાં જઇ વિનય વિવેકથી પ્રણામ કરી, બહોળા વિસ્તારથી વિવેચન કરી, રાજકુટુંબને આમંત્રણ કરવા લાગ્યો; તે પણ એવા હેતુથી કે, કોઇ જગાએ ઉલાસ કે અમર નજરે પડે છે!!

કોઇ રાજમાંથી હજાર તો કોઈ રાજમાંથી પાંચ હજાર એમ ઇનામો લઇ લઇ આગળ વધતોજ ચાલ્યો. પુષ્કળ પૈસાની આવક દેખી નટ બોલ્યા, ભાઈ તમે કહેતા હતા કે, પીતળનું સોનું કરીશું તેજ થયું; શિયાળને સિંહનાં આસન મળ્યાં, ધિમે ધિમે એટલે સુધી વાત વધી, અને એટલી બધી કળાથી કામ થવા લાગ્યું કે, પાંચસો પાંચસો ગાઉ ફરતાં, વાયરે વાત ચાલી કે, "રાજ સરકસ" ના તમાશાથી તો અવધી.

અંધકાર કહે છે ભાઇ; કેટલીક બાબતો ખુલ્લા મેદાનમાં સારી છે અને કેટલીક પડદે સારી છે, "પડદા ઓઢે પદમણી." ભાઈ હવે તમને બરાબર સમજાયું; કદાચ હું છુટો પડી જાઉં, તો તમે તમારૂ કામ સારી રીતે ચલાવો કે નહિ ? નટ કહે ભાઈ ઘણી ખુશીની સાથે! હવે તો અમે બરાબર હોંશિયાર થઈ ગયા! વળી ધરાઇને ખાવા ધાન નહોતા મળતા તે લાખ લાખ રૂપીઆની આશામી થઇ ગયા. અમે તમારો ઉપકાર જીંદગી સુધી નહિ ભૂલીએ. તમારૂ નામ શું ભાઈ? અંધકાર કહે મારૂ નામ હાલ તમારે મોઢે કહેવાય તેમ નથી; પણ એકવાર કહીશ! હું પણ તમારો ભાઇજ છું. આજકાલ કરતાં આપણને ફરતાં ૭ વરસ તો વીતી ગયાં. અરેરે ૭ ૭ વરસ વિતી ગયાં પણ ઉલાસનું મોંઢું તો દીઠુંજ નહિ; તેમ જીવતી છે કે પહોંચી ગઇ તે ખબર પણ પામ્યા નહિં!

એક સમયના યોગે રાજા પહાડસિંહ તથા રાણી શલ્યા સુંદરી એકાન્તમાં અને આનંદમાં બેઠાં છે, વાત પણ આનંદનીજ ચાલી રહી છે, રાણી કહે છે, સ્વામિ, ધિમે ધિમે આપણી ઉત્તર અવસ્થા થતી જાય છે, આપણે કાળના દરવાજા તરફ દોડીએ છીએ, દિવસ જાય છે એ લાખનો જાય છે,

શ્રી સર્વેશ્વરે આપણુને સુખ સંપત્તી સારી આપી છે; પૂત્ર સુપૂત્ર છે અને પુત્રિ સદગુણની ભરેલી છે, કુળ વધુ ગુપ્રાકુમારી પણ કુળને દિપાવે તેવી છે, વળી સંસારના સર્વ સુખનો લ્હાવો આપણે લીધો છે, હવે તો માત્ર વિલાસને વરાવો! એટલે પૂત્રને રાજ સોંપી ઇશ્વર પારાયણ થઇએ.

હું સમજું છું કે તમે વિલાસને વરાવામાં ઢીલ કરો છો! ઢીલ કરો છો તેમ તેમ જોખમમાં ઉતરો છો એમ સમજજો! મને એમ અનુંમાન થાય છે, કે તમો અમરની હયાતી અને આબાદીનીજ રાહ જૂવો છો! પણ તેમ ન થવું જોઇએ, જરણ, મરણ અને પરણુની તો કોઇને ખબરજ નથી, કન્યા કોની સાથે વરસે; તેના ભાગ્યમાં કયો વર પ્રભુએ નિર્માણ કર્યો હશે, એ તો એજ જાણે છે. આજ કાલ કરતાં સાત વરસ તો વીતી ગયાં હવે તો હું પણ અકળાઉ છું!

પહાડસિંહ કહે નારી, આજકાલ દુનિયામાં અમરસિંહે, કિર્તિ મેળવી છે, વિનય, વિવેક; સુવિચાર, વિગેરે સઘળા સદગુણથી ભરપુર છે, અમર તે અમરજ છે, ધારો કે દૈવ્યના યોગે વિલાસનાં લગન અમર સિવાય કોઈ બીજા ક્ષત્રિ સાથે થાય, તેને માટે ઉદાસી નથી પણ હરખજ છે, છતાં મારૂં એમ માનવું છે કે સ્વયંવર મંડપમાં અમરસિંહની હાજરી હોય તો સારૂ, અરે કદાચ સ્વયંવરમાં હાજરી ન હોય ને એમને ઘેર ઉજ્જનમાં હોય તોપણ મારા જીવને આનંદ!

રાણી કહે સ્વામી, આપ કહો છો તે અક્ષરે અક્ષર ખરો છે, હું પણ એથીજ પ્રસન્ન છું, વળી અમરસિંહ સાથે લગ્ન થાય તો તો આપણા હર્ષનો પારજ નહિ! વળી દ્રષ્ટિ કરતાં મન એમ પણ કબૂલ કરે છે કે, સહન તથા ઉલાસ અમરને જ વર્યાં છે ને; શા સુખની સરીતામાં ડુબકાં ખાય છે! માટે મારૂ કહેવું એમ છે કે, સ્વયંવર રચાવો! અને યોગ્ય વરને વરમાળા પહેરાવરાવો!

રાજા કહે રાણી; વર જોઇ વરમાળા પહેરાવી દેવાની નથી, અહીં તો ઉલાસના સ્વયંવર કરતાં પણ આકરી શરતો છે. તમારા ગિરીરાજે એવી રચના ગોઠવી કહાડી છે કે, તે સાંભળીનેજ આપણને આશ્ચર્ય લાગે, અને પરીણામે એમજ સમજાય કે, જે ખરો અને વિદ્યા કુશળ ક્ષત્રિ હશે એજ સ્વયંવરમાં વિજય મેળવશે.

**રાણી**—સ્વામિ, તે રચના મને સમજાવો તો ખરા!

**રાજા**—હા; હમણાંજ સમજાવું! અરે છે કોઇ!!

**અનુંચર**—(દોડતો આવી નમન કરીને) હુકમ સરકાર?

આસરે એક ગજનો છે, એટલે ઉગતા સુર્યના જેટલું એવું સોનાનું કડુ રાખવાનું, તેના મધ્ય બિંદુની બરાબર સીધી લીટીમાં પાંચ દંડ દૂર લટકતો એક ચંપો, કેવડો, ગુલાબ, મોગરો, જાવ, જૂઇ અને ગુલશબ્બાના સત્વની સુગંધીવાળું જળ ભરેલો ત્રાંબાનો ઘડો રાખવો, તેથી પાંચ દંડને અંતરે, અગર, ચંદન, કેસર, કસ્તુરી, અમર, બરાસ, અને કપૂર એ સર્વે સુગંધીદાર પદાર્થનું મરદન કરીને, ઘસીને, કરેલા મહેકતા ગંધથી ભરેલો બીજો રૂપાનો ઘડો લટકાવવાનો; વળી તેને પાંચ દંડને અંતરે; સોનાની છાબમાં સુગંધીદાર ફુલ. સૌ છેલ્લે ફુલની છાબ; તેની આગળ સુગંધીદાર પદાર્થનો ભરેલો ઘડો, તેની આગળ સુગંધીદાર પદાર્થના સત્વથી મિશ્રીત જળથી ભરેલો ઘડો, અને તેની આગળ સોનાનું કડુ, હવે તેની આગળ શું એ સમજાવું ! મથાળે એટલે પાંચસો દંડ ઉપર એક માણસ બેસારવાનો, અને તેની પાસે પાત્રમાં લીંબુ ભરીને મુકવાનાં, વળી તેની આગળ એક ઘંટ રાખવાનો; તે ઘંટ વગાડવાને તેની સાથે બાંધેલી દોરીનો છેડો નીચે રાખવાનો; હવે સોનાના તારથી ચારે છેડે સંધાડીને લટકતો એક સોનાનો હીંચકો બાંધવાનો, તેના ઉપર ઉંચા પ્રકારના રેશમના વસ્ત્રના ગાદી તકીઆ બીછાવીને બેન વિલાસને બેસારવાની, તે હીંચકાને ચારે છેડે સોનાના તાર બાંધવાના, તે ચારે તારના છેડા ચાર દાસીઓના હાથમાં આપવાના, તે તારને ખીંચતી અને સરકાવતી બેનને હીંચકા નાંખે. જ્યારે હીંચકો ન હાલતો હોય અને બરાબર સ્થિર હોય ત્યારે બેનનું માંથુ બીજા ઘડાની નીચે બરાબર આવે; આગળ ખીંચે ત્યારે આગળના ઘડાની નીચે, અને પાછુ જાય ત્યારે ફુલની છાબ નીચે.

બાણ નાંખનાર ક્ષત્રિ બાણ તાકીને તૈયાર થાય, ત્યારે નીચેથી દોરી ખીંચાય; તેજ વખતે ઉપર ઘંટ વાગે ! ઘંટ વાગે એટલે ઉપર બેસારેલો માણસ લીંબુ છોડે, ઉપરથી લીંબુ છોડે એટલે ક્ષત્રિ બાણ છોડે, તે બાણથી લીંબુના બે ભાગ થાય, બાણ લીંબુ કાપીને સોનાના કડાના મધ્યમાંથી જાય, જળના ઘડાને વિંધે તેનું જળ બરાબર વિલાસના મસ્તક ઉપર પડે, બીજો ઘડો વિંધાય તેમાંથી વિલાસ ઉપર ચંદન છંટાય, છેવટ છાબડી નમે તેમાંથી ફુલનો ઢગલો વિલાસના ઉપર જ થાય. આ પાંચે કામ એકી વખતે અને એકજ બાણથી થાય; દરેક રાજાને એકજ બાણ તાકવા દેવાનું; એકમાં નિષ્ફળ જાય, તે તદન નાલાયક ગણાય, ફરી તેને બીજું બાણ નાંખવા દેવામાં આવે નહિં.

પાંચમાંથી એક કામ ખાલી જાય, તેણે સ્વયંવર જીત્યો ના કહેવાય.

**શલ્યાસુંદરી**—ભાઇ ગિરીરાજ; આતો અતી આકરી સરત છે. આતો ક્ષત્રિયોને ના ઉમેદ કરવાની નીશાની છે, એ પ્રમાણેં જીતનાર કોઇ ન મળે તો એનને કુંવારાં રાખવાં પડે !

**ગિરીરાજ**—માતાજી, કુંવારાં રહેવું પડે તોય એન વધારે પ્રસન્ન છે. પણ મળશે ! કોકને કોક મળશે. બધી પૃથ્વિ કાંઇ નીર વીર હોય છે !

**માતાજી**—દીકરા; કોઇ અમરસિંહ જેવો હોય તો સઘળાં નીશાન સાથે નોડી નાંખે ! શ્રી રામચંદ્ર ભગવાને સાત તાડ સાથે વીંધી નાંખ્યા હતા, તેમ આજકાલ અમરસિંહની કિર્તી કળાય છે, પણ તેનો તો પૃથ્વિના પડ ઉપર પત્તોજ નથી.

**ગિરીરાજ**—માતાજી તે વાતની ચિન્તા ન કરો સૌ સારાં વાનાં થશે, હવે જે વાત બહાર પડી, તે મોંમાં પાછી પેસતી નથી.

**શલ્યાસુંદરી**—દીકરા તમે કોઇ ઠેકાણે સ્વયંવરમાં ગયા હો ત્યાં આવીજ સરત હોય તો શું કરો ?

**ગિરીરાજ**—લમણે સુંઠ ભરીને શી...ખ !

**માતાજી**—ત્યારે જાણી જોઇને આવી અટપટી અને આકરી સરત શું કરવા કરવી જોઇએ, પ્રથમ તો કડાના મધ્ય ભાગે આવે કે તરત લીંબુના કકડા કરવા એજ મહા મુશ્કેલ છે.

**ગિરીરાજ**—છે તો તેમજ; પણ તે બંધ રખાય કે ફેરવાય તેમ નથી. હવે તો થાય તે જોયા કરો ! આવતી કાલે તો કંકોત્રિયો લખાવાની છે. હવે તો દિવસ નજીક આવતા જાય છે.

**માતાજી**—જેવી ઇશ્વરની મરજી; એનના ભાગ્યમાં લખ્યું હશે તે થશે ! વાર્તાવિનોદ ચાલે છે એટલામાં વિલાસ આવી, માતાપિતાને પગે લાગી. એનને જોઇ સર્વે હરખાયાં. માતા કહે દીકરા ! આ તારો ભાઇ તો સ્વયંવર જીત કરવાની સરતો ભારે કરે છે.

**વિલાસ**—વડિલની જેવી ઇચ્છા, એમાં મને શું કહો છો ?

**માતાજી**—બેટા; એવી આકરી સરતો જીતનાર કોઇ ન મળે તો ?

**વિલાસ**—ન મળે તો, ગંગા કિનારે તપ !!

**માતાજી**—એમ તે થાય ?

**વિલાસ**—ત્યારે નિર્માલ્યને પણ પરણાય ! ભાઇ જે કરે છે તે બરાબર કરે છે.

**માતાજી**—ભાઇ શી સરત કરે છે એ તારી જાણમાં છે ?

**વિલાસ**—હું સમજી ગઇ છું. મારૂં કાંઇ અજાણ્યું નથી. બાણાવ

અને ખરા ક્ષત્રિને તે સરત આકરી લાગવાની નથી. નિર્બળ અને કાયરને કઠણ લાગશે.

ઉલાસના ઉર્મિ ભરેલા અને કિરતારની કૃતિ ઉપર વિશ્વાસ ધરેલા શબ્દ સાંભળી સર્વે છૂટાં પડી ગયાં, અને હરખાતાં પોતપોતાને સ્થાને ગયાં, પણ સર્વના મનમાં વિચાર તો એના એજ ચાલ્યા કરે છે.

બીજે દિવસે પ્રધાનની સલાહ લઇ જોષિ પાસે લગ્નનો શુભ દિવસ જોવરાવી, કંકોત્રિયો લખવા માંડી. પ્રથમ ઇષ્ટદેવને.

શ્રી...સ્વસ્તી શ્રી તિર્થરૂપ; યાત્રાસ્થળ પુષ્કરરાજ, મહાશુભસ્થાને પુજારાધે, અનેક સર્વે શુભોપમાને લાયક, પરમપુજ્ય, જગતનિયંતા શ્રી બ્રહ્માજી મહારાજના ચરણમાં હજારો વખત સાષ્ટાંગ દંડવ્ત પ્રણામ.

વિષેશ વિનયપૂર્વક નિવેદન કરવાનું કે, અમારી પુત્રી નામે વિલાસતારાનાં લગ્ન સમારંભનો સ્વયંવર મંડપ રચાયો છે. વરમાળા આરોપણ કરવાનું શુભ મહુરત, વૈસાખ સુદી–૧૫–ને ગુરૂવારનું નિરધાર્યું છે, તે પ્રસંગે આપ, શ્રી ગણેશ શંકરભગવાન તથા શ્રી વિષ્નુંભગવાન સર્વે એકરૂપ થઇ, સહઃ કુટુંમ્બ પરીવાર તેડી અત્રે પધારી મંડપને દીપાવશો !

ઇષ્ટની કૃપાથી જ સર્વ કામ સિદ્ધ થવાનાં છે. એજ—

લી. પર્વતપુરના રક્ષણાર્થે, આપનો મૂકેલો સદાનો સેવક.

**દાસાનુંદાસ પહાડસિંહના પ્રણામ.**

ઉપર પ્રમાણે ઇષ્ટદેવને કંકોત્રિ લખી, ત્યારપછી યોગ્ય સરનામાં કરી સર્વે રાજ રજવાડામાં વિવેક પુર્વક પત્રિકાઓ લખી મોકલી, તે દરેક કંકોત્રિના નીચે એમ પણ લખ્યું કે, અંધકારસિંહને આમંત્રણ કર્યું નથી. કરવાનું નથી, છતાં આવે તો અમારા રાજની સરહદમાં પગ પણ મુકવા દેવાનો નથી. તે સિવાય સર્વે રાજકુમારોને સત્કારપુર્વક વધાવી લેવામાં આવશે.

**પર્વતપુરના રાજા પહાડસિંહના યથાયોગ્ય.**

સર્વને કંકોત્રિયો લખ્યા પછી, રાજા રાણીને તથા પ્રધાનને પૂછે છે કે આપણે દિલ્લી પતી આલમશાહને લખીશુ કે કેમ ? સાંભળતાંની સાથે રાણી બોલી. નાથ; સ્વયંવર મંડપમાં તેમને તેડાવવા એ મને તો યોગ્ય લાગતું નથી.

**પ્રધાન**—ખરૂ છે; વખતે સવાબશાહ કે ઉન્મર્દશાહ; સરત જીતવા તૈયાર થાય તો તે વખતે આપણાથી ન રોકાય; અને જીતે તો પૂત્રિ પરણાવવીજ પડે; તે વખતે ના પાડીએ તો એમને માઠુ લાગે, તેનાં પરિણામ કાંઇક જૂદાંજ આવે.

**રાણી**—નાથ; પ્રધાનજીવું કહેવું અક્ષરે અક્ષર ખરૂ છે; મારે પણ એજ કહેવાનું છે. "છાણે વીંછી ચઢાવવાનું કારણ જ નહિં."

**રાજા**—તમારા બંન્નેની વાત ખરી છે, પણ બાદશા આલમશા, પોતે ઘણાજ દયાળુ, નિતીવાન, અને ન્યાઇ છે, પોતાનો ન્યાય પોતે કરે તેવા છે, માટે તમો ધારો છો, તેવો ભય ધરવાનું કારણ નથી.

**રાણી**—ભલે આપને યોગ્ય લાગતું હોય, તો મારે કાંઇ વચમાં પડવાનું કારણ નથી, વિવાહમાં વિઘ્ન આવે એ ભયથી હું તો ના પાડું છું.

**પ્રધાન**—રાજાધિરાજ; આપ વખાણો છો, તેવા પોતે છે, તે હું કબુલ કરૂ છું, પણ પોતે તો આવે જ નહિ! અને કદાચ આપણા આમંત્રણથી, ભાઇને તથા શાહજાદાને મોકલે અને તે મર્યાદા મૂકી દે તો આપણી શી વલે?

**રાણી**—હાં...બસ! મારૂ પણ એજ કહેવું છે!

**પ્રધાન**—ગિરીરાજની શી મરજી છે તે પૂછો! અરે કોઇ ગિરૂભાઇને બોલાવી લાવો! કહેજો કે હજુર હાલને હાલ બોલાવે છે.

**ગિરીરાજ**—આજ્ઞા પિતાજી! (સઘળી બીના સમજાવી.)

**રાણી**—ભાઇ તારી શી મરજી છે, દીલ્હીમાં કંકોત્રી લખવી કે કેમ?

**ગિરીરાજ**—કંકોત્રિ તો ન લખાય. પ...ણ......

**રાણી**—હાં...જૂવો, ભાઇએ કહે છે કે કંકોત્રિ ન લખાય.

**રાજા**—પાછુ "પણ" કહે છે. ધ્યાન રાખો!

**રાણી**—"પણ" શું ભાઇ?

**ગિરીરાજ**—પણ પત્ર લખાય!

**રાણી**—ભાઇ, કંકોત્રિ અને પત્ર એ બેમાં ફેર શો?

**ગિરીરાજ**—કંકોત્રિ લખીએ તો તે, સ્વયંવર જીત કરવાને અને જીતે તો પરણવાને હકદાર થાય, અને પત્ર લખીએ તો આપણા ઉપર ઉપકાર કરી, મંડપ રચના જોવા અને મંડપને શોભાવવાને જ હકદાર થાય. એમને આવ્યે આપણી શોભા છે એ તો ખરૂ, વળી વધારામાં મારે કહેવું પડશે કે, સાત આઠ વરસ ઉપર બેન ઉલાસને પાપી અંધકારના હાથમાંથી સવાબશાહે જ છોડાવી હતી, તથા પોતાની સગી બેન સમાન ગણી, તેજ પ્રમાણે વર્તન કરી બાદશાની હજુરમાં લઇ ગયા હતા. વળી કિન્મતશા અંધકારનાં પ્રેરણથી ઉલાસની સાથે લગ્ન કરવાની આશાથી લાહોર ગય હતા, તેને માટે શાહે તેમને અતીષય ઠપકો આપ્યો હતો...

છું કે પત્ર લખવામાં કોઇ રીતે અડચણ નથી. છતાં દૈવ્ય ગતીએ આવી પડશે; તો વખતને માન આપી દેવાશે !

**રાજા**--શાહબાશ દીકરા ! તારી સમજણ પણ સ્તુતિ પાત્ર છે. કેમ પ્રધાનજી, કહો હવે કેમ કરવું ?

**પ્રધાન**--શાહને બરાબર સમજાય તેવો પત્ર લખવો ! કેમ ગિરૂભાઇ ?

**ગિરીરાજ**--ચોખ્ખું લખવું કે, લગ્ન સમારંભ અને સ્વયંવર મંડપ, જોવા, તેને માન આપવા અને અમને આભારી કરવા અત્રે સહઃકુંટુબ પરીવાર પધારશો !

**રાજા**--ખરૂં ખરૂં ! લખી વાળો પ્રધાનજી !

સ્વસ્તી શ્રી દિલ્લી શહેર મહાશુભસ્થાને પુજારાધે, અનેક સર્વે શુભોપમાને લાયક, નેક નામદાર, માન્યવર પરવર દીગાર પાદશા આલમશાહ ! એતાન શ્રી પર્વતપુરથી લખીતંગ આપનો સદાનો તાબેદાર સેવક, રાજા પહાડસિંહની શહસ્ત્ર સલામ વાંચજો. વિશેષ વિનયપુર્વક લખવાનું કે અમારી પુત્રિ નામે વિલાસતારાને વરાવવા સ્વયંવર મંડપ રચ્યો છે. તેનું શુભ મૂહુર્ત વૈશાખ સુદી (૧૫) પુનેમને ગુરૂવારનું રાખ્યું છે, તે શુભ પ્રસંગે આપ મંડપને શોભાવવા અને સ્વયંવર રચના જોવા કુંટુમ્બ પરીવાર સહીત પધારી આભારી કરશો ! અંધકારસિંહને આમંત્રણ નથી તે છતાં આવે તો અમારા રાજની સરહદમાં પગ મુકવા દેવાનો નથી.

તાબેદાર સેવક.

**પહાડસિંહની સલામ.**

ઉપર ત્રણ જાતની કંકોત્રિઓ લખાઈ, પ્રથમ જે ઇષ્ટ દેવની લખાઇ તે તો અક્ષર પડતાંની સાથેજ સ્વીકારાઇ, શ્રી સર્વેશ્વર સત્ય અને ધર્મને આધીન છે.

બીજી જે કંકોત્રિયો રાજ રજવાડામાં લખાઇ, તેની જૂદી જૂદી જગાએ જૂદી જૂદી અસર થઇ, લાહોરના રાજા આનંદમલ કુંકોત્રી વાંચીને, અંધકારનું નોતરૂં કપાયું, એ નાલાયક ગણાયો, સર્વની આંખે, ચઢયો, એવો ભાસ થવાથી આનંદ તો પામ્યા, પણ ઉલાસનો પત્તો નથી; અને અભયમલ્લ ઉલાસની શોધમાં ભમ્યા કરે છે. અરે મારાં બંન્ને બાળકો દુઃખી દશાને પામ્યાં, આ કંકોત્રિ તો આવી પણ નકામી છે. ભાઇ અભયમલ હોત તો જાત. શ્રી નરહરી ! શ્રી નરહરી. શ્રી નરહરી ! !

મુર્શિદાબાદમાં રાજા સુમનચંદ્ર વાંચીને અતી આનંદ પામ્યા. હાય ! બહુજ સારૂં થયું. લાવ્ય રાણીને ખબર આપું કે, જો તારા ભાઇનો કાંકરો

નીકળી ગયો. સર્વ રાજ્યમાં વાયકા તો થઇ ગઇ, એક રાજકુમારીને મરજી વિરૂદ્ધ જબરજસ્તિથી ઉઠાવી, એ કામ એણે અતી નિંદીત કર્યું છે, તેનાં ફળ તેને મળ્યાં અને હજી પણ મળશે. પ્રકાશ કહે પતી જે થાય છે તે પ્રભુને ગમતુંજ થાય છે. તેમ થયા વિના તે પાપીને સાન વળવાની નથી. આપ એ સ્વયંવરમાં હાજરી આપશો કે કેમ ?

**રાજા**—નારી, વિનયપુર્વક આવેલું આમંત્રણ સ્વિકાર્યા વિના સિદ્ધીજ નહિ, તેમાં વળી આપણે તો એક પંથને દો કાજ છે. અમરની, સહતની, ઉલાસની તથા એ અધર્મિની કાંઇક ભાળ મળશે.

**પ્રકાશ**—ઘણો સારો વિચાર છે પ્રભુ! અને સાથે મને પણ તેડી જાઓ તો અતી ઉત્તમ !

**રાજા**—બહુ સારૂં, જેવી તમારી ઇચ્છા !

હવે તો અંધકારસિંહ પણ નટની સાથે નટ બનીનેજ ફરે છે, પોતાનો બધો વેષ નટનોજ રાખ્યો છે, ગામે ગામ, અને ખાસ કરીને રાજ દરબારની સંપુર્ણ મદદથી, રાજાઓ તથા રાજકુટુંમ્બોને રૂડા તમાશા બતાવી રીઝવતો અને સારાં ઇનામ લેતો લેતો દિલ્લીશાહની સન્મુખ આવી ગયો છે. પોતાની વાક ચાતુરીથી, શાહની સરદારોની તથા અધિકારી વર્ગની પરવાનગી લઈ, દેરા તંબુ તાણી રૂડી બેઠકો કરી જોનારના મનને આનંદ પમાડે તેવા તમાશા કરી બતાવી સૌને ખુશ ખુશ કરી નાંખીને, બીજે દિવસે દરબારમાં ઇનામ લેવાની ઇચ્છાએ આવીને એક બાજુ પર બજાણીઆના વેષમાં ઉભો છે; તે વખતે વિલાસના લગ્નની કંકોત્રિ લઇને અનુચર દિલ્લી દરબારમાં આવી શાહને નમન કરી વજીરના હાથમાં પત્ર આપી કોરાણે ઉભો રહ્યો. તે વખતે દરબાર ભરચક ભરાએલો હતો. કેટલાકની નજર નટ રૂપે ઉભેલા અંધકારસિંહ તરફ છે, કેટલાકની પત્ર લઈ આવેલા અનુચર તરફ છે, ઘણાની વજીરના હાથમાં રહેલા પત્ર તરફ છે. અને બાકીનાની પાદશા સલામતના મુખ સામી છે.

**પાદશાહ**—ક્યું વઝીર ક્યા લીખાહે ઇસ કાગજમેં ?

**વજીર**—હજુર; એ પરવતપુરકા રાજા અપની લડકી વિલાસતારાકા, સ્વયંવર ભરતાહે ઇસમેં ઇસ સ્વયંવરકી રચના દેખનેકે લીએ, ઔર મંડપકી શોભા સંપુર્ણ કરનેકે લીએ, આપકુ કુટુંમ્બ સહઃ વર્તમાન આમંત્રણ કરતા હે.

**પાદશાહ**—બહોત ખૂબ બહોત ખૂબ ! સબ હિંદુ રાજા અપનકુ બહોત ચહાતે હે, ઔર અપની આગ્ના નહિ તોડતે હે ! ઇસ અનુચરકું

લીખકે દે દો, કે તુમારા આમંત્રણ હમને સ્વિકાર લીયા હે; ઇસિ પત્રિકા દેખકે, હમ તમારા એશાન શીર પર રખતે હે ! ઓર બી કુચ્છ કામ હોવે તો બે ધડક હમકુ કહેના !

**સવાબ**—બાવા; હિંદુકી શાદી કે વખત અપને નહિ જા સકતે હે ક્યા !

**પાદશાહ**—બેશક જા સકતે હે બેટા ! દેખનેકી બાતમેં સબકુ આમંત્રણ હે ! મગર ઇસ લડકીકી શાદી તો હિંદુ રાજા યા રાજકુમારકી સાથઇ હોને વાલી હે ! ફિર અપને જાનેકી ક્યા જરૂર !

**સવાબ**—બાવા દેખનેકે લીએ !

**પાદશાહ**—દેખને જાના હોવે તો જરૂર જાઓ ! મગર જીસ વખ્ત કુચ્છ બીગડનેકી બાત આઇ ઇસ વખ્ત અપણે મુસલમાન ભાઇ અપની ઝનુનકુ દબા નહિ શકતે હે !

**વજીર**—જહાંપના; ઓર ઇસમેં એસા બી લીખા હે કે, અંધકાર કું આમંત્રણ નહિ હે ! ઓર વો જબરજસ્તિ આયગા તો હમારે રાજકી સરહદમેં ઇસકુ પેર નહિ ધરને દેઇંગે !

**ઉન્મત્તશા**—બસ, અપનકું ખ[illegible]નેકા [illegible] એહી તો સબબ હે !

**સવાબશા**—બાવા; મેં તો એ[illegible], ઇસ હરામજાદેકા જાન લેનેકે લીએ મેરા ખૂન સાત બરસસે જલ રહા હે !

**પાદશાહ**—અચ્છા બેટા જાઓ ! ઓર કબી અંધકારકુ દેખો, તો જલા જલાકે ઉજીઆલાજ કર દો !

**ઉન્મતશા**—બેશક; ઇસ્મે હર્જ ક્યા ! મેં બી ભાઇકી સંગ ચલુંગા !

**વજીર**—થોડાસા લશ્કર બી રખોંગે યા નહિ ?

**સવાબશા**—લશ્કરકી કુચ્છ જરૂરત નહિ ! પાંચ પચીસ આદમી સંગમેં લે લેઇંગે !

**પાદશાહ**—જાઓ ! જબ તૈયારી કરો ! દેખો, અચ્છી તરાંહસેં હોંશિયાર રહેના, અમર, ઉલાસ, યા સહન, કોઇ બી દેખનેમેં આ જાય તો ઇસકુ માનપુર્વક ઇધર લે આના ! ઇસ પાપીકુ તો પેશ પહોંચા દેના !

**સવાબ**—બસ ઇસિ કુત્તેકું તો છોડુંગાજ નહિં. ઇસિ દિલ્લી શહેરકે બીચમેંસે ઉલાસકુ ઉઠાકે લે ગયા વોતો અપના નાક લીઆ હે ! બસ નાક લેને વાલાકા શીર લેના. વો કામ હમ શાહજાદેકાઇ હે !

**અંધકાર**—ખુદાવિંદ, હજૂર, હમકુ કુચ્છ ઇનામ મીલના ચાહીએ.

**ઉન્મતશા**—ઇસ બિચારકે બીચમેં બક બક મત કરો ! ચુપકે રહો !

**પાદશાહ**--એસા મત કહો ભાઈ; કીસીકા દીલ નહિ દુખાના, દયા રખના. અચ્છા વજીર; ઇસ તમાશે વાલેકુ, પચીસ હજાર રૂપૈએ દેદો!

**ઉન્મતશા**--અચ્છા, જાએ તમાશેવાલા. તેરી પચીસ હજારકી ચીઠ્ઠી હો ગઈ, આલમશાહ તો દયાકા સાગર ઓર કદર દાન હે! ચલે જા તેરા કામ હો ગયા.

**અંધકાર**--આપ નામદારની હજુરમાં વળી એક મારી અરજ છે.

**ઉન્મતશા**--ફિર કયા હે! માગણ જાતકા પુરા કોણ કર સકતા હે! ટુકડેકે માંગને વાલેકુ પચીસ હજાર રૂપૈએ દીએ, ફિર બી કહેતા હે કે અરજ હે!

**અંધકાર**--સરકાર; પચીસ હજાર તો મને ઘણા આપ્યા, પણ મારે તો બીજી અરજ છે તે એકે, આપ જવાના વિચાર કરો છો ત્યાં શું છે?

**ઉન્મતશા**--સ્વયંવર, સ્વયંવર!

**અંધકાર**--સ્વયંવર શું બાપા?

**ઉન્મતશા**--સ્વયંવર નહિ સમજતા હે!

**અંધકાર**--અરે બાપા અમે ગરીબ માગણ લોક સ્વયંવર કયાંથી સમજીએ?

**વજીર**--હાં ઠીક હે! એસે કંગાલ આદમીકુ સ્વયંવરકી કયા ખબર! દેખો, ગંગા નદી કે કિનારે પર પરવતપુર કરકે ગામ હે, વ્હાંકા રાજા અપની લડકીકી શાદી કરનેકે લીએ, દેશે દેશકે રાજાઓ કું આમંત્રણ કરકે બુલાતા હે! વહાં એક મંડપ બનાયા હોગા, ઇસ મંડપમેં સબ રાજા જમા હો જાયંગે, ઇસિ બાદ વો લડકી ફુલકા હાર લેકે મંડપમેં આયગી, વહાં ઇસકા ગોર ઇસકુ સબ રાજાઓકી પહેચાન કરાયગા, ઇસમેંસે ઇસ લડકીકી મરજીમેં આયગા ઇસકુ હાર પેંનાયગી, ઓર ઇસકી સાથ શાદી કરેગી.

**અંધકાર**--અહોહોહો! ત્યારે તો ભારે ધામધુમ થશે?

**ઉન્મતશા**--કયું નહિ! ક્રોડો રૂપેકા ખર્ચ હોગા!

**અંધકાર**--બાપા, તમને હાયડો પહેરાવે તો સારૂ?

**ઉન્મતશા**--એસા નહિ હો સકતા હે!

**અંધકાર**--કયમ બાપા; તમને બોલાવે છે ને?

**ઉન્મતશા**--હમકુ બુલાતેહે મગર દેખનેકુ; શાદી કરનેકુ નહિ, હિંદુકી લડકીકી સાથ મુસલમાન સરદારકી શાદી નહિ હોતી હે!

**અંધકાર**--કદાચ એ છોડીનીજ મરજી તમને કે ભાઇને હાર પહેરાવાની થઇ તો!

**ઉન્મતશા**—શોર મત ફોડ! સમજે બીના કયા બક બક કરતા હે!

**અંધકાર**—બાપા, અમે ત્યાં તમાશો કરવા આવીએ તો?

**ઉન્મતશા**—બહોત અચ્છા, વહાં પર બહોતસે રાજા જમા હો જાયંગે. ઔર તુમકુ અચ્છી તરાંહસેં પેસે મીલેગેં.

**અંધકાર**—અરે અમારા ગરીબનો ધડો ત્યાં કોણ કરે? અમારૂ કોણ સાંભળે! તમે કાંઇક ત્યાંના રાજાને કહીને મુકામ કરાવરાવો તો તો ફાવે?

**સવાબશા**—હાંહાં ચલો, સબ કુચ્છ કરદેંગે, ઔર ઇનામ બી અચ્છા દીલ વાયંગે! ફિકર મત કરો!

**પાદશાહ**—અચ્છા જબ દેર મત લગાઓ તૈયાર હો જાઓ બેટા, ઇસિ તમાશે વાલેકું બી લે જાઓ! અબે તમાશે વાલે તુમ બી ચલે જાઓ! ( કચેરી બરખાસ.)

ઉન્મતશા તથા શાહજાદા સવાબશા, તૈયારી કરે છે,. અને આમથી નટની ટોળીનો નાયક અંધકારસિંહ પણ પોતાની ટોળીને તૈયાર કરી સંગાથે ચાલ્યો. ગાડાની વખતે ગાડાં, ઉંટની વખતે ઉંટ અને ખચ્ચરની વખતે ખચ્ચરથી કામ લેતા બજાણીઆ નટ લોક સાથે સાથે પર્વતપુર આવી પહોંચ્યા, સ્વયંવર વિજય કરવાના માત્ર ત્રણજ દિવસ બાકી છે, ત્યાં ઉન્મતશા તથા સવાબશા આવી પહોચ્યા.

ચોકીદારોને ખબર પડી એટલે રાજદ્વારે ખબર આપી, અને ખબર મળી કે તરફ, રાજા તથા રાજકુમાર પ્રધાન સહિત ત્યાં આવ્યા. રૂડી રીતે સત્કાર કરી સારા શુશોભીત તંબુમાં ઉતારો આપ્યો, અને જમવા ખાવા વિગેરેનો બંદોબસ્ત કરાવી દીધો, ત્યાર પછી પાસેજ ઉભેલા નટને જોઇને પુછયું કે આ લોક કોણ છે?

શબ્દ સાંભળતાની સાથે શાહજાદા બોલ્યા કે, એ ભારે તમાશગીરો છે, મનુષ્યને હેરત પમાડે તેવા તમાશા કરે છે, અને તે પણ રાજા રજ-વાડામાંજ. તમારે ત્યાં આવો શુભ પ્રસંગ જાણી એમને અહીં આવવાની ઇચ્છા થઇ. તમારી સંપુર્ણ મદદથી અહીં લગનને દિવસે ખેલ કરશે, અને એમના નસીબ પ્રમાણે ઇનામ લેશે.

રાજા કહે બહુ સારૂં, સારો અને ભારે પ્રસંગ જાણી ઘણા ઘણા તમાશગીરો, યાચકો વિગેરે આવશે. પણ આપ તેની ભલામણ કરો છો તેનું શું કારણ છે?

**સવાર**—અમારા શહેરમાં, શાહની હજુરમાં તેમણે તમાશો કર્યો, તેને બીજે દિવસે દરબારમાં ઇનામ લેવા આવેલા તે વખત આપને ત્યાંથી પત્ર આવ્યો, તે સભામાં વંચાયો, જે સાંભળી તેઓ પણ સઘળી તૈયારી કરી અમારી સાથે સાથે આવ્યા છે. તેમનો તમાશો જોયો છે માટે ભલામણ કરીએ છીએ.

**રાજા**—બહુ સારૂં, બહુ સારૂં. તમાસગીર તમાસગીરની રીતમાં, પણ આતો આપની ભલામણના એટલે મારા માનીતા મેમાન ગણાય ! [ અંધકારસિંહ તરફ જોઇને ] કહો તમારે શું શું જોઇએ ?

**નટ**—આપ તરફના એકાદ માણસને મેળવી આપો, અને તેને અમને જોઇતી સાહિત્ય પુરી પાડે એવી આજ્ઞા કરો !

**રાજા**—બહુ સારૂં; હમણાં તમારીજ સંભાળને માટે બે ત્રણ માણસને નીમું છું.

એક તરફ સ્વયંવર મંડપની રચના રચાય છે, અને બીજી તરફ ત્યાંથી થોડે દુર આ રજવાડી સરકસની તૈયારી થવા માંડી. સ્વયંવરમાં આવેલા સઘળા રાજાઓ, રાજકુમારો, રાણીઓ, નગરના માન્યવંતા ગ્રહસ્થો અને અધીકારી વર્ગ, સર્વનો સમાવેશ થાય એવો એક ગોળાકાર મંડપ બંધાવ્યો. નીચેના ભાગમાં ઘાસના ઢગલા કરાવી નાંખ્યા. તેને ચઢઉતર પથરાવી, ઢાળ ઉતાર બેઠકો તૈયાર કરાવરાવી, તેની વચમાં તમાશા કરનારને તમાશો કરવા જેટલીજ જગા રાખી.

આસપાસ આડા પડદા બંધાવી દીધા અને ઉપરના ભાગમાં ધજાઓ વિગેરે રોપી શોભા કરી. એક બાજુ સરકસમાં અજાયબ કસરતો કરનારા ઘોડા, હાથી, વાઘ, સિંહ, કુતરા, ઘેટાં, રીંછ વિગેરે બાંધી દીધા. વળી એક નાનો તંબુ ખેંચાવી તેમાં પોપટ ચલ્લીઓ, મેના અને બીજાં અનેક જાતનાં પક્ષીઓનાં પાંજરાં લટકાવી દીધાં. વળી કેટલાકમાં અનેક જાતની અને રંગ રંગની ઉંદરડીઓ પણ પુરી દીધી. આ પ્રમાણે સ્વયંવર મંડપથી સવાઇ જગા નટ અંધકારસિંહે રોકી લીધી.

ખિલાડીએ ખેલ કરવાની બધી ગોઠવણ કર્યા પછી કરવાના તમાશાની હકિકત ટુંકાણમાં દર્શાવી. લહિયા પાસે લખાવી, તેની નકલો કરાવી રાખી અને તે દરેક સંબુએ તથા ગામમાં વહેંચાવરાવી.

### રજવાડી સરકસ.

અજબ તમાશા કરનાર કેળવાએલા, ખેલાડીની ટોળી નીચે પ્રમાણે તમાશા કરી બતાવશે.

૧. પાળેલાં પક્ષિયો સંજ્ઞા પ્રમાણે ઉડશે. સંજ્ઞા પ્રમાણે ઝાડ ઉપર અને બરાબર કહેલી ડાળીઓને સમજી તેના ઉપર બેસશે.

૨. નાના મોટી, અને જુદા જૂદા રંગની એમ ઘણી જાતની ગોળીઓ વાળી મુકવામાં આવશે, તેમાંથી સંજ્ઞા મુજબ નાની અગર મોટી અને બોલેલા રંગનીજ ગોળી પાળેલી ઉંદરડીઓ નાયકનો શબ્દ થતાંની સાથે લઇ જશે અને મુકી જશે.

૩. ચાબુકના અવાજે ચાલતા ઘોડા, પુરપાટ ગોળાકાર ફરશે, ચાબુકની સંજ્ઞાથીજ ઉભા રહેશે, પાછા ફરશે, ડાબા જમણા ઉતાવળા ધીમા વગેરે થશે, તેજ પ્રમાણે બીજા જનાવરો પણ કરી બતાવશે.

૪. નાના નાના છોકરાઓ વાઘ સાથે કુસ્તી કરશે, વાઘના મોમાં માથું ઘાલશે, તે ઉપર સ્વાર થશે, તેને દોડાવશે, ફેરવશે વિગેરે અનેક તમાશા કરશે.

૫. જાત જાતના શિક્કા જમીન ઉપર વેરવામાં આવશે, પછી હાથીને સંજ્ઞા કરવામાં આવશે, નાયક જે કહેશે તે શિક્કો સૂંઢથી પકડી માવતના હાથમાં આપશે.

૬. પચાસ હાથ ઉંચો એક વાંસ જમીનમાં દાટવામાં આવશે તેની ટોચ ઉપર એક દશ બાર વરસની ઉમ્મરનો છોકરો ચઢશે, અને ત્યાં અવળા સવળી ઉંધા ચતી ગુલાંટો ખાઇ બતાવશે તથા વાંસનો છેડો કછોટામાં ભેરવી વાંસ કમાન વળી જાય તેવા ઝોલા ખાશે.

૭. વીસ વરસનો જુવાનીઓ, નાના મોટી સાત વાસણ ઉપરા ઉપરી ચઢાવી તેજ વાંસની ટોચ ઉપર જશે. ત્યાં વાંક વળામણીની અનેક કસરતો કરશે પણ એકે વાસણ પડવા દેશે નહિ.

૮. જમિનથી પચાસ હાથ ઉંચે. સો હાથ, લાંબો દોર આડો બાંધવામાં આવશે. જેના ઉપર એક છોકરો દોડતો ચાલ્યો જશે, બીજો ઉંધે માથે જશે અને ત્રીજો આંખે પાટા બાંધીને જશે.

૯. બાર વરસની ઉમરનો છોકરો સામેથી દોડતો આવી, દશ હાથ ઉંચો અને વીસ હાથ લાંબો પાટડો કુંદી જશે.

૧૦. દશ દશ હાથને છેટે અને દશ દશ હાથ ચઢ ઉતરના, રેશમના દોરથી લટકતા રૂપાના દંડાવાળા સાત ઝોલા બાંધવામાં આવશે. એક પંદર વરસનો છોકરો સૌથી નિચેના ઝોલાને પકડી ઝોલા ખાવા માંડશે, થોડીવારે તેજ પ્રમાણે વારાફરતી પકડતો છેક ઉપરના ઝોલા સુધી જશે, પછી ઝોલા ખાતો એકદમ દંડો મુકી દેશે અને તેની નીચેના ઝોલાના દંડાને ઝાલી

લેશે. તે પ્રમાણે દરેક ઝોલો પકડતો પકડતો નીચે ઉતરી પડશે.

૧૧. પચીસ હાથ ગોળાકાર અને પચીસ હાથ ઉંડો એક ખાડ કરી તેમાં પાણી ભરવામાં આવશે, પછી તેના મધ્ય ભાગમાં પણુચોતેર હાથ ઉંચો વાંસ રોપવામાં આવશે, એક નવ વરસનો છોકરો હાથમાં લીંબુ લઇ, તે વાંસ ઉપર ચઢશે, છેક ટોચ ઉપર જઈ, બરાબર સાવધાન થઇ, ઉપરથી લીંબુ છોડી દેશે, અને તેની વાંસેજ પોતે ઉંધે માંથે પડશે, અડધે આવતાં લીંબુ મોંમાં લેઇ લેશે, પોતે પાણીમાં પડી, તરતો કિનારે આવશે. આ સઘળા તમાશા સ્વયંવર વિજય થયા પછી તરત કરી બતાવવામાં આવશે. વળી આથી પણ વધારે બીજી અનેક રમતો કરી બતાવવામાં આવશે.

આ જાહેર ખબરો વાંચીને જેણે તમાશો જોયો નથી તે તો જોવાને આતુર બની રહ્યાં છે. અંધકારસિંહ નટના વેષમાં સઘળે ભમ્યા કરે છે. કોણ આવ્યા છે, અને કોણ આવે છે તેની સરત રાખ્યા કરે છે, ધિમે ધિમે શહેરની અને સ્વયંવર મંડપની શોભા વધતીજ જાય છે.

પર્વતપુરથી નીકળેલી બંન્ને બેનો, સહનતારા તથા ઉલાસતારા વાર્તા વિનોદમાં આનંદ કરતી પુરૂષના વેષમાં ઘોડેશ્વાર થઇ ફરતી, નાનાં ગામડામાં, કોઇ ધર્મશાળામાં અગર શંકરના દેવળમાં મુકામ કરતી. દરેક રાજ રજવાડામાં, છૂપી રીતે અમરસિંહની હયાતીનો તપાસ કરતી કરતી, સાતે વરસે ગિરીગઢની પાસે નદી છે, ત્યાં આવી પહોચી.

**ઉલાસ**—બેન સહન; આપણને લાહોર, મુર્શિદાબાદ કે ઉજ્જન જવાની ઇચ્છાજ થતી નથી તેનું શું કારણ?

**સહન**—બેન; બાપને ઘેર જઇએ તો ફરી નીકળવા દેજ નહિ; સાસરે જઇએ તો સ્વામીની હાજરી વિના શોભીએ નહિ; અને સાસુ સસરાને વહાલાં લાગીએ નહિ. "કુસુમના હાર તો કંઠમાંજ શોભે છે."

**ઉસાલ**—ખરૂ છે બેન; આપણે સ્વામીની શોધ કરીએ છીએ, ગામેગામ ફરીએ છીએ, અને ધણીતું ધ્યાન ધરીએ છીએ.

**સહન**—એમ કરતાં કરતાં આવરદા પુરો કરીએ છીએ. બેન ઉલાસ મેં તો નિશ્ચય કર્યો છે કે, અમરસિંહની મધુરી છબી નિહાળ્યા વિના માળવાની હદમાં તો જવુંજ નથી.

**ઉલાસ**—સત્ય કહો છો બેન; હવે એ વાત પડતી મૂકો, ચાલો ગંગા સ્નાન કરવું હોય તો કરી લ્યો, આતો ભયંકર જગા છે.

**સહન**—અરરર! એ શું બોલ્યાં બેન; આપણે માટે ભયંકર જગા

હોય! માંથા ઉપર હાથ પાણી ફરી વળ્યા પછી બુડવાનું બાકી હોય, ચિતામાં સુતેલાને દાઝવાનો ડર હોય!

ઉલાસ--ખરૂ બેન ખરૂ, મારી બોલતાં ભૂલ્ય થઇ! પણ હું તો એમ કહું છું કે, અઘોર વનમાં એકલી અબળા!

સહન--અને કદાચ અંધકારસિંહ આવી પહોચે? શરમા શરમા લગાર! જરા જાતનો તો વિચાર કર! તેં હજી ક્યાં વીર ક્ષત્રાણીઓની વીરતાની વાતો સાંભળી છે?

ઉલાસ--બેન તમે સાથે છો ત્યાં સુધી મને એ પાપીનો તો જરાય ડર નથી. પણ ચારે તરફ પહાડની ટોચો સિવાય કાંઇ દેખાતુંજ નથી. વળી આ જંગલમાં જંગલી ભયંકર જનાવર પણ હશે!

સહન--તેથી શું; મ્હોતના બારામાં તો બેઠાજ છીએ.

ઉલાસ--વારૂ સહન બેન જેવી તમારી ઇચ્છા! પણ વાઘ આવીને મનેજ મારી નાંખે તો પછી તમને ગમે ખરૂ?

સહન--પછી શું થાય, તે પહેલાં તો કહી શકાયજ નહિ! લ્યો ચાલો સ્નાન કરીએ.

સઘળાં વસ્ત્ર ઉતારી એક એક વસ્ત્ર પહેરી બન્ને બાળાઓ નદીમાં પડી. પહાડી જમીન, બીલકુલ એકાંત, પાણી થોડું જેથી નાહાવાનો આનંદ સારો આવ્યો, બન્ને બેનો ઘણીવાર સુધી પાણીમાંજ પડી રહી, પાણી ઉછાળતી જાય, વાતો કરતી જાય. અને હાસ્ય વિનોદ સાથે મિથ્યા આનંદ ભોગવતી જાય છે. તે વખતે સામેની બાજુએ, આગળ બે ઘોડેસ્વાર અને પાછળ ચાર ભોઇ તાવદાન ઉચકીને આવ્યા. તે જોઇ ઉલાસ બોલી, જો બેન કોઈ આવ્યું. આપણે તો ધારતાં હતાં કે અહીં વસ્તિ તો છેજ નહિ. પણ સારી અને ઉજળી વસ્તિ હોય એવું લાગે છે; આજે અખાત્રીજ એટલે કોક નહાવા આવ્યું.

તાવદાનમાંથી ઉતરીને રાણી ગોરસબા વસ્ત્ર બદલી ગંગાજીમાં સ્નાન કરવા ઉતર્યાં, તે વખતે બન્ને જૂવાન બાળાઓને જોઇ સાનંદાશ્ચર્ય પામી; રાણી નહાવા ઉતર્યાં એટલે બંન્ને બેનો ધિમે ધિમે બહાર નીકળી અને પોતાનાં વસ્ત્ર પહેરવા લાગી.

નહાતી વખતે જોઈ ત્યારે સ્ત્રિયોનો ભાસ થયો, અને પોશાક પુરૂષનો ધારણ કરે છે, તે જોઇ રાણી નદીની પાર જઇ બંન્તેની પાસે ઉભી રહી, કહ્યું કે હે ભાઇઓ, હે રાજકુમારો! આપણે ઘેર મેમાન ચાલો!

સહન--માતાજી અમે દુઃખી મુસાફર છીએ; અમને જવા દયો,

તમોએ અમને આટલું કહ્યું એજ ઘણું છે, દુનિયામાં આટલુંય કહેનાર કોણ છે!

**રાણી**--મિઠા મિઠા બોલ બોલી જવાનું નથી, અત્યારે હું તમને ઓળખી શકતી નથી, પણ પાછળથી જાણ પડયે પસ્તાવો થાય, રાજકુમારોની મેમાનગતી રાજમાં થવીજ જોઇએ !

**સહન**--બહુ સારૂ માતાજી, તમારો આગ્રહ છે તો અમો આવીશું. પણ રાજાધિરાજનું અને ગામનું નામ અમારે જાણવું જોઇએ?

**રાણી**--[ બોલી ઉપરથી પણ બાળાઓનોજ ભાસ થયો] ભાઇઓ; ગામનું નામ ગિરી ગઢ અને રાજાનું નામ; આ ઉપર શું દેખાય છે?

**સહન**--આકાશ.

**રાણી**--એનું બીજુ નામ?

**સહન**--વાદળ.

**રાણી**--નહિ; બીજુ?

**સહન**--આભલુ.

**રાણી**--નહિં; બીજું?

**ઉલાસ**--ગગન.

**રાણી**--હા હા એજ; તેની સાથે-સિંહ.

**સહન**--ગગનસિંહ?

**રાણી**--હા એજ !

**સહન**--માતાજી; નામ દેતાં આટલી બધી વાર?

**રાણી**--તમો બંન્ને બાળકો, મારા દીકરા જેવા; મારા ગજબસિંહ જેવા; તેમની આગળ હું રાજાનું નામ દેઉ, એ મને અયોગ્ય ગણાય.

**સહન**--આપને દીકરો છે; અને તેનું નામ ગજબસિંહ છે., કેમ?

**રાણી**--હા ભાઈ; હવે તો ચાલો ઝટ ! મને ભીંના વસ્ત્રે શરદી દાખવે છે.

**સહન**--બહુ સારૂ ચાલો ! ( સર્વે ઘેર આવ્યાં. )

આવેલા વીર બાળકોને જોઇ રાજા તથા રાજકુમાર ગજબસિંહ આનંદ પામ્યા, અને રાજ સભામાં બેસારી સારો સત્કાર કર્યો. ત્યાર બાદ પુછ્યું કે, હે ક્ષત્રિવીર, આપ બંન્નેનાં નામ ગામ કહો અને આટલે સુધી આવવાનું પ્રયોજન પણ જણાવો !

**સહન**--શિરછત્ર; આપ જાણવા માગો છો, તે હેવાલ હાલ છૂપોજ રાખવાનો છે, જેથી અમે જણાવાને લાચાર છીએ. પણ એટલું તો ખરૂ જ કે અમે કોઇ ઉમદા રાજનાં સ્વજન છીએ.

**રાજા**—આપ ઉમદા રાજના બાળક છો, તે તો તમારાં કપાળ જ કહે છે; પણ નામ ઠામ બતાવવામાં આપને કોનો ડર લાગે છે? હવે મારા મેમાન થઇને ભય ન રાખો!

**સહન**—પિતાજી; હાલ તો એ વાત અમારી ઇચ્છા મુજબ રાખો; વળી થોડા દિવસ બાદ જાહેર કરીશું.

**રાજા**—બહુ સારૂ તમારી જેવી ઇચ્છા; સુખેથી રહો! આ તમારા ભાઇ ગજબસિંહ સાથે હરો ફરો ને આનંદ કરો!

**ઉલાસ**—અમે તો એવા દુઃખમાં દટાએલા છીએ કે આનંદનું તો સ્વપ્નું પણ નથી આવતું.

**રાજા**—આજથી તમારાં સઘળાં દુઃખ દુર થઈ જશે.

**સહન**—વડિલનો આશિર્વાદ.

**રાજા**—બેટા ગજબસિંહ, એ બંન્નેને તારા સગા ભાઇ સમજજે! તેમને તેમની ઇચ્છા મુજબ આનંદમાં રાખજે!

**ગજબ**—પિતાજી; આપે કહ્યું તે સઘળુ સાંભળ્યું, પણ મને તો કાંઇ જૂદાજ વિચાર આવે છે.

**રાજા**—તને શા વિચાર આવે છે, તે મને જણાવ તો ખરો!

**ગજબ**—પિતાજી; મારી દ્રષ્ટિયે એવું ભાસમાન થાય છે કે, આ બંન્ને રાજકુમાર નથી, પણ રાજકુમારીકાઓ છે.

ગજબસિંહના મુખના ઉચ્ચાર સાંભળતાંની સાથેજ બંન્ને બાળાઓ ઉભી થઇ ગઇ, અને રાજાને નમન કરી ચાલવા લાગી. તે જોઇ રાજાને ઓછુ આવ્યું અને પોતે ઉભો થઇ બંન્નેને રોકી રહ્યો. ભલે કદાચ સ્ત્રિયો હો તોપણ મારી દીકરીઓ સમાન છો. મારી ગહનતારાના ગુમ થવાથી જે ઉદાસી આવી પડી છે, તે તમારા સહવાસથી સંકોચ પામશે. નાસવાનું કાંઇ કારણ નથી, ખરા રૂપમાં જાહેર થાઓ!

સહન કહે છે, હે શિરછત્ર, અમોએ આપને પ્રથમજ કહ્યું છે કે અમારો હેવાલ છૂપો છે, તે એજ; હું મુર્શિદાબાદના રાજા સુમનચંદ્રની પુત્રિ, અને આ લાહોરના રાજા આનંદમલની પૂત્રિ, એટલે મારી સગી ફોઇની દીકરી છે, બંન્ને રીતે મારી બેન છે.

**રાજા**—અહાહાહા! ત્યારે તો સહન તથા ઉલાસ!

**સહન**—હા પિતાજી હું સહન તથા આ ઉલાસ! અમો બંન્ને તમારા જમાઇની વિયોગી દુઃખી બાળાઓ, સ્ત્રિના શરીરને સદા ભય રહેલો છે એમ સમજી પુરૂષના વેષમાં ફરીએ છીએ.

**રાજા**—બેટા સહન હવે ભય ધરવાનું કાંઈ કારણ નથી. પુરૂષના વેષને પલટી, સ્ત્રિના પોશાક ધારણ કરો અને આ તમારાજ બાપનું રાજ છે એમ નિર્ભય ફરો ! આજે આઠે વરસે, મેં મારી દીકરી ગહનતારાને જોઈ, અરે એક નહિ પણ બે !

**સહન**—અમો મહેલમાં જઇએ છીએ, અને અમારાં માતાજીની પાસેથી માગી સ્ત્રિના પોશાક ધારણ કરીએ છીએ.

**રાજા**—હું પણ સાથેજ આવું છું બેટા; અરે પ્રધાનજી, આજે રાજનું સઘળુ કાજ બંધ રાખો !

રાજા, ગજબ, તથા બંન્ને બાળાઓ મહેલમાં આવ્યાં, તે જોઇ રાણીને આનંદ થયો. આવો ભાઇ! ગજબસિંહ કહે માજી આવો ભાઇ નહિ પણ બ્હેન કહો બ્હેન, એ બંન્ને સ્ત્રિયો છે. રાજા કહે હા એમને સ્ત્રિના પોશાક આપો !

**રાણી**—તેઓ નાહીને બહાર નીકળતાં હતા ત્યારે તો મને પણ સ્ત્રિયોનીજ ભ્રાન્તિ પડી હતી. પણ જ્યારે પુરૂષના પોશાક ધારણ કર્યા ત્યારે મને એમ ભાસ થયો કે આતો સ્ત્રિયો નહિ પણ પુરૂષ છે.

**રાજા**—સ્ત્રિયો છે એટલુંજ નહિ, પણ આપણી પુત્રિયોજ છે. સહન તથા ઉલાસ છે.

**રાણી**—વાહ ! આજે તો આનંદની સરીતા વહેતી આવી.

**રાજા**—ગહનના ગુમ થવાથી જે દીલગીરી પ્રાપ્ત થઇ હતી, તે આજે બંન્ને બાળાઓનાં દર્શનથી દૂર થાય છે.

**રાણી**—લ્યો એનો આ સ્ત્રિનાં વસ્ત્ર ધારણ કરો !

**સહન**—માતાજી, અમે આવાં ઉમદા અને કીમતી વસ્ત્ર ધારણ કરીશું નહિ; અમને તો સાધારણ હલકાં વસ્ત્ર આપો !

**રાણી**—ના બેટા. કોઇ દેખે તો મારૂ ખોટુ દેખાય, તમારાં માતા પિતા જાણે તો તેમને માઠુ લાગે.

**સહન**—માજી, એવા ખોટા વિચાર ન કરો ! કદાચ તમારા જમાઇની નજરે પડી ગયાં તો ?

**રાજા**—સત્ય કહો છો; ત્યારે એમને એથી જરા હલકાં વસ્ત્ર આપો ! કારણ કે એ બંન્ને અમરસિંહને વરેલી, વિયોગી, દુઃખી બાળાઓ છે.

**રાણી**—અરેરે, મારી ગહન તો અમરસિંહ અમરસિંહ કરતી કોણ જાણે કયાં ગુમ થઈ ગઇ.

**ઉલાસ**—ગહન બેન કયાં ગયાં ?

રાણી—તેની કાંઇ ખબર જ પડતી નથી, તેની કલ્પના જ થઇ શકતી નથી.

સહન—એ માળવાના રાજકુમારનું સમરણ શા માટે કરતી હતી?

રાણી—અમે ઘરનાં સર્વેજણ જાત્રાએ નિકળ્યાં હતાં, ત્યાં હરદ્વારમાં અમને ખબર મળી કે બેન ઉલાસનો સ્વયંવર થાય છે, તે જોવાની ઇચ્છા થવાથી સઘળા ત્યાં ગયા, મારી ગહન તો ઉલાસની પાછળ જ બેઠી હતી, ઘણીવાર સુધી સ્વયંવર જીતનાર કોઇ ઉભુ ન થયું, એવામાં પોતાના એક મિત્રની સાથે અમરસિંહ આવી પહોચ્યા, એમણે કરેલી સરત પ્રમાણે સ્વયંવરની જીત મેળવી. ત્યારથી ગહનને એમ જ થયું કે વરવું તો અમરસિંહને જ!

સહન—માતાજી, એમની સાથે એમના મિત્ર તરીકે પુરૂષ વેષમાં હું જ હતી.

રાણી—એમ હશે! લ્યો ચાલો હવે; મોડુ થાય છે, ભોજનની પણ તૈયારી થવા આવી છે.

સિપાઇ—હજુર, બહાર કોઇ બ્રાહ્મણ આવ્યો છે, અને તે એક પત્ર લાવ્યો છે.

રાજા—કહો કે કાલે લાવજે, આજે રાજ કાજ બંધ છે.

રાણી—એવું શા માટે? કોઇ પરદેશી જ હોય! જૂઓ કાગળમાં શું છે; કોને ત્યાંથી આવ્યો છે?

રાજા—ઠીક જાઓ! તેને બોલાવી લાવો! (બ્રાહ્મણે કાગળ આપ્યો.)

વિલાસતારાના સ્વયંવરની કંકોત્રિ વાંચીને રાજાએ કહ્યું કે, આ બ્રાહ્મણને જમાડી તેને સારી દક્ષણા આપો! જમણમાં કંસાર કરજો!

રાણી—નહિ તોય કંસારજ કરવાનો છે, આ સહન તથા ઉલાસ ફરી ફરી આપણે ઘેર ક્યારે આવવાનાં છે!

રાજા—હવે તો વારંવાર આવશે! જેવી ગહન તેવાં તે, અને જેવાં એમનાં માતા પિતા તેવાં આપણે!

રાણી—ખરૂ છે પતિ; પણ આ બ્રાહ્મણ કાગળ શાનો લાવ્યો છે?

રાજા—પર્વતપુરના રાજા પહાડસિંહની પુત્રિ વિલાસતારાના સ્વયંવર મંડપની કંકોત્રિ.

રાણી—વાહ! આજે તો શુભ સમાચારની સેર છુટી છે.

રાજા—એ આ ભાગ્યવતી ભામનીઓનાં પગલાંનો પ્રતાપ

**સહન**—માતા પિતા, આપને યોગ્ય લાગે છે તેમ બોલો છો! પણ ભાગ્ય કેવું છે તે જાણો છો! વિલાસના સ્વયંવરમાં જવાનું કે નહિ?

**રાજા**—હું તો કોઇ ઠેકાણે જતો નથી, માત્ર ઉલાસના સ્વયંવરમાં ગયો હતો. તેય પરણવાની લાલસાએ નહિ, ફકત જોવા માટે, તે પણ છોકરાંના આગ્રહથી જ! હવે આપણે વૃદ્ધ થયા, ચિંતાને લાયક થયા ત્યાં ચિન્તા વ્હોરવા ક્યાં જવું.

**સહન**—ભાઇતો જશે જ! કેમ?

**રાજા**—તે તેની મરજી! જાય તો આપણે રોકતા નથી, સ્વયંવર જીતવાની હિમ્મત હોય તો જાય! જઇનેય અમરસિંહની આગળ કોઇનો "ગજ વાગે નહિં!" (બંન્ને બાળાઓએ શરમાઇને નીચું જોયું.)

**રાણી**—રાજાજી સત્ય કહે છે, અમરસિંહ તો સિંહ છે.

**સહન**—માતાજી, અમારે ત્યાં ગયા વિના છૂટકો નથી.

**રાણી**—ખરૂ છે, ત્યાં ઘણું ભેગુ થવાનું, એટલે કોઇ ને કોઈ સબંધીનો મેળાપ થઇ જાય; વખતે અમરસિંહ પણ આવ્યા હોય!

**સહન**—એય ખરૂ! તેની સાથે બીજુ કારણ એ છે કે, જેવાં સુમનચંદ્રને પ્રકાશલક્ષ્મિ, જેવાં આનંદમલને વિનોદમતી, જેવાં ગગનસિંહને ગોરસબા, તેવાં જ અમારે પહાડસિંહને શલ્યાસુંદરી છે, અમો ત્યાં ઘણો વખત રહ્યાં છીએ, અને નીકળતી વખત વિલાસના સ્વયંવર વખતે આવવાનું વચન આપીને આવ્યાં છીએ.

**રાજા**—બહુ સારૂ ત્યારે તો બધા ચાલો! વળી ઉલાસ, સહન અને અમર મળવાની આશાથી નહિ આવતા હોય તે પણ આવશે, એક નહિ આવી શકે પાપી અંધકારસિંહ!

**રાણી**—કેમ એમ?

**રાજા**—આમાં લખ્યું છે કે અંધકારસિંહને આમંત્રણ નથી. છતાં આવશે તો હદ બહાર કરવામાં આવશે.

**ઉલાસ**—બેન સહન; પિતા પહાડસિંહે આ કામ ઘણું સારૂં કર્યું.

**સહન**—હા ઘણું જ સારૂ! એવા અધર્મિને માટે તો એમ થવું જ જોઇએ.

**ઉલાસ**—મારા મનનો ભય દુર થયો; હવે આપણે ત્યાં જઇએ તો કોઇ પ્રકારે ભય ધરવાનો નહિ.

**રાજા**—બેટા ઉલાસ! આવા ખોટા તર્ક શું કરવા કરવા પડે છે? એને આમંત્રણ હોય તોય એનાથી આવી શકાય નહિ.

**ગજબ**—આવે તો ચટણી થઇ જાય ચટણી!

**રાણી**—ઘણાની સંગાથે વહેર બંધાયું, એટલે મારતો ખાય જ!

**ગજબ**—માર શું ખાય! જીવતો જ ન જાય!

**સહન**—સત્ય કહો છો ભાઇ; બેન ઉલાસનું હરણ કરી; એ સર્વનો શત્રુ થયો છે. તમારા બનેવી તો તેને જીવતો જ ન રાખે!

**રાજા**—લ્યો ચાલો ત્યારે તૈયારી કરો? કારણ કે વચમાં દિવસ થોડાજ રહે છે, એટલે કદાચ પહોચી ન પણ શકાય!

**સહન**—ચાલો ત્યારે જમીને ચાલવા માંડીએ.

**ઉલાસ**—સહન બેન; આપણે સ્ત્રિના વેષમાં જઇશું કે પુરૂષના?

**સહન**—એતો બાપાજી કહે તેમ?

**રાજા**—બેટા ઉલાસ! માત્ર અંધકારસિંહના ભયથી જ તમોએ પુરૂષ વેષ ધારણ કર્યો છે?

**સહન**—ના તેમ નહિ! પણ સ્ત્રિના મુસ્તકે ઉપર અણધારી આપત્તિ આવી પડે છે તેથી.

**રાજા**—હવે તમારે, મારા સંગમાં રહી કોઇ રીતની બીક ધરવી નહિ! અંધકારસિંહને તો દેખુ ત્યાંથી મારૂ!

**ઉલાસ**—પિતાજી એ પાપીતો દશ ગાઉ પરતો દેખાતો ન હોય પણ ઓચિંતો આભલામાંથી પડે છે. જોતજોતાંમાં મને લઈ જાય છે. એવું એવું તો ઘણીવાર બન્યું.

**ગજબ**—અમારા સહવાસમાં રહેલી અબળાનો હાથ પકડતાંની સાથે જમલોક દેખશે!

**રાણી**—મારો ગજબ તો ગજબ જ કરનાર છે, હવે તો અંધકારનું મ્હોતજ આવ્યું સમજજો!

**સહન**—માતાજી; ત્યારે તમો પણ ચાલો?

**ગજબ**—હા હા માતાજી; ચાલો ત્યારે! તમો આવો તો તે બંન્નેને વધારે સારૂ લાગે.

**રાણી**—આજ આઠ વરસ થયાં, મારી ગહનનો પત્તો નથી; અને મારે લગ્ન મહાલવા આવવું એ યોગ્ય ન ગણાય!

**રાજા**—હવે તેની ચિન્તા તો કરવીજ નહિ! પરમાત્માની મરજી હશે એમ થયું, જે થયું તે આપણાથી છાનું થયું, અત્યાર સુધી આપણે આપણને લાંચ્છન લાગે એવા સમાચાર સાંભળ્યા નથી, એટલે લાજવાનું કે શરમાવાનું નથી; માટે તૈયાર થાઓ!

**રાણી**—જેવી સ્વામિની આજ્ઞા; પણ મારા મનમાં તો ગહનની ખટક ખરી!

**રાજા**—ખટક હશે તો તેનાય કાંઈક સમાચાર મળશે!

**રાણી**—બહુ સારૂ, ત્યારે ચાલો સર્વે જમીને તૈયાર થાઓ! પણ આ બંન્ને છોડીઓ આવાં લજાવી મારે એવાં વસ્ત્ર પહેરીને આવશે? એમ થાય અને કદાચ એમના પિતા ત્યાં આવ્યા હોય તે દેખે તો આપણાં મોંઢાં કેવાં દેખાય!

**સહન**—ના માતાજી તમો તે વાતની ચિન્તા ન કરશો; તમો કહેશો તેવાં વસ્ત્ર પહેરીશું!

રાજા, રાણી, રાજકુમાર, સહન તથા ઉલાસ, જોઈતી ચીજો લઈ વસ્ત્રાભુષણ ધરી, ઘટીત વાહનો ઉપર ચઢી, સાથે માણસો લઈ ચાલ્યાં, માર્ગમાં મુકામ કરતાં કરતાં લગ્નને આગલેજ દિવસે આવી પહોંચ્યાં.

રાજા પહાડસિંહના માણસો, જે રાજા આવે તેને લાયક તંબુ તાણી આપતા, અને અઢી ઘડીમાં જોઈતી સઘળી સાહિત્ય હાજર કરી દેતા હતા.

કોકને માટે નવો તંબુ તણાય છે, એવું માલમ પડવાથી, નટના વેષમાં ફરતો, સરકસનો સરદાર અંધકારસિંહ, કોણ આવ્યું તે જોવા દોડતો આવ્યો. અને ઉલાસને જોઈ, આનંદ પામ્યો. અહા.... આવી ઉલાસ! હવે તો સ્વયંવરની શોભા વધી! હવે તો અંધારે અજવાળું થયું! આજ આઠ વરસે આનંદનો ઉભરો આવ્યો! ઉલાસના સામુ એકી નજરે જોઇ રહેલા અંધકારસિંહને ગજબસિંહ કહે છે. ચાલ વેગળો ઉભો રહે કોણ છું!

**અંધકાર**—હું નટ છું માબાપ! આવો ભારે સમારંભ જાણી, હેરત પમાડે તેવા તમાસા કરનાર, નટનો સરદાર મોટુ સરકસ લાવ્યો છે, તેમાં-નો એક માણસ હું છું. અમે આવું કોઇ દિવસ નહિ જોએલું એટલે જોઉ છું, આપ કીયા ગામના રાજા છો?

**ગજબ**—પેલા બેઠા છે તે ગિરિગઢના રાજા ગગનસિંહ મારા પિતા છે, મારૂ નામ ગજબસિંહ છે.

**અંધકાર**—હશે! બાપા હશે! અમે તો માગણ જાત છીએ; તમારા જેવાને આશરે આવી પડયા છીએ; અમારો સરદાર સારા તમાસા કરી સારાં ઇનામ મેળવે છે એટલે અમોને સૌ વાતે આનંદમાં રાખે છે.

**ગજબ**—ખેલ કયારે કરવાનો છે?

**અંધકાર**—કાલે સ્વયંવરમાં લગન થઇ જાય કે તરત ! હવે તો બધા રાજા આવી ગયા કેમ ?

**ગજબ**—અમે તો હમણાં જ આવ્યા, એટલે કોણ આવ્યા ને કોણ નથી આવ્યા તે જાણતા નથી.

**અંધકાર**—હવે તો અંધકારસિંહ કરીને કોક રાજાના દીકરા છે, એમની વાટ જોવાય છે.

**ગજબ**—એની તો વાટ જોવાયજ નહિ ! એને તો આમંત્રણ પણ નથી. એની વાટ તો જમના દૂત જૂવે છે !

**અંધકાર**—કેમ બાપા એમ ! એય રાજકુમાર તો છે ને !

**ગજબ**—હા રાજકુમાર ખરો ! પણ તેનાં કૃત સારાં નથી, એણે તો આ સામી બેઠી એ ઉલાસનું ઘણીવાર હરણ કર્યું છે.

**અંધકાર**—અરરર ! ત્યારે તો એને નજ બોલાવાય ! અને કદાચ એ આવે તો !

**ગજબ**—રાજા જાણે તો હદપાર કરી દે; અગર મારી જ નાંખે !

**અંધકાર**—આ ગામના રાજા મારી નાંખે ?

**ગજબ**—એ રાજા, તેમના દીકરા ગિરીરાજ, આનંદમલ, અભયમલ, સુમનચંદ્ર, શાહજાદા સવાબશા, ઉન્મતશાહ, હું, દરંગદાસ, તથા અમરસિંહ એમાંથી જેની નજરે પડે તે મારી નાંખે !

**અંધકાર**—પેલી બાઇ એ બધાની સગી થતી હશે ?

**ગજબ**—કેટલાકની સગી, અને કેટલાકને સગી કરતાં વધારે ! ચાલ ! હવે તારે રસ્તે થા ! કામ કર !

ગજબના કહેવાથી અંધકારસિંહ ત્યાંથી ખસ્યો તો ખરો; પણ ઉલાસની અલબેલી છબી હૃદયમાં ઉતારીને ! હાય......હા...ય ઉલાસ આવી ! હવે નહિ ઉંઘ આવે કે નહિ ખાવું ભાવે !

થોડીવાર પછી રાજા ગગનસિંહની આજ્ઞા લઇ, ગજબસિંહ તથા બીજા ચાર માણસને સાથે લઇ, સહન તથા ઉલાસ રાજ કુટુંમ્બની મુલાકાત કરવા ચાલી. અંધકારસિંહ કે જે, ચકોરની માફક ચકી રહયો હતો, તે પણ કયાં જાય છે તે જોવા, વાંસે વાંસે છૂપાતો છૂપાતો ચાલ્યો. રાજાના મુકેલા માણસો તેમને, સહેલે રસ્તે અને સવારે લઇ આવ્યા.

રાજમહેલ પાસે આવી બહારના પેરેગીરને કહ્યું કે, રાણી શલ્યાસુંદરી બાને કહો કે, સહન તથા ઉલાસ અંદર આવવા માગે છે. બન્ને બાળાઓનાં નામ સાંભળી, રાજનું આખું કુટુંમ્બ ધસી આવ્યું, અને રાણીએ

આવો એટા કહી, હૈએ ચાંપી, [1]ઓવારણાં લીધાં. પછી કહ્યું ચાલો મહેલમાં! નટને દૂર ઉભેલો જોઇ રાજા કહે છે. કોણ છે પેલો!!

**અંધકાર**—એતો હું છું માબાપ!

**રાજા**—કેમ આવ્યો છું?

**અંધકાર**—અમને જોઇતી જાયતી વસ નથી મળતી મા બાપ! તમારા માણસને કહીએ છીએ તો અમને તો છણકાજ કરે છે.

**રાજા**—એટલા માટે અહીં સુધી આવવાનું કાંઇ કારણ નહિ; જે જોઇએ તે ત્યાં માગો! અરે કોઇ તેની સાથે જાઓ અને જે જોઇએ તે અપાવો! માગણ તે માગણ!! ( સર્વે મહેલમાં ગયાં એટલે અંધકારસિંહ ચાલ્યો. )

**વિલાસ**—એનો આવ્યાં તો ખરાં, વચન પળ્યાં તો ખરાં?

**સહન**—ઇશ્વર ઇચ્છાએ કંકોત્રિ મળી તેથી વચન પળ્યાં.

**રાજા**—આ રાજકુમાર કોણ છે?

**સહન**—જેવા ગીરીરાજ ભાઈ છે તેવાજ એ ગજબસિંહ ભાઇ છે, ગિરીગઢના રાજા ગગનસિંહના એ પૂત્ર છે.

**ગજબ**—બાળકના સવિનય પ્રણામ છે પિતાજી.

**રાજા**—ઘણું જીવો! સો વરસના થાઓ!

**ગજબ**—વડિલનો આશિર્વાદ! સહન બેનના અગર ઉલાસ બેનના પિતા આવ્યા છે કે?

**રાજા**—અરે કોઇ હાજર!

**સેવક**—જી હજુર!

**રાજા**—આવેલા રાજાઓ અને રાજકુમારોની યાદી રાખનાર મહેતાને કહો કે યાદી લઇને આવે!

**સેવક**—બહુ સારૂ. (બોલાવી લાવ્યો.)

**મહેતો**—( હાથ જોડીને ) શું આજ્ઞા છે. અન્નદાતા?

**રાજા**—જરા યાદીમાં જૂવો; સુશિદાબાદના રાજા સુમનચંદ્ર અને લાહોરના રાજા આનંદમલ આવ્યા છે કે નહિ?

**મહેતો**—હાજી! એતો આજે સવારેજ આવ્યા, અને સાથે તેમની રાણીઓને પણ લાવ્યા છે. માત્ર અભયમલ હમણાંજ આવ્યા.

**ગિરીરાજ**—અમરસિંહ આવ્યા છે મહેતાજી?

---

[1] ઓવારણાં લેવાં—પોતાના બંન્ને હાથ સામાના માથાના ઉપરના ભાગમાં

**મહેતો**—ના તે અત્યાર સુધી તો નથી આવ્યા, પછી કાલે સવારે આવે તો કોણ જાણે!

**રાજા**—બહુ સારૂ જાઓ! બરાબર સરત રાખો! સૌની સારી સંભાળ રાખો!

**ગિરીરાજ**—પાપી અંધકારસિંહ ના આવે, એવી ચોકસ તપાસ રાખજો!

**ગજબ**—આવે તો અમને ખબર આપજો એટલે એની અગ્નિમાં આહુતી આપી દેઇશું.

**ગિરીરાજ**—એવી અપવિત્ર મુર્તીની આહુતી અગ્નિને ના અપાય; એનાતો કડકા કરી ગિધ તથા કાગડાને ધરવીશું!

**સહન**—અમને અમારાં માતા પિતાની પાસે મોકલો બાપાજી?

**રાજા**—બેસો બેટા; એમને હું અહીંજ બોલાવું છું. ભાઇ ગીરીરાજ તમો બંન્ને ભાઇઓ જાઓ! તેમના તંબુ શોધી કાઢો! અને સવિનય પ્રણામ કરી અહીં બોલાવી લાવો!

જેવી પિતાજીની આજ્ઞા! ગિરીરાજ તથા ગજબસિંહ બંન્ને એક અનુચરને લઇ ચાલ્યા, જ્યાં આનંદમલ અને સુમનચંદ્ર બેઠા છે ત્યાં આવીને કહ્યું કે, અમારા માતાજી પ્રકાશલક્ષ્મિ તથા વિનોદમતી સહીત આપ બંન્નેને અમારા પિતા પહાડસિંહ તેડે છે. હમણાંજ આવી જાઓ!

તેજ વખતે રાણીઓ સહિત બંન્ને ઉઠયા અને થોડીજ વારમાં રાજા પહાડસિંહની પાસે આવ્યા; જેવા સત્કારને પામી બેઠા તેવીજ બંન્ને બાળાઓ માતા પિતાને પગમાં પડી, અભયમલને ખબર પડવાથી તે પણ પાછળથી આવી પહોંચ્યો, ત્યાં શોક સહિત હર્ષનાં આંસુ વહેવા લાગ્યાં. અંધકારસિંહ હજી ત્યાંથી ગયો નથી પણ બનતા પ્રયાસે સઘળી લીલા જોયા કરે છે, અને છૂપી રીતે વાર્તા વિનોદ સાંભળ્યા કરે છે.

**પહાડસિંહ**—સહન તથા ઉલાસને જોઇને તો અમને અતી આનંદ થાય છે, મારી વિલાસ કરતાં પણ વિશેષ હેત એમને જોતાં આવે છે.

**શલ્યાસુંદરી**—તમોએ, વિનય, વિવેક, વિચાર, ધિરજ, સંતોષ, સત્ય, શિયળ, વિગેરે સઘળા સદગુણોથી બાળાઓને ભરપુર ભરી છે જેથી એ બંન્નેને જોઇ વિલાસને વિસરી જવાય છે.

**સહન**—વિલાસ બેન તો અમારાથી સૌ વાતે સવાયાં છે.

**વિલાસ**—મોટી બેનો, મારામાં કાંઇક સદગુણનો છાંટો, એ તમો બન્નેના સહવાસનુંજ કારણ છે. તમો તો સર્વ સદગુણ સંપન્ન છો.

**સુમનચંદ્ર**—આ બંન્ને પૂત્ર આપના છે?

**પહાડસિંહ**—નાજી! આતો ગિરીગઢના રાજા ગગનસિંહના દિકરા ગજબસિંહ છે; સહન તથા ઉલાસ તેમનીજ સાથે હમણાં અહીંઆં આવ્યાં.

**આનંદમલ**—ભાઇ ગજબસિંહ, તમારા માતા પિતા સૌ આનંદમાં તો છેને?

**ગજબ**—હાજી! આનંદમાં છે, અને અહીં આવ્યાં પણ છે.

**આનંદમલ**—બહુ સારૂ તેમની પણ મુલાકાત કરીશું. તમારે એક બેન છેને? તે તો અત્યારે લગભગ તેવીસ ચોવીસ વરસની. એટલે સહન તથા ઉલાસના જેવડી હોવી જોઇએ! એનું નામ તો હું ભૂલી ગયો. તેનાં લગ્ન વગર સ્વયંવરે કર્યાં કે શું?

**વિનોદમતી**—તેનું નામ ગહનતારા; ઉલાસના સ્વયંવરમાં આપણે ત્યાં આવી હતી.

**શલ્યાસુંદરી**—મારી વિલાસને પણ એટલાંજ વરસ થયાં છે. સોળે વરસે સ્વયંવર કરવાનો હતો પણ તેના બાપ કહે, અમરસિંહની ભાળ જડે પછી સ્વયંવર થાય તો સારૂ. સાત વરસ તો તેમાં કહાડી નાંખ્યાં.

**સુમનચંદ્ર**—ગહન વર્યાના સમાચાર તો હજી સાંભળ્યાજ નથી!

**ગજબ**—તે વાતનું સમાધાન મારાં માતા પિતાને મળવાથી થશે.

**ઉલાસ**—બાપા; એ વાત પડતી મૂકો!

**આનંદમલ**—સારૂ બેન; રાજા પહાડસિંહ, આજે તો અમારી દીકરીઓને જોઇ અમને હર્ષનો પાર રહ્યો નથી, અને તમોએ તેમને આશ્રય આપી નિર્ભયપણે રાખી, જેથી અમો તમારા સદાને માટે આભારી છીએ.

**પહાડસિંહ**—આમાં આભાર માનવાનું કાંઈ કારણજ નથી, અમે અમારીજ દીકરીઓ માની સેવા બજાવી છે, અમારાં છોકરાં પણ એમને ખરા અંતઃકરણથી ચાહે છે, મારી સુકુળવધુ ગુફાકુમારી તો, સહનબેનના શબ્દે શબ્દને યાદ કરી, ઉદાસ થતી, આજે એમને જોઇ હર્ષનાં આંસુ ટપકાવે છે, અત્યાર સુધી અહીં બેઠી હતી, પણ આપનું આવવું થયું એટલે જરા દૂર ખસી ગઇ છે.

**ગુફાકુમારી**—(વેગળેથી બોલી.) અહીં બેઠી છું બાપાજી!

**વિનોદમતી**—મારી ઉલાસને પાપી અંધકારસિંહે બહુ હેરાન કરી! અમો સ્વયંવરમાં આવવાને શરમાતાં હતાં, પણ એમ સમજીને આવ્યાં કે ત્યાં જવાથી કોકને કોક મળશે. સારૂં થયું ઇશ્વરે મનની ધારેલી ધારણા પાર પાડી.

**પ્રકાશલક્ષ્મિ**—સૌનાં મોઢાં ઉજળાં થયાં.

**વિનોદમતી**—ઉજળાં તો ના કહેવાય પાપીના પાસમાં રહ્યાનું લાંચ્છન તો ખરૂજ ને? આપણા કુળને કલંકતો ખરૂજ ને?

**ઉલાસ**—માતાજી; આપ જે તર્ક કરો છો, તે ખોટો છે; મને પકડીને માત્ર મારા માથા ઉપર ઘંટી ટંકારોજ કર્યાં કરે છે, કે મને વર! મારી સ્ત્રિ થા! સિલોનની રાણી થા! સિવાય તેણે એ અદબી કે નાદાની વાપરી મારા કોઇ પણ અંગને સ્પર્ષ કર્યો નથી; મર્યાદા મૂકી નથી.

**સહન**—તારી પવિત્રતાનો ભંગ કર્યો નથી?

**ઉલાસ**—નહિ! અમરની સાથે વિધી સહીત લગ્ન થયું નથી, એટલે તું કુંવારીજ ગણાય, માટે મારી સાથે લગ્ન કર! એજ!

**સહન**—(કાનમાં) ત્યારે તારી તેની સાથે પરણવાની ઇચ્છા ખરી?

**ઉલાસ**—શું બોલો છો સહન બેન! અમરસિંહ સિવાય સ્વર્ગના દેવતા પણ મારે મન તુચ્છ છે. હું અમરસિંહને વરી ચૂકી છું. તમને વોળાવતી વખતેજ મેં મારો હાથ એમને આપ્યો છે, સ્વયંવરમાં પણ મારી મનની ઇચ્છા પ્રભુએ પાર પાડી. એ દુષ્ટનું તો નામજ દેશો નહિ!

**સહન**—નિર્ભય રહે બેન ઉલાસ! જો અમરસિંહ અહીં આવશે તો વિલાસની સાથે તારાં પણ લગ્ન કરી દેઇશું!

**સુમનચંદ્ર**—સાંભળ્યું છે કે શાહજાદા સલાબશા પણ આવ્યા છે?

**પહાડસિંહ**—હા મેં દિલ્લી કંકોત્રી મોકલી હતી જેથી તે તથા તેમના કાકા ઉન્મતશા પ્રેમથી આવ્યા છે. તેમને આવ્યે મંડપની શોભા છે.

**અભયમલ**—એ તો વાટજ જોઇ રહ્યા છે; અંધકાર આવે તો મચ્છને મગ્ગર ગળે તેમ ગળી જાય!

**સુમનચંદ્ર**—એટલું તો ખરૂંજ, સૌને ઝેર વ્યાપી રહ્યું છે!

**ગિરીરાજ**—હવે તો ઉલાસ બેનના સામું પણ જોઈ શકે નહિ! અહીં તો આવેજ નહિ!

**ગજબ**—હું તો એને માટેજ આવ્યો છું!

**અભયમલ**—જ્યાં સુધી એ પાપી પૃથ્વિના પડમાં જીવતો છે, ત્યાં સુધી, આપણને ભય છે, માટે જીવતો તો રાખવોજ નહિ!

**ગિરીરાજ**—નહિ નહિ નહિ! એક વાર નહિ હજાર વાર નહિ!

**શલ્યાસુંદરી**—વાતો ઉપર વાતો નીકળતીજ જાય છે, પણ એની એજ! હવે એનો નિશ્ચય થઇ ગયો કે, આપણી હદમાં અંધકારસિંહ આવે તો તરત તેનો વંધ કરવો! લ્યો ચાલો જમવા ઉઠો!

સર્વે જમવા ઉઠયા એટલે અંધકારસિંહ દાંત પીસતો અંગ મરોડતો અને હાથે હાથ મસળતો ચાલ્યો. સિંહના સપાટામાં આવ્યા વગરનાં શિયાળવાં શું સોર બકોર કરી રહ્યાં છે! અંધકારસિંહના હાથના સ્વાદ ચાખ્યા વિનાનાં ચકલાં ચીચી કરી રહ્યાં છે! તમે તમારે બકયા કરો! અંધકારસિંહ તો જે કરતો હશે એજ કરશે! ટોળે મળીને તેપન રાજા ચઢી આવે પણ ઉલાસનાં લગન તો અંધકારસિંહની સાથેજ થશે!

રાત્રિ વીતી ગઇ, સવાર થયું, આજનું સવાર તો શોભાયમાન થયું. આજ તો વિલાસનો સ્વયંવર મંડપ ભરાવાનો છે, અને સ્વયંવરની સરત જીતે તેને વિલાસ વરમાળા આરોપવાની છે, દેશે દેશના રાજાઓ સ્વયંવ-રમાં જવાની તૈયારી કરવા લાગ્યા.

એક બાજુ રાજકુટુંમ્બ તથા તેમને ઘેર આવેલા સગા સબંધી મેમાનને અને નગરના માન્યવંતા ગ્રહસ્થને બેસવાને બેઠકો ગોઠવી દીધી છે, તે ઉપર સર્વે ભરાવા લાગ્યા, બીજી બાજુ રાજરાણીઓ, રાજકુમારીકાઓ અને નગરની ઉમદા કુટુંમ્બની સ્ત્રિયોને બેસવા બેઠકો ગોઠવી છે, ત્યાં તે પણ આવવા લાગી, ત્રિજી બાજુએ પોત પોતાની નિર્માણ કરેલી બેઠકો ઉપર રાજાઓ પણ આવીને બેઠા અને ચોથી બાજુએ, જોગી, જંગમ, સાધુ, સંત, રૂષિ, મુની વિગેરે મહાન પુરૂષો બેઠા. સઘળો મંડપ ખીચોખીચ ભરાયો, એટલે રાજાએ અનુચર મોકલી કહેવરાવ્યું. બેનને કહો કે મંડપમાં આવે!

સ્વયંવર મંડપમાં આવેલા સર્વે રાજાઓ તથા મનુષ્યો, મંડપની રચના જોઇ રહ્યા છે, અને અરસ પરસ વાતો કરી રહ્યા છે. એક બાજુ સો-નાની હિંચોળાખાટ બાંધી છે. અને તેની સામેની બાજુએ, સવાસો કદમ ઉંચી રૂપાની બેઠક કરી છે, જેની શોભાનો પાર નથી. જોનાર એકને જુવે છે અને બીજાને ભૂલે છે. વળી આ હીંચોળાખાટની ઉપર મધ્ય ભાગે, પુર્ણિમાના ચંદ્ર જેવડી સોનાની કડી લટકે છે, અને પાછળ થોડે થોડે છેટે બે ત્રાંબા રૂપાના ઘડા અને એક સોનાની છાબડી લટકે છે, જેમાં ફુલ ભરેલાં જણાય છે, આ બધાનું કારણ કળી શકાતું નથી, ઉપર નાંખેલા લાલ લીલા પીળા કાચનું અંજવાળુ હીંચોળાખાટ ઉપર પડે છે, જેથી તેની શોભામાં પણ કમીના નથી, વળી જૂવો છેક ટોચે નજર કરો એક માણસ બેસાર્યો છે, તેના મોં આગળ ત્રાંબાની કુંડી પડી છે અને માથા ઉપર ઘંટ લટકે છે, જેને બાંધેલી રેશમની દોરીનો છેડો, ગિરીરાજને બેસવાના આસને બાંધ્યો છે, મંડપની જાળીમાં સુગંધીદાર ફુલ બાંધી દીધાં છે. જેની સુગંધી પવન ખીંચી લાવી સર્વને વહેંચી આપે છે.

આ પ્રમાણે સર્વેની આંખ્યો ફરતી છે, એવામાં એક દાસીએ આવી દરવાજે કહ્યું કે વિલાસબેન આવે છે. તેજ વખતે ટકોરખાનાં વાગવા માંડયાં. નોબતો ગડગડવા લાગી, ઢોલ તાંસાં દદામાં, શરણાઈ, પડઘમ, પાવા, ભૂંગળ, વિગેરેના અવાજ થવા લાગ્યા, વિદ્વાન બ્રાહ્મણો આશિર્વાદ રૂપી શ્લોક બોલવા લાગ્યા અને શહેરમાંથી સ્વયંવર જોવા આવેલા પણ બહાર ઉભેલા હજારો મનુષ્યો જય જયનો પોકાર કરવા લાગ્યા.

આવી વિલાસ!!! જેમ વાદળમાં ઘેરાએલો અષાઢી પૂનમનો ચંદ્રમા વાદળ વિખરાતાં પ્રકાશ આપે, તેવું મુખાર્વિંદ, મૃગ જેવાં લોચન, હંસની ચાલ, વાસુકી નાગ સમી વેંણી, પાંચ હજાર રૂપીયાનું અમ્બર અંગે ધારણ કરીને, અને તેના ઉપર મોતી ટાંકેલી આછી ઓઢણી ઓઢીને આવી વિલાસ! ગળામાં હીરાજડિત્ર તથા માણેક મોતીના હાર શોભી રહ્યા છે. પગમાં સોનાનાં ઝાંઝર ઝીંણાં ઝીંણાં અવાજ કરી રહ્યાં છે, ચોથના ચંદ્રમા જેવું કપાળ દીપી રહ્યું છે, બંન્ને બાજુના કાનમાં, જેમાં ક્રોડ ક્રોડના હીરા જડેલા છે એવાં સોનાના તારથી બાંધેલા લોલક લટકે છે, જેના પ્રકાશથી વિલાસના મુખના સામુ જોતાં આંખે ઝાંખ વળે છે. આવી વિલાસ! વિલાસના વદનને જોઇ બાળકથી બુઢ્ઢા સુધી સર્વે ચકિત થઇ ગયા, અને વૃદ્ધ રાજાઓ બબડી ઉઠયા કે શ્રી હરીએ સમુદ્ર મથન કર્યો ત્યારે લક્ષ્મિજી પ્રગટ થયાં તે તો આપણે જોએલાં નહિ; પણ આજે આ વિલાસને જોઇ ભાસ થાય છે કે વિષ્ણુને વર્યાં તે લક્ષ્મિજી આવાંજ હશે; નાના સરખામણીમાં તો વિલાસ વધી જાય!

મંડપમાં બેઠેલા રાજકુમારોનાં રૂવાડાં વિલાસના મુખને જોઇ ખડાં થઇ ગયાં, કાયામાં કમકમીઓ શરૂ થઇ, અને વરવાના વિચારે ગજબસિંહ તથા અભયમલ સિવાય સૌ દીગમુંઢ બની ગયા. વિલાસની ડાબી બાજુએ સહન અને જમણી બાજુએ ઉલાસ ચાલે છે, ઉલાસને જોઈ માત્ર બારણાની પાસે બજાણીઆના વેષમાં ઉભેલો અંધકારસિંહ આનંદ પામ્યો. મંડપમાં આવીને સહન તથા ઉલાસ સર્વે સ્ત્રિયોની આગળ અને બાકીની યોગ્ય અને અનુકુળ જગાએ બેસી ગઇ. છેલ્લે વિલાસ હિંચોળા ખાટમાં બેઠી.

વિલાસ હિંચોળામાં બેઠી એટલે, ચાર ખુણે ઉભેલી દાસીઓ રેશમના દોરને ખીંચતી ધિમે ધિમે હીંચકા નાંખવા લાગી, જેથી તેના મોં ઉપર કાચના રંગને લઇને આર પાર નીકળતું, લાલ, લીલા, પિળા, વાદળી, અને બીજા અનેક રંગનું અજવાળું પડવા લાગ્યું, જેથી વિલાસના મુખની શોભા, વર્ણન ન કરી શકાય તેવી દેખાવા લાગી.

સઘળા રાજાઓ અને રાજકુમારોની, નજર વિલાસના મુખ સામી

ઠરી ગઇ છે, તે વખતે વિલાસનો ભાઈ ગિરીરાજ ઉભો થઇને બોલ્યો. સાંભળો! સર્વે રાજાઓ અને રાજકુમારો ધ્યાન રાખો! આ સ્વયંવર મંડપ મારી બેન વિલાસને વરાવવા માટે રચાયો છે, તે સર્વે નજરથી જોઇ શકો છો, પણ સ્વયંવર જીતવાની શરત સમજી શક્યા નહિ હો! તે હું સર્વેની સમક્ષ સમજાવું છું.

આ ડાબા હાથ તરફ રૂપાનો સ્થંભ છે, જેના ઉપર એક માણસ સુખે ઉભો રહે તેવી ગોઠવણ કરવામાં આવી છે; જે માણસ સ્વયંવર જીતવા હિમ્મત ધરાવતો હોય તેણે તે સ્થંભ ઉપર જઇને ઉભા રહેવું. અને સન્મુખ સોનાની કડી છે તેના મધ્ય ભાગમાં બાણ તાકવું, તાક્યા પછી હું અહીંથી દોરી ખિંચીશ એટલે ઉપર ઘંટ વાગશે, ત્યારે છેક ઉપર બેઠેલો માણસ સોનાની કડીની બરાબર મધ્ય ભાગે સીધી લીટીમાં ઉતરે તેવી રીતે લીંબુ છોડશે, લીંબુ છૂટે એટલે તાકેલું બાણ એવી રીતે છોડવું કે, તે મધ્ય કડીએ આવતાં લીંબુને છેદે, કડી વિંધે, ત્રાંબાનો પછી રૂપાનો બે ઘડા ફોડે અગર વિંધે, અને છેલ્લે ફુલની સોનાની છાબડીને નમાવી વિખેરે. એજ વિલાસને વરે! સર્વેને એકજ બાણ તાકવાની તક આપવામાં આવશે, જેનું બાણ આ સરતમાં બતાવેલી પાંચમાંથી એકજ ચોટ ચુકશે, તેને ઉઘાડે માથે મંડપની બાજુમાં એક ખૂણે આસન વિના બેસવું પડશે.

ગિરીરાજના બોલ સાંભળીને ઘણા જણના હાંજા ગગડી ગયા, અને અરસ પરસ વાતો કરવા લાગ્યા. ભાઇ હવે તો સ્વયંવર મંડપની રીતજ બદલાઈ ગઇ, રાજાનાં રૂપ ગુણને જોઇ વરમાળા આરોપી દેવી એનું નામ સ્વયંવર. હવે સ્વયંવરે સ્વયંવરે રાજાની પરિક્ષાઓ લેવાય છે, જો એકાદ બાણ નાંખીએ ને વાગી તો વાગી, નહિ તો અપમાનની અગની લાગી. આવી સરતો કંકોત્રિ સાથે પ્રથમજ લખી મોકલવી જોઇએ, એટલે જેને આવવું હોય તે વિચાર કરીને આવે; ખરેખરા બાણાવળી હોય તેજ આવે, વળી બાર મહિના પહેલાં સરતો લખી મોકલી હોય, તો જરા જરા અભ્યાસ કરી, તૈયાર થઇને આવીએ.

એક પહોર સુધી કોઇ ઉભુ થયું નહિ, એટલે ગિરીરાજ ફરી બોલ્યો. આવા વાંકડાને ફાંકડા રજપૂતોમાં, આ સરત જીતે એવો કોઇ શૂરવીર નથી. શરમ છે આપણી ક્ષત્રિ કોમને!

ગિરીરાજના મગરૂરી ભરેલાં વચન સાંભળી, બે ચાર રાજકુમારો ઉભા થયા, અને બોલ્યા કે, ગિરીરાજ; તમોએ જે રચના રચી છે. તે ઘણી સારી છે. આવી સરતો ન હોય તો ના મરદો અને રૂપાળા ફાવી જાય! આ

નીશાન તોડવું એ તો અમારે મન કાંઇ નથી. અત્યાર સુધી બેસી રહ્યા, એતો માત્ર વડીલોની મર્યાદા જાળવવા. હવે જૂવો તમારૂ નિશાન અડધી ઘડીમાં તુટે છે કે નહિ!

હોંષ ભર્યો એક કુમાર સ્થંભ ઉપર ચઢી ગયો, અને સોનાની કડી સામું બાણ તાકી ઉભો, નીચેથી ગિરીરાજે દોરી ખીંચી, ઘંટ વાગ્યો, એટલે ઉપરથી લીંબુ છૂટયું, લીંબુ છૂટયું કે બાણ પણ છુટયું. તે સોનાની કડીની કિનારમાં અથડાઈ નિચે પડયું, એટલે ભાઇ નિચે ઉતરી ઉદ્યાડુ માંથુ કરી બાજુ પર બેસી ગયા. એજ પ્રમાણે બીજાનું બાણ કડીમાંથી પાર ગયું, પણ બીજા એકે નિશાનને નિશાન પણ કરી શકયું નહિ, તે પણ નીચે આવી બેઠા, એ પ્રમાણે વારા ફરતી વારા ફરતી વીસ રાજકુમારો અપમાનને પામી હેઠા બેઠા, તેમને જોઇ બીજા રાજકુમારો હસવા લાગ્યા, તેમને અપમાન પામી બેઠેલા રાજકુમારો, સાનથી સમજાવા લાગ્યા કે તમે ચઢો તમે ચઢો!! વીસની અસર બસેંને થઈ, ફરી કોઇએ ઉભુ થવાની હિમ્મત ધરીજ નહિ! તે વખતે દેવની સભામાં જેમ ઇંદ્ર આવે; રાવણની સભામાં જેમ ઇંદ્રજીત આવે, કૌરવની સભામાં જેમ કરણ આવે, પાંન્ડવની સભામાં જેમ અર્જુન આવે અને ચક્રવ્યુમાં જેમ અભિમન્યુ આવે તેમ આ સ્વયંવરમાં આઠ વરસની ઉમ્મરનો છોકરો આવ્યો. જેતું તેજ મારતુ કપાળ જોઇ સર્વે રાજાઓ સામું જોઇ રહ્યા, જેના શરીર ઉપર બ્રહ્મચર્યનો વેપ છે, ખરા બ્રહ્મચર્યને લીધે, જેનાં મુખની કાંન્તિ ઝગઝગી રહી છે, જેણે શીરના કેશ છૂટા મુકી દીધા છે, જેમ ભ્રગુકુળ દિપક રૂપિકુમાર પરશુરામનું બચપણ દેખાતું, તેવો દેખાતો, ખરો ક્ષત્રિનો બાળ આવી સભા મંડપ વચ્ચે ઉભો રહ્યો. એટલે ગિરીરાજ કહે આપ બ્રહ્મ સભામાં બિરાજમાન થાઓ! બ્રહ્મચારી કહે હું બ્રહ્મ સભામાં નહિ, પણ ક્ષત્રિની સભામાં દાખલ થઇશ, તે પણ આ સભા મંડપની સઘળી બીના જાણ્યા પછી!

ગિરીરાજ કહે ભાઈ; આ હિંચોળા ખાટમાં હીંચે છે, તે મારી બેન છે, તેનાં લગ્ન કરવાનાં છે, તેનો આ સ્વયંવર ભર્યો છે, સ્વયંવર જીતનાર આ રૂપાના સ્થંભ ઉપર ઉભો રેહી સોનાની કડીના મધ્ય ભાગ સામું બાણ તાકે; અહીંથી દોરી ખીંચાય એટલે ઉપરથી લીંબુ છુટે, કડીના મધ્ય ભાગે લીંબુ વીંધી કડીમાં થઇ બાણ જાય, તે વારા ફરતી એ ઘડાને ફોડે છેવટ સોનાની છાબને નમાવે, તેણે સ્વયંવર જીત્યો કહેવાય, તેને મારી બેન વરમાળા આરોપે! આ વીસ રાજકુમારો ઉપર ચઢી બાણ નાંખી નિષ્ફળ અને નિસ્તેજ

થઈ પાછા નીચે ઉતર્યા છે, બીજો કોઇ વીર વર ઉભો થતો નથી. હવે શું કરવું તે સમજાતું નથી.

**બ્રહ્મચારી**—હે ભાઇ, હું બાળક છું, તમારાં બેન મારાં માતાજી જેવાં અને જેવડાં છે, છતાં ક્ષત્રિયોની લાજની ખાતર જાહેર કરૂં છું કે, તે નિશાન તોડવાને કોઇ નહિ તૈયાર થાય, તો છેવટ પણ જો તમારી ઇચ્છા હશે તો હું જરૂર તે નિશાન તોડીશ; મારાં માતાજી તરીકે જીતીશ, અને મારા પિતાની સાથે તેમનાં લગ્ન કરાવીશ!

**ગિરીરાજ**—શાહબાશ શાહબાશ! બાળ બ્રહ્મચારી શહાબાશ! હું મારાં માતાજીની તથા પિતાજીની મરજી પૂછું!

**વિલાસ**—ભાઇ, એ બાળક ઉપર મને સ્વાભાવીક રીતે પૂત્રવત પ્રિતી થઇ છે. જેથી તે કામ કરવાની આજ્ઞા આપી દયો!

**ગિરીરાજ**—બહુ સારૂ બેન; ભાઈ હિમ્મત હોય તો ચઢો, નિશાન તોડો અને માતાવત ગ્રહણ કરો!

**બ્રહ્મચારી**—હજી કોઇને ચઢવું હોય તો ચઢો! પછી હું ચઢેલો પાછો નહિ ઉતરૂં!! એકી અવાજે આખી સભા બોલી, કોઇને ચઢવું નથી; તમો ચઢો ને પડો!!

**બ્રહ્મચારી**—હજી તમારાં માતા પિતાને પુછવું હોય તો પૂછો?

**પહાડસિંહ**—હે બ્રહ્મચારી; મારી પૂત્રિને માતાવત જીતવા માગો છો તેમાં અમને કોઈ વાતની અડચણ નથી. તે કામ સુખેથી કરો! તમારી સરતમાં નિષ્ફળ થયા વિના તમને કોઇ નીચે ઉતરવાનું કહેશે નહિ!

**બ્રહ્મચારી**—જેને આ કામ કરવાની ઉમેદવારી રહી જતી હોય, તેવો કોઇ આ સભામાં બેઠો હોય તો બોલજો. હું સીઢી ઉપર પગ મુક્યા પછી પાછો પડીશ નહિ!

ઘરાણાં હશે તો તે વસ્ત્રની નીચે ઢંકાએલાં હતાં. થોડી વાર સુધી તો આ તપસ્વિ મહાત્મા વણીકના સામુ જોઇ રહયા. એટલામાં વણિકે પુછ્યું, મહારાજ; આ સામે મંડપ રચાયો છે તથા તંબુઓ તણાયા છે, જ્યાં અતી ઘોંઘાટ, અને સોરબકોર થઇ રહ્યો છે, ત્યાં શું છે?

**મહંત**—પાસેના પર્વતપુર નગરના રાજા પહાડસિંહની પૂત્રિ વિલાસ તારાનો સ્વયંવર ભરાયો છે. શું વિલાસની શોભા અને કાન્તિ! મોટા મુનીવર ચળી જાય! જાણે લક્ષ્મિ સ્વયંવર! પણ સ્વયંવરની સરતો એવી છે કે કોઇનાથી તે જીતી શકાતો નથી. વીસ રાજકુમારો તો નિષ્ફળ થઇ પાછા ઉતરી ઉઘાડે માંથે બેઠા છે. હમણાં હાલ એક આઠ વરસનો છોકરો માતા તરીકે જીત કરવા તૈયાર થયો છે. મંડપમાં એમ પણ વાત ચાલી રહી છે કે, આજે અમરસિંહની ખામી છે.

**વણિક**—મહારાજ આપે મને ન ઓળખ્યો, પણ મેં તો આપને ઓળખી લીધા છે.

**મહંત**—ભાઈ તને વણિકના વેષમાં જોઇ મને ભ્રાંન્તિ પડી ગઇ. પણ હવે સુરતા બેસે છે કે તું અમરસિંહ છે. કેમ વણિકનો વેષ ધારણ કરવો પડયો?

**અમર**—(નમન કરીને) આપ તો ત્રિકાળ જ્ઞાની છો એટલે આપનું અજાણ્યુ તો કાંઇ હોયજ નહિ છતાં મને પુછો છો તો કહુ છું કે, દશા દેવીના સપાટામાં શાણા સપડાય છે. તે અજબ કળા કોની કળી જાય છે, વહાલાનો વિયોગ ને પરતંત્રપણું એ દુઃખ જેવું બીજું દુઃખ નથી.

**મહંત**—અમર, મેં તને નૈષધપતિ નળનું વાખ્યાન કહી બતાવ્યું છે. જેથી તારે દુઃખનો તો વિચારજ કરવાનો નથી; છતાં, હજી કાંઈ સાંભળવું હશે તો વળી સંભળાવીશ.

**અમર**—પ્રભુ! આપે મને હરિશ્ચંદ્ર, ચંદ્રહાસ, મૃદાલશા અને નળ દમયંતિ વિગેરેનાં વ્યાખ્યાનો સંભળાવી, દુઃખને ભૂલાવી અતી આનંદ આપ્યો છે, હવે કાંઇ બીજાંજ ચરિત્ર સંભળાવો! જેમાં ભક્તિ ભરપુર હોય! પણ લક્ષ્મિ સ્વયંવર કેવો તે પ્રથમ કહો!

**મહંત**—પ્રથમ તું સ્વયંવરમાં જા! પછી સંભળાવીશ!

**અમર**—નહિં મહારાજ હમણાં હાલ સાંભળવાની ઇચ્છા છે, મારે ત્યાં જઇ કન્યા વરવાની ઇચ્છા નથી.

**મહંત**—બહુ સારૂં; બેસ સાંભળ!

"જગજ્યોતિ સ્વરૂપ" ભગવાનકી જય.

# લક્ષ્મિ સ્વયંવર.

## રાગ; એણેરે લક્ષણે સાધુ સમજીએ. ( સુરદાસ. )

ગરવ તજીને ગાઈએ ગીરધર લાલ ને,
ધીરજ રાખી ધરીએ, ધરમની ઢાલ જો;
ક્રોધ કરી કાંઇ કહીએ નહિ કંગાલ ને,
તો ત્રિવીક્રમ ટાળે જમનું સાલ જો. ગરવ. ૧
ગરવ કર્યાથી *કોટી અર્ક તે કોપશે,
પળમાં પાડે ઇંદ્રિાસનથી હેઠ જો;
લાજ વગરના લજ્જા તારી લુંટશે,
ઠાલી ઠકરાઇ પહોચાડે નહિ ઠેઠ જો. ગરવ. ૨
નહુષ રાજા [1]નાકપતી પદ પામીઓ,
હુંપદ ધારી હલવ્યા ત્રણે લોક જો;
સેજે પામ્યો બ્રાહ્મણ કેરા શ્રાપને,
[2]પનંગ પદવી પામી પાડી પોક જો. ગરવ. ૩
કામી ક્રોધી લોભી જનને લાલચુ,
જૂઠા જનનું જીવ્યું જગમાં ફોક જો;
ગરવ કરે તે ગુણ હીણા કહેવાય છે,
શુદ્ધ વિસરે, સદાય પાળે શોક જો. ગરવ. ૪
દુરમતી દુર્યોધન રૂડો રાજવી,
અંતર માંહે અતી ઘણો અહંકાર જો;
સરવ સબંધી સાથે નર્કે નાંખીઓ.
ધર્મે ધર્મનો બજાવીઓ ટંકાર જો. ગરવ. ૫
લંકાં ગઢનો રાવણ સરખો રાજવી,
રૂડી રીદ્ધિ ચઉદ ચોકડી રાજ જો;
રાઢ મચાવી રંજાડયા શ્રીરામને,
દીન ચૌદમાં થયું રાજનું છાજ જો. ગરવ. ૬
કમળ માળ પરસાદી, મહા મહાદેવની,
ધરણી ઢાળી, વાળી વાએ ધુળ જો;
દંભ મતીએ દુર્વાસા કોપાવીઆ,
શ્રાપ આપી સળગાવી મૂક્યાં મૂળ જો. ગરવ. ૭

---

* કોટી અર્ક=ક્રોડ સુર્યનું જેનામાં તેજ છે એવા ભગવાન. ૧ નાકપતી=ઇંદ્ર.
૨ પનંગ=નાગ.

બાપાલાલ કહે બહુ નામી આરાધીએ,
રિદ્ધી રળતાં, ગરવો ન કરીએ ગર્વ જો;
અતી ઉજળા મહા મંતરને સાધીએ,
ખલક પતી તે આપે ખર્વ નિખર્વ જો. ગરવ. ૮

( કવિ ) **રાગ; ગિતિ.**

શ્રી શંભુ સુત દેવા. સેવા સજવા સદા કરૂ શુદ્ધિ;
શારદ હારદ અરપો; આપ સમરપો અંતર શુદ્ધ બુદ્ધિ.

**મરાઠી સાખી.**

[1]ખૂર ખલકની અલખત ખૂટે, ખૂટે ખર્વ નિખર્વ;
તૂટે ફુટે કે કોઈ લુંટે, ઘણો વધે જો ગર્વ;
ભાઇ સમજો સર્વ, [2]પ્રૌઢ થવું નહિ પામી [3]પર્વ. ભાઇ

[ કર્તા ] અયોદ્ધા નગરનો શ્વેતકી રાજા, જેને યજ્ઞ કરવા ઉપર અથાગ પ્રિતી હતી; પોતાના મહેલમાં હમેશાં પ્રભુ પાસે નિત્ય યજ્ઞ થાય તે જૂદો, રૂડા પર્વે રૂડી રીતે રૂડા રૂપમાં ધ્વારની પાસે થાય તે જૂદો, વળી ઇચ્છામાં આવે ત્યારે મહાયજ્ઞ થાય તે જૂદો.

શ્વેતકી રાજાએ એટલા બધા યજ્ઞ કર્યા કે, જેના ધુમાડાથી બ્રાહ્મણોની આંખો પુરાઈ ગઇ, બ્રાહ્મણો ત્રાસી ગયા; જેથી પર્વતના શિખ્ખર ઉપર અને ગુફાઓમાં નાસી ગયા.

શ્વેતકી રાજાએ એટલું બધું ઘી હોમ્યું કે જે ઘી અગ્નિ પચાવી શક્યો નહિ, એટલે અગ્નિને અજીરણ થયું. તે અજીર્ણ મટાડવાને, અગ્નિયે ઇન્દ્રનું ખાંન્ડવ વન બાળવા માટે, અર્જુનની સહાયતા માગી. હે ઇદ્રના અંશથી ઉત્તપન્ન થએલા પાંન્ડુ રાજાના પ્રતાપી પુત્ર, આ જગતમાં તારા પ્રાક્રમથી અવધી છે. તે જાણીને હું દુઃખી બ્રાહ્મણ તારે શરણ છું. તારા વિના મારૂં રક્ષણ ત્રિલોકમાં કોઇ કરી શકે તેમ નથી, તેમ મારી ભૂખ કોઈ ભાગે તેમ નથી. અર્જુન કહે છે હે પ્રતાપી બ્રાહ્મણ મારી બુદ્ધીમાં અને મારા બાહુ બળમાં જેટલું શમાશે તેટલું હું કરી શકીશ. માટે વિચાર કરીને મારી પાસે માગણી કરો ? અર્જુનનાં વચન સાંભળીને અગ્નિ અગ્નિના રૂપમાં થઇને કહે છે. હે મહાન બુદ્ધિશાળી પરાક્રમી પુરૂષ, શ્વેતકી રાજાના યજ્ઞમાં અતીશય ઘી હોમવાથી મને અજીર્ણ થયું છે. તે મટાડવા મારે ઇંદ્રનું ખાંન્ડવ વન બાળવું છે. જે બાળતાં ઇદ્ર મને અટકાવી શકે નહિ અને હેરાન કરી શકે નહિ ? અર્જુન કહે છે ભલે તેમ થાઓ!

૧ ખૂર=ખરૂ, સત્ય. ૨ પ્રૌઢ=ગર્વિત; અભિમાની. ૩ પર્વ=રૂડો અવસર.

જાઓ તમો વનને બાળવા માંડો! હું ઉભો છું. ઇંદ્રના ભાર નથી કે મારા કામમાં અટકાવ કરી શકે! પણ શ્રીકૃષ્ણની મરજીથી હું કહીશ તે ભાગ શેષ રહેવા દેવો પડશે.

અગ્નિને અજીરણ થયું છે. બ્રાહ્મણ ત્રાસી ગયા છે અને નાસી ગયા છે તોપણ શ્વેતકી રાજા હજી યજ્ઞ કરવાથી વિરામ પામ્યો નથી. ઘેરથી નીકળી બ્રાહ્મણોને ખોળતો પર્વતને વિષે આવ્યો. હે ભૂદેવો મને યજ્ઞ કરાવો! ત્યાંથી નૈમાષારણ્યને વીષે ગયો; ત્યાં બ્રાહ્મણોથી જવાબ મળ્યો કે, શંકરની આરાધના કર! અને સ્વઇચ્છા શંકરને જણાવ તો પાર પડશે.

બ્રાહ્મણોનાં વાક્યો સાંભળી શ્વેતકી રાજાએ શંકરનું તપ આરંભ્યું. કાળે કરી પ્રભુ પ્રસંન્ન થઇ પૂછે છે, હે રાજા શું ઇચ્છા છે? રાજા કહે છે હે મહારાજ મારે યજ્ઞ કરવા ઉપર પ્રિતી છે, પણ બ્રાહ્મણો યજ્ઞ કરાવતા નથી. માટે આપ આચાર્ય થઈ મને યજ્ઞ કરાવો! શંકર કહે છે હે શ્વેતકી રાજા, મારા અંશથી દુર્વાસા પ્રગટશે અને તે તને યજ્ઞ કરાવશે.

શંકરનાં વચન સાંભળી પ્રસંન્ન થતો શ્વેતકી રાજા પોતાને ઘેર આવ્યો, અને રૂદ્ર અંશથી ઉત્પન્ન થએલા દેવ દુર્વાસા ક્યારે આવશે તેની રાહ જોતો બેઠો. વરદાન રૂપે વચન માગી ગએલા શ્વેતકી રાજાને યાદ કરી. શંકરે બ્રાહ્મણનો તેજસ્વી બાળ ઉત્પન્ન કર્યો, અને પોતાનું સઘળું ઐશ્વર્ય તેનામાં આરોપણ કર્યું. સર્વ રૂષીઓ ઉપર સત્તા ધરાવતા રાજાઓને યજ્ઞ કરાવતા દુર્વાસા પૃથ્વિ વિષે વીચરતા હતા. અને મહા શિવરાત્રી જેવા પર્વને દીવસે અનન્ય ભાવથી કૈલાસમાં જઇ શ્રીશંકર ભગવાનનું પુજન કરતા હતા. જે અત્રિ મુનીને ઘેર, સતિ અનુસુયાને પેટે જનમ્યા હતા.

[ કવિ ]　　　**ગિતી.**

શુર શ્વેતકી રાજા પુરો પ્રેમી કર્યા અતી યજ્ઞ;
બ્રાહ્મણ અતી અકળાયા તેમ તેમ તે થયો છે મન મગ્ન.

[ કવિ ]　　　**મરાઠી સાખી.**

દેવ રૂષિ દુર્વાસા પ્રગટયા, અવર રૂદ્રનું રૂપ;
દિવ્ય દીધંમ્બરને દેખીને, ભય પામ્યો છે ભૂપ;
અરપ્યાં દીપને ધુપ, કાન્તિ જેની અતી અનૂપ.　　અરપ્યાં

[ કવિ ]　**રાગ. નિર્ધનનો અવતાર. (હામાજી).**

ગરવ સરવને ખાય, સજનો ગરવ સરવને ખાય.
ગરવ ખરચની અલખત લૂંટે, કુટે કુંદન કાય.　　સજનો. ૧
ગરવ કરે તે ઘણું દુઃખ દેખે; હોય રંક કે રાય.　　સજનો. ૨

રિદ્ધિ સિદ્ધિ ને નવ નિદ્ધિ; જોર કરીને જાય. સજનો. ૩
સુરપતિના સહજ સ્વભાવે; દુઃખી થયા દેવતાય. સજનો. ૪
ગરવ તજે તેને સરવ ભજે છે; હેતે હરી ગુણ ગાય. સજનો. ૫
બાપુ ગરવો ગર્વ તજો તો; શ્રીજી કરશે સ્હાય. સજનો. ૬

[ કર્તા ] પૈસાનો મદ; અધિકારનો મદ; ઉંચ કુળનો મદ; તેમાંના ત્રણેને અગર બેને, છેવટે એકને ધારણ કરીને મનુષ્યો; અહંકારને ધારણ કરે છે; અહંકાર, અભિમાન, દંભ, ગર્વ, એ સર્વે લક્ષ્મિ મળવાથી; અધિકાર મળવાથી અગર ઉંચ કુળમાં જન્મ થવાથી; મનુષ્યના મનને ભમાવી ભૂત બનાવી દે છે; જવલ્લા અને વીરલા પુરૂષોને ગર્વ કે અભિમાન થતો નથી, જેથી તે ખરા કુળવાન અને સજ્જનમાં લેખાય છે.

ગર્વ કર્યાથી સર્વે રિદ્ધિ સિદ્ધિનો નાશ થાય છે.

**[ કવિ ] રાગ; છત્રપતી દુર્યોધન રાજા. (સૈરંધ્રિ.)**

એક સમે દુર્વાસા રૂષિ, કોડે કૈલાસે આવ્યા;
શ્રી શીવજીનું પુજન કરવા, સામગ્રિ સાથે લાવ્યા. ૧
ધુપ દીપ નૈવેદ આરતી, પ્રેમ સહિત પોતે કીધી;
આક ધંતુરો અને અગથીઓ, ભાવે ભાંગ અરપી દીધી. ૨
ધણણણ ઘંટ બજાવી, [૧]ગિરી ઘોર ગજવી માર્યો,
ડાક ને ડમરૂ ભોંગળ ભેરી, શંખ શબ્દ સાથે સાર્યો. ૩
ભાવ થકી બહુ ભક્તિ કિધી, [૨]ત્રિનેત્રને નાંખ્યા [૩]તરપી;
પ્રસંન્ન થઇને પશુપતિયે, [૪]અંબુજની માળા અરપી. ૪

[ કર્તા ] એક સમયને યોગે રૂષિ દુર્વાસા; માનસરોવરમાંથી કમળનાં ફુલ તથા ધુપ દીપ પૂજાપો લઇ, કૈલાશને વિષે શંકર ભગવાનનું પુજન કરવા ગયા, અનન્ય ભાવથી પ્રેમપૂર્વક પુજન કરી ધુપ, દીપ, નૈવેદ, આરતી કરી; નૃત્ય ગાયન સાથે પ્રભુનું સ્તવન કરવા લાગ્યા.

દુર્વાસાના પુજનથી પ્રસંન્ન થઇ; શંકરે, ધારણ કરેલી કમળની માળા દુર્વાસાની કોટમાં પ્રસાદીરૂપે આરોપણ કીધી. શંકરની આપેલી પ્રસાદીથી આનંદ પામતા દુર્વાસા ત્યાંથી જાય છે; તે વખતે ઐરાવત નામના હાથી ઉપર હીરા રત્ન જડીત્ર અંબાડીમાં બેસી સ્વર્ગનો રાજા ઇંદ્ર સ્વર્ગમાં ફરે છે. નિચે નજર નાંખતાં અતિ ક્રોધી રૂદ્ર રૂપ દુર્વાસાને જોયા. જોતાંની

૧ ગિરી=કૈલાસ પર્વત, ૨ ત્રિનેત્ર=શંકર. ૩ તરપી=તૃપ્ત કરી. ૪ અંબુજ=કમળ.

સાથે મનમાં વિચાર આવ્યો કે, સેજ સ્વભાવે ઉંચી નજર કરતાં મને જોેશે; તો નિચે આવી નમતો કેમ નથી એ અપરાધને ગણી શ્રાપ દેશે. માટે નીચે ઉતરી નમન કરવું.

[ કવિ ] રાગ. ગીતિ.

ઐરાવત અશ્વારી, નાકપતિ તો નીકળીઓ ફરવા;
દુર્વાસાને દેખી, ડરથી દોડયો ત્યાં દર્શન કરવા.

[ કર્તા ] આકાશથી નીચે ઉતરી, હાથી ઉપરથી પણ નીચે ઉતરી રૂષિના ચરણમાં નમેલા સ્વર્ગના રાજાને જોઈ, રૂષિયે, અતિ પ્રસંન્ન થઇ, પોતાને મળેલી શંકરની પ્રસાદી રૂપ કમળની માળા ઇંદ્રની ડોકમાં નાંખી, અને કહ્યું, હે સ્વર્ગના રાજા ઇંદ્ર, સ્વર્ગની સમરધી ધારણ કરતાં પણ ગર્વનો છાંટો નથી; અને બ્રાહ્મણ પદને ઓળખી નમન કરે છે માટે તારો જય થાઓ !

[ દુર્વાસા ] રાગ. કલ્યાણ-અમરિષ રાય. (અમરિષ.)

ધન્ય ધન્ય રાય, સુર સ્વર્ગપતી કહેવાય;
ભાવ સહિત બ્રાહ્મણને, પ્રિતે લાગ્યો પાય.
ધન્ય ધન્ય તું ઇંદ્રિ રાયજી, ધન્ય નમંતા આજ;
પગમાં પડીઓ પ્રેમ કરીને, લેશ ન લાવ્યો [1]લાજ. ધન્ય ધન્ય. ૧
નાકપતિ પદ પામ્યો પ્રેમે, ધન્ય જનુંની જેહ;
જંબુ દ્વિપમાં જન્મ ધરીને, ધન્ય ધર્યો આ દેહ. ધન્ય ધન્ય. ૨
નવ નવિ નાયકાઓ નાચે, કરે ગાંધર્વો ગાન;
સુરપતી સત્કાર કર્યો તેં, મૂકી મન અભીમાન. ધન્ય ધન્ય. ૩
કમળ માળ કુંદનથી મોંઘી, શીવે સોંપી આજ;
હેત કરી તુજને આરોપુ, સર્વે તણા શીરતાજ. ધન્ય ધન્ય. ૪
પુષ્પ પ્રસાદી પશુપતિની, સુખથી ભૂલ ન થાય;
શુભ સંકલ્પે શીવજી તુજને, સદાય કરશે સ્હાય. ધન્ય ધન્ય. ૫

દુર્વાસાનાં આશિર વચનને સ્વિકારી, શંકરની પ્રસાદી પામી, રૂષિને નમન કરી ઇંદ્ર ઐરાવતની અંબાડીમાં બેસી આકાશ માર્ગે વિદાય થયો; દુર્વાસાની દ્રષ્ટિથી દુર થતાં; ગર્વવાન ઇંદ્રિને, હીરા માણેક મોતીની માળાઓને [2]આચ્છાદાન કરનારી કમળની માળા તુચ્છ જેવી લાગી; જેથી પોતાની ડોકમાંથી કહાડી, માવતને આપી; માવતે હાથીના મુસ્તક ઉપર નાંખી; તેજ વખતે હાથીએ સુંઢમાં ભરાવી, તોડી ફાડી વિખેરી નાંખી.

૧ લાજ=શરમ. ૨ આચ્છાદન કરવું=ઢાંકવું.

પોતાના આશ્રમમાંથી બહાર નીકળેલા વનમાં ફરતા દુર્વાસાને પગે, કમળની પાંખડીઓ ચંપાવા લાગી. તે જોઈ વિચાર થયો કે નક્કી ઇંદ્રે શંકરની પ્રસાદીનો અનાદાર કર્યો. એણે ગળામાંથી કાઢી નાંખી એટલુંજ નહિ પણ તોડીને ફેંકી દીધી. હે ઇંદ્ર!!

શબ્દ થતાંની સાથે ઇંદ્ર આવી હાજર થયો, અને થરથર ધ્રુજતો હાથ જોડી ઉભો રહ્યો.

**દુર્વાસા**—મારી આપેલી શંકરની પ્રસાદી ક્યાં છે?

**ઇંદ્ર**—મહારાજ; મેંતો માવતને આપી છે.

**દુર્વાસા**—( માવતને ) કેમ અલ્યા? તને ઇંદ્રે સોંપેલી માળા ક્યાં છે?

**માવત**—મહારાજ; મેંતો હાથીના મુસ્તક ઉપર નાંખી હતી; અને હાથીએ સુંઢમાં ભરાવી તોડીને વિખેરી નાંખી.

માવતનાં વચન સાંભળી ઇંદ્રના ઉપર અતી ક્રોધાયમાન થએલા દુર્વાસા બોલ્યા; સ્વર્ગની લક્ષ્મિ અને સ્વર્ગના રાજને પામી અતી ગર્વિત થએલા હે ઇંદ્ર, તેં તારા અહંકારને લીધે શંકરની પ્રસાદીનો અનાદર કર્યો.

**[ દુર્વાસા ] ક્રોધમાં–એવે તુટયુ આકાશ–( અમરિષ. )**

પાપી પાપી ધિક્કાર, કર્યો કેવો વિચાર;
હાથે કરી પામ્યો હાર, મૂંઢ ખાવાનો માર. પાપી પાપી. ૧
પામ્યો પ્રસાદી પુર, નવ કળ્યુ જાય [1]તુર;
તેને ધારી ન ઉર, પગે કરી ચકચુર. પાપી પાપી. ૨
અલ્યા અહંકારી અંધ, કાઢું નાકમાંથી ગંધ;
કરૂ બારી સરવે બંધ, એવો મચાવું ધંધ. પાપી પાપી. ૩
ભાગી નાંખુ સૌનાં અંગ, સાથે ભાગું ઉમંગ;
અતી ઉડાડું રંગ, એવો મચાવું જંગ. પાપી પાપી. ૪
રાહુ ચંદ્ર અને ભાણ, કરૂં સૌને કચ્ચર ઘાણ;
કરે દેવ તાણા તાણ, સૌના સોસાવું પ્રાણ. પાપી પાપી. ૫
વળી વાધ્યો હંકાર, ચઢયો ગર્વ અપાર;
સહે શ્રીજી ન લગાર, સહે ભોમી ન ભાર. પાપી પાપી. ૬
શ્રી સ્વર્ગની સાર, જાશે સમુદ્ર મોઝાર;
કોઇ પામે ન પાર; વીતે વર્ષો હજાર. પાપી પાપી. ૭

સ્વર્ગની સઘળી લક્ષ્મિ સમુદ્રમાં વાસ કરશે!!

---

૧ તુર=તેજ; હિમ્મત, બળ.

[ કવિ ] દોહરો.

રિદ્ધ સિદ્ધિ સ્વર્ગની, નિધી કરીઓ વાસ;
સ્વર્ગ તણા સૌ દેવતા, અતી થયા ઉદાસ.

સ્વર્ગનું સઘળુ ઐશ્વર્ય નાશ પામ્યું; જવાહીર જતું રહ્યું; કળા કૌશલ્ય; તેજ; બળ; સર્વનો નાશ થઇ ગયો, દેવતા નિસ્તેજ અને નિર્માલ્ય થઈ ગયા. રાક્ષસોથી ભય પામવા લાગ્યા. સંપ કરી સર્વે દેવતા બ્રહ્માની પાસે ઐશ્વર્યની માગણી કરવા સ્તુતી કરતા ઉભા રહ્યા.

[ કવિ ] રાગ–મરાઠી સાખી.

અતી ઉદાસી સ્વર્ગ દેવતા, આવ્યા બ્રહ્મા પાસ;
વિશ્વ વિભૂતી વિનાશ પામી, તેથી ઉપન્યો ત્રાસ;
પ્રભુ પુરો આશ; આપ ચરણમાં છે વીસવાસ. પ્રભુ.

ઇંદ્ર સહિત દેવતાઓનાં વચન સાંભળીને, બ્રહ્મા કહે છે. હે ઇંદ્ર દુર્વાસા શંકરના અંશથી પ્રગટ થયા છે, માટે આપણે શંકરની સ્તુતિ કરી નાશ પામેલુ સુખ માગીએ. ઇંદ્ર કહે છે, એમની પ્રસાદી રૂપ માળાનો મેં અનાદર કર્યો એજ કારણથી દુર્વાસા કોપાયમાન થયા છે. બ્રહ્મા કહે છે. એ પ્રભુ જેવા ક્રોધી છે તેવાજ દયાળુ છે.

[ બ્રહ્મા ] ગિતી.

ભય આપે ભય કાપે, ભય ઉપજાવી કરશે ભય નાશ;
તેહે ચરણે નમીએ, પ્રેમ લાગણી કરીએ પરકાશ.

ભયને ઉત્પન્ન કરતા છે, તેમજ ભયને નાશ કરતા પણ તેજ છે. માટે હે ઇંદ્ર તું આગળ થા ! અમો સર્વે તારી પાછળ રહીએ છીએ, કારણ કે અપરાધીને અપરાધની ક્ષમા માગવી એ અવશ્ય છે.

બ્રહ્માનાં વચન માંથે ચઢાવી કૈલાસ પર્વતને વિષે ગયો અને ગએલા ઐશ્વર્યને પાછુ મેળવવા શંકર ભગવાનની સ્તુતિ કરવા લાગ્યો; તે જોઈ શ્રી શંકર ભગવાન કહે છે.

[ શિવજી ] રાગ; પતિ મારા પરમાણ કર્યો મેં. ( સાવિત્રી. )

થયોછુ.....રે, અલ્યા અતી અપરાધી, કરી મૂજ અપરાધ.
કરી મૂજ અપરાધ ઇંદ્ર તુ, કરી મૂજ અપરાધ. થયો છું.
અતી ગર્વથી કર્યો અનાદર, પામી પ્રેમ પ્રસાદ;
અભિમાની, ગુમાની, તોફાની; કરી હાની;
વિભુ વિસરશે તો શું કરશે, તે નવ આવ્યું યાદ. થયો છું. ૧
ત્રિભૂવનમાં તુજ કોણ સાંભળે, ફોગટ છે ફરીયાદ;

અવિચારી; વ્યભિચારી; અહંકારી, ભય ભારી;
દીન થઇને દીન દીન દોડે, દેવ ન શુણશે દાદ. થયો છું. ૨

શંકરને ક્રોધાયમાન થએલા જોઇ ઇંદ્ર સહિત દેવતાઓ પાછા વળી બ્રહ્માની પાસે ગયા; અને વિનય વચનથી કરગરી કહેવા લાગ્યા કે હે વિભુ! શંકર ભગવાન તો અતી કોપાયમાન થયા છે; ત્યાં આપણી આજીજી કશો કામમાં આવવાની નથી; માટે શું કરવું તે ઉપાય શોધી કાઢો! દેવની દીન વાણી સાંભળી બ્રહ્મા કહે છે.

[ બ્રહ્મા ] રાગ—દોહરો.

બ્રહ્મા કહે ભગવાનને, ભજો સજો આ વાર;
અજર અમર અવિનાશી, એ વિઠ્ઠલ વિશ્વાધાર.

બ્રહ્મદેવની સુચનાને સાંભળી દેવતાઓ શ્રી સર્વેશ્વર ભગવાનની સમક્ષમાં ગયા અને ત્યાં બે હાથ જોડી ગદગદ કંઠે અવાજ કરતા કરગરીને કહેવા લાગ્યા.

[ ઇંદ્ર ] રાગ—અહો રાજવી સદય શાન્ત થાઓરે; ( સુકન્યા. )

વિશ્વના વિભુ, વિઠ્ઠલ કરો વહારરે;
ખોઇને કામ; ખોઇને દામ; હારીને હામ; બેઠા તમામ;
આપનો આધારરે. વિશ્વના વિભુ. ૧
સકળ દેવની સ્હાય કરો સારરે;
અરરર બાપ, પામીને શ્રાપ, પામ્યા સંતાપ, પુરણ પાપ;
મહેર કરો મોરારરે. વિશ્વના વિભુ. ૨
દીન દયાળ છો, પ્રભુ ઉતારો પારરે;
કાઢો છો કાશ; પુરોને આશ; છે વિશ્વાસ, હે અવિનાશ;
નમીએ વારંવારરે. વિશ્વના વિભુ. ૩

[ કવિ ] રાગ—ગિતી.

ઝળળળ જ્યોત પ્રકાશી, વિશ્નું પ્રગટયા ત્રિલોકના સ્વામી;
દેવ સકળ કરગરીઆ, વારે ધાઓ હે ગરૂડા ગામી.

શ્રી સર્વેશ્વર ભગવાન પ્રગટ થયા, તે જોઇ દેવતાઓ અંજાઇ ગયા, શ્રી વિશ્નુના તેજમાં ત્રિલોક ભાસમાન થયું. સઘળે સુન્યકાર ભાસવા લાગ્યું, નર નિસ્તેજ અને નિર્માલ્ય થઇ ગયા છે, તેજ, બળ, બુધ્ધિ; કળા, કૌશલ્ય, વિદ્યા, હુન્નર; સર્વનો લોપ થયો જોઇ શ્રી વિશ્વેશ્વર પોતે દેવતાઓને કહેવા લાગ્યા; હે દેવતાઓ દૈવત જોવતુ હોય તો દહિતાની સાથે સંપ કરો! પક્ષમાં લ્યો! સમો ભણો!

[ વિશ્નું ] રાગ—શીશ ઘુંટાવ્યા તેણે સારીરે. ( હુંડી. )

સમય ભણો તો સરે કાજરે, સમજુ શાણા સમય ભણો.
વેળા વેળાની છાંયા જોઇ જોઇને બેસવુંરે;
સાતે દીન ના હોય સરખાજ રે. સમજુ શાણા. ૧
નર વર નર અર્જુન શુરો, વ્યંઢળના વેષમાં રે;
લેશ ન આણી ઉર લાજ રે. સમજુ શાણા. ૨
હરિશ્ચંદ્ર રાજા તેતો, થયો દાસ ડોમનોરે;
સ્વપ્ને સંભાર્યું નહિ રાજરે. સમજુ શાણા. ૩
બીક નીવારવાને બીકણ થઇ બેસવું રે;
વેળા વિતાવી બનવું બાજરે. સમજુ શાણા. ૪
કળ બળનું કપરૂં કારજ, શત્રુથી સાધવુંરે;
ઝાઝું બળ હોય તો ઝુકે ઝાઝરે. સમજુ શાણા. ૫

રાગ; ગિતિ.

કામ કઠણ કરવું છે, મદદ માગજો દાનવની પાસે;
લાલચમાં લપટાશે, લક્ષ વસા સૌ લોભે લેવાશે.

બ્રહ્માજી નમન કરી પ્રભુને પુછે છે, હે જગ્તનિયંતા પ્રભુ! આમાં દહિતોની મદદની શી જરૂર છે. આપ વચનથી સર્વ કાર્ય સિદ્ધ થશે એમાં શક નહિ.

વિષ્નું—સમુદ્રમાંથી લક્ષ્મિ ખીંચી કાઢવી, એ કાંઈ સેજ નથી; મંદ્રાચળ પર્વતને ઉચકી સમુદ્રમાં મુકવો પડશે; વાસુકી નાગને વિંટી, તેનાં નેતરાં બનાવવાં પડશે; તે નેતરાં વડે મંદ્રાચળ ફેરવી સમુદ્રને વલોવવો પડશે; તોય અતી પ્રયાસે લક્ષ્મિ પાપ્ત થશે.

બ્રહ્મા—એમાં દાનવોની મદદ ક્યારે ક્યારે લેવી પડશે ?

વિષ્નું—મંદ્રાચળ ઉપાડી લાવતાં; સમુદ્રનું મથન કરતાં અને આખર પરીણામે સમુદ્રમાંથી મળેલી વસ્તુઓની વહેંચણી કરતાં.

બ્રહ્મા—સમુદ્રમાંથી તો લક્ષ્મિજ નિકળવાનાં છે.

વિષ્નું—એક વસ્તુનું શોધન કરતાં અનેક વસ્તુઓ હાથ લાગે છે. માટે આજીજી કરી. શામ દામથી શત્રુને પક્ષમાં લઇ લ્યો; તેમાં થોડી લાલચ પણ આપજો.

શ્રી વિષ્નું પરમાત્માનાં વચન સાંભળી, દેવતાઓએ દૈત્યોને વિનવ્યા; અને કહ્યું કે, ત્રિલોકની લક્ષ્મિ સમુદ્રમાં જઇને પડી છે. ઐશ્વર્ય નાશ પામી ગયું છે. તેને બહાર કહાડવા પ્રયત્ન કરવો જોઇએ; આપણે સર્વે સં-

પીને કામ કરીશું. તો સમુદ્રમાંથી પ્રાપ્ત થએલી સઘળી વસ્તુને સંપીને *વરીશું.

દેવતાઓનાં વચન સાંભળી દહિતો લલચાયા કે, સમુદ્ર મથન કરતાં અતી ઉત્તમ વસ્તુઓની પ્રાપ્તિ થશે, માટે દેવની સાથે જોડાવું એ ઉત્તમ છે. કહો પ્રથમ આપણે શું કરવાનું છે ? દેવતાઓ કહે પ્રથમ મંદ્રાચળની સ્તુતિ કરીએ અને તે આવવા હા પાડે એટલે ઉચકી લાવીએ.

દૈત્યો કહે વાહ એતો અતી ઉત્તમ ! ચાલો ત્યારે ! દેવ દૈત્ય બંન્ને મળી મંદ્રાચળની પાસે આવ્યા.

રાગ; ગિતિ.

મંદ્રાચળ ગિરી વર છો ? અધીક દુઃખનો આ આવ્યો દહાડો ?
દુર્ઘટ દરીઓ ડહોળી, દેવ દંહિતના દૈવતને કહાડો ?

દેવ દહિતનાં વચન સાંભળી મંદ્રાચળ કહે છે, હું આવવા તૈયાર છું; પણ ઉચકીને લઈ કોણ જઇ શકશે; વાસુકી નાગ વિના વિંટાઇ કોણ વળશે ? અને મને ફેરવી કોણ શકશે ? એ બધુ બનવું અશક્ય છે. પ્રથમ તમો વાસુકી નાગ પાસે જાઓ, અને એમના મુખથી હા ભણાવી મને લઇ જવાની પેરવી કરો. મંદ્રાચળની વાણી શુણી ત્યાંથી સર્વે વાસુકીની પાસે આવ્યા; અને પ્રેમ સહિત સ્તુતિ કરવા લાગ્યા.

રાગ; ગિતિ.

વહાર કરો વાસુકી, આપ હોલવો અંતરની દાઝ;
મંદ્રાચળ ફેરવવો, આપ વિના તે કેમ સરશે કાજ.

દેવની વિનંતી સાંભળી વાસુકી કહે છે, જે વખતે મને બોલાવશો તે વખતે હું આવીશ; અને દેવનું દુઃખ નિવારણ કરવા આ કાયા અર્પણ કરીશ. વાસુકી પાસે હા ભણાવી, મંદ્રાચળ પાસે આવી તેને ઉપાડવા માંડયો.

રાગ—અલેક હેસ્સાં ?

| દેવતાઓ. | દહિતો. | |
|---|---|---|
| જોર કરીને ઝાલો ભાઇ; | અલેક હે ! સાબ. | |
| ધિમે ધિમે ચાલો ભાઈ; | અલેક હે ! સાબ. | ૧ |
| હળવેથી ઉપાડો ભાઇ; | અલેક હે ! સાબ. | |
| કળથી કોરે કાઢો ભાઇ; | અલેક હે ! સાબ. | ૨ |
| રખે ધક્કો લાગે ભાઇ; | અલેક હે ! સાબ. | |
| ચાલો રાગે રાગે ભાઇ; | અલેક હે ! સાબ. | ૩ |

* વરીશુ=લઈશુ, વહેંચી લઈશું.

અસુર સર્વે સુરા ભાઇ; અલેક હે ! સાબ.
પરાક્રમમાં પુરા ભાઈ; અલેક હે ! સાબ. ૪
રખ્ખે રહો અધુરા ભાઇ; અલેક હે ! સાબ.
ચગદાઇ થાશો ચુરાભાઇ; અલેક હે ! સાબ. ૫
મંદ્રાચળ છે મોટો ભાઇ; અલેક હે ! સાબ.
જગમાં ન મળે જોટો ભાઇ; અલેક હે ! સાબ. ૬
લથડયો લાગે ખોટો ભાઈ; અલેક હે ! સાબ.
વાળે ગડબડ ગોટો ભાઇ; અલેક હે ! સાબ. ૭
ચતુર થઇ નવ ચુકોભાઇ; અલેક હે ! સાબ.
હવળે અધ્ધર મુકો ભાઇ; અલેક હે ! સાબ. ૮

[કવિ.] રાગ—દોહરો.

મહા મંદ્રાચળ લાવીઆ, સંપી સર્વે સાથ;
દાનવનાં *દીલમાં નહિ, હેઠે આવ્યા હાથ.

[કર્તા] મંદ્રાચળ લાવી સમુદ્રની કિનારે મુકતાં; દાનવોના હાથ દબાયા; ઓય ઓય અરરર અવાજ કરતાં પહેલાં નારદજી આવીને ઉભા રહ્યા. શ્રી વિષ્ણું પરમાત્માને યાદ કરીને જોર કરો. દેવ દહિત સર્વે એકી અવાજે શ્રી સર્વેશ્વરની જે બોલી હીચાકે ગીરીનુ પાસુ ઉંચુ કરી હાથ કાઢી લીધા. ગરવના ભરેલા દાનવો ગર્જના કરીને બોલ્યા; લાવ્યા તો છીએ. નારદ સુની બળી રાજાને કહે છે. દાનવો સહીત તમો મદદમાં ન હોત તો મંદ્રાચળ અહીં સુધી લાવી શકાત નહિ; તે સાંભળી ઇંદ્રિને સેજ માઠુ લાગ્યું. પણ મોંઢે જણાવી શકયો નહિ; કારણ કે હજી દહિતોનું ઘણું કામ છે. નારદજી ઇંદ્રના અંતરની જાણીને બોલ્યા.

હે ઇંદ્રિ; દાનવોની મદદથીજ તમો આ કામ કરી શક્યા છો; દાનવોનું દૈવત વધારે ગણાય છે; આઠ અક્કલ વાળા હોય, પણ એક હૈયા બળ અને બાહુ બળવાળો, આઠને બાજુ પર બેસારી દે છે. ઘોડામાં ઘણું બળ છે; પણ તે ભાર તાણી જવાનું, ભાર ઉચકી જવાનું નહિ; ઉચકવામાં હાથીનું બળ વધારે કામ કરી શકે છે.

[નારદ] રાગ—છપ્પો.

બુદ્ધિબળ બે લાખ, સાખ્ય સુરતાથી આપે;
હૈઆમાં નહિ હામ, પ્રથમથી પગલાં માપે;

---

* દીલમાં=લક્ષમાં.

તુરી ત્રણ હજાર, અતીષે બળ હાથીનું;
અંતરમાં અભીમાન, કામ છે શું ? સાથીનું;
હયમાં હૈઆ બળ ઘણું, પણ હાથી બળથી હેઠ છે;
વાલ વાલના વેઠીઆ, સમય પરત્વે શેઠ છે.

કરો જોર ! મેલો મંદ્રાચળ સમુદ્રની વચ્ચે ! નારદના કહેવાથી સર્વે હળી મળી મંદ્રાચળ ઉપાડયો; અને સમુદ્રમાં મૂક્યો તેવોજ વજન રૂપી વિત્તે કરી પૃથ્વિનું પડ ફોડી પાતાળને વિત્તે પેસવા લાગ્યો. તે જોઇ સર્વે શ્રી હરીની પાસે આવ્યા.

[ કવિ ] રાગ—દોહરો.

દેવ સકળ દોડયા ગયા, જ્યાં ત્રિભુવન પ્રતિપાળ;
મંદ્રાચળ મહાબળ કરી, પેસે છે પાતાળ.

[ કવિ ] રાગ; મરાઠી સાખી.

કરૂણા સિંધુ થયા કાચબો, અર્થે અતિશય સાર્યો;
ત્રિવિક્રમ જઇ તળીએ બેઠા, પીઠે પર્વત ધાર્યો;
મહા મદ માર્યો, *દમ દાનવનો ઉતાર્યો.

દેવ દાનવની સ્તુતીને સાંભળી; અવીનાશીએ આવી; મહીતળમાં જતા મંદ્રાચળને હથેળીમાં ઉપાડયો, તે જોઇ સર્વે આનંદ અને આશ્ચર્ય પામી ગયા. શ્રી હરિ દેવના દુઃખ માટે કાચબો થયા અને સમુદ્રને તળીએ બેસી મેરૂને પીઠ ઉપર પધરાવ્યો. દેવતાઓ વાસુકીને વિનવી તેડી લાવ્યા; વાસુકીએ પોતાની કાયાનો વિસ્તાર કરી, પર્વતની પછાડી ફરતો વેંટ મારી દીધો. શ્રી હરીએ મુખનો ભાગ દેવના હાથમાં આપ્યો, અને પુંછનો ભાગ દૈત્યના હાથમાં આપ્યો. પછી કહ્યું કે હવે ધિમે ધિમે ખીંચતા જાઓ, અને વલોણું વલોવે તેમ સામ સામી તાણમ તાણા કરતા જાઓ !

પુંછડુ હાથમાં પકડાવ્યું, જેથી દહિતોએ, અપમાન માન્યું; અને શ્રી હરીને વિનતી કરી કે; આપને પણ શમ વિષમ તો છે; દેવતાઓને કાંઇક અધિકમાનીનેમૂખનો ભાગ ઝલાવ્યો; અને અમને અધમ અને હલકા ગણી પુંછડયું પકડાવ્યું; માટે આ કામ કરવાની અમારી ઇચ્છા નથી. આરંભમાં અળખામણા થયા તો પરીણામે શું થશે તે કોને ખબર !

કોઇ પણ ઉપાએ પોતાનું કારેજ કરી લેવું એમ સમજી પૂંછડાનો ભાગ દેવોએ પકડયો અને મુખનો ભાગ એમના હાથમાં આપ્યો; ત્યાર પછી સર્વે હળીમળી વલોણું વલોવવા લાગ્યા.

---

* દમ=ગર્વ, અહંકાર.

[કવિ] રાગ; મારા વાલમારે લોલ; સેવકની (હુંડી.)

રૂડા રામજીરે લોલ; સંકટ વેળાએ સ્હાય થાય છેરે લોલ.
કેશવ ભગવાન થયા કાચબોરે લોલ; પેઠા પર્વત હેઠ; રૂડા.
બહુનામી બેઠા બેસણેરે લોલ, વહાલે ન માની વેઠ. રૂડા. ૧
વાસુકી નાગનાં નેતરાં રે લોલ; વળતા માર્યો વેંટ; રૂડા.
ફર ફર ફરતો ફુદડીરે લોલ; રૂડો ફરે જેમ રેંટ. રૂડા. ૨
સાતે સમુદ્ર ગયા ખળભળીરે લોલ, ડહોળ્યું દરીઆ નીર; રૂડા.
મચ્છ મગરને કાચબારે લોલ; તણાઈ પડીઆ તીર. રૂડા. ૩
મનમાં મુઝાયાં માંછલાંરે લોલ, જરા ન વળતો જંપ; રૂડા.
એક એકને અથડાય છે રે લોલ; કાયામાં વ્યાપો કંપ. રૂડા. ૪
શબ્દ થયો સાત લોકમાં લોલ; ખળભળીઆં પાતાળ. રૂડા.
ધમકારે ધરતી ધ્રુજતીરે લોલ; કોપી ઉઠયો જાણે કાળ. રૂડા. ૫
ગિરી ડોલી ઉઠયો એટલે પ્રભુ, હંસ સ્વરૂપે શિખ્ખર ઉપર બેઠા.

પ્રભુની પ્રભુતા, કાચબા રૂપ વિસ્તાર, મેરૂ પર્વતનું ફરવું, સમુદ્રના જળનું ઉછળવું, તેનાથી થતો ખળભળાટ; જળના જંતુઓનું અરસ પરસ અથડાતાં તળીએ રહેલા અનેક પદાર્થોનું હાલવું; દેવ દહિતનાં બાવડાંઓનું ઝલાવું. આ સર્વે ઉલ્કાપાતને જોઇ, બ્રહ્માએ ભગવાનને પુષ્પથી વધાવી આજીજી કરી.

[કવિ] મરાઠી સાખી.

શ્રી વિષ્નુંના સન્મુખ રહીને, કરી પુષ્પની વૃષ્ટિ;
કૃપા કરી કમળાના સ્વામી, નાથ નિવારો કષ્ટિ;
કરો અમિદ્રષ્ટિ; સુંદિર શોભાવો સૃષ્ટિ. કરો.

એક તરફથી બ્રહ્મા સ્તુતી કરે છે. બીજી તરફથી, વાસુકી નાગ ફુંફ-વાડા મારવા લાગ્યો; શરીરની ખેંચમતાણ થવાંથી ફેંફેં અવાજ કરવા લાગ્યો; મોંમાંથી ઝેરની જવાળાઓ ફેંકવા લાગ્યો; જે જવાળાઓથી દહિતો ઉપર સ્યામતા છવાઇ ગઇ. એટલુંજ નહિ પણ મુખમાંથી નીકળતા ઝેરના ફીણના ફફોટાની હવા લાગવા માંડી. તેથી મેંણા ચઢી ગયા; પાર વિનાના પસ્તાવા લાગ્યા. અરેરે આ મુખનો ભાગ ક્યાં આપણા હાથમાં આવ્યો. શું કરીએ આપણે હાથે કરીને તે ભાગ માગી લીધો. હવે ઉપાય ન રહ્યો. ભગવાને તો આપણને પુંછડાનોજ ભાગ આપ્યો હતો પણ અતી આગ્રહથી આપણે મુખનો ભાગ લીધો. " હાથનાં કર્યાં હૈએ વાગ્યાં. "

*ગરવપતિને ગભરાએલા જોઇને બ્રહ્માજીએ ધિરજ આપી; શા માટે

* ગરવપતિ=ગરવના ભરેલા; દહિતો.

ગભરાઓ છો. આટલા બધા ભયમાં કેમ પડી ગયા છો; શ્રી સર્વેશ્વર શંકર ભગવાનની મદદ માગો, એ અવિનાશી દુઃખ નિવારણ કરશે.

બ્રહ્માજીનાં વચન સાંભળી, ઇંદ્ર સહીત દેવતાઓ, અને દહિતો શંકર ભગવાનની પાસે કૈલાશમાં આવ્યા. ભોળા સ્વભાવને લઇ પાછલી વાત ભૂલી ગએલા ભોળાએ ઇંદ્રને આવકારથી બોલાવી પૂછ્યું. શું ઇચ્છા છે?

ઇંદ્ર—હે મહારાજ; આપના કોપે કરીને સમુદ્રમાં ગએલી લક્ષ્મિ પાછી મેળવવા પ્રયત્ન ચાલે છે. તેમાં આપ મદદ નહિ કરો ત્યાં સુધી તે કાર્યની સિદ્ધી થવાની નથી.

**શંકર**—વિઘ્ન આવતાં વેળાસર સંભળાવજો !

**ઇંદ્ર**—અત્યારેજ અતી સંકટ આવ્યું છે.

**શંકર**—શું સંકટ આવ્યું છે; શું કર્યું છે અને શું કરવાનું છે ?

**ઇંદ્ર**—શ્રી બ્રહ્માજીના કહેવાથી શ્રી વિષ્નુ પરમાત્માને પ્રસન્ન કર્યા, તેમણે બતાવેલી યોજના પ્રમાણે, મેરૂ પર્વત અને વાસુકી નાગને લઇ આવ્યા. પર્વત સમુદ્રમાં મુકતાં પાતાળ ફોડી અંદર પેસવા લાગ્યો, તેને ભગવાને પીઠ ઉપર લીધો છે. વાસુકીનાં નેતરાં કરી, અમો તથા દહિતો ખીંચતા સમુદ્રને વલોવા લાગ્યા.

**શંકર**—વાહ! કામ તો ઘણુંજ ઉત્તમ કર્યું. લક્ષ્મિ નિકળશે એટલુંજ નહિ પણ તેની સાથે ઘણું નીકળશે.

**બળીરાજા**—અત્યારે તો ઝેર નીકળ્યું છે.

**ઇંદ્ર**—વાસુકીના મુખમાંથી.

**બળીરાજા**—નહિ નહિ ! સમુદ્રમાંથી. વાસુકીના મુખથી તો માત્ર જ્વાળાજ ઉડે છે, તે તો એતો થાક ઉતરશે એટલે બંધ થઇ જશે, પણ સમુદ્રમાંથી પ્રગટ થએલું ઝેર શું કરશે તે કળી શકાતું નથી. એક તરફથી ઝેરની જ્વાળા અને બીજી તરફથી વાસુકીના ફુંફવાડા તેથી અમો તો ત્રાસ પામી ગયા છીએ.

**શંકર**—ગભરાઓ નહિ ! સૌ સારાં વાનાં થશે; સારૂ કરવાને આરંભ કર્યો છે, તેનાં પરીણામ સારાંજ આવશે.

**બળીરાજા**—આજે તો દહિતો ઉપર દયા કરવાની છે તે આપ વિના કોઇ કરી શકે તેમ નથી.

**બ્રહ્મા**—દહિતને દયા ન હોય પણ દહિતો ઉપર દયા કરનારા તો હોય!

**શંકર**—ચાલો હું આવું છું.

સમુદ્રના હાલી ઉઠવાથી, અને ફુંકવાથી. સઘળુ ઝેર ઉપર તરી

આવ્યું તે દેખીને દેવ દહિત સર્વે દુઃખ દરીઆમાં ડુબી ગયા. ઝેરતો જેમ ઝરો ફુટયો હોય તેમ નીકળતુંજ જાય છે. હમણાં આખી પૃથ્વિમાં છવાઇ જશે; હે પ્રભુ સ્હાય થાઓ !

દેવ દહિતની વિનંતીને સ્વિકારી શ્રી શંકર ભગવાને સુખથી હસી આગળ ધસી, સઘળા ઝેરને પાત્રમાં ભરી મોંઢે માંડી ગટગટ ગળે ઉતારી દીધુ. શંકર ભગવાનને ઝેરની અસર તો ન થઈ પણ નિશાની તો થઇ, પેટમાં ઉતરતાં ગળામાં લીલો ડાઘ પડી ગયો; જેથી ભગવાન નિલકંઠ કહેવાયા. ઝેર પાન કરતાં એકજ છાંટો જમીન ઉપર પડી ગયો, તેના વિંછી સાપ વિગેરે ઝેરી જંતુઓ થયા.

[કવિ] રાગ; શીશ ધુંટાવ્યા તેણે સારીરે-(હુંડી.)

ગરવપતિ ગભરાયારે, ×ગરલ દેખીને ગરવપતી ગભરાયા.
ઝેરની ઝાળા ઉડી; બળીઆની બુદ્ધિ બુડી;
કુડી દાનતથી કંપી કાયારે. ગરલ દેખીને. ૧
મહિતળમાં જેની માઝા, મહા બળીઓ એ છે બળી રાજા;
સૌ સર્વ મતે સંખાયારે. ગરલ દેખીને. ૨
મોહથી માગ્યુ મુખને, આમંત્રણ આપ્યું દુઃખને;
પછી પાર વિના પસ્તાયારે. ગરલ દેખીને. ૩
જૂગદીશ જંગલના જોગી, ભાંગનો ભોળો ભોગી;
અવિનાશી હળવે હળવે આવ્યારે. ગરલ દેખીને. ૪
હાથેથી ઉચકી લીધું, પ્રિતથી પાન કીધું;
ગરલના ઘુંટડા પચાવ્યારે. ગરલ દેખીને. ૫

(શ્રી નિલકંઠ મહાદેવકી જય.)

વાસુકી નાગના મુખની જ્વાળાથી, બળી, ઇલ્વન, નિવાત કવચ, પૌલોમ, સુંદ, ઉપસુંદ, કલંદર, બ્રાસ્કળ અને રાહુ એ સર્વે અસુરો શ્યામ પડી ગયા. મુખનો ભાગ માગીને પસ્તાયા તો ખરા, પણ પોતે પરાણે માગી લીધેલું એટલે કોને કહેવા જાય !

સર્વને થાકેલા જોઈ ભગવાને ખસેડી મુકયા, અને પોતે જાતે દોહન કરવા લાગ્યા. પ્રભુએ એક હાથે પુંછડુ અને બીજે હાથે મુખનો ભાગ ઝાલી, વાસુકીને તાણવા માંડયો, જેથી મેરૂ ફરવા લાગ્યો.

[કવિ] ગીતિ.

ચત્રુભૂજ ચતુરાઇથી, કરે કારસુ જંતુનું જત્ન;
રિદ્ધિ રેલી આવી, ચટચટ નિકળ્યાં ચોંપે ચૌદ રત્ન.

× ગરલ=ઝેર.

૧ કાળકુટ નામ ઝેર, ૨ કામધેનું. ૩ ઉચ્ચૈશ્રવા નામનો ઘોડો, ૪ ઐરાવત નામનો હાથી, ૫ કૌસ્તુભ મણી, ૬ પારીજાતક નામનું ઝાડ, ૭ સુધા નામ અમૃત, ૮ સુરા નામ મદીરા, ૯ ધનવંતરી વૈદ, ૧૦ ચંદ્રમા, ૧૧ સારંગ નામનું ધનુષ, ૧૨ રંભા નામની સ્ત્રિ, ૧૩ શંખ, ૧૪ શ્રી લક્ષ્મિજી. આ પ્રમાણે એક પછી એક ચૌદ રત્ન સમુદ્રમાંથી પ્રગટ થયાં, તે દેવ અને દાનવોએ વહેંચી લીધાં.

હળાહળ ઝેર શીવજી પી ગયા, કામદુર્ગા ગાય રૂપીઓને મળી, પણ તેના રક્ષણને માટે સર્વે રૂપીઓએ મળી ઈંદ્રને સોંપી. ઉચ્ચૈશ્રવા ઘોડો બળીરાજાને આપ્યો. ઐરાવત હાથી ઈંદ્રને; કૌસ્તુભ મણી ભગવાનને, પારીજાતક દેવતાઓને, સુરા નામ મદીરા સ્ત્રિરૂપે થઇ દૈત્યોને વરી, ચંદ્રમા શીવજીના લલાટમાં ધારણ કર્યો. સારંગ ધનુષ શ્રી વિષ્ણુ ભગવાનને ધારણ કરાવ્યું, ધનવંતરી સર્વેના કલ્યાણને માટે અને રંભા સર્વેના સુખને માટે જગત્ સેવામાં રહ્યા, શંખ વિષ્ણુ ભગવાનના હાથમાં આપ્યો, હવે માત્ર લક્ષ્મિ માતા રહ્યાં. તે કોને વરે છે તે જોવાને માટે અને કોઇ વરવાની ઇચ્છાએ પણ ખરા, એમ સર્વે ત્યાં આવ્યા, કોઇ જોવાનું બ્હાનું કાઢીને અને કોઇ જાણવાનું બ્હાનું કાઢીને ત્યાં ઉભા રહ્યા છે. દહિતો કહે પ્રથમ અમૃતનું વહેંચણ કરો! દેવતાઓ કહે પ્રથમ શ્રી લક્ષ્મિ માતાજીને વરાવા દયો પછી અમૃત રંભાને હાથે વહેંચાવીશું.

નારદ—રાગ; સાજનીઆ લોકો; લક્ષ્મિ–લટકો મટકો ને ચટકો.

[નારદ] કહો કોને વરશો? કોટી કલ્યાણની કરનારી; રે કહો?
વર કોને કરશો? સંકટને સેજમાં હરનારી; રે વર—
માયા મંગળકારણી, રંગ રૂપનું ધામ;
સરખી આશા સર્વને આવી ઉભા તમામ. રે કહો.

**લક્ષ્મિ**—નારદજી નર નક્કી કરીશું, ધિરજ ધારી ધ્યાન ધરીશુ;
વહાલ કરીને વરીશુ, રે સુંદિર વર વરશુ. રે સુંદિર. ૧

**નારદ**—દુર્વાસા દૈવત પતી, તપ ધારી રૂષિ રાય;
પતી કરીને પ્રેમથી, પડો પ્રેમદા પાય. રે કહો.

**લક્ષ્મિ**—શાણપણે સુખ લેવાનું શોધી, દૈવ ગતી મન બુદ્ધિ ના રોધી;
કાળ ઘણો મહા ક્રોધી. રે સુંદિર. ૨

**નારદ**—બ્રહસ્પતિ ભાનુપતી, જ્ઞાની ગુણ ભંડાર;
આરોપો વરમાળાને, વામા ન કરો વાર; રે કહો.

**લક્ષ્મિ**—જ્ઞાની ઘણા ગુણ, ભંડાર ભરીઆ, દેવ ગુરૂ દહિત જેનાથી ડરીઆ;
એ તો અસંગ, વામાને વરીઆ. રે સુંદિર. ૩

**નારદ**—સુરપતી શુરો અતી, શ્રેષ્ટ સ્વર્ગનો રાજ;
પતી કરો જો પ્રેમદા, સદય સુધરે કાજ. રે કહો.
**લક્ષ્મિ**—સુરપતી પણ બીકણ ભારી, તાપ તપે તન જોઈ તપ ધારી;
વિહવળ મન વ્યભિચારીરે. રે સુંદિર. ૪
**નારદ**—પુર પરાક્રમ પૃથ્વિમાં, સ્વધર્મમાં સુજાણ;
પરશુરામ પરમેશ એ, અરપો તન મન પ્રાણ. રે કહો.
**લક્ષ્મિ**—પરશુરામ પુરણ અવતારી, પીતુ વચન પાળી માતાને મારી;
શુરા ક્ષત્રિને નાંખ્યા સંહારી. રે સુંદિર. ૫
**નારદ**—દાને માને દીપતા, હરી અંશ અવતાર;
શિબી રાજ સ્વામી કરો, સુખ તણો નહિ પાર. રે કહો.
**લક્ષ્મિ**—દાન કરી દિવ્ય ભંડાર ભરશે, સેવા સમરણ શ્રીજીનું કરશે;
મુક્તિ કદી નહિ વરશે. રે સુંદિર. ૬
**નારદ**—શું! શસ્ત્રા અર્જુન છે, ધીર ધરાનો રાય;
વાર થવાથી વીતશે, કોડે અરપો કાય. રે કહો.
**લક્ષ્મિ**—ધિર પુરૂષ ફરે ફેર નવાણું, ત્રિવીધ તાપથી તેજ તવાણું;
ચોખ્ખુ એ કાળ ચવાણું. રે સુંદિર. ૭
**નારદ**—સનકાદીક સુત બ્રહ્મના, સદાય સુંદર વેશ;
પરણો પુરણ પ્રેમથી, ચતુરા જોઇ ચોદેશ. રે કહો.
**લક્ષ્મિ**—ધન્ય પિતા ધન્ય ભાઇને માતા, હરી ગુણ ગાતા શાન્તિના દાતા;
નથી નારીને ચીત્તથી ચહાતા. રે સુંદિર. ૮
**નારદ**—જરા મરણ નહિ જેહને, મારકન્ડ મહારાજ;
શિવજી જેને સ્હાય છે, સદય કરો શિરતાજ. રે કહો.
**લક્ષ્મિ**—ચિરંજીવી બળ તેજ છે તપતું, સંસારનું જેને આવે ન સ્વપનું;
ખરે નહિ કશું ખપતું. રે સુંદિર. ૯
**નારદ**—પૃથ્વિમાં પસરી રહી, હિરણ્યકસ્યપુ હાક;
જો વરશો વામા તમે, ધરણી ઉપર ધાક. રે કહો.
**લક્ષ્મિ**—તિવ્ર તપસ્વિ ભૂ બ્રહ્મ વરનો, ખલક ખજાનો ઝાઝો છે જરનો;
શત્રુ એ સર્વેશ્વરનો. રે સુંદિર. ૧૦
**નારદ**—બ્રહ્મદેવ નવ ભૂલશો, શ્રૃષ્ટિ સરજનહાર;
પ્રિતે પરણો પ્રેમદા, જગમાં જયજયકાર. રે કહો.
**લક્ષ્મિ**—સાંધી સુરત સારી સૃષ્ટિને કરતા, વહાલ કરી વેદ મુખે ઉચરતા;
માયાના મોહમાં મરતા. રે સુંદિર. ૧૧

**નારદ**—ગંગા ગિરીજાના પતી, શીવ સમજે શ્રંગાર;
દિર્ગાયુશ દૈવત અતી, આંખ વિષે [1]અંગાર. રે કહો.
**લક્ષ્મિ**—ભોળા ભૂલકણા, સ્વભાવે સહાસી, આધીન થઇ અતી રહેવું ઉદાસી;
સદા એ સ્મશાન વાસી. રે. સુંદિર. ૧૨
**નારદ**—શ્રી વિષ્નું સૌના પતી, ભૂવન ચૌદના ભૂપ;
વર્ણન કરતાં [2]વિસમે, [3]ચપળા રહે છે ચુપ. રે કહો.
**લક્ષ્મિ**—કોટી કળા કોટી કંદર્પ ધારી, અવતારના હરી છે અવતારી;
શું કહુ! શંકા ભારીરે. રે સુંદિર. ૧૩
**નારદ**—સુંદિરમાં સુંદિર અતી, નહિ કો જેની જોડ;
પતિ કરોને પ્રેમદા, પહોંચે પુરણ કોડ. રે કહો.
**લક્ષ્મિ**—ફુલની ફરતી વાડી ઘેરાવું, ગજ દંતની ચાર ચુડી વહેરાવું;
હરજીને હાર પહેરાવું રે. રે સુંદિર. ૧૪

નારદજી કહે છે શ્રી લક્ષ્મિ માતાજી શ્રી સર્વેશ્વર ભગવાનને વરવા તૈયાર થયાં છે, માટે તેમને શણગારવાની તૈયારી કરો!

**રાગ; સભાની મધ્યે સુરપતી બોલ્યો-( નળ )**

વેદ મુખે વિરંચી બોલ્યા, સાંભળો બ્રહ્માના બાળ; રૂષિજી.
કમળ પુષ્પનું આસન આપું, પધરાવો ત્રત કાળ. રૂષિજી. ૧
ઇંદ્ર કહે અહો નારદમુની, દિવ્ય દેખવડો ઘાટ; રૂષિજી.
સાવ સોનાનું અરપુ સિંહાસન, માતાજીને માટ. રૂષિજી. ૨
નિધી કહે નવું વસ્ત્ર રેશમી, પ્રિયત્તમ પીળો રંગ; રૂષિજી.
હું આપુ અતી હેત કરીને, ઓપી ઉઠે અંગ. રૂષિજી. ૩
વિશ્વકર્મા કહે સુતા સિંધુની, વિષ્નુને વરશે આજ; રૂષિજી.
ભાતભાતનાં આપુ આભૂષણ, સર્વ તણાં શિર્તાજ. રૂષિજી. ૪
વાસુકીનાગે નારદ સામી, સાચી કીધી સાન; રૂષિજી.
અમુલ્ય હીરા રત્ન જડેલાં, કુંડળ ઘાલુ કાન. રૂષિજી. ૫
સતી સારદા સુતા બ્રહ્મની, વિષ્નુએ કીધી વહાર; રૂષિજી.
કમળ પુષ્પની મોહકમાળા, આરોપુ આ વાર. રૂષિજી. ૬
વરૂણ કહે વિજ્યંતી માળા, પહેરાવું પુરણ પ્રીત; રૂષિજી.
આજ અનુપમ અવનીમાં ઉગ્યો, આઠે અંગ આદીત. રૂષિજી. ૭
રૂષિ મંડળ કહે રૂડુ અતીશે, ત્રિકમે રાખ્યો ટેક; રૂષિજી.
પવિત્ર જળ આજે નદીઓ અરપે, અમો કરૂ અભિષેક. રૂષિજી. ૮

---

૧ અંગાર=મંગળનો તારો. ૨ વીસમે=અટકે. થાકે. ૩ ચપળા=જીભ.

ઓ રળિયાત થઇને, આપ્યા ફળને ફુલ; રૂપિજી.
ેત્ર દેવીએ ઔષદ્ધિ આપી, જેનું મૂલ અમુલ્ય. રૂપિજી. ૯
ેત્ર થાવા પંચ * ગવ્ય, તે પ્રિતે કરાવે પાન; રૂપિજી.
માતા મન પ્રસંન થયાં છે, મહિતળમાં છે માન. રૂપિજી. ૧૦
ર્વો ગિત ગાય રસીલાં, નટવા પાડે નાચ; રૂપિજી.
શ ઢોળવા લાગી હાથણી, કુંદન ઉપર કાચ. રૂપિજી. ૧૧
ાન વિષે ગડ ગડ ગડ ગડીઆં, દેવ દુંદુભી નાદ; રૂપિજી.
ભણી ભણી, સજડ થયા છે, સર્વે રૂપિના સાદ. રૂપિજી. ૧૨

શ્રી લક્ષ્મીજીએ પ્રભુને નખ શીખ નિહાળી વરમાળા આરોપી; તેજ જયજયકાર શબ્દ થયો. (લગ્ન.)

લગ્નની ધામધૂમ થઈ રહ્યા પછી, ધનવંતરીએ; રંભાને હાથે અમ્રત ાવ્યું. એક તરફ દેવની અને બીજી તરફ દહિતની એમ બે હારો પ્રથમ દેવને આપતી આપતી રંભા ચાલી. દેવતાઓનો કરેલો છૂપો રાહુ સમજી ગયો. કાંતો દેવતાઓને આપતાં થઇ રહેશે, અને કાંતો ઓને આપીને બંધ કરી દેશે. માટે નજર ચુકાવી ચેતીને કામ કહાડી લેવું. સુર્ય ચંદ્રની વચમાં રાહુ ભરાયો; તે વખતે બન્ને દેવે વિચાર કર્યો ાહુ અમૃત પીશે તો અમર થશે; દહિત અમર થશે તો દેવને ા પાર નહિ રહે!

મદ્ય પી ઘેનમાં ઘેરાએલા બીજા અસુરો તો બેસી રહ્યા છે પણ અમર થવા તૈયાર થઇ ગયો; રંભા વહેંચતી વહેંચતી સુર્ય સુધી એટલે ચંદ્રે કહ્યું.

દ] દોહરો.

રંભા રૂડુ રત્ન છો, અરપો અમૃત પાન;
હવે ઓળખી આપજો, ભોળી રાખી ભાન.

રાહુએ હાથ ધર્યો છે; પંગિતએ પીરસતા જનને કોણ બેઠું છે, તેની રહેતી નથી તેમ હારબંધ ગોઠવાએલાને, આપતીજ ચાલી જાય છે ગમાં, જે વખતે રાહુના હાથમાં અમૃત પડી ગયું; તે વખતે ચંદ્રની ી ચેતવણી કાંને પડી, ત્યારે રંભાએ પુછ્યું. "કેતુ" કહેવાનો મત-તો એ હતો કે, કહે તું કોણ છે! પણ રાહુએ અમૃત મુખમાં મુકી તેજ વખતે ઈંદ્રિ રાજાએ વજ્ર મુકી દીધું, એટલે અમ્રત ગળે ઉતરવા ાધું અને ડોકુ વાઢી નાંખ્યું. રંભાના મુખમાંથી "કે તુ" કહેતાંમાં

* પંચગવ્ય=ગાયતુ–દૂધ. દહીં, ઘી, છાણ, ઝરણ.

તો ધડ ઉપરથી માંથુ નીચે પડયું. તેથી તે અમ્રતથી અમર થએલા ડોકાનું નામ કેતુ પડયું. અને ધડનું રાહુ છે તેજ રહયું. ત્યારથી રાહુ કેતુ ને સુર્ય ચંદ્ર સાથે વહેર થયું.

રાહુનું ડોકુ કપાયુ જોઇને દહીતોને જાગ્રતી આવી, ત્યારે સર્વે મળી નારદજીને કહ્યું કે આતો અન્યાય કહેવાય.

**નારદ**—અહીંતો અન્યાય થતો જ નથી!

**બળીરાજા**—રાહુને મારી શા માટે નાંખ્યો?

**નારદ**—પોતાની જગા છોડીને, છુપી રીતે દેવના વચમાં ભરાયો તેથી!

**બળી**—ત્યાંથી ત્યાં બેઠો જેથી અપરાધ શું?

**નારદ**—પદથી ભ્રષ્ટ તથા; આસન ભ્રષ્ટ થવું; એજ અપરાધ છે.

**બળી**—આ બીજા પોત પોતાના આસને બેસી રહ્યા છે તેમને અમ્રત આપો!

**નારદ**—હવે તો ઉલકુ પડયું, વહેંચનારી પણ નાશી ગઇ.

**બળી**—ત્યારે અમને અમૃત નહિં મળે કેમ?

**નારદ**—ના! ના!! ના!!!

**બળી**—કેમ ન કાર કરી રહ્યા છો! હે ધનવંતરી??

**ધનવંતરી**—દેવતાઓ અમૃતપાન કરવાને યોગ્ય છે. દહિતો નથી.

બળીરાજા કહે છે આ બધાં કારસ્તાન ઇંદ્રનાં છે; રાહુને મારી નાંખનાર પણ તેજ છે, માટે સોગન ખાઇ કહું છું કે એક હજાર વર્ષ યુદ્ધ કરીશ અને ઇંદ્રને ત્રાસ પમાડી ઇંદ્રાસન લઇશ; તેમ કરતાં ઇંદ્રાસન નહિ પામુ તો, સો અશ્વમેધ યજ્ઞ કરીને પણ લઇશ. ચાલો અસુરો, જ્યાં અન્યાય છે ત્યાં ઉભુ ન રહેવું. કરો તૈયારી મારો ઇંદ્રને!

દહિતો ત્યાંથી વિદાય થયા; અને દેવતાઓ વિષ્નુ ભગવાનને ખોળે બેઠેલાં શ્રી લક્ષ્મિજીને નમન કરી, પોત પોતાને સ્થાનકે ગયા.

**[ કવિ ] રાગ; મામેરા માટે મહેતે તૈયારી કીધી. ( મામેરૂ. )**

શુકદેવ કહે શુણ, પ્રિતે પરીક્ષત રાય;
કલ્યાણ કારી આ, મહાદેવનો મહિમાય. ૧
આખ્યાન ઇંદ્રનું, ધરી ધર્મની ઢાલ;
પરમેષ્ટિ પ્રસાદે, બોલે બાપાલાલ. ૨
જે શિખે સાંભળે, તેના પહોંચે કોડ;
હરીજન સૌ બોલો, જયજય શ્રી રણછોડ. ૩

#  ભોવન ચઉહાણ.

[કર્તા] રાગ—દોહરો.

શ્રી ગુરૂ ગણપતી સારદા, શ્રીજી સારંગપાણ;
સર્વ દેવની સ્હાયથી, વિમળ વચનને વાણ.
અવિનાશી અઢળક ઢળ્યા, પ્રિતે રાખ્યા પ્રાણ;
અતી વધારી આબરૂ, ભગત ભોવન ચઉહાણ.
ગતી મતી ગોવિંદની, છતી અતી ઉજાસ;
સેવકના સેવક હરી, દાસ તણા પણ દાસ.

**રાગ—મનવા ભજીલે હરી** ( ઓચ્છવ. )

સજનો શ્રીજીને જપો,
બીજીને, ત્રિજીને, તજીને, એકીલા. આ.....સજનો.
શ્રીજી સુખનો દાતા સેવી;
ટાંપીને સ્વર્ગે ટપો. આ.....સજનો. ૧
શ્રીજી કેરૂ સમરણ કરતાં,
ત્રિવીધી તાપે નહિ તપો. આ.....સજનો. ૨
શ્રીજીના ગુણ ગાન કરીને;
દુસ્મનથી ડરી નહિ છપો. આ.....સજનો. ૩
બાપાલાલનો બેલી જપતાં;
ખરેખર ખરામાં ખપો. આ.....સજનો. ૪

**રાગ; નટવર ગિરધારી ગિરધારી.** ( ચંદ્રહાસ. )

ભજ મન શ્રીજીને, શ્રીજીને; શ્રીજીને શ્રીજીને. ભજ મન.
મન રંગ હૃદય રીઝીને; શું જપ્યા કરે જીજીને. ભજ મન.
મન સુખમાં શ્રીજી ભજજે, શણગાર શિયળના સજજે;
વળી વિષય વાસના તજજે. ભજ મન. ૧
શ્રીજીનું સમરણ કરજે, મન રૂડે ઠામે ઠરજે;
ભાઇ ભવનું ભાથુ ભરજે. ભજ મન. ૨
મન સદા દયા દીલ ધરજે, વૈતરણી વિષમને તરજે;
થઇ ભક્ત ભૂવનમાં ફરજે. ભજ મન. ૩
મન ચિત્તના સુદ્ધી ચાળા, ધરી તિલક છાપ ને માળા;
ભજ મોહન મોરલીવાળા. ભજ મન. ૪

મન ક્ષમા દયા દીલ સહીને, મન ઘણું જીવો ગમ ખઇને.
મન દાન સુપાત્રે દઇને. ભજ મન. ૫
ચત્રુભૂજની ચાકરી કરવી, પ્રભુતા પીડા પર હરવી;
શમશેર સત્યની ધરવી. ભજ મન. ૬
મન મુકી વાતો બીજી, રહેવું રામ રંગમાં રીઝી;
બાપુનો બેલી શ્રીજી. ભજ મન. ૭

રાગ; મરાઠી સાખી.

ઉદય રાજના ઉદયપુરમાં, ઉદય થયા ભૂ[1] [2]ભાંણ;
ભક્ત શિરોમણ ક્ષત્રિ શુરા, ભોવનસિંહ ચઉહાણ;
શું કહુ વાત ઘણી, શ્રીજી આવી ઉભા અણી. શુ કહું.

[ કર્તા ] મેવાડના શુર વીર પ્રતાપી રાણા ઉદેપુર નગરને રાજ્યધાની સ્થાપી રાજ્ય કરતા હતા. રાણાના રાજ્યમાં સર્વ વીર સમર્થ હતા. પ્રજાને જોઇએ તેવું સુખ હતું. અધિકારી અદલ ઇન્સાફી હતા. તેમના રાજ્યમાં બાવન પટાવત હતા. કાંઇક રાજ્યના ભાયાત તરીકે સેવા બજાવતા હોય અને તે બદલ બેચાર ગામની અગર બસેં ચારસેં વીઘાં જમીનની ઉપજ ખાતા હોય તે પટાવત કહેવાય; કોઇએ પોતાના પરાક્રમે રાજને મદદ કરી હોય, પોતાની વીરતા બતાવીને રાજની સારી સેવા બજાવી હોય તે બદલ રાજમાંથી કાંઇ જમીન જાયગા મળી હોય તેની ઉપજ નીપજ ખાતા હોય તે પણ પટાવત કહેવાય. એ સઘળા છત્રી મશાલના અધીકારી હોય છે: સરકાર સવારી નીકળે ત્યારે સૌ પોતે પોતાના અધીકાર પ્રમાણે આગળ નીકળે. રાજ્યને જરૂર પડે ત્યારે, યુદ્ધમાં પણ જવું પડે, અને શત્રુ સામા માથાં કપાવા તૈયાર થવું પડે; વાર તહેવાર દરબારમાં આવી રાજનને સલામ ભરવી પડે.

એવા બાવન પટાવતના ઉપરી. સારી જાગીરવાળા વીર પરાક્રમી ભોવનસિંહ ચઉહાણ હતા. જમીન જાગીર તો પુષ્કળ મળેલી હતી; તે ઉપરાંત બાવન પટાવતના ઉપરી પણાની હકુમતને અનુસરીને સરકાર એક હજાર શિક્કા વધારે આપતા.

ભોવનસિંહને એક હજાર રૂપીઆનો [3]દરમાયો મળતો હતો અને પોતે સેનાધીપતીની પદવી ભોગવતા હતા. આટલો અધિકાર છતાં શ્રીજી મહારાજની ભક્તિ કરતા હતા. શ્રીજી મહારાજનાં દર્શન અને ભજન કિર્તનમાં ઘણો કાળ ગુજારતા હતા. ભકિતના પ્રતાપે અંતઃકરણ કોમળ અને

---

૧ ભૂ=પૃથ્વિ. ૨ ભાણુ=સુર્ય, રાજના સુર્ય. ૩ દરમાયો=પગાર.

નિર્મળ થયું હતું. અતી દયાળુ અને ઉદાર બુદ્ધિથી રાજ્યમાં દયાનો સાગર ભક્ત ભોવનસિંહ કહેવાતા હતા.

[ કર્તા ] રાગ; મરાઠી સાખી.

દિવ્ય દયાના સાગર શુરા, ધિર વીર ધરણીમાં;
તલને અંગે તેલ રહ્યું છે, અગ્નિ જેમ અરણીમાં;
તપ [1]તરણીમાં, કણું કચાશ ન કરણીમાં. તપ.

રાગ; ક્યાંથી આ સંભળાય મધુર સ્વર.

દયા [2]સમી નહિ [3]દાઝ, જગતમાં દયા સમી નહિ દાઝ.
દિવ્ય દયાને ધારણ કરતાં, લેવાએ નહિ લાજ. જગતમાં. ૧
દયા દીનતા દીન દીન વધતાં, કદી ન કથલે કાજ. જગતમાં. ૨
ભોવનસિંહ ચઉહાણ ચતુર નર, સર્વ તણા શિર્તાજ. જગતમાં. ૩
ભોળા ભાવિક ભકત પ્રભુના, અક્કલના અબ્બાજ. જગતમાં. ૪
પુર દયાનું પસરે દીલમાં, જળમાં ઝુકે ઝાઝ. જગતમાં. ૫

[ કર્તા ] શ્રીજી મહારાજના સાચા ભક્ત ભોવન ચઉહાણ, પોતાના ઘરમાં રાજ્યસેવા રાખતા; એટલું જ નહિ પણ પ્રભુની સેવા રાજા અમરીષની માફક પોતે જાતે કરતા હતા; સેવા સમરણ નિવેદ આરતી અને ઇશ્વર સ્તુત્તિ કરતા; ત્યાર બાદ કપાળે ચંદનનું તીલક, હાથના બાવડા ઉપર, છાતી ઉપર, બે પડખામાં તથા લમણા ઉપર, શ્રીજી બાવાના નામની કોતરેલી રૂપાની છાપો ચંદનમાં બોળી ચોઢતા; શુન્ય કપાળે ઘરની બહાર નીકળતા જ નહોતા, અને ગળામાં સદા તુલશીની માળા ધારણ કરતા હતા.

શુરવીર પરાક્રમી, અને રાજના મોટા અધિકારી છતાં, રૂડી રીતે નોકરી બજાવી રાજાનું મન સંપાદન કરવા છતાં; આટલુ બધુ ધ્યાન પરમાત્મા તરફ જોઇને, નગરના લોકો, ધન્ય ધન્ય કહેતા હતા, તેમ તેમની તરફ પુજ્ય બુદ્ધિથી જોતા હતા.

બાળ બ્રહ્મચારી ભિષ્મપીતાએ, પાંન્ડુ પુત્ર ધર્મરાજાને રાજનિતી બતાવી છે તે વખતે કહયું છે કે; શિકાર એટલે નિર્પરાધી પ્રાણીને નાશ કરવાનું, પાસા એ જુગાર રમવું; મદીરાપાન કરેવું; પર સ્ત્રીનું સેવન કરવું; દીવસે ઉંઘવું, મિથ્યા વાદ કરવો, હરદમ વેસ્યાઓના નાચ રંગમાં ગુલતાન બનવું, ખોટે માર્ગે દ્રવ્ય ખરચવું, સાહસ કામ કરવું; ઉગ્ર સ્વભાવ રાખવો, કઠોર-વાણી વાપરવી, એ સર્વે રાજાને નહિ છાજતાં ખોટાં વ્યસન છે, તેમનો નિતીવાન અને સમજુ રાજાએ ત્યાગ કરવો જોઇએ.

૧ તરણી=સુર્ય. ૨ સમી=બરોબર-જેવી. ૩ દાઝ=લાગણી;

વ્યસન એટલે, ક્ષય કરનારી; આવરદાની, પ્રતિષ્ટાની અને દ્રવ્યની હાની કરનારી; વસ્તુઓનું નિત્યના અભ્યાસે દીનપર દીન વધારે સેવન; કેટલાંક વ્યસનનો ત્યાગ થઈ શકે છે, અને કેટલાકનો નથી પણ થઇ શકતો. ઘણું કરીને શિકારનું ઘણે ભાગે રહે છે જ.

જે જગાએ આપણે ભોવન ચઉહાણની સ્થાપના કરી ગયા. તે ઉદેપુર રાજ્યના રાણાને શિકાર રમવાનો શોખ બહુ હતો. તે મૃગલાના શિકાર કરતો એટલું જ નહિ, પણ મોટાં મોટા વાઘ અને સિંહના પણ કરતો હતો. કોઇવાર બે, કોઈવાર પાંચ, કોઇવાર સાત, એમ ઇચ્છામાં આવે તે પ્રમાણે શિકારની વખતે પટાવતોને પણ સાથે રાખતો હતો. અઠવાડીઆમાં એકાદ વખત પણ શિકારે ન જવાયું હોય તો જીવને ચેન પડે નહિં અને પખવાડીઆમાં એકાદ વાઘનો પણ વધ ન થયો હોય તો અન્ન ભાવે નહિ.

એકવાર રાણાને એમ ઇચ્છા થઇ કે બસ બાવને બાબત અને તેપનમા ભોવનસિંહ ચઉહાણ સર્વેને લઇ ભારે શિકાર કરી લાવવો, પાસેનું જંગલ વાઘની ગર્જનાઓથી ગરજી રહ્યું છે. તે સઘળું સાફ અને શાંન્ત કરી નાંખવું. ( ભોવન ચઉહાણને આજ્ઞા કરે છે. )

[ રાણાજી ] **રાગ; ખબર નહિ આ જુગમેં પલકી.**

ચાલો સૌ શિકારને માટે......
ગિરી ગુફાઓ, ઘેરી ઝાડી ગંગા ને ઘાટે. ૧
બરાબર બાવનને લેજો......
શુરા છો સરદાર, ચતુરને ચેતાવી દેજો. ૨
[1]મુકજો માલ વિના [2]માલા,
વાઘ વરૂ મૃગ મારી લાવીએ; ભોંકીને ભાલા. ૩
ગાજતી ગોહરમાં ઘેરો,
પ્રાણ ખીંચીને પાડો પળમાં; ફોગટ નહિ ફેરો. ૪
તરત જઈ તૈયારી કરજો,
સાવ સજેલા આયુધ ઉજળાં; અંગ ઉપર ધરજો. ૫
ભાવથી ભાગોળે મળજો,
[3]પ્રાણજીવનને પુંઠ કરીને; પંથ વિષે પળજો. ૬
હુકમને હાલ હાલ માની,
ભકતાણું ભાગોળે મુકજો; ગરવા છો જ્ઞાની. ૭

---

૧ મૂકજો= પડતા મૂકજો, સાથે ન લેશો. ૨ માલા=નમાલા; કાયર, બીકણ, શૌર્ય વિનાના. ૩ પ્રાણજીવન=સુર્યનારાયણ.

રાણાજીની આજ્ઞાને માન્ય કરી, પોતાની ઇચ્છા નહિ છતાં; બાવન પટાવતને તૈયાર કરી ભોવન ચઉહાણ શહેરની બહાર જઈને ઉભા રહ્યા. મહારાણા સર્વે સજી ઘોડેસ્વાર થઇ. ધિમે ધિમે ચાલતા, નગરની બહાર આવ્યા તે વખતે તેપન જણાએ તલવારો ખીંચી, નીચી નમાવી, અણીઆં કપાળે અરાડી રાજનને ઝવાર કરી, મ્યાન કરી દીધી, અને સરકાર સ-વારીની સાથે ચાલ્યા. સૌથી આગળ સાત ઘોડેસ્વાર ચાલે છે; તેમની પાછળ પચીસ પટાવત, તેમની પાછળ પણ રાજનની જોડયમા ભોવન ચઉહાણ; ચઉહાણની જોડયમાં પણ ફક્ત બે ત્રણ કદમ પાછળ રાણાજી, અને તેમની પછાડી સત્તાવીસ પટાવત.

ચાલતાં ચાલતાં જંગલમાં આવી પહોંચ્યા; જ્યાં પહાડની ગુફાઓ ઝાડની ઘટાઓ દેખાવા લાગી; કોઇ કોઇ જગાએ ભયંકર અને જંગલી જનાવરોના અવાજ સંભળાવા લાગ્યા. તે વખત રાજન સર્વને ઉસ્કેરી આજ્ઞા કરે છે.

**[ રાણાજી ] રાગ; બ્રાહ્મણ ભટ્ટા લાડુ ચટ્ટા. (ચંદ્રહાસ.)**

શુર વીર સરદાર રાજ્યના, શિકાર શોધી કાઢોને;
ઝાડ પહાડમાં ઝુકી ઝુકી, સુતા સિંહ જગાડોને.
જાઓ ઝુકી ઝુકી ઝાડી જૂવો, જૂવો ઝાઝી 'વાર;
ધનુષ્યને બાણ કસી કમર કટાર,
શુદ્ધ શની સુત કેરી, અસી ધસી ધાર,
પ્રાણ રાખવા પંથે પળતા, પકડી પૃથ્વિ પાડોને. ઝાડ. ૧
જૂવો મૃગ મૃગલીનાં ટોળાં, ફરે હારો હાર;
વરૂ વાઘ રોઝ રમે, નાહાર કળિયાર;
ખોળી ખોળી ખોળી કાઢો; ખરો રાખી [૧]ખાર,
વહેર વાળવા જૂગ જનમનું, વીણી વીણી વાઢોને. ઝાડ. ૨

[ કર્તા ] રાજનના હુકમને માન્ય કરી, પાંચ પાંચ સાત સાતની ટુકડીઓ બંધઇ ગઇ; અને જુદી જુદી દીશાઓમાં શિકારની શોધને માટે નીકળી પડી, પહાડની ગુફાઓમાં અને ઝાડની ઘટાઓમાં, બહારથી બંદુકોનાં અવાજ કરતા અને બીહીતા બીહીતા અંદર પેસે છે. કોઇ કોઇ ઠેકાણે નાના વાઘ કે દીપડા સંતાએલાં હોય તો બંદુકના અવાજો સાંભ-ળીને સટકી જાય છે. અહીં રાજા એક જગાએ બેસીને બંદુકોના અવાજો ગણે છે, અને એમ અનુમાન કરે છે કે, મારા બહાદુર પટાવતો એક એક

૧ ખાર=ચીવટ, રીસ.

અવાજે એક એક વાઘને હણે છે. આજે તો હજારો વાઘ વરૂ હણાશે. ભોવન ચઉહાણ સર્વે સરદારોની સરત રાખે છે, પોતે જાતે કોઈ જનાવરને મારવા કે ભય ઉપજાવવા એકે અવાજ કરતા નથી પણ એકાંન્તમાં ઝાડ નીચે ઉભા રહી શ્રીજી બાવાનું ધ્યાન કરે છે.

શામળા ગિરધારી લાલા; ગલે મેં ગુંજાકી માલા,
શામળા ગિરધારી લાલા; ગલે મેં ગુંજાકી માલા,
શામળા ગિરધારી લાલા; ગલે મેં ગુંજાકી માલા,
ગિરધારી લાલ, ગિરધારી લાલા, શામળા ગિરધારી લાલા.
શામળા ગિરધારી લાલા; શામળા ગિરધારી લાલા;
ગિરધારી લાલા ગિરધારી લાલા. શામળા ગિરધારી લાલા.
શામળા ગિરધારી લાલા; શામળા ગિરધારી લાલા;
ગિરધારી લાલા. ગિરધારી લાલા, શામળા ગિરધારી લાલા.
શામળા ગિરધારી લાલા.
શામળા ગિરધારી લાલા; દેવકી નંદન નંદલાલા,
શામળા ગિરધારી લાલા; દેવકી નંદન નંદલાલા,
શામળા ગિરધારી લાલા; દેવકી નંદન નંદલાલા,
દેવકી નંદન નંદલાના; મુગટમેં મોર પીંછવાલા,
દેવકી નંદન નંદલાલા; મુગટમેં મોર પીંછવાલા;
દેવકીં નંદન નંદલાલા; મુગટમેં મોર પીંછવાલા.
મોર પીંછવાલા મોર પીંછવાલા, શામળા ગિરધારી લાલા.
શામળા ગીરધારી લાલા, શામળા ગીરધારી લાલા.
ગિરધારી લાલા; ગિરધારી લાલા, શામળા ગિરધારી લાલા.
શ્રીજી બાવા. શ્રીજી બાવા, શ્રીજી બાવા.

શ્રી હરીનું સમરણ કરતા, ભોવન ચઉહાણ સમાધીસ્ત થઈ ગયા; પણ પ્રભુ નામ ઉચ્ચારતા હોઠ ફફડતા રહ્યા. અહીં રાજા વિચાર કરે છે કે આજે તો ઘણી બંદુકો છુટી, ઘણા વાઘ મરાયા હશે; પણ તે ધારવું ફોગટ હતું, સર્વે સરદારો મળી એક પણ વાઘને, તેમ બીજા કોઇ પણ જનાવરને મારી શક્યા નહોતા; સર્વે સરદારો શિકારની શોધમાં આગળ ને આગળ વધતા ગયા.

અહીં લાભકારી પરીણામ જાણવા માટે; રાજા પોતે જે જગાએ બેઠા હતા તે જગાએથી ઉઠીને જરા આગળ ચાલ્યા. શુરા શિકારીઓને શોધતા રાજા આગળ જાય છે. ત્યાં માર્ગમાં એક ઝાડ નીચે ભોવન ચઉ-

હાણને ઉભેલા જોયા.

અહાહાહા ! આ શું ? આ સર્વે સરદારોના સરદાર ભોવન ચઉહાણ તો ઉંઘે છે. શું નોકરી કરે છે ! નોકરી નહિ પણ ભક્તિજ કરે છે, મારા રાજ્યમાંથી મળતો દરમાયો હરામ કરે છે. હું જાણું છું કે વાઘનો શિકાર કરવા ગયા છે, પણ અહીંઆં ચિકાર અને ચિતાર બની ગયા છે, નિદ્રાવશ થઇ ગયા છે. અહાહાહા, કેવી ઉંઘ, ઉભા ઉભા ઉંઘવું એ વીરતા તો ખરી; ઉભા ઉભા ઉંઘી લેવું એ પણ વીરતાનું લક્ષણ છે. ઉંઘવામાંજ વીરતા બતાવી દીધી. હવે તો જાગ્રત કરવા દે ! જરા ઝપાટામાં લેવા દે; સપાટો લગાવા દે. આજ મારા હુકમનું અપમાન કરી મને છેતર્યો છે. સરદાર ભોવન ચઉહાણ ! ભોવન ચઉહાણ ! હે ભોવન ચઉહાણ ! રાજનના મુખના અવાજ સાંભળી ભોવન ભક્ત જાગી ગયા, પોતે રાણાના ગુનામાં આવી ગયા છે, એમ સમજી ક્ષમા માગવા લાગ્યા, અહો રાજાધિરાજ મારો અપરાધ ક્ષમા કરજો. રાજા રોષથી અને જોસથી કહે છે.

રાગ; હરજી અરજી ઉરધારો. (સૈરંધ્રિ.)

સાચી........સાચી.........
સાચી કીધી સરદારી; ભોવન ભય પામ્યા ભા...રી.
ઉભા.........ઉભા.........
ઉભા અહીંઆ અટકીને; શુરવીર ગયા સટકીને.
સટક્યા........સટક્યા.........
સટક્યાતા શુર બતાવા, શુરા વર સિંહ સતાવા.
સાંભળી.........સાંભળી.........
સાંભળી સિંહની વાણી; પાક્યા પગ પાણી પાણી.
સૌથી........સૌથી.........
સૌથી શુરા કહેવાયા; ત્રિભુવન તાળાં દેવાયાં,
જોખમમાં........જોખમમાં.........
જોખમમાં ઝુક્યા ઝાઝા, મહીપતની મુકી માઝા.
ભક્તિ........ભક્તિ.........
ભક્તિમાંહે ભવ બાળ્યો; આખર આ જીવ ઉકાળ્યો.

રાણાના ઉચ્ચારેલા શબ્દના સામો, ભક્ત ભોવનસિંહે એક પણ ઉત્તર ન આપ્યો, પણ ટગર ટગર સામુ જ જોઇ રહ્યા. ત્યારે રાજાએ કહ્યું જાઓ હજી જાઓ! કાંઇક કરી બતાવો; હજારનો દરમાયો ખાઇ ઉભા ઉભા ઉંઘો એ સારૂ નહિ.

રાણાનો હુકમ થતાં, ભોવનસિંહ શુર ચઢાવીને આગળ વધ્યા; પણ તે શુર, ઝાઝો વખત ઝીલાયુ નહિં, જીવ પ્રાણીપર દયા, નિર્પરાધી પ્રાણીનો વધ શા માટે કરવો; એવો ડચકો હૈએ આવવાથી; પાણીનુ પુર ઉતરી ગયું, એટલે ધીમે ધીમે સરદારોને શોધતા ચાલ્યા. ચાલતાં સઘળા સરદારો મળ્યા સર્વે સાથે જ ફરવા લાગ્યા; દીવસના ત્રણ પહોર વીતી ગયા, ત્યાં સુધી એકે પણ જનાવર હાથ લાગ્યું નહિં, આંખે ઝાંખ વળવા માંડી; સુર્યનો તાપ સહન ન થયો; ત્યારે અકળાઇને પાછા ફર્યાં.

રાગ; આવો પધારો અહો પરદેશી—( હુંડી. )

ફરી ફરીને સૌકો થાક્યા......
વાઘ વરૂ કાંઇ હાથ ન આવે. ફરી ફરીને. ૧
ફરતાં ફરતાં ફેર ચઢયા છે;
ઉઘાડી આંખે ભૂત ભમાવે. ફરી ફરીને. ૨
જોતાં જોતાં ઝાખ વળે છે,
ઝીણી રેતી ઝાંખ ઝમાવે. ફરી ફરીને. ૩
સુર્ય તાપ શીર સહન ન થાએ,
શુર ચઢ્યુ શી રીતે શમાવે. ફરી ફરીને. ૪
થાકયા પાકયા પડીઆ પાછા;
નગર નાથને શીશ નમાવે, ફરી ફરીને. ૫

રાજાધિરાજ, રાજાધિરાજ ! લાચાર છીએ; દિલગીર છીએ અત્યાર સુધીમાં એક પણ વાઘ અમારી નજરે ન પડયો. વાઘતો ન પડયો પણ બીજુ એકે જનાવર ન પડયું. આવુ સાંભળી રાજા નીસાસો નાંખીને કહે છે.

[ રાણાજી. ] રાગ; દોહરો.

શુકન થયા કોઈ સોમના, પુરપતી પાછો જાય;
સુઝામણ મનમાં અતી; સુતા છિતળ છાંય.

રાણાને અતી ઉદાસી થઇ, અરે આ સરદારોને ભરૂસે રહયો એજ ભૂલ્ય કરી; મારો ફેરો એકે વખત ખાલી જતો નથી; હું પંડે ગયો હોત તો તો જરૂર પાછો ન આવત; અને આવત તો એકાદનો શિકાર કરીને જ આવત. શ્રીજી બાવા શ્રીજી બાવા.

જે જગાએ રાણાજી નિરાશ થઇને સુતા છે, તેની પાસે રાજાના પ્રધાનનો ફુલઝાડનો બાગ હતો, તેમાં એક હરણી પેસી ગઇ હતી, પોતાના ટોળાથી વિખુટી પડેલી; ટોળામાં જવા અકળાતી ઉછાળા મારતી નાના

નાના છોડવા ઉપર ઉછળતી, ફુલ ગેરવી નાંખતી હતી, તેને બહાર કહાડવા માટે માળી ઘણો પ્રયત્ન કરતો હતો; પણ ગભરાએલી બહાર જવાનો દરવાજો દેખી શકી નહિં. થાકીને એક જગાએ સંતાઈને બેઠી. બહાર રાજાજી પંડે તેપન પટાવત સહિત આવ્યા છે એવી ખબર જાણીને, માળી દોડતો ખબર કરવા ગયો, અને હાથ જોડી વિનય વચનથી કહેવા લાગ્યો.

[ માળી. ]  રાગ; દોહરો.

પાસે બાગ પ્રધાનનો, વાડી કરી વિવેક;
રક્ષક રાખ્યા રાખવા, આવી હરણી એક.

રાજા કહે શુ! શુ! શુ કહયું, ફરી કહો! ફરી કહો!

[ માળી ]  રાગ; વસ્તુને શુ જાણે વ્યાકરણી. ( દયારામ. )

બાગમાં પેઠી બેઠી હરણી.
ફુલ્યાં ફાલ્યાં ફુલ ગરે છે; વાત ન જાએ વરણી.  બાગમાં. ૧
કુદમ કુદા કરે અતીષે; અતી તપે જેમ અરણી.  બાગમાં. ૨
નિરાશ થઇ નરપતી શું બેઠા, કોણ જનમની કરણી. બાગમાં. ૩
શોક ધરી સંતાપ કરીને; નયન ધરીને ધરણી.  બાગમાં. ૪

[ કર્તા. ]  રાગ; દોહરો.

મહિપતને માળી કહે, અતી થયો હેરાન;
હરણી દોડે હરખમાં, વાડી થઇ વેરાન.

માળીની કહેલી સઘળી હકીકત સાંભળીને જરા શુદ્ધિમાં આવેલા રાજા ભોવન ચઉહાણને કહે છે.

રાગ; દોહરો.

તલવારો તેપન સજી, ચટ ચેતો ચઉહાણ;
ઇશ્વિર રાખે આબરૂ, પટ લેઇ લ્યો પ્રાણ.

રાજાનો હુકમ માંથે ચઢાવીને; ભોવન ચઉહાણ ઘોડેશ્વાર થયા, તેજ વખત બાવન વીર પણ ઘોડેશ્વાર થયા. તેમને ચઉહાણ કહે છે.

[ ચઉહાણ. ] રાગ; એતો પુજ્ય પુરૂષ પુન્યશા...ળી. ( ઓચ્છવ. )

સૌ સુરવીર સુરદા......રો,
આજે ઉગ્યો દીન અકા......રો.  સૌ.
શિકાર શોધ્યો નવ જડયો, નરપત થયા નીરાશ;
હરણી આવી હાથમાં, પ્રભુ પુરશે આશ;
મહા મમંત રાખી મા......રો.  આજે સૌ. ૧

નજર ચુકાવી ચોંપથી, છુપી છટકી જાય,
આરે આવ્યુ વહાણ તે, ખાડીમાં ખચકાય;
તમો તિવ્ર નજરથી તા......રો. આજે સૌ. ૨
જાય ઝડપથી દોડતી, હરણી નાવે હાથ;
કાળ સમીપે કોપશે, નિશ્ચે નરનો નાથ;
ક્યાં ઉગરવાનો આ......રો. આજે સૌ. ૩
પટો પડાવે પાધરો, જાય જીવતી આજ;
હથિયારો હેઠાં પડે, જળમાં ડુબે ઝાઝ;
આજે આંખ વિષે અંગારો. આજે સૌ. ૫
હરણી આવી હાથમાં, કરણીએ ઘેરાય;
ફાલ્યાં ફુલ્યાં ફુલડાં, ધરણીમાં વેરાય;
હવે હિમ્મત શાને હા......રો. આજે સૌ. ૫

ભોવન ચઉહાણના મુખનું ભાષણ સાંભળી, બાવન પટાવત બાગમાં આવ્યા, સાથે ભક્તરાજ પોતે પણ આવ્યા. અંદર આવી ગોળ કુંડાળુ વાળી હરણીને ઘેરી લીધી.

અતી અકળાએલી અને ગભરાએલી હરણીના હોસ ઉડી ગયા, કોયા. કંપી ગઈ, તોપણ ક્યાં થઇને નાસી જવાશે અને પ્રાણ બચશે તે બારૂ તપાસવા લાગી. આવી ભયભિત થએલી હરણી ને જોઇ દયાના સાગર ભોવન ચઉહાણ ઇશ્વર સ્તુતિ કરવા લાગ્યા. અરેરે નિર અપરાધી પ્રાણી ઉપર આટલો જુલમ, તરફડતા તેતર ઉપર તેપન તલવાર, નક્કી આ હરણી ટોળામાંથી વિખુટી પડેલી ભૂલથી બાગમાં પેસી ગઇ છે. અરે હાય હવે તો પુરણ ભયમાં પડી.

[ ચઉહાણ ] રાગ; જાગો જોગી રાય, ( ગોપિચંદ. )

અહો જુગદીશ; ધરાધર ધીશ, ઉગારોને ઇશ, હરણીને.
ઉગારોને ઇશ હરણીને, ઉગારોને ઇશ, હરણીને.
ઉડી ગયા હોસ, કંપી ગયાં કોપ, જંપી ગયો ઝોષ, રહે કેમ રોશ;
ચરણ નામુ શીશ, રાખો કેમ રીસ, કાપો કિલ્મીશ, કરણીને. અહો૦
પતીત પાવન પદ ધર્યું, અનાથ કેરા નાથ;
હરણીને ઉગારજો, વીનવું જોડી હાથ. અહો. ૧
રાય ભરાયા રોષમાં, કોપ્યા કરવા કાળ;
કીડી ઉપર કટક" આ, જોતાં લાગે ઝાળ. અહો. ૨

તેપન તલવારો ધરી; મૂઠીમાં મજબુત,
તન ઉપર ટાંપી રહ્યા, જાણે જમના દુત. અહો. ૩
પ્રાણ જશે પળ એકમાં; કોમળ કાય કપાય,
[1]લાખે લાગ મળે નહિ, છૂપી કેમ છૂપાય. અહો. ૪
મારગ આપુ મોકળો; જીવ બચાવુ જાણ;
પ્રેરક પ્રેરે પાસમાં, શ્રીજી સારંગ પાણ. અહો. ૫
" શ્રીજી બાવા શ્રીજી બાવા શ્રીજી બાવા.
શામળા ગિરધારી લાલા; શામળા ગિરધારી લાલા.
ગિરધારી લાલા ગિરધારી લાલા, શામળા ગિરધારી લાલા.
ગિરધારી લાલા ગિરધારી લાલા, શામળા ગિરધારી લાલા.
શામળા ગિરધારી લાલા, શામળા ગિરધારી લાલા.
શ્રીજી બાવા; શ્રીજી બાવા શ્રીજી બાવા.

ભોવન ચઉહાણે તલવાર તાણીતો ખરી, પણ આપણે તેને નથી મારવી એવા વિચારે, અંગુઠાની જોડેની અને તેની જોડેની એટલે વચલી એ બે આંગળીઓના એવડમાં તરવારની મુઠ પકડીને જમણે હાથે બાજુમાં લટકતી ઝાલી. હરણી દરેકના સામુ જૂવે છે; જોતાં જોતાં ભોવન ચઉહાણના સામી નજર ગઈ, ત્યારે તેણે કપાળમાં તિલક જોયું. એટલે તેને કાંઇક ભય ઓછો થયો. આ પુરૂષ પ્રભુને ઓળખે છે, તે મને જીવતી જવા દેશે.

**રાગ; દોહરો.**

તેપન છે તરવારીઆ, એક મુખ ઉજાસ;
જરૂર જવાદે જીવતી; શ્રી સર્વેશ્વર દાસ.

સુનું શમશાન પણ શોભતું નથી તો સુનું કપાળ કેમ શોભે. નજ શોભે. કપાળે કરેલા તિલક ઉપરથી મનુષ્યની ખરેખરી ઓળખાણ પડે છે, દયાવાન, નિર્મળ, સત્યવાદી ધર્મિ અને ભગવાનનો ભક્ત હશે, એવી કલ્પના થાય છે, જેમ મોટું તિલક તેમ માણસનું વજન વધારે કળાય છે. ઝીણો ચાંલ્લો કરનારને કોઇ નમસ્કાર કરતું નથી, તેમ નમીને બોલાવતું પણ નથી અને નાકની દાંડીથી માંથાના તાળવા સુધી તાણનારને ઝટ જય શ્રી કૃષ્ન કહે છે. કોઇવાર ફંદામાં પણ એથીજ ફસાય છે.

[ કવિ ] **રાગ; મરાઠી સાખી.**

હરણી દોડી હડી કાઢતી; જીવ બચાવા જાણ;
વાજીના પગ પાસે પેઠી, ચિત્ત ન ચાહી ચઉહાણ;
થયા કટકા ચાર; જોદ્ધ સકળમાં જય જયંકાર. થયા.

૧ લાખે=લાખો ઉપાએ.

ભોવન ભકતના હાથે હરણી કપાઇ ગઇ; તે સાંભળી રાજાને અતી આનંદ થયો, તેની સાથે સર્વે સરદારો ભોવન ચઉહાણને શાબાશી આપતા ગુણ ગાવા અને વખાણ કરવા લાગ્યા; વાહ વીર પુરૂષ વાહ, જો આ જગાએ ચઉહાણ ન હોત તો, જરૂર હરણી જીવતી જાત, એમના વીના બીજો કોઈ મારી ન શકત; ચાલાક હરણી ચતુરાઇથી છટકી જાત.

વખાણ થતાં સાંભળી, ભકતરાજને માઠું લાગ્યું; મનમાં પસ્તાવા લાગ્યા, અરેરે આપણે હરણીને મારવા સંકલ્પ પણ નથી કર્યો છતાં આ હાથે જુલમ થયો.

**[ ભોવનસિંહ ] રાગ; સેવક તમારો હું સુંદરી ( સૈરંધ્રિ. )**

જુલમ થયો જરા વારમાં.
ફેર થયો કાંઇ કારમો; ઝડપ્યુ જમનું બાણ;
ઘેરી લીધી ઘડી એકમાં; લીધા પળમાં પ્રાણ. જૂલમ. ૧
જાતાં જનાવર જોઇને; મલકે રાયનું મન્ન.
હત્યા થઇ મુજ હાથથી, આજે અળખુ અન્ન. જૂલમ. ૨
મરજી હતી નહિ મારવા; વળી નહિરે વિચાર;
દીલમાં દયાનો ડુંગરો; તાણી નહિ તલવાર. જૂલમ. ૩
વિધીએ નિરમ્યુ નવ ટળે; ન વિધાત્રિનો આંક,
ફેર પડે ન ઘડી એકનો; મારી બ્રહ્માએ ટાંક. જૂલમ. ૪
શ્રીજી બાવા, શ્રીજી બાવા, શ્રીજી બાવા !

**[ રાણાજી ] દોહરો.**

શુર વીર શાબાશ છે; લ્હાય ન રહી લગાર;
મીંઠુ વધારૂ વહાલથી; પળથી કરૂ પગાર.

આજથી તમને દશ હજારનો દરમાયો મળશે. ! !

રાજનના શબ્દ સાંભળી ભક્તરાજને વિશેષ વિમાસણ થયું; ઉલટુ થયું ઉલટુ ! નેવનાં પાણી મોભે ગયાં. હત્યારાને આદર માન ! હજારના ઉપડયા એક દમ દશ હજાર ! શું શ્રીજી બાવાની કૃપા; કપાળમાં તિલક જોઈને હરણી ભૂલી.

તિલકમાં ત્રિવિક્રમ ભગવાનનો વાસ છે, ત્રિભૂવનપતીનું બાનું એ તિલકને માળા છે. અવગુણ અને એબને ઢાંકનારૂ અને સદ્ગુણને દર્શાવનારૂ તિલક છે, તિલક અને માળા જોઇ હરણીએ એમ અનુમાન કર્યું હશે કે, આ પુરૂષ પ્રભુનો ભકત દેખાય છે. તે દયાળુ હશે, અને મને જીવતી જવા દેશે !

હરણીના વિચાર વાયરામાં ઉડી ગયા, અને દૈવ્યને ગમતી વાત થઈ ગઈ, મારે નહોતી મારવી પણ સ્વેચ્છાએ દૈવ્ય ઇચ્છાએ કે ઇશ્વર ઇચ્છાએ હરણી અણધારી કપાઈ ગઈ. શ્રીજી બાવા; શ્રીજી બાવા !

ઘેરં આવી વિમાસણ કરતા ભોવન ચઉહાણે રાજના પંડીતને વીતી વાત કરી, અને પોતાની ઉદાસી જણાવી. તે સાંભળી પંડીતે કહ્યું; પ્રભુનું બાનુ છે એ મોટું છે. જાલુ માછીમારને જૂઠું બાનું ધારણ કરતાં ધરણી ધરે અઢળક સુખ આપ્યું હતું તો આપતું તો સાચું બાનું, અને સાચી ભક્તિ. સાંભળો !

દોહરો.

તિલક છાપનેં તુળશી, બાનું કે કે બાણ;
દયા તણો તું દીકરો, ભક્ત ભોવન ચઉહાણ;

(દ્રષ્ટાન્ત) દોહરા.

જાલુ જાલમ જીવનો, જળમાં ઝીકે જાળ;
કાંટા ભોંકીને કરે, ક્રોડ જીવનો કાળ.
અઢળક અલખત મૂકીને; સટકયો છે સુન મૂન,
પુરણ સુખ તે પામીએ, કોણ જનમનું પુન્ય.
તિલક છાપને તુળશી, સર્વેશ્વર શણગાર;
અવગુણ ઢાંકે અતી ઘણા, અગ્નિ ઢાંકે છાર.
બાનું છાનું કેમ રહે, દૃષ્ટિએ દેખાય,
ઢાંકણ ઢસુવા ઢંગનું, પુરપત પાડે પાય.

કોઈ એક ગામમાં જાલુ નામનો ભીલ રહેતો હતો, તે જળના જંતુઓની હિંસા ઘણી કરતો. સુતરની ગુંથેલી, મીણમાં પાએલી દોરીની જાળ બનાવી; નદી અગર તળાવમાં નાંખતો; ફેરે ને ફેરે ઢગલા જીવ જાળમાં આવતા હતા; પવન લાગ્યે પ્રાણને છોડતા જીવોને લઇ, આસપાસના ગામમાં વેચતો હતો. લખ્ખો જીવની હિંસા કરી પાપે પેટ ભરતો હતો.

પોતાના ગામથી પાંચ સાત ગાઉને છેટે, એક મોટુ ગામ નદીના ઘડા ઉપર હતું, જેમાં રાજાનો વાસ હતો. તે ગામની સરહદ ઉપર વહેતી નદીમાંથી ઉપલાણે અને નીચલાણે બે તરફ બે બે ગાઉ સુધી માછલાં ન પકડવાં એવો રાજા ધિરાજનો હુકમ હતો; તે આ જાલુ ભીલ સારી રીતે જાણતો હતો. છતાં એક દીવસે મધરાત્રિએ જાગી ગયો અને વિચાર કરવા લાગ્યો કે જે જગામાં રાજાની મના છે, તે જગામાંથી પુષ્કળ માંછલાં મળશે, માટે ચાલ્ય જીવ ત્યાં ઉપડીએ.

પાછલી દોઢ પહોર રાત્રિ રહી એટલે જાલુ જાળ ભેરવીને ચાલ્યો; પરોઢ થતાં થતાંમાં, નદીના કિનારે આવી પહોચ્યો. થોડીવાર થાક ખાઇ, જાળ લઈ ઉભો થયો. જેવો નાંખવા જાય છે, તેવોજ આભો બની ગયો.

નજર કરતાં ઉપલાણેથી, પાંચ સાત ઘોડા દોડતા આવતા દેખાયા. રાજા સિવાય કોઇને ઘેર સારા શોભીતા અને બળવાન ઘોડા દશ દશ ગાઉમાં નથી એમ જાણીને કલ્પના કરી કે જરુર રાજાધિરાજ આવતા હોવા જોઇએ, હવેતો આવી બન્યું; એ ચોરીઓ ચાહન થશે એટલે તો રાજા ગરદન મારશે. હવે શું કરવું ઘોડા તો લગભગ આવી પહોંચ્યા, હાય હાય રે બાપ !

થોડી વાર વિચાર કરીને, ઝડપથી લૂગડાં ઉતારી નાંખ્યાં. જાળને તોડી ફાડીને વિખેરી નાંખી. લુગડાં તથા જાળ નદીની રેતમાં દાટી દીધાં; જાળની કિનાર ઉપર વજન થવાને માટે પથ્થરના મણકા બાંધેલા હતા તે કાઢી નાખીને દોરામાં પરોવી માળા બનાવી ગળામાં નાંખી દીધી. પાસે મડદું બળેલુ હતુ, તેની રાખ શરીરે ચોળી દીધી; મરડીઓ ઘસીને કપાળમાં મોટું તિલક તાણી દીધું, અને ધુળના ઢગલા ઉપર પલાંઠી વાળી આંખ મીચીને બેઠો.

જાલુ સમાધીસ્ત થઇ ધ્યાન ધરીને બેઠો તો ખરો પણ તેના હૃદયમાં એ ધડકારા થતા હતા કે, રખ્ખે રાજા ઓળખશે તો પલકમાં પ્રાણ લઇ લેશે. તેથી કાયા થરથર કંપતી હતી. રાજાધિરાજ તેજ જગાએ આવીને ઉભા રહ્યા; અને મહાન યોગેશ્વરને જોઇ આનંદ પામ્યા.

સાથે આવેલા સરદારો તથા અનુચરોને રાજા કહે છે; અહાહા! આ યોગી અહીં ક્યારના બિરાજ્યા હશે; શું એમનું ધ્યાન છે કેવા પ્રભુમાં મગ્ન થઈ રહ્યા છે; હું તો અહીંજ બેસી રહીશ, તમારે જેને જવું હોય તે જાઓ! આપણા પ્રધાનને કહેજો જરા મારી પાસે આવી જાય ?

હુકમને આધીન થઇ સર્વે પોત પોતાને ઘેર ગયા અને સઘળા સમાચાર પ્રધાનને કહ્યા. તે સાભળી, મંત્રી થોડા માણસ સાથે લઇ, ગંગાના કીનારા ઉપર તે જગાએ આવ્યા કે જ્યાં જાલુના ધારણ કરેલા વેષમાં મોહિત થઇ રાજાધિરાજ પોતાના કલ્યાણને અર્થે, મહારાજને જાગ્રત થવાની રાહ જોઇ રહ્યા છે, પ્રધાનને આવતાં વાંત રાજાએ બોલાવ્યા. આવો પ્રધાનજી ! જૂવો આનું નામ જોગ, આનુ નામ સમાધી.

[કવિ.] દોહરો.

જાલુ દેખી જમ ડરે; પુરપત પડીઓ પાય;
વિશ્વ પતિના વેષમાં; અવની અંજાઇ જાય.

પ્રધાન કહે ખરૂં છે કૃપાનાથ, સાધુ પુરૂષો સાધના કરવા બેસે છે ત્યારે તડકા છાંયડાનો વિચાર કરતા જ નથી. જેની પાસે વસ્ત્ર નથી તેમ પાણી પીવાનું પાત્ર પણ નથી. એબ ઢાંકવા એક લંગોટી, પથ્થરના મણકાની માળા, ગોપીચંદનનું ટીલું, શરીરે રાખ, માત્ર આજ વસ્ત્ર અને આભૂષણ છે.

રાજા પ્રધાન વાતો કરે છે, તે જાલુ ભીલ સાંભળે છે; જેમ જેમ વખત જતો જાય છે તેમ તેમ જાલુ ગભરાય છે, અને મનમાં વિચાર કરે છે કે, હવે આ બંને અહીંથી "દીસતા રહે, તો સારૂ" જો વધારે વંખત જશે તો રાજા તો નહિ ઓળખે પણ પ્રધાન તો જરૂર ઓળખશે જ. જો ઓળખશે તો બુરી દશા કરશે.

થોડી વાર કેડે રાજા પ્રધાનને કહે છે, પ્રધાનજી, દાન સુપાત્રને દેવું. કુપાત્રને નહિ. માગે તેને ન આપવું, અને ન માગે તેને આપવું એ શ્રેષ્ટ છે. માટે આપણા ખજાનામાંથી દશ હજાર શિક્કા રૂપાના લાવીને મહારાજને આપો, પછી ચાલ્યા જઈએ.

કહેવા પ્રમાણે પ્રધાનજી દશ હજાર રૂપીઆ લઈ આવ્યા, અને મહારાજના મોં આગળ ઢગલો કર્યો. ઢગલો થતાં ખખડતાંની સાથે મહારાજે જરાક આંખ ઉઘાડી, અને ઉભા થઇ ત્યાંથી ચાલવા માંડયું. એથી રાજાના મનમાં બરાબર દ્રઢતા બેઠી. અહાહાહા ! આ મહાત્મા તો ખરે ખરા ત્યાગી જ છે.

પૂર્ણ પ્રેમ ચોંટવાથી, પોતાના સાથીકને મારે રાજા વાંસે વાંસે નાસે છે તેની પાછળ પ્રધાન તેની પાછળ બીજા માણસો ઢગલી કરેલા રૂપીઆ સમેટી ઘેર લઇ ગયા.

બે ત્રણ ગાઉ જઇને મહારાજ તો પાછા આંખો મીંચીને બેસી ગયા. જોડે રાજા અને પ્રધાન પણ આવીને બેઠા. સિદ્ધ પુરૂષોની સમાધી, શમતા અને ત્યાગવૃત્તિ જોઈ રાજાને કાંઇ કાંઈ તર્ક થવા લાગ્યા. થોડીવારે પ્રધાનને આજ્ઞા કરી કે, આ વખતે સોનાના શિક્કા અર્પણ કરો !

રાજાની આજ્ઞાને આધીન થઈ, પ્રધાનજી મોહોરોની પેટીઓ લઇ આવ્યા, અને મહારાજશ્રીની આગળ પાંચ હજાર મોહરો સોનાની મૂકી. રાજા આતુર દ્રષ્ટિથી જોઈ રહ્યા છે, મહારાજના મનની મહતાનો વિચાર કરી રહ્યા છે, એટલામાં વળી મહારાજે આંખ ઉઘાડી ચારે તરફ નજર કરી.

**રાજા**—પ્રભુ આ ભેટ ગ્રહણ કરો !

**બાલુ**—કોન હો તુમ ! અમારા ભેખ કુ ભ્રષ્ટ કરને વાસે ?

**પ્રધાન**—આપજી એ પોતે આ ભૂમીના રાજા છે; અને હું એમનો દાસ એટલે પ્રધાન છું.

**માલુ**—ચલે જાઓ ઇધરસે! લે જાઓ તમારા એ સબ કચરા!

લક્ષ્મિનો ત્યાગ કરીને ત્યાંથી આગળ ચાલ્યા તેની વાંસે રાજા અને તેની વાંસે મોહોરો પાછી મોકલવાનો બંદોબસ્ત કરીને પ્રધાન; વળી બે ત્રણ ગાઉ જઈ, મહારાજ આંખો મીંચીને બેઠા, તેમના સામા રાજા તથા પ્રધાનજી બાજુમાં બેઠા.

**રાજા**—પ્રધાનજી! આ મહારાજ આપણે ઘેર આવે તો એમને સમાધી લગાવવાને માટે એકાન્ત મકાન બનાવરાવી આપીએ; અને જાગ્રત અવસ્થામાં આપણા મહેલની સામેના મહેલમાં રાખીએ, ગુરૂ કરી સ્થાપીએ અને રોજ દર્શન કરીએ.

**પ્રધાન**—ઘણું જ રૂડું, ઉત્તમ વિચાર!

**રાજા**—હવે તો જાગ્રત થાય કે તરત એજ વાત કરીએ, અને કરગરીએ.

**પ્રધાન**—હાજી મારો પણ એજ વિચાર છે, સાક્ષાત વિષ્નુપરમાત્મા જેવાજ દેખાય છે. ગોપી ચંદનનું તિલક કપાળને કેવું તેજોમય કરે છે.

**રાજા**—હું તો તિલક અને માળામાંજ લીન થઈ ગયો છું. પ્રધાનજી; હવે તો હીરા માણેક અને મોતીના ઢગલા કરો!

**પ્રધાન**—જેવી નામદારની આજ્ઞા!

વગર વિલંબે હીરા માણેક મોતી મગાવી, મહારાજના મોં આગળ ઢગલા કર્યા અને કહ્યું કે, આટલી ભેઠ ગ્રહણ કરો! અમને કૃતાર્થ કરો!

નિંદ્રામાંથી બરાબર જાગ્રત થએલો માણસ શુદ્ધિમાં આવતાં બોલે, તેમ ઉચ્ચાર કરીને મહારાજ કહે છે. એ કયા ઝગડા મચાતે હો? હમ કયા કરે એ દુઃખકી દેનેવાલી માયા કુ? હમ માયાસે અલગ રહે તે હે; છોતે નહિ. હે!

**રાજા**—પ્રભુ આપ આ સેવકનું આંગણું પાવન કરો! દાસને ઘેર પધારો?

**માલુ**—હમ જંગલકે ઠેરને વાલે હે? મકાનમેં જાનેકી કયા જરૂર.

**પ્રધાન**—રાજાને ત્યાં તો પધારો કૃપાનાથ.

જાલુ વિચાર કરે છે કે અતીશે હીકઠઈ રાખવામાં નહિ ફાવીએ. માટે માનથી મળતી મોજ માણી લેવી જોઇએ. હમ કીસીકે ઘર જાતે

તો નહિ હે! મગર રાજાધિરાજકા આગ્રહ હે તો આતે હે; થોડે દીન ઠેરકે ચલે જાઇગે! તુમ આગે આગે ચલો હમ પીછે પીછે આતે હે!

**રાજા**—નહિ બાપજી, હું મેંના, પાલખી, સુખપાલ મગાવું, આપ બેસો. અમારા માણસો આપને ઉચકીને લઈ જશે.

**મહારાજ**—નહિજી એસા નહિ હોના ચઈએ; મુડદાકુ ઉચકના પડતા હે જીતાકુ થોડાઇ ઉચકના પડતા હે! ચલો હમ ચલતે હે! સચ્ચિદાનંદ! સચ્ચિદાનંદ! સચ્ચિદાનંદ!

કોઇ દિવસ ડગલું નહિ ચાલેલા; અને મહારાજની પાછળ દોડી દોડી થાકી ગએલા રાજા, તથા પ્રધાનજી ચાલ્યા તેમની વાંસે વાંસે મહારાજ ચાલ્યા, અને છેલ્લે અનુચરો પણ ચાલ્યા. જાલુ મનમાં વિચારે છે.

આડંબર આલેખતાં, પડે પાધરી છાપ;
શ્રીજીનું સુમરણ કર્યે, શમે સકળ સંતાપ.

મહેલમાં આવી એકાન્ત આસનમાં દૃઢ થઈ બેઠા. તે જોઈ દર્શનને માટે ઘણા લોકો આવવા લાગ્યા. મહારાજ ઉંચો હાથ કરી સર્વને આશિર્વાદ દેછે.

ભાવતાં ભોજન જમતાં અને રાજ મહેલમાં રમતાં છ માસ વિત્યા ત્યારે ઘરની ચિન્તા થવા માંડી, એવામાં મહોત્સવ પરવ આવ્યું તે દીવસે હજારો લોકો ગંગા સ્નાન કરવા ગયા. ત્યારે મહારાજ પણ ગયા.

રાજાના ગુરૂ ન્હાવા આવ્યા છે. તેમની પાછળ પાંચ પચાસ અનુંચરો છે. હજારો લોકો મુખને નિહાળતા મહારાજને વીંટીને ઉભા રહ્યા છે: અતીષે માણસના સમુહમાં આવીને ઉભેલો પોતાની સ્ત્રિને ઓળખી પણ સ્ત્રિએ તુર ફરી ગએલા નાથને ન ઓળખ્યા. પણ સેજ ભ્રાન્તિ તો પડી કે મારા ધણી જેવું રૂપ છે, મોઢું તેવુંજ છે.

મહારાજે અનુચરમાંના એકને સાન કરી બોલાવ્યો અને પોતાની સ્ત્રિને સાનથી બતાવીને કહ્યું કે. ઇસ ઓરતકુ રાજા કી પાસ લે જાઓ! ઓર કહો કે ઇસિકુ પાંચ હજાર સોના મહોર દે દો! ગુરૂની આજ્ઞાને માન્ય કરી; રાજાધિરાજે પાંચ હજાર સોના મહોર આપવાનો પ્રધાનને હુકમ કર્યો. તેજ વખતે મજૂરને માંથે ઉપડાવી બે સિપાઈ સાથે રાખી, બાઈની સાથે પાંચ હજાર સોના મહોર મોકલાવી દીધી.

[ કવિ. ] દોહરો.

તુચ્છ કરીને ત્યાગતાં; પલટી આવે પાસ;
લાલચથી લખ્ખો થયા; લક્ષ્મિ માટે લાશ.

---

૧ છોહું=અડલું; હાથ અડાડવો.

**પ્રધાન**—બાપજી એ પોતે આ ભૂમીના રાજા છે; અને હું એમનો દાસ એટલે પ્રધાન છું.

**માલુ**—ચલે જાઓ ઇધરસે ! લે જાઓ તમારા એ સબ કચરા !

લક્ષ્મિનો ત્યાગ કરીને ત્યાંથી આગળ ચાલ્યા તેની વાંસે રાજા અને તેની વાંસે મોહોરો પાછી મોકલવાનો બંદોબસ્ત કરીને પ્રધાન; વળી બે ત્રણ ગાઉ જઈ, મહારાજ આંખો મીંચીને બેઠા, તેમના સામા રાજા તથા પ્રધાનજી બાજુમાં બેઠા.

**રાજા**—પ્રધાનજી ! આ મહારાજ આપણે ઘેર આવે તો એમને સમાધી લગાવવાને માટે એકાન્ત મકાન બનાવરાવી આપીએ; અને જાગ્રત અવસ્થામાં આપણા મહેલની સામેના મહેલમાં રાખીએ, ગુરૂ કરી સ્થાપીએ અને રોજ દર્શન કરીએ.

**પ્રધાન**—ઘણું જ રૂડું, ઉત્તમ વિચાર !

**રાજા**—હવે તો જાગ્રત થાય કે તરત એજ વાત કરીએ, અને કરગરીએ.

**પ્રધાન**—હાજી મારો પણ એજ વિચાર છે, સાક્ષાત વિષ્નુપરમાત્મા જેવાજ દેખાય છે. ગોપી ચંદનનું તિલક કપાળને કેવું તેજોમય કરે છે.

**રાજા**—હું તો તિલક અને માળામાંજ લીન થઈ ગયો છું. પ્રધાનજી; હવે તો હીરા માણેક અને મોતીના ઢગલા કરો !

**પ્રધાન**—જેવી નામદારની આજ્ઞા !

વગર વિલંબે હીરા માણેક મોતી મગાવી, મહારાજના મોં આગળ ઢગલા કર્યા અને કહ્યું કે, આટલી ભેટ ગ્રહણ કરો ! અમને કૃતાર્થ કરો !

નિંદ્રામાંથી બરાબર જાગ્રત થએલો માણસ શુદ્ધિમાં આવતાં બોલે, તેમ ઉચ્ચાર કરીને મહારાજ કહે છે. એ કયા ઝગડા મચાતે હો ? હમ કયા કરે એ દુઃખકી દેનેવાલી માયા કુ ? હમ માયાસે અલગ રહે તે હે; છોતે નહિ. હે !

**રાજા**—પ્રભુ આપ આ સેવકનું આંગણું પાવન કરો ! દાસને ઘેર પધારો ?

**માલુ**—હમ જંગલકે ઠેરને વાલે હે ? મકાનમેં જાનેકી કયા જરૂર.

**પ્રધાન**—રાજાને ત્યાં તો પધારો કૃપાનાથ.

જાલુ વિચાર કરે છે કે અતીશે હીકડાઈ રાખવામાં નહિ ફાવીએ. મારે માનથી મળતી મોજ માણી લેવી જોઇએ. હમ કીસીકે ઘર જાતે

તો નહિ હે! મગર રાજાધિરાજકા આગ્રહ હે તો આતે હે; થોડે દીન ઠેરકે ચલે જાઇગેં! તુમ આગે આગે ચલો હમ પીછે પીછે આતે હે!

**રાજા**—નહિ બાપજી, હું મેંના, પાલખી, સુખપાલ મગાવું, આપ બેસો. અમારા માણસો આપને ઉચકીને લઈ જશે.

**મહારાજ**—નહિજી એસા નહિ હોના ચઈએ; મુડદાકુ ઉચકના પડતા હે જીતાકુ થોડાઇ ઉચકના પડતા હે! ચલો હમ ચલતે હે! સચ્ચિદાનંદ! સચ્ચિદાનંદ! સચ્ચિદાનંદ!

કોઇ દિવસ ડગલું નહિ ચાલેલા; અને મહારાજની પાછળ દોડી દોડી થાકી ગએલા રાજા, તથા પ્રધાનજી ચાલ્યા તેમની વાંસે વાંસે મહારાજ ચાલ્યા, અને છેલ્લે અનુચરો પણ ચાલ્યા. જાલુ મનમાં વિચારે છે.

આડંબર આલેખતાં, પડે પાધરી છાપ;
શ્રીજીનું સુમરણ કર્યે, શમે સકળ સંતાપ.

મહેલમાં આવી એકાન્ત આસનમાં દૃઢ થઈ બેઠા. તે જોઈ દર્શનને માટે ઘણા લોકો આવવા લાગ્યા. મહારાજ ઉંચો હાથ કરી સર્વને આશિર્વાદ દેછે.

ભાવતાં ભોજન જમતાં અને રાજ મહેલમાં રમતાં છ માસ વિત્યા ત્યારે ઘરની ચિન્તા થવા માંડી, એવામાં મહોત્સવ પરવ આવ્યું તે દીવસે હજારો લોકો ગંગા સ્નાન કરવા ગયા. ત્યારે મહારાજ પણ ગયા.

રાજાના ગુરૂ ન્હાવા આવ્યા છે. તેમની પાછળ પાંચ પચાસ અનુંચરો છે. હજારો લોકો મુખને નિહાળતા મહારાજને વીંટીને ઉભા રહ્યા છે: અતીષે માણસના સમુહમાં આવીને ઉભેલી પોતાની સ્ત્રિને ઓળખી પણ સ્ત્રિએ નુર ફરી ગએલા નાથને ન ઓળખ્યા. પણ સેજ ભ્રાન્તિ તો પડી કે મારા ધણી જેવું રૂપ છે, મોઢું તેવુંજ છે.

મહારાજે અનુચરમાંના એકને સાન કરી બોલાવ્યો અને પોતાની સ્ત્રિને સાનથી બતાવીને કહ્યું કે. ઇસ ઓરતકુ રાજા કી પાસ લે જાઓ! ઓર કહો કે ઇસિકુ પાંચ હજાર સોના મહોર દે દો! ગુરૂની આજ્ઞાને માન્ય કરી; રાજાધિરાજે પાંચ હજાર સોના મહોર આપવાનો પ્રધાનને હુકમ કર્યો. તેજ વખતે મજૂરને માંથે ઉપડાવી બે સિપાઈ સાથે રાખી, બાઇની સાથે પાંચ હજાર સોના મહોર મોકલાવી દીલી.

[ કવિ. ] **દોહરો.**

તુચ્છ કરીને ત્યાગતાં; પલટી આવે પાસ;
લાલચથી લખ્ખો થયા; લક્ષ્મિ માટે લાશ.

---

૧ છોહું=અડવું; હાથ અડાડવો.

મ્હોરો આવ્યાથી બંઈરીને નક્કી થયું કે મારો ધણીજ બાવો બની રાજાનો ગુરૂ થઇ બેઠો છે.

દોહરો.

જાલુ ઝાંઝર ઝુમણાં, કડાં કંઠીઓ કાપ;
બાનું બળદારી તણું, મબલખ મારી ધાપ.

રાજાની અથાગ પ્રિતી અને વચનમાં વિશ્વાસ જોઈ જાલુના મનમાં શુદ્ધ વિચારો ફેલાવા લાગ્યા ! અહોહો પ્રભુ બાનાનો કેટલો બધો પ્રતાપ છે; માત્ર રાજાના ભયથી મશાણનો મરડીઓ ઘસી તિલક કરી લીધું; માંછલાં પકડવાની જાળના પથ્થરના મણકાની માળા બનાવી ધારણ કરી લીધી; મશાણના મડદાની રખીઆ ચોળી લીધી. તોપણ રાજાધિરાજ પાયે પડયા; તેની સાથે સર્વે પ્રજા પગમાં પડી નમન કરવા લાગી.

પુરપતી પાએ પડે, નરનારી ને બાળ;
બાનું બળદારી તણું, તિલક છાપ ને માળ.

જૂઠા બાનામાં આટલો ચમત્કાર છે. તો સાચા દીલથી પ્રભુની ભક્તિ કરીએ તો, શું સુખ ન પામીએ. સાચી ભક્તિ અને સાચુ તિલક હમેશાં કરનારને પ્રભુ સાક્ષાતકાર થાય છે.

લખ્ખો જીવની હીંસ્સા કરનારને બાનું ધારણ કરતાં હરી અઢળક ઢળી ગયા તો પુન્યશાળીને તો પ્રભુ હૈએથી અળગાજ ન કરે ! શ્રીજી બાવા, શ્રીજી બાવા, શ્રીજી બાવા !

પંડીતના મુખથી પ્રભુ બાનાનું દૃષ્ટાંત સાંભળીને ભક્તરાજ તો આનંદ પામી ગયા. અહાહા ! આજે હૈઆમાં આનંદ છવઇ રહ્યો છે, પણ આ આનંદ હૈઆ શોકનો છે. કરવા ગયા કાંઇ ને થઈ ગયું કાંઇ. દશ ધણો દરમાયો ન થયો હોત પણ હરણીનો જીવ ઉગર્યો હોત તો ઘણુંજ સારૂ થાત ! શ્રીજી બાવા. શ્રીજી બાવા, શ્રીજી બાવા.

[ ચઉહાણ ] રાગ; રાસ રમતાં મારી નથની ખોવઈ.

આજે આનંદ થયો, આજે આનંદ થયો;
રાયને રીઝાવી લીધા, લાભ એ લહ્યો.
ચિત્ત ચાહીને કરી ચાકરી, પ્રિતી આણી પુર;
સ્હાય કરી શ્રીજી બાવાએ, દુઃખ થયાં સૌ દુર. આજે. ૧
હાલ જોઇ હરખાયો રાજા, સારો થયો શિકાર;
મહા મોટું પદ મુજને આપ્યું, ચતુર ભર્યાં ચિકાર. આજે. ૨

દશ ઘણો દરમાયો મળશે, ભળશે મારૂં ભાગ્ય;
ધનનો ઢગલો એજ ઉકરડો, હૈએ લાગી આગ. આજે. ૩
ખૂન કરી ખોંખારા કરવા, નીચ નરોનાં કામ;
દીન પ્રાણી પર દયા કરીને, રટવા રાધે શ્યામ. આજે. ૪
વાઢ કાપથી વધી સાહ્યબી, જરે થયા જરદાર;
કૃષ્ન કૃપાએ ફળો ઉઘડી, સર્વ તણા સરદાર. આજે. ૫
સવળુ કરતાં અવળુ પડીયું, અવળુ સવળુ ભાસે;
વહાલ કરી વળગીને રહેવું, વિશ્વપતી વિસવાસે. આજે. ૬
હરણી પહોચી હરી ધામમાં, ભલી ભાગ્યની ભૂલ્ય;
પવન સપાટો પહોચી વળતાં, દોદશ દીવા ગુલ. આજે. ૭
અંધારૂં ઓચિન્તુ દીઠું; કદી ધરૂં નહિ ધાર;
મૂંઠ મઢાવી હીરા જડાવું, *દાર તણી તલવાર. આજે. ૮

બસ આજથી †ગજવેલની તલવાર નજ બાંધવી ! ! સાચા સોનાની મૂંઠ બનાવરાવી, તેના ઉપર હીરા જડાવ્યા. હજારો રૂપીઆના ક્મ્મિતની મૂંઠ બનાવી તેની અંદર લાકડાની તલવાર બેસારી, તે ઉપર સોનાનાં પતરાંનું મ્યાન બનાવરાવ્યું, અને તેની ઉપર જરીનું વસ્ત્ર ચઢાવ્યું.

શુશોભિત તલવારને જોતાં માણસ અંન્જાઇ જાય ! એવી શોભાયમાન પણ દશ હજારના પગારદારે દયાને ખાતર જેવી હરણી કપાઈ ગઇ, તેમ ફરી કોઇ બીજું જનાવર ન કપાઇ જાય તેને ખાતર લાકડાની તલવાર બાંધી.

"ઉપરકી તો આછી બની, ભીતરકી રામજી જાને" એ કહેવત પ્રમાણે કર્યું તો ખરૂં પણ આ તેમ ન હોતુ, આ તો માત્ર ભક્તિ અને પ્રભુતાનો પ્રભાવ હતો.

આ વાતને ઘણો વખત વિત્યો; ભોવન ચઉહાણની સુકિર્તી રાજ્યમાં ફેલઈ રહી છે, એવામાં એકવાર, એવો બનાવ બન્યો કે, ચોથા દીવસની પાળીએ હજામત કરવા આવતો રળીઓ રાત, વિચાર કરવા લાગ્યો કે, મારો +સજઈઓ જરાક અવળો ધરે અગર હાથમાંથી ખસે તો સવા પાશેર લોહી કાઢી નાંખે ! આટલું નાંનું ઓજાર કેવું શોભાયમાન અને ધારવાળુ ચળકતુ દેખાય છે તો, દશ હજારના પગારદારની તલવાર કેટલો ચળકાટ મારતી હશે !

*દાર=લાકડું. †ગજવેલ=ખરૂં લોઢું. +સજઇઓ=અસ્ત્રો, છોર

એકવાર જોવી તો ખરી ! સજાઇઆ સાથે સરખાવવી તો ખરી ! ક્યારે લાગ મળે ને સરખાવી જોવાય ! ધાર તો મારા સજાઇઆની બરોબર તલવારની નહિ હોય !

[ કર્તા ] વિચાર કરતાં વખત આવી પહોંચ્યો તો ખરો; એકવાર રળીઓ રાત હજામત કરવા આવ્યો છે તે વખતે સરકાર સેજ વિચારમાં ગુંથાયા હતા; અને બહાર ગામથી આવેલા મેમાન સાથે વાતો કરતા હતા.

રળીઓ રાત આવ્યો છે, એવી ખબર અનુંચર સાથે સરકારને કહેવરાવી, પોતાની બાજી બીછાવીને બેસી ગયો, અસ્ત્રાને પથરી ઉપર ઘસી ટપલા ઉપર તાજો કરી, ભક્તરાજની રાહ જૂવે છે; પણ તેમને આવતાં વાર થઇ. ત્યારે બીજી વાર કહેવરાવ્યું કે, અહીંથી પરવારીને રાજા ધિરાજની હજામત કરવા જવું છે, માટે જરા જલદી આવે તો સારૂં ! ચઉહાણે કહેવરાવ્યું કે એસ થાય છે !

મકાનના જે ખંડમાં રળીઓ રાત બેઠો હતો તેજ ખંડમાં, સરદારને ધારણ કરવાનાં સઘળાં હથીઆર જૂદાંજૂદાં ભરાવેલાં હતાં, જોતાં જોતાં તલવાર ઉપર નજર પડી, નજર પડતાંની સાથે આનંદ પામ્યો, અહાહા! આજે ઠીક લાગ મળ્યો; લાવ્ય એમની તલવાર તો જોઉ, એટલે ઘણા વખતની ઇચ્છા પાર પડે !

ચારે પાસે ચકતો રહી ઉભો થઇ તલવાર લીધી, મ્યાનની મૂંઠ સાથે બાંધેલી દોરી છોડી; વિચાર કરે છે કે, એક હાથમાં સજૈઓ અને બીજા હાથમાં ઉઘાડી તલવાર ઝાલી બંન્નેની ધારને સરખાવી જોઉં !

[ કવિ. ] **મરાઠી સાખી.**

[1]સજી સજૈઓ સહી હાથમાં, [2]અસી સાથ સરખાયો;
[3]દાર તણી તલવાર જોઇને, હજામ શુ ! ! હરખાયો;
કહુ રાણાને, શિક્ષા આપે શાણાને. કહુ.

મ્યાન બંધ કરી તલવાર ભેરવી દીધી; જેવો હેઠો બેઠો તેવાજ ભક્ત રાજ પધાર્યા. મૂંગે મોંઢે પણ હોઠમાં હસતો સરદારની હજામત કરવાનું કામ પરવારી ગયો. ત્યારબાદ ઓજાર સંકેલી આરસી હાથમાં લઇ. રાણાજીના મહેલ તરફ ચાલ્યો.

નાના બાળકને રૂડુ અને રળીઆમણું રમકડું જડયું હોય ને જેમ એકલો એકલો આનંદ માને; તેમ હરખાતો અને મલકાતો રળીઓ રાત રાણાજીના મહેલે આવ્યો, બાજુ પર બેસી તૈયારી કરી, રાજનને કહેવરાવી

---

૧ સજી=સજ કરી, તૈયાર કરી. ૨ અસી=તલવાર. ૩ દાર=લાકડું.

દીધું; થોડીજ વારે મહારાજા આવ્યા, એટલે પ્રથમ જોતાંજ હસવું આવ્યું. ત્યાર પછી, હજામત કરવા માંડી. હાથે કામ કરતો જાય છે, અને ઘડીએ ઘડીએ થોડુ થોડુ હસતો જાય છે. વળી રહી જાય છે; ઘડીમાં મોંઢે લુગડુ દે છે. આ પ્રમાણે દશ વીશ વખત બન્યું; એટલે રાજા કોપાયમાન થઈ પુછે છે.

રાજા—કેમરે! રળીઆ! આજ કેમ આટલો બધો મકલાઈ રહ્યોછું?

રળીઓ—શુ કહુ! (એટલું બોલી ખડખડ હસી પડયો.)

રાજા—હજી તો હસતોજ જાય છે? બોલ્ય શું છે?

રળીઓ—હાહાહાહાહાહા! હાહાહાહાહાહા! શુ કહુ!

રાજા—જેમ કહીએ છીએ તેમ વધારે! બોલ્ય ઝટ!

રળીઓ—શુ કહુ સરકાર! હાહાહાહાહાહા!

રાજા—બસ કર! નહિ તો માથુ કાપી નાંખીશ! કહી દે કારણ?

રળીઓ—ભયથી કંપી ગયો, પણ બોલ્યો તો ખરો; સરકાર હસવાનું કારણ મારે મોંઢે ન કહેવરાવશો.

રાજા—જો તારા ઘર સબંધી હોય તો તે મારે જાણવાની જરૂર નથી. પણ કાંઇ બીજુજ કારણ હોય તો તે જણાવવુંજ પડશે!

રળીઓ—ઘર સબંધી તો નથી.

રાજા—ત્યારે શા સબંધી છે?

રળીઓ—આપના રાજ સબંધી.

રાજા—હેં હેં?? એવી શી ખામી છે કે, હજામને હસુ આવે?

રળીઓ—નામદાર ન કહેવરાવો તો સારૂ?

રાજા—તે કેમ ચાલે?

રળીઓ—ન જાણવામાં ફાયદો છે, જાણવાથી ખેદ થશે.

રાજા—ગમે તે થાય પણ હજામની આંખે અજુગતુ દેખાયુ, એ મારે ન જોઇએ? કહી દે ઝટ વિલંબ ન કર!

રળીઓ—શું કહુ સરકાર.

રાજા—એજ! હસવાનું કારણ?

રળીઓ—ધિરે ધિરે જાહેર થશે? "ગાજતુ વાજતુ માંડવે આવશે."

રાજા—અરે છે કોઇ હાજર?

સીપાઇ—જી સરકાર?

રાજા—તલવાર લાવો! આ હજામને મારી નાંખુ!

રળીઓ—ક્ષમા કરો! હવે કોઇ દિવસ નહિ હસુ!

રાજા—કોઇ વખતની વાત નથી, આજ હસ્યો તેનું કારણ શું?
રળીઓ—તમારા રાજમાં અંધેર!
રાજા—શી રીતે, નજરે બતાવી સાબીત કરી આપ્ય!

(રળીઓ) રાગ, હરીગીત છંદ.

મહારાજ રાણા રાજવી, શિર છત્ર છો સૌના પતી;
ઝાંખીને જોયુ જાણવા, કાંઈ આંખથી અનરથ અતી. ૧
હથિયાર પર હીરા જડયા, શોભા વધારી સાખ્યની;
ભાઈ."બાંધી મૂંઠી લાખની," ઉઘાડી ત્યારે રાખની. ૨
માની ફરે બહુ માનમાં, સૌ શિર સવા શેર છે;
વાલંદ કહે છે વારતા, તમ રાજમાં અંધેર છે. ૩
નિમક હલાલી નોકરોને, કોણ ચિત્તમાં ન્હાય છે;
બહુ લાંચીઆ ને ચાંચીઆ, મબલખ મશાલા ખાય છે. ૪
ચઉહાણ ન્હાવા રાજમાં, સૌ સુરના સર્દાર છે;
દરમાયો દશ હજારનો, પણ દારની તલવાર છે. ૫

રાજા—હં હં હં! આ શુ કહે છે! જરા વિચાર કરીને બોલ્ય, જરા તપાસ કરીને બોલ્ય!

રાગ. માલીની છંદ.

છટ છટ છટ [1]છોરા, વાત વિપરીત વરણી;
[2]ઉલુક નજર આંખે, તેજ આવે ન [3]તરણી. ૧
ચટ ચટ ચટ ચેતી, ઉછળી જ્યારે હરણી;
ઝટ ઝટ ઝટકાવી, વિશ્વમાં વાત વરણી. ૨
પટ પટ પટ બોલ્યો, આંધળા આંખ મીંચી;
ખટ ખટ ખટ ખોલ્યો, જાત જણવીજ નીચી. ૩
ભટ ભટ ભટ ભૂંક્યો, વર્ણવી વાત છોછી;
ન્ફટ ફટ ચટ ચુક્યો, હોજરી તુજ ઓછી. ૪

રળીઓ—રાણાજી; હલકો કહો નીચો કહો જે કહો તે હા! પણ મારી કહેલી વાતનો તપાસ તો થવો જોઇએ.
રાજા—તપાસ થશે તો નાહક માર્યો જઇશ, આજે કોનું મોં જોયુંછે?
રળીઓ—મોં તો મંમાયાનું જોયું છે! પણ તેથી શુ! હમેંશ એજ જોવાય છે.
રાજા—આજે આવી જૂઠી ગપ ઉડાડવાની ઇચ્છા કેમ થઇ?

૧ છોરા=છોકર બુદ્ધિના. ૨ ઉલુક=ઘુવડ. ૩ તરણી=સુર્ય.

**રળીઓ**—હું બોલુ છું તે આપને જૂઠું લાગે છે?

**રાજા**—જૂઠું જૂઠું એક વાર નહિ પણ હજાર વાર જુઠું?!

**(રળીઓ) રાગ; રાજની ઈચ્છા નથી રે (મૂહાલશા.)**

જરીએ જુઠું નથી રે, રઢીઆળા રાણા જરીએ જુઠું નથી રે.

આજે જોયું આંખથી, નથી વધારી વાત;
સાચુ માનો સાહ્યબા, તરત તપાસો તાત. જરીએ. ૧
હલકી ઓછી હોજરી, નાપીક નીચી જાત;
વાત મુજ મારી ગઇ, એજ અતી ઉત્તપાત. જરીએ. ૨
મમત મારી નાંખતાં, ખરી વાત પર ખેદ;
જો વાતે જુઠો પડુ, સજા કરો શિર છેદ. જરીએ ૩
ખાર ખરો મુજ અંગમાં, ખોટુ નવ ખંટાય;
ફરે ફટાયા ફાવતા, ફાળ દેઈ ફંટાય. જરીએ. ૪
ઈંદરવરણું ઓપતાં, કાપ્યે કડવી વાસ;
કુવચના કાંટા અડયે, તનમાં ઉપજે ત્રાસ. જરીએ. ૫
કપટ કરીને કારસું, વાળે સત્યા નાશ;
આંખે લાગે ઉજળાં, સુરા સોમલ છાસ. જરીએ. ૬

**રાણાજી**—ભોવન ચઉહાણને ઈંદરવરણાની ઉપમા આપે છે, એજ તારી જાતની હલકાઈ જણાય છે.

**રળીઓ**—ચઉહાણના સબંધમાં આપ આટલા બધા મગરૂબ છો, પણ જ્યારે કપટ જાહેર થશે ત્યારે આપની આંખો ઉઘડશે, ભોવન ચઉહાણ લાકડાની તલવારે મહિનો ખાય છે!

**રાણાજી**—નધાધૂમ જુઠું! જુઠું જુઠું નધાધૂમ જુઠું!

**રળીઓ**—નજરો નજર જોએલું જુઠું હોયજ નહિ! જોએ વધારે વિલંબ પણ થયો નથી!

**રાણાજી**—મારા સુરા સરદારને માથે ખોટુ આળ છે!

**રળીઓ**—આળ નહિ પણ અંકેસો છે!

**[રાણાજી] રાગ; એ છે સતિ એની ન્યારી ગતી. (સૈરંધ્રિ)**

આળ ધરો; ગંગાજળનો ઝરો, શાણો શુરવીર સરદાર ખરો.
પેટ પાપે ભરો, દૈવ્યથી ન ડરો; મ્હોત આવ્યા વિના, મૂંઢ શાને મરો!
જ્યારે જૂવો ત્યારે જાપ જપે છે, ભક્તિ કરી ભોળા જનમાં ખપે છે;
છૂપા છૂપાવ્યા ગુણ છપે છે;
શિરપર સુર્યનું તેજ તપે છે.——

આગ લાગ્યે કોણ હોલવે અરણી; તાપ તપ્યે કોણ ઢાંકશે તરણી;
પુર ચઢયે કોણ ઝાલશે ઝરણી;
ધાડ પડે ત્યારે ધ્રુજાવે ધરણી. આળ ધરો. ૨
અણી પાણી વેળા અંગને અરપે, સંકટ વેળાએ સર્વ સમરપે,
ભરી દયા ભૂખ્યા તરસ્યાને તરપે;
કાળને કંપાવી નાખે છે [1]કરપે. આળ ધરો. ૩
વીર પુરૂષ મુજ રાજમાં વીધું, કુંદન ઉપર કાળુ તેં કીધું;
જાણી બુજી ઝેર ગોળીને પીધું,
મૂંઢ મતી મ્હોત માગીને લીધું. આળ ધરો. ૪

[ રળીઓરાત ] મરાઠી સાખી.

તપાસ કરતાં તરે ત્રાજવું; તે પાપી પકડાશે;
ન્યાય ત્રાજવે નક્કી થાશે, જૂઠો તે ઝકડાશે,
જક મૂકો રાજ; શીર શું ફોડો ! શીરના તાજ. જક.

[ રાણાજી ] મરાઠી સાખી.

વાઘ મુખમાં માંથુ મૂકી; બચવું એ બળ કયાંથી;
જીવ જાય પણ જક મૂકે નહિ, કથન કથ્યુ મુખમાંથી;
રૂડા રળીઆ રાત, ઘડી એકમાં થાશે ઘાત.

[ રળીઓરાત ] દોહરો.

વાર વાર વંદન કરૂં, વિના શવતી ફોજ;
કરવું શું ! શું ના કરવું, એ મહિપતીની મોજ.

હજામ અતી હદમાં આવી ગયો, અને પોતાની જક મૂકતો નથી. તે જોઇ રાણાને ઘણું માઠુ લાગ્યું. તેજ વખતે રાજના મોટા મિસ્ત્રી લુહારને બોલાવ્યો અને હુકમ કર્યો કે, હાલ હાલ આપણા બાગમાં જાઓ અને કોઇને ખબર ન પડે એવી રીતે, ફળી ગએલી સાત કેળમાં પાંચ પાંચ આંગળ જાડા લોઢાના ગોળ સરીઆ બરાબર મધ્ય ભાગમાં ઉપરથી ઉતારો; અને તે કામ ચોકસ થઈ ગયું છે, એવી મને વેગળે રહીને ઇસારાથી ખબર આપો !

[ રાણાજી ] રાગ દોહરો.

ફક્ત ફળેલી કેળમાં, સરીઆ નાંખો સાત;
ત્રિજે કાને કોઇને, કદી ન વદશો વાત.
નવિન નિશાની છાપજો, ભૂલાએ નહિ ભાન;
વિવેકથી વંદન કરી, સમજાવી દ્યો સાન.

---

૧ કરપ=દમ, ધાક.

જે કેળોમાં સરીઆ ઉતાર્યાં હોય, તે કેળોના ઉપર કોઈ જાતનું નિશાન કરજો; જે મારાથી ઓળખી શકાય.

રાજનના કહેવા પ્રમાણે કામ ચોક્કસ કરી મધ્યાન થતા પહેલાં લુહારે ખબર આપી સલામ કીધી. તે વખતે રાણાએ ભોવન ચઉહાણને કહ્યું, અહો શાણા અને શુરા સરદાર ! આજે સઘળા પટાવતને હાજર કરો ! કારણ કે જે દીવસે આપણે સર્વે શિકારે ગયા; અને જ્યારે ઘણા વખત સુધી એક પણ જનાવર હાથ નહોતુ લાગ્યું, ત્યારે મારા મનને અતીશે ખેદ થયો હતો. તે વખત મેં મનમાં સંકલ્પ કર્યો હતો કે, હે મહા શક્તિ દેવી તું સ્હાય થઇશ તો હું સો બ્રાહ્મણને ભોજન આપીશ, અને મારા સુરા સરદારોને પણ ભોજનથી ત્રપ્ત કરીશ. તે દીવસ આજે છે. ત્રણસો ચારસો માણસની રસોઇ કરાવાની ગોઠવણ કરો ! અને સઘળા પટાવતોને બોલાવી આપણે સાથે ચાલો ! ત્યાં બેસી ઉઠી જમી રમી આનંદ કરીશું. આજે મારા મનના ઉમંગની ઉજાણી છે.

[ રાણાજી ] રાગ; આ ભ્રમર ન મૂકે ખ્યાલ. ( મૃદાલશા )

મંગળમય મતી મુઝાણી, આજે ઉમંગની ઉજાણી.
ચાલો બાગ બગીચે ફરવા, મન મૂઝામણ દુર કરવા,
પય પાક પેટમાં ભરવા, થાઓ તૈયાર, કરો નહિ વાર;
સજો હથીઆર, મોજ લ્યો માણી. આજે. ૧
બહુ બહાદુર બાવન શુરા. સૌ પુર પરાક્રમ પુરા;
એ આવે ત્યાં આપ્રુરા, લેઇ સૌ સંગ, અંગ ઉમંગ,
રાખવા રંગ, તીર લ્યો તાણી. આજે. ૨
જે અંગે આળસ કરશે, જે થોડામાં થર થરશે;
તે મ્હોત વગરના મરશે, વદુ સતવાણ, પડાવું પ્રાણ,
કઢાવું ધાણ, ઘલાવું ઘાણી. આજે. ૩

રાજનનો હુકમ થતાં અનુંચરો સાથે કહેવરાવી; ભોવન ચઉહાણે બાવન પટાવતો ભેગા કર્યા, અને રાજનનું ફરમાન ફરમાવી દીધું. તેજ વખતે સઘળા પટાવતો હથિયાર સજી ઘોડેશ્વાર થઇ ભોવન ચઉહાણુની સાથે બાગમાં આવ્યા.

રાગ; દોહરો.

તલવારો તેપન ધરી, હૈએ ધારી હામ;
આવી બેઠા બાગમાં, પ્રિતે કરી પ્રણામ.

સર્વે સરદારોને હથિયાર બંધ આવેલા જોઇને રાણા

આગ લાગ્યે કોણ હોલવે અરણી; તાપ તપ્યે કોણ ઢાંકશે તરણી;
પુર ચઢયે કોણ ઝાલશે ઝરણી;
ધાડ પડે ત્યારે ધ્રુજાવે ધરણી. આળ ધરો. ૨
અણી પાણી વેળા અંગને અરપે, સંકટ વેળાએ સર્વે સમરપે,
ભરી દયા ભૂખ્યા તરસ્યાને તરપે;
કાળને કંપાવી નાખે છે [1]કરપે. આળ ધરો. ૩
વીર પુરૂષ મુજ રાજમાં વીધું, કુંદન ઉપર કાળુ તેં કીધું;
જાણી બુજી ઝેર ગોળીને પીધું,
મૂંઢ મતી મ્હોત માગીને લીધું. આળ ધરો. ૪

[ રળીઓરાત ] મરાઠી સાખી.

તપાસ કરતાં તરે ત્રાજવું; તે પાપી પકડાશે;
ન્યાય ત્રાજવે નક્કી થાશે, જૂઠો તે ઝકડાશે,
જક મૂકો રાજ; શીર શું ફોડો ! શીરના તાજ. જક.

[ રાણાજી ] મરાઠી સાખી.

વાઘ મુખમાં માંથુ મૂકી; બચવું એ બોળ કયાંથી;
જીવ જાય પણ જક મૂકે નહિ, કથન કથ્યુ મુખમાંથી;
રૂડા રળીઆ રાત, ઘડી એકમાં થાશે ઘાત.

[ રળીઓરાત ] દોહરો.

વાર વાર વંદન કરૂં, વિના પ્રાવતી ફોજ;
કરવું શું ! શું ના કરવું, એ મહિપતીની મોજ.

હજામ અતી હઠમાં આવી ગયો, અને પોતાની જક મૂકતો નથી. તે જોઇ રાણાને ઘણું માઠુ લાગ્યું. તેજ વખતે રાજના મોટા મિસ્ત્રી લુહારને બોલાવ્યો અને હુકમ કર્યો કે, હાલ હાલ આપણા બાગમાં જાઓ અને કોઇને ખબર ન પડે એવી રીતે, ફળી ગએલી સાત કેળમાં પાંચ પાંચ આંગળ જાડા લોઢાના ગોળ સરીઆ બરાબર મધ્ય ભાગમાં ઉપરથી ઉતારો; અને તે કામ ચોકસ થઈ ગયું છે, એવી મને વેગળે રહીને ઇસારાથી ખબર આપો !

[ રાણાજી ] રાગ દોહરો.

ફક્ત ફળેલી કેળમાં, સરીઆ નાંખો સાત;
ત્રિજે કાને કોઇને, કદી ન વદશો વાત.
નવિન નિશાની છાપજો, ભૂલાએ નહિ ભાન;
વિવેકથી વંદન કરી, સમજાવી ધ્યો સાન.

---

૧ કરપ=દમ, ધાક.

જે કેળોમાં સરીઆ ઉતાર્યા હોય, તે કેળોના ઉપર કોઈ જાતનું નિશાન કરજો; જે મારાથી ઓળખી શકાય.

રાજનના કહેવા પ્રમાણે કામ ચોક્કસ કરી મધ્યાન થતા પહેલાં લુહારે ખબર આપી સલામ કીધી. તે વખતે રાણાએ ભોવન ચઉહાણને કહ્યું, અહો શાણા અને શુરા સરદાર ! આજે સઘળા પટાવતને હાજર કરો ! કારણ કે જે દીવસે આપણે સર્વે શિકારે ગયા; અને જ્યારે ઘણા વખત સુધી એક પણ જનાવર હાથ નહોતુ લાગ્યું, ત્યારે મારા મનને અતીશે ખેદ થયો હતો. તે વખત મેં મનમાં સંકલ્પ કર્યો હતો કે, હે મહા શક્તિ દેવી તું સ્હાય થઇશ તો હું સો બ્રાહ્મણને ભોજન આપીશ, અને મારા સુરા સરદારોને પણ ભોજનથી તૃપ્ત કરીશ. તે દીવસ આજે છે. ત્રણસો ચારસો માણસની રસોઇ કરાવાની ગોઠવણ કરો ! અને સઘળા પટાવતોને બોલાવી આપણે સાથે ચાલો ! ત્યાં બેસી ઉઠી જમી રમી આનંદ કરીશું. આજે મારા મનના ઉમંગની ઉજાણી છે.

**[ રાણાજી ] રાગ; આ ભ્રમર ન મૂકે ખ્યાલ. ( મૃદાલશા )**

મંગળમય મતી મુઝાણી, આજે ઉમંગની ઉજાણી.
ચાલો બાગ બગીચે ફરવા, મન મૂઝામણ દુર કરવા,
પય પાક પેટમાં ભરવા, થાઓ તૈયાર, કરો નહિ વાર;
સજો હથીઆર, મોજ લ્યો માણી. આજે. ૧
બહુ બહાદુર બાવન શુરા. સૌ પુર પરાક્રમ પુરા;
એ આવે ત્યાં આફુરા, લેઇ સૌ સંગ, અંગ ઉમંગ,
રાખવા રંગ, તીર લ્યો તાણી. આજે. ૨
જે અંગે આળસ કરશે, જે થોડામાં થર થરશે;
તે મ્હોત વગરના મરશે, વદુ સતવાણ, પડાવું પ્રાણ,
કઢાવું ધાણ, ઘલાવું ઘાણી. આજે. ૩

રાજનનો હુકમ થતાં અનુંચરો સાથે કહેવરાવી; ભોવન ચઉહાણે બાવન પટાવતો ભેગા કર્યા, અને રાજનનું ફરમાન ફરમાવી દીધું. તેજ વખતે સઘળા પટાવતો હથિયાર સજી ઘોડેશ્વાર થઇ ભોવન ચઉહાણની સાથે બાગમાં આવ્યા.

**રાગ; દોહરો.**

તલવારો તેપન ધરી, હૈએ ધારી હામ;
આવી બેઠા બાગમાં, પ્રિતે કરી પ્રણામ.

સર્વે સરદારોને હથિયાર બંધ આવેલા જોઇને રાણાજી રાજી થયા.

રસોઈ તૈયાર થઈ ત્યાં સુધી સર્વે હર્યા ફર્યા. અનેક પ્રકારની ઇચ્છા મુજબ રમતો રમ્યા. રસોઈ તૈયાર થઇ એટલે માતાજીને નિવેદ કરી, થાળ ધરી, બ્રાહ્મણની પંગ્તિ બેસારી દીધી. બ્રાહ્મણો જમી ઉઠયા એટલે સર્વે બ્રાહ્મણોને નમન તથા તેમનું પુજન કરી દક્ષણા આપી, ત્યાર બાદ રાજાજી હાથ જોડી ઉભા રહયા, અને સર્વે બ્રાહ્મણો વિદાય થયા.

રાજાની સાથે સર્વે પટાવતો પણ બ્રાહ્મણને નમતા ઉભા રહ્યા છે. બ્રાહ્મણોના ગયા પછી રાજા કહે છે, કેમ ભોવન ચઉહાણ ?

**ચઉહાણ**—જી સરકાર !

**રાજા**—બ્રહ્મદેવની યથા શક્તિ બની તે સેવા કરી !

**ચઉહાણ**—ઘણુંજ રૂડું કર્યું અન્નદાતા ! બ્રાહ્મણ પૃથ્વિના દેવતા છે.

**રાજા**—આપણા સઘળા પટાવતો હાંજર !

**ચઉહાણ**—હાજી હાજર !

નિશાનને ઓળખી નજરમાં રાખેલી સાત કેળો બતાવીને રાજા કહે છે. સર્વે સરદારોના હથિયાર કેવાં તૈયાર રહે છે એ મારે જોવું છે !

[ રાજા ] **રાગ; ધિમે ગાડી હાંકો, મેરા મન ગાડીવાલા.**

તમે ઝટકે કેળો કાપોરે, શુરવીર શાણા;
તમે પ્રૌઢ પરીક્ષા આપોરે, શુરવીર શાણા.
તમે ઝટકે, તમે ચટકે, તમે કટકે, તમે લટકે,
કેળો કાપોરે; મને આજ પરીક્ષા આપોરે. શુરવીર.
હીર બતાવો હાથનું, અસી ઘસીને ધાર;
વળી બતાવો વેગમાં, ગુપ્તિ કીરચ કટારરે. શુરવીર ૧
રાણા કેરા રાજમાં, બળીઆ બાવન વીર;
ચતુર [૧]ચીર ચઉહાણ છો, વીર, [૨]મીર, [૩]શીર, [૪]પીરરે. શુરવીર. ૨
ફુરતી રાખો ફાંકડા, સુરતા રાખો શુર;
દરમાયા દોઢા થશે, નક્કી વધશે નુરરે. શુરવીર ૩
ભક્ત ભોવન ચઉહાણછો, લક્ષ્મિ વરમાં લક્ષ;
સહિ હાથ શમશેરને, કાપો કેળનાં વૃક્ષરે. શુરવીર ૪

**ચઉહાણ**—રાણાજી; કેળોમાં શુ કાપવું છે ?

**રાણા**—કેમ શુ કાપવું છે ?

**ચઉહાણ**—કેળ એ કોમળ ઝાડ છે ?

**રાણા**—કોમળ કે કઠણ એ સરદારોને સમજવાનું નથી, મારે સમજવાનું છે.

---

૧ ચીર-ચીરકાળ, અમર. ૨ મીર=શ્રેષ્ઠ. ૩ શીરં=શિખર, ટોચ. ૪પીર-દયાનોસાગર

ચઉહાણ—બાવન પટાવત એક એક ઝટકો મારશે, તો બગીચાની બધી કેળો કપાઇ જશે, અને પટાવત બાકી રહેશે.

રાણા—બાકી રહેશે તેને માટે પછી વિચાર કરીશું, પણ એક એક ઝટકે કેટલી કેળો કપાય છે તે જોવાનું છે !

ચઉહાણ—સરકાર !

રાત—સરકાર, સરકાર કરીને શીરફોડી શુ કરવા કરો છો ! હજુરનો હુકમ થયો તેને આધીન થવુ !

હજામના બોલવા ઉપરથી ચઉહાણને વહેમ પડયો, રખ્ખે કોઇ રીતે આ હજામે રાજનને ચઢાવ્યા હોય એમ લાગે છે, તે વિના મારા સામી આટલી જક કોઇ દિવસ કરે નહિ !

ચઉહાણ કહે છે ચલાવો ! સુરા સરદારો કેળો કાપવા માંડો !

ચઉહાણની આજ્ઞા થતાં બાવને પટાવત તલવારો તાણીને તૈયાર થયા, એકે તલવાર મારી તેની અડધી કેળમાં જઇ અટકી; બીજાએ મારી તે વાંકી થઈ ગઈ, ત્રિજાની ભાગી ગઇ, કોઇની ભાગી ગઇ, કોઈની વળી ગઇ, કોઈની બુઠી થઈ ગઇ, કોઇમાં ખાણ પડી ગઈ, એમ કરતાં બાવન પટાવત જેવા શિકારની શોધમાં નિરાશ થયા હતા તેથી દશ ઘણા ઉદાસ થઇ ગયા. વિમાસણ કરતા વિલે મોંઢે લમણે હાથ દઇને બેઠા. હવે ભોવનસિંહનો વારો આવ્યો, એમ સમજી હરખઇને હજામ બોલ્યો.

[ હજામ ]  રાગ; મરાઠી સાખી.

બાવન બળીઆ પાછા વળીઆ, કપરૂ કેળનું ઝાડ;
ભોવનસિંહ સરદાર સરવના, [1]ધીંગી મારે ધાડ;
પણ પ્રભુનો પાડ, [2]ઠીઠુ કાપે થોરની વાડ.  પણ.

[ ચઉહાણ. ]  મનમાં; મરાઠી સાખી.

હજામડો અતીશે હરખાયો, જાણે જીત્યુ હળીયું;
હરખ ચમક ચીતડુ ચમકાવે, રાજ રંકને મળીયું;
ટળીયુ દારૂણ દુઃખ, અઢળક આવી ઢળીયું સુખ.  ટળીયુ.

( રાજા )  મરાઠી સાખી.

ભોવન ભકત સરદાર સરવના, જાપ પ્રભુના જાપો;
ભકિત વશ ભગવાન રહ્યા છે, ઝટકે કેળો કાપો;
આપો આનંદ આજ, તમો સરવના શીર પર તાજ.  આપો.

---

૧ ધિંગી—જબરી. ૨ ઠીઠું-બુઠી તલવાર, લાંકડાની તલવાર.

( હજામ ) દોહરો.

ઝટકે કેળો કાપશે, સટકે કાપે સાત;
શ્રી આવે શમશેરમાં, કહે છે રળીઓ રાત.

( કર્તા )—હજામ કાંઇક હરખ ચમકમાં ચમકી રહ્યો છે; આપણી પાસે તલવાર લાકડાની છે; જે વખતે જૂઠી તલવારની જરૂર હતી; ત્યારે સાચી હતી; આજે જુઠી છે, ત્યારે સાચીની જરૂર છે. હરણી નહોતી મારવી ત્યારે સાચી તલવારની ધારને ધસરકે કપાઇ ગઇ. આજે જેનું લુણ ખાઇએ છીએ; જેનો દશહજારનો દરમાયો ખાઈએ છીએ તેને પરીક્ષા આપવાની છે, ત્યારે તલવાર લાકડાની છે. શ્રીજીબાવા, શ્રીજીબાવા, શ્રીજી બાવા; શું કરવું કેમ કરવું !

**(ચઉહાણ) રાગ; જાગો જોગીરાય વખત વીતી જાય; (ગોપચંદ.)**

શ્રીજી મહારાજ; સકળ શિર્તાજ; તાર્યા તારી ઝાઝ; લાખોને;
તાર્યા તારી ઝાઝ લાખોને; તાર્યા તારી ઝાઝ લાખોને.
શુણી અરજી; ધરાધરજી; સકળ વરજી, આવો હરજી;
રૂડા રાણા રાજ; કહેશે દગાબાજ, લેવા માંડી લાજ; રાખોને.
મેં મૃગલીને મારવા, તાણી નહિ તલવાર;
કરણી કર સંજોગથી, પળમાં થઈ ગઇ પાર. શ્રીજી. ૧
અજાણતાં હત્યા થઈ, એથી અતી ઉચાટ;
સૌ જીવને સંભાળવા, કળથી કાઢ્યો [1]કાટ. શ્રીજી. ૨
ગુણ ઘણા ગજવેલમાં, સોના કરતાં સાત;
સોનું સંતાપે સદા, અતી કરે ઉતપાત. શ્રીજી. ૩
ગજ ગાંઠે ગજવેલને, જગ જીતે ગજવેલ;
વશમાં રાખે વિશ્વને, ખલકપતીનો ખેલ. શ્રીજી. ૪
જળ અગ્નિ આકાશનો, તાણી લાવે તાગ;
વાયુને વશમાં કરે, પૃથ્વિ ધારે પ્રાગ. શ્રીજી. ૫
મોટા જનના મહેલમાં, મળે મહાલવા માગ;
તુચ્છ નજરથી તેહનો, તાણી કીધો ત્યાગ. શ્રીજી. ૬
રાખી તેનાં રાખશે, હામ ઠામ ને હાડ;
ખેતર રાખે વાડને, ખેતર રાખે વાડ. શ્રીજી. ૭
લાખ સાખ લે લાકડું, દેઇ કપાળે ડામ;
દરમાયો દશ શહસ્રનો, આજે થશે હરામ. શ્રીજી. ૮

[1] કાટ-નકામી વસ્તુ, ઝેરી વસ્તુ, વાસણને વળગે છે તે.

શ્રીજીબાવા; શ્રીજીબાવા, શ્રીજીબાવા.

દોહરો.

શ્રીપતી સાગરપતી; રતી પતીના પ્રાણ;
માન ગએ મરવું ભલું, ભોવન ભક્તના ભાણ.

હે પ્રભુ, હે અંતરજામી, હે અનાથના નાથ; હે નોંધારાના આધાર, શ્રીજીબાવા, શ્રીજીબાવા, શ્રીજીબાવા.

ધુન.

મેં અપરાધી ખરા; પરંતુ તારરે; મહારાજા;
ઝાંખી કરકે જરા; હરી ઉગારરે; રખમાઝા.
મેં અપરાધી ખરા; પરંતુ તારરે; મહારાજા;
ઝાંખી કરકે જરા; હરી ઉગારરે; રખમાઝા.
મેં અપરાધી ખરા, પરંતુ તારરે; મહારાજા;
ઝાંખી કરકે જરા; હરી ઉગારરે; રખમાઝા.
મેં અપરાધી ખરા; પરંતુ તારરે; મહારાજા.
ઝાંખી કરકે જરા; હરી ઉગારરે; રખમાઝા.
મેં અપરાધી ખરા; પરંતુ તારરે; મહારાજા.
ઝાંખી કરકે જરા; હરી ઉગારરે; રખમાઝા.

શ્રીજીબાવા, શ્રીજીબાવા, શ્રીજીબાવા.

તલવાર તાણતાની સાથે જ એકદમ ફેંકી દેઉ, જાત કે ભાત કોઇને જાણવા ન દેઉ, એજ તલવાર કોઈ લાવીને મને દેખાડે તો કહી દેઉ કે મારી ન હોય! આમ કરૂ તોય ખોટું, પહેલો ગુનો લાકડાની તલવાર બાંધી એ, બીજો ફેંકી દેઉ એ; ત્રિજો રાજનના હુકમનો અનાદર થાય એ; ચોથો જુઠું બોલુ એ, એવા ચાર ગુના કરવા એ તો સારૂ નહિં; એટલો બધો પ્રપંચ શા સારૂ રચવો પડે; એક પેટને ખાતર; અગર આબરૂને ખાતર! છળ કપટ કે પ્રપંચ કરી આબરૂ રાખવી; એ પણ અધમનાં લક્ષણ છે; માટે તે કામ ન કરવું; ખેંચવા દે તલવાર આપે એને રામ. જય શ્રીજી મહારાજ!

( કવિ ) રાગ; ગિતિ.

શુરે શમશેર ખેંચી, વિજળી કેરો ઝળક્યો ઝબકારો;
ઓચિંન્તો અથડાયો, રળા રાતને હૈએ ધબકારો.

( કર્તા ) મરાઠી સાખી.

સાતે ફોજ સુવારી દીધી, જોરે મારી ઝટકા;

સરીઆ સુદ્ધાં વાઢી નાંખી, કર્યા કારમા કટકા;
લાગ્યા સટકા, હજામના અંતર ચટકા. લાગ્યા.

દોહરો.

ગતી વિનાનો ધાંયજો, પડીઓ ચીતા પાટ;
શુદ્ધ સાન શમતા ગઈ, પ્રૌઢી પથ્થર છાટ. ૧
આંખે અંધારાં વળ્યાં, મરણ ફાળના ફેર;
પોતીયુ પલળીને થયું, પાકુ પંદર શેર. ૨

ભોવન ચઉહાણનું અદ્દભૂત કામ જોઈ, રાણાજીએ શાબાશી આપી; તેજ વખતે ધાંયજાને તો તાઢીઓ તાવ ચઢી ગયો. દેહાંન્ત દંડની સજાનું ફરમાન થતાં માણસને જે જે ચિન્હ થાય છે તે તે રણીયારાતને થવા લાગ્યાં.

**રાજા**—કેમરે ધાંયજા! ભોવનસિંહની તલવાર દારની કે [1]સારની?

**હજામ**—સરકાર!

**રાજા**—કેમ અટકી ગયો; બોલ દારની કે સારની?

**હજામ**—સારની.

**રાજા**—હવે તને ગરદન મારવો કે નહિં?

**હજામ**—જેમ આપને ગમે તેમ.

**રાજા**—ન્યાયથી તો તું મરણની સજાને પાત્ર થયો કે નહિ?

**હજામ**—હાજી; થયો તો ખરો!

**રાજા**—અરે અનુચરો; આ હજામને શુળીના કાંટા ઉપર ચઢાવી ઘો.

**કર્તા**—રાજા અને રાત વચ્ચે સવાલ જવાબ થયા તે સાંભળીને ભોવન ચઉહાણના હૃદયમાં નિશ્ચય થયો કે, મારી લાકડાની તલવાર જોઇને આ ધાંયજાએ રાજાને વાત કરી હશે કે, ભોવન ચઉહાણની તલવાર લાકડાની છે; કારણ ધાંયજાના પેટમાં વાત ટકતી નથી; એ વાત રાજાને સાચી નહિ લાગી હોય એટલે તેની વાત ઉપર ધ્યાન ન આપતાં તેને તુચ્છકારી નાંખ્યો હશે. તો પણ પોતે નજરે જોએલી વાત મારી જાય છે, એમ સમજીને રાજનના મોં આગળ ઝાઝી હઠ કરી હશે, અને જીવના જોખમે સાબીત કરી બતાવા હિમ્મત ભીડી હશે, તેની સાથે કેળોના ઝાડમાં લોઢાના સરીઆ [2]સંચારી પરીક્ષા લેવી એ યુક્તિ પણ કદાચ એણેજ બતાવી હશે. વાત તો સાચી કરી પણ એના કર્મે ચક્કર ફરી ગયું. સાચો શુળીએ ચડે તો [3]અરૂણ કીરણમાં અંધારૂ અડે. રાણાજીને કરગરીને ધાંયજાના પ્રાણ બચાવવા તો ખરા!

૧ સાર=ખર લોઢુ. ૨ સંચારવું—પરોવવુ, સાચવી ખોસવું. ૩ અરૂણ=સુર્ય.

[ ચઉહાણ ] રાગ; માઢ. ગરૂડ તણું લ્યો, નામ; ( શ્રાદ્ધ )

રઢિયાળા રાણા રાય, રે સતવાદી શુળી જાય.
સાચા જૂઠા સર્વે જન, ચિત્તમાં ચઢતી ચહાય;
સાચાને શુળી ઠરી, એ મોટો અન્યાય. રે સતવાદી. ૧
ઇનામની આશા અતી, શિર શોધે શરપાવ;
વાત કરી વિવેકથી, ગરદન પડીઓ ઘાવ. રે સતવાદી. ૨
ક્ષમા કરો ક્ષિતી પતી, ભેળે કરો બચાવ;
વાત તણો વાલંદને, પેટેનથી પચાવ. રે સતવાદી. ૩
ઘાવ ધસરકો વાગતાં, ખરૂ ખડગ લે પ્રાણ;
જૂઠા સાસુ ઝાંખતાં, કરશે કચ્ચર ઘાણ. રે સતવાદી. ૪
દયા દાખવો દીનને, તોલ કરો તલભાર;
લોઢુ નહિ પણ લાકડુ, છે મારી તલવાર. રે સતવાદી. ૫

**રાજા**—શું કહ્યું! તમારી તલવાર લાકડાની છે ?

**ચઉહાણ**—હાજી; લાકડાની છે.

**રાજા**—તમારી તલવાર લાકડાની છે કેમ ?

**ચઉહાણ**—હાજી હા ! લાકડાની લાકડાની !

**રાજા**—વિચાર કરીને બોલો !

**ચઉહાણ**—પુરણ વિચાર કરીનેજ જવાબ આપુ છું. વાળંદે કરેલી વાત ખરી છે.

[ રાજા ] રાગ; દોહેરો.

જૂઠાને જીવાડવા, જૂઠું બોલો જાણ;
જોખમ થાશે જીવનું, ભક્ત ભોવન ચઉહાણ.

[ ચઉહાણ ] જીવ જશે જૂઠું જશે, જશે હ્રદયની જાળ;
સારૂ નરતુ સૌ જશે, ભય જાશે ભૂપાળ.

[ રાજા ] રાણાજીના રાજને, લાયક નહિ લગાર;
આજ ઘડી આ દીનથી, પૈસો નહિ પગાર.

[ ચઉહાણ ] બીક ગઇ બંધન ગયું, દીલનું ગયું દબાણ;
સદા સુખને આપવા, ભભકે ઉગ્યો ભાણ.
કિરચે કટારી કાષ્ટની, કાષ્ટ તણી તળવાર;
નાઇ તણી નજરે જતાં, પ્રાણ હરે પળવાર.
નરપત મુકુ નોકરી, સાથે આ સમશેર;
ફસાઉ તો ફાંસી ચઢુ, ફરી ન બોલુ ફેર.

સાચુ હથિયાર ઘા વાગવાથી અને ઘસરકો થવાથી પ્રાણ લે છે; પણ જૂઠું તો નજરે પડતાંજ પ્રાણ લે છે; જૂવો આ રળીઓ રાત લાકડાની તલવાર જોતાંજ જમપુરમાં જાય છે. જોતાં પ્રાણ લે એ હથિયાર મેં બાંધ્યું એ તો મોટી ભૂલ્ય કરી. હવે તો સાચું કે જૂઠું એકે બાંધવું નથી. હે રાણાજી ! લ્યો આ તલવાર! શ્રીજી બાવા, શ્રીજી બાવા; શ્રીજી બાવા.

પગ પાસે મુકેલી તલવાર હાથમાં લઈ રાણાજીએ તાણી.

[ કવિ ] મરાઠી સાખી.

શુરાની સમશેર તાણતાં, મનમાં લાગ્યું મીઠું;
જતો રહ્યો ઝળકારો સઘળો, નજરે દીઠું ઠીઠું;
જોઇ ચમકયો રાય, તનમાં તર્ક વિતર્કો થાય. જોઇ.

[ રાજા ] અહાહાહા આ શું ! વિજળીના ચમકારા માફક ચળકતી સરીઆ સાથે કેળોને કાપી નાંખી એ તલવાર ક્યાં ગઇ. આ લાકડાનું ઠીઠું કયાંથી આવ્યું. ના ના તલવાર તો એની એજ પણ ભક્તિને વશ થઈ ભગવાને, જે વખતે જેવી જોઇએ તેવી કરી નાંખી.

રળીઆએ લાકડાની જોઇ તે વાત પણ ખરી; એજ તલવાર કેળો કાપતી વખત સાચી થઇ ગઈ. વળી પાછી નીર અપરાધીનો પ્રાણ બચાવા લાકડાની બની ગઈ.

હે ભોવન ચઉહાણ; તમારી વાત સાચી છે, મેં આપને જે જે કહ્યું તે મનમાં ન લાવશો; તમારી નોકરી નહિ પણ જીવો ત્યાં સુધી જીવન દોરીને માટે ચાલે છે, એજ દરમાયો ચાલતો રહેશે. હું પણ પ્રભુની સેવા પુજા સ્મરણ કરીશ. બોલો શ્રીજી મહારાજકી જય.

[ કવિ. ] રાગ; ક્યાં અવધપુરી ક્યાં કાશી નગરનો; (હરિશ્ચંદ્ર)

ધન્ય ભાગ્ય ભોવનસિંહ, ધન્ય ધન્ય અવતાર;
શ્રીજીને સમરી, પામ્યા ભવજળ પાર. ૧
સુખ શાતા દાતા, દિવ્ય દયાના નિધી;
જન જાન બચાવી, અંતર આશીશ લીધી. ૨
કરી ચાહી ચાકરી, ખાંતે ખડગની ધારે;
શ્રીજીને ભજીઆ, શુરવીર સરદારે. ૩
સેવા સમરણમાં, આઠ પહોર આશક્ત;
વ્યાખ્યાન વદે છે; બાપાલાલ નીજ ભક્ત. ૪
શ્રીજીને સમરો, કૃષ્ન પુરશે કોડ;
હરીજન સૌ બોલો, જય જય શ્રી રણછોડ. ૫

# સજન કસાઈ.

(કવિ) દોહરો.

ગણ ગણ ગણપતને નમું, નમુ સારદા માત;
અંતરમાં આવી વસો, વર્ણન કરતાં વાંત.
બુદ્ધિ સાથે બળ ઘણું, ચાહન ચિત્તમાં ચાહું;
દીન રજની રજ જંપ નહિ, ભક્ત તણા ગુણ ગાઉ.
એ શક્તિ આ દેહમાં, બની રહે હરનીશ;
વંદુ વિશ્વાધારને, સદગુરૂ ચરણે શીશ.

**રાગ; ભાવે ભજો ભગવાન; હરીજન;**

સેવા સજો સૌ જંન, સારી સેવા પ્રભુની;
અર્પિને તન મન ધન, સારી સેવા પ્રભુની;
સેવા સજી સુખ સાગર ઝીલ્યા, પગથી પનોતીના પાષાણુ પીલ્યા;
ખાંતે ખલકમાં ખીલ્યા. સારી.
આઠ પહોર અમરીપની, સેવા સુખનું ધામ;
સુતા શ્રીજી જાગીઆ, પોતે પુરણ કામ;
સેવક સેવા તલ ભર તોળે, દરણું દળે ભજે ભાવથી ભોળે;
વિઠ્ઠલ વાયુ ઢોળે. સારી. ૧
નારદજી નમતા રહે, ગાતા હરીગુણ ગાન;
મનથી માનીને કરે, મહા સેવા મધ્યાન;
રામ રંગમાં રોજ રમે છે, તન મન કેરા તાપ શમે છે;
ગોવિંદજીને ગમે છે. સારી ૨
સેવા સાળીગ્રામની, સજી ભજી ભગવાન;
કુડ કરમ અળગાં કર્યાં, સંતે કીધી સાન;
રંગ ચઢયો રહયું મનડું રસાઈ, રાજય રજ્યો ફુલ્યો ફાલ્યો કસાઈ;
સજનો સંત કસાઈ. સારી. ૩
સેવામાં મેવા મળે, ચળે નહિ જો ચીત;
સ્વર્ગ સુખ સહેજે મળે, વિસાત શી છે વિત;
સેવા સજો ભજો શ્રીરણછોડ; મિથ્યા મૂકી દયો માંથાફોડ;
બાપુ કહે કર જોડ. સારી.

## મરાઠી સાખી.

રાજ બીજ એક રજપુતાણી, બીજી બ્રાહ્મણ બાળા;
વગડે વાતો કરતી ચાલી, કરતી ચેટક માળા:
હૈએ ઉકાળા, સ્વામીની જપતી માળા. હૈએ

સોળેક વરસની ઉમ્મરની એક રાજ બીજ પણ ગરીબ રજપુતની દીકરી અને તેની સાથે તેની સહીયર એક બ્રાહ્મણની પુત્રિ બન્ને વગડે છાંણાં વિણવા ગઈ; ત્યાં હાસ્ય વિનોદ આનંદ કરવા લાગી; ભર યૌવન અવસ્થામાં આવેલી બાળાઓ સ્વામીના સુખને અંભારતી, સ્વામીના સહવાસને ઇચ્છતી, પતીનું ધ્યાન કરતી હતી; છાણા વીંણી ટોપલા ભરી, ઝાડની છાયામાં થાક ખાવા બેઠી છે, ત્યાં એક ગાય દોડતી ઉછાળા મારતી ગભરાતી આવી, અને તેની વાંસે કાતુ લઈ કસાઈ દોડતો આવે છે. તે જોઈ બન્ને બાળાઓ ઉભી થઈ. ગાયને ઝાડીમાં સંતાવા દઈ, કસાઇના સામા હાથ ધરીનેં ઉભી રહી !

## ગિતી.

ગાય ધૂમતી આવી, ઝાડ ઝુંન્ડમાં સંતાવા કાજે;
કસાઈ કરમાં કાતુ; દોડયો આવે દીલ તણી દાઝે.

**કસાઈ**--ખસી જાઓ બાળાઓ ખસી જાઓ. મારી ફાળ ચુકાવીને નાઠેલી ગાય ક્યાં ગઈ તે બતાવો !

**બાળાઓ**--ભાઈ; જરા દયા રાખો ! ક્રોધને શમાઓ ! જગતની જનેતા દુધ દહિની દેનારી, ગાય માતાને મારવાનું મહા પાપ છે, શાસ્ત્રકારોએ જેને પુજ્ય ગણી છે, તેની હત્યા કરી ઘોર પાપ ન કરો ! જેના રૂંવાટે રૂંવાટે દેવતા રહયા છે, એવી પવિત્ર માતાને ન સતાવો !

(કસાઈ) **મરાઠી સાખી.**

રકઝક મૂકી રહો વેગળાં, રાઢય કરી નવ રોકો;
કસાઈનું કામ કસાઈ કરશે, તાણ્ય કરી નવ ટોકો;
ઝોકો ખાશો આજ, લાખ વસા લેવાશે લાજ ! ઝોલો.

તમો બન્ને બાળાઓ; મને કસાઇને છેડી, સતાવી સાર નહિ કહાડો ! મારા કામમાં અટકાવ કરી, તેના ફળ ચાખ્યા વિના સુખેથી ઘેર નહિ જાઓ ! ચાલો ખસી જાઓ ! મને ન રોકો ! ગાય બતાવો ! ન ખસી. કસાઇએ આ પ્રમાણે કહયું છતાં પણ ગાયના પ્રાણ બચાવાની પ્રિતીવાળી બાળાઓ કરગરવાજ લાગી ત્યારે કસાઈ કહે છે.

( કસાઇ. ) રાગ હરીગીત છંદ.

બસ દુર રહો દારા તમો, અટકાવશો નહિ આ ઘડી;
હું કાળનો પણ કાળ છું, તમ પ્રાણ નહિ રહે પા ઘડી. ૧
સરદારી સારી શ્રૃષ્ટિમાં, છે દામને દારા તણી;
જો હોય હિમ્મત આપવા, તો આંતરો આવી અણી. ૨
નહિ તો નકારાં ના થશો, મિજાજ મારો ગર્મ છે;
બસ મારવાં ને ભારવાં, કસાઈ કેરૂ કર્મ છે. ૩
નીજ કરમ કરતાં કોઇને, કણ જેટલું અડતું નથી;
ચોખ્ખુ રહે ચિતા સુધી, તો સંચીયુ સડતું નથી. ૪
માટે ખસો મુજ પાસથી, રોળી ન નાંખો રંગને;
ઉમંગથી આધીન થઈ, અરપો તમારા અંગને. ૫

**રજપુતાણી**—હું જાણું છું કે દુષ્ટને દયા હોય જ નહિ, વધ કરતાં [1]વ્યાધનું મોઢું કરમાયજ નહિ, છતાં કરગરીને કહીએ છીએ કે, એ ગાય અમારે શરણે આવી છે માટે તેને બચાવો ?

**કસાઇ**—શરણે શી રીતે ગણાય; ભયનું માર્યું જનાવર દોડતું આવ્યું એટલે શરણે થઈ ગયું ? ચાલો દુર હટી જાઓ ! ક્યાં છે એ ગાય ?

**બ્રાહ્મણી**—ગાયના ઉપર દયા લાવો !

**કસાઈ**—દયા લાવીએ તો અમારા ધંધામાં ખોટય અને ધર્મમાં ખામી આવે.

**બ્રાહ્મણી**—પાપી; આ જનમ તો આવો અધમ અવતાર આવ્યો છે, અને વળી આવાં ઘોર કરમ કરી ગાયોના વધ કરી. આવતો જનમ કોણ જાણે કેવોય પામીશ ! કાળમુખા ગોથાં ખાતો ચાલ્યો જઇશ ! આવી ઘાત્યો કરી ઘાતી કહેવાઇશ ! આજ તું જે ગાયને મારવા તલપી રહ્યો છે, તેજ ગાય બીજા અવતારમાં તારી છાતી ઉપર ચઢી બેસીને વહેર લેશે !

**રજપુતાણી**—ગાય; એ અમારી જનેતા ગણાય છે. જગતનું જીવન છે; દેવતાઓને પુજ્ય છે. ગાયના છાણ મૂત્રમાં શ્રી લક્ષ્મિ માતાનો વાસ છે માટેજ તને કરગરીએ છીએ કે, પ્રાણ બચાવ !

[ કસાઈ ] મરાઠી સાખી.

બદલો આપો બાળા બંન્ને, તો જીવે તમ માતા;
કરગરવાથી કામ ન થાએ, ઉદાર દીલની દાતા;
થાતાં વાર અતી, કળી ન જાએ કોણ ગતી. થાતાં.

---

૧ વ્યાધ=કસાઇ; હત્યારો.

હું ગાયને જીવતી જવા દેઉ તેના બદલામાં મને શું આપો છો ?

**રજપુતાણી**—અમે નાની નાની સોળ સોળ વરસની બાળાઓ શું આપીએ; અમારી પાસે શું હોય ?

**કસાઇ**—દુનિયામાં લાંચ, નજરાણું; ભેટ કે બદલો; એમાં તો દામ ને દારા એજ અપાય છે. કાંતો કોઇ જણસ આપો; નહિ તો મારી ઇચ્છાને આધીન થાઓ! તે સિવાય તમારી માતા જીવશે નહિ ! ઝટ કરો !

**રજપુતાણી**—આ મારા પગમાં રૂપાનાં કલ્લાં છે, તે આપુ. પણ મારાં માબાપ પુછે તો શુ જવાબ દેઉ ?

**કસાઇ**—જવાબ તારે ફાવે તે દેજે પણ આપ્યા વિના તો તારી માતા જીવતી નહિ રહે! ચલ કાઢય ઝટ ! નહિ તો ગાયને મારવાની રજા આપી દે !

**રજપુતાણી**—ગાયને બદલે મારા પ્રાણ લેઇ લ્યો !

**બ્રાહ્મણી**—અરે અમારા બન્નેના લેઇ લ્યો. પણ ગાયને તો જીવતી રાખો !

**કસાઇ**—અરે હું કસાઇ ! ગાયને જીવતી નજ રાખુ! પણ બદલામાં કાંઇક આપો તો રાખુ !

**રજપુતાણી**—બદલામાં બેઉના પ્રાણ !

**કસાઈ**—તે નહિ ચાલે ! દામ કે દારા બેમાંથી એક !

**રજપુતાણી**—લ્યો, ગાયના પ્રાણ બચાવા ખાતર આ મારા પગનાં કલ્લાં આપું છું. મારા માબાપને ગમે તે જવાબ દેઇશ !

**કસાઈ**—( બ્રાહ્મણીને. ) બોલ્ય તું શું આપે છે ??

**રજપુતાણી**—ગાયના પ્રાણ બચાવા બદલ તો કલ્લાં આપ્યાં હવે એની પાસે માગણી શા માટે કરવી પડે છે ?

**કસાઈ**—તમો બન્ને જણે ગાયને નસાડી મુકી છે, માટે બન્નેની પાસેથી લેવાનો મારો હક છે !

**રજપુતાણી**—યાદ રાખજે; હું રજપુતની દીકરી છું; વિફરી તો તારા જીવનું જોખમ કરી નાંખીશ !

રજપુતાણીનાં વીર વચન સાંભળીને કસાઈ ચેતી ગયો. રજપુત બાળાની નજર ચુકાવી ચોટય મારી જમીન ઉપર પાડી દીધી.

પછી મૂવેલા ઢોરને બાંધીને ઘસડી જવા માટે જે દોર પોતાની સાથે લાવ્યો હતો, તે દોરથી બાંધી, ઝાડના થડીઆ સાથે સજડ કરી દીધી. ત્યાર બાદ બ્રાહ્મણની બાળા સામો આવીને કરડી આંખ્ય કરી ઉભો રહ્યો, બોલ્ય શું આપે છે !

**બ્રાહ્મણી**—મારો જીવ!

**કસાઇ**—જીવ નહિ પણ કાયા?

**બ્રાહ્મણી**—કાયા કરતાં જીવ અમુલ્ય છે, મોંઘો છે!

**કસાઇ**—અહીં તો કાયાની કિમ્મત છે; જીવની જરાય નહિ!

**બ્રાહ્મણી**—તમારી ભૂલ્ય છે; જીવ વિનાની કાયા નકામી છે.

**કસાઈ**—જીવ વિનાની કાયા તો કાંઇક કામની છે; પણ કાયા વિનાનો જીવ તો જોવામાંજ આવતો નથી. માટે એ તો કાંઇજ નથી, કાયાની છબીઓ પડે છે અને તે પુજાય છે; કાંઇ જીવની છબીઓ પડતી નથી. જીવ વિનાની કાયામાં, જીવ જંત પડી સડી ન જાય તેવા પદાર્થો ભરી સંગ્રહસ્થાનમાં રાખવામાં આવે છે. કાયા વિનાના જીવને રાખી શકાતો નથી.

**બ્રાહ્મણી**—જ્યારે જીવની કિમ્મતજ નથી ગણતા, ત્યારે શા માટે ગાયનો જીવ લ્યો છો?

**કસાઇ**—મારે જીવને ઝટકો મારવાનો નથી કાયાનેજ મારવાનો છે.

**બ્રાહ્મણી**—તમે તો કાયાને કિમતી ગણો છો, તો કાયાને શા માટે ઝટકો મારો?

**કસાઈ**—જીવ બીકણ છે; એટલે ઝટકો મારતાની સાથે ખસી જશે; અને જેને હું ચાહું છું, ઇચ્છું છું તેજ પડી રહેશે. માટે તમે પણ કાયા અર્પણ કરી ધ્યો!

**[ બ્રાહ્મણી ]** **રાગ; નાદ ઉતારૂરે, નરપત; ( બભ્રુવાહન. )**

જીવ બચાવો રે, જીવન જોખમકારી;
મન સુખથી ભજ મોરારી. જીવ.
લાખ સવાયો લાભ કરીને, લેશ લાભ લેનારી;
આ કળીયુગમાં અમૃત સરખું, દિવ્ય દુધ દેનારી. જીવ. ૧
દર્શનથી દુઃખ દુર કરે છે, મંગળ કારી માતા;
જાતુ જોબન ઝાલી રાખે, સુખ સંપતની દાતા. જીવ. ૨
રૂંવે રૂંવાટે રહયા દેવતા, ગરવું ગોરૂ ગાત્ર;
સેવા કરતાં સ્વર્ગ પમાડે, પુરણ પુજન પાત્ર. જીવ. ૩
છાણ ઝરણમાં ઝળકી બેઠાં, લાભ લક્ષ્મિ દેવી;
કપરો કાળ શમાવી નાંખો, સુખ પામોને સેવી. જીવ. ૪
વાંકી વસમી વાત ન કરશો, વળો પગથી એ પાછા;
જૂલમ કરીને જીવ લેશો તો, લેવા પડશે [1]લાછા. જીવ. ૫

૧ લાછા લેવા=ગરમ ગરમ તવેતા ઉકળતી છારમાં બોળી હાથેળીમાં ચાંપવ

[ કસાઇ ] રાક્ષ; હરજી અરજી ઉર ધારો ! ( સૈરંધ્રિ )

છાની.....છાની !
છાની છાની છટકેલી, વેશ્યા જાણે વટકે...લી. ૧

નીચી......નીચી;
નીચી જાતીની તારી; કરૂ જીંદગી જોખમ કા...રી. ૨

[ બાળા ] તારાં......તારાં !
તારાં વચનો છે ખારાં, મને લાગે અતી અકા...રાં. ૩

[ કસાઇ ] ફાટેલી......ફાટેલી ?
ફાટેલી ગઇ શુ ફાટી, કરૂ કુંદન કાયા મા...ટી. ૪

ભૂંડી.........ભૂંડી !
ભૂંડી બાંધે ક્યાં ભાતુ, ઝટ મુજને આધીન થા...તું. ૫

લજ્જા......લજ્જા !
લજ્જા હું લુંટુ તારી, રસુ જોર જૂલમથી જા...રી. ૬

[ કર્તા ] બ્રાહ્મણની બાળાને પાપીએ પકડી, જોર જૂલમથી પૃથ્વિ ઉપર પછાડી, પૃથ્વિની પથારી કરી; અબળાની આબરૂ લીધી. દોર છોડી, ગરાસણીને છૂટી કરી, કલ્લાં લઇ રસ્તે પડી ગયો.

બળાત્કારે બળ કરી, ભોગી બ્રાહ્મણ બાળ;
ગરાસણી ઘૂંચાઈ ગઇ, પડી પેટમાં ફાળ.

બંન્ને બાળાઓના હોસ ઉડી ગયા છે, નસ્વાન થઇ પડી છે, પાપીના ગયા પછી થોડીવારે બેઠી થઇ એક એકના સામું જોઇ રહી. રજપુતાણી કહે છે બેન આપણે તો લુંટાયાં.

બ્રાહ્મણી—બેન તુ લુંટઇ તેની ચિન્તા તો દુર થશે ! પણ હું લુંટઇ એ તો ગજબજ થઇ ગયો, અરેરે દયા ડાકણને ખાય એવું થયું. ગાયનો પ્રાણ બચાવા જતાં, મારા પ્રાણ લેવઇ ગયા, કદાચ પ્રાણ ગયા હોત તો સો સારૂ આ તો પ્રાણથી પણ અધિક ગયું. જેની આબરૂ ગઇ તેનું સર્વ ગયું, જેનું નાક ગયું તેની નવમા નિદ્ધ ગઈ. કહેવતમાં કહ્યું છે કે, લાખ-જજો પણ સાખ્ય ન જશો.

રજપુતાણી—હશે બેન જે થયું તે ખરૂ ? નખોદીએ મને બાંધી ના હોત, તો તો હુંએ કાંઇક જોર કરીને એવું ધાર્યું ન થવા દેત !

**બ્રાહ્મણી**—બેન આપણે પ્રથમથીજ અવળાં મંડાણ માંડયાં તેનાંજ આ ફળ છે. કહેવતમાં કહ્યું છે કે, નીચને સતાવાથી દુઃખના દહાડા આવે છે, નાગને છંછેડવાની જીવતું જોખમ છે, નરકમાં ઢેખાળો નાંખવાથી છાંટા ખમવા પડે છે.

**રજપુતાણી**—ચાલો હવે તો ઘેર જઇએ બેન?

**બ્રાહ્મણી**—મારે તો ઘેર આવવું નથી! હું તો આપઘાત કરીને અહીંજ પ્રાણ કહાડીશ; મારા મા બાપને શું મોંઢું બતાવું! મારા પ્રાણના આધાર પ્રાણજીવન પવિત્ર પતિને પ્રથમ અર્પણ કરવાનું જોબન તો અપવિત્ર થયું; અરેરે હું તો કસાઇની ભોગી થઇ. મારી માતા તો મને સાસરે મોકલવાની તૈયારીમાંજ છે; પણ હવે સાસરે જતાં મારો પગ નહિ ઉપડે.

જોબન લુંટયું જૂલમથી, આંખો નહિ પણ આક;
ચક્કર ફરતુ ચીત્તમાં, જેમ પ્રજાપતીનો ચાક.

**રજપુતાણી**—બેન, ચિન્તાને તજી દે! ઇશ્વરને યાદ કર! આત્મહત્યાનું પાપ મોટુ છે માટે આપઘાત તો કરીશ જ નહિ! થઈ ગઇ તે થઇ ગઇ હવે શોચ કરવો વ્યર્થ છે. પાપીનું પાપ કરમ મારાથી દેખી ન ખમાયું, જેથી મારે આંખો મીચીને ઉંધુ ઘાલવું પડયું. ચાલ બેન ચાલ્ય. હવે તો ઘેર ચાલ્ય! હમેશ કરતાં મોડુ થયું છે.

**બ્રાહ્મણી**—બેન તારે જવું હોય તો જા! હું તો નહિ આવું, કોઈ પણ રીતે પ્રાણ કહાડીશ. તુ મારી માતાને મુવાના સમાચાર કહેજે! એટલે મારા પિતા મને ચિતા ખડકીને બાળી મુકશે! અરેરે મારા સ્વામિને હાથે અગ્નિ સંસ્કાર થાય તો સારૂ! નાના શુ સારૂ, આ મારી અપવિત્ર દેહની છાયામાં એ પવિત્ર મુર્તિ આવીને ઉભી રહે એ તો સારૂ નહિજ!

**રજપુતાણી**—સાહસ ન કર બેન, પ્રાણ તજવાની વાત ન કર! જે વાત બની ગઈ તે મારા અને તારા સિવાય બીજુ કોઈ જાણતુ નથી, હુ સોગન સાથે વચન આપુ છું કે, મારા મુખમાંથી જીંદગી પરીયંત એ વાતનો વાયરો પણ નીકળવાનો નથી. સ્રિના શિરછત્ર સ્વામિ છે, પ્રેમદાનું ઢાંકણ પતી છે; માટે તુ હવે બાપને ઘેર ન રોકાતાં તારે સાસરેજ જતી રહે, સ્વામીના સંગથી અને સહવાસથી તે વાત વીસરી જવાશે; લાંબે કાળે સૌ સારાંવાનાં થશે. પણ એટલું યાદ રાખજે કે, કોઇ કાળે કોઈ પણ રીતે, તારા સ્વામીને કાને આ વાત જાય નહિ.

સાંજ પડવા આવી ત્યારે બંન્ને સહીયરો વાતો કરતી, એક એકને દીલ

આપતી વેર આવી; રજપુતની પૂત્રિયે, મા બાપને કહ્યું કે, એક વટેમાર્ગુએ મને માર મારીને કલ્લાં કહાડી લીધાં. જો કે એનો બાપ તો તરવારીઓ હતો, પણ બપોરનાં કહાડેલાં ને સાંજે ખબર પડી એટલે શુ કરે ને ક્યાં શોધે. ઉપાય ન રહ્યો એટલે મન વાળ્યુ. પણ બ્રાહ્મણની બાળકી તો દિવસે દિવસે વધારે ઉદાસ થતી જાય છે. તે જોઈ તેની માતા સમજી કે પૂત્રિ સાસરે જવા લાયક થઇ છે, પણ તેને વોળાવી નથી તેથી ઉદાસને ઉદાસ રહે છે. થોડા દીવસમાં સાસરવાસો કરી મોકલી દીધી. સાસરે જઈ સ્વામીની સંગે હાસ્ય વિનોદ કરે છે. પણ જ્યારે કસાઇની વાત સાંભરી આવે છે ત્યારે ઉદાસ થાય છે. એમ કરતાં દસ માસે દીકરો થયો. તેની સુંદિર કાન્તી જોઈ રાસી ઉપર વિચાર કરી નામ **સજન શર્મા** પાડ્યું. પૂત્ર જન્મ થવાથી પંડીતને આનંદ થયો, પણ બઇરીતો ઉદાસ થઈ, અરેરે આ કસાઈ જન્મ્યો, કસાઇના કર્મે કરી જીંદગી પરીયંત દુઃખ દેશે. બઇના માતા પિતાને ખબર મળતાં તે પણ અનંદ પામ્યાં. સજન ત્રણ વરસનો થયો ત્યારે ચાલવા તથા બોલવા શીખ્યો. બોલવા શીખ્યો તે ગાળો શિવાય નહિ ! જેને દેખે તેને નઠારી ગાળો ભાંડે, તેની સાથે વાઢય કાપ્ય. સવારથી સાંજ સુધી છરી તો હાથમાંથી હેઠી મૂકેજ નહિ. કીડી, મકોડી, માંખ, માંકણ, કરોળીઓ, કસારી, જે જંતુ દેખે તેને કાપીજ નાંખે ! આવાં લક્ષણ જોઇ બાપ ઘણી શિખામણ દે સમજાવે પણ સમજેજ નહિ, દિવસે દિવસે તે લક્ષણ તો વધતુજ જાય ! બાળકોમાં રમતાં; જરાક વાંકુ પડે તો છરીજ મારી દે ! સજન ત્રણ વરસનો થયો ત્યારે પંડિતના સમાગમથી એક પૂત્રિ થઈ; તે ઘણી ડાહી અને સુશીળ હતી.

સજન શર્મા આઠ વરસનો થયો ત્યારે પૂત્રિ પાંચ વરસની થઇ; સજનાને જોઇને માતા તો ઉદાસી રહેતીજ હતી, પણ હવે તો પિતા પણ ઉદાસ થવા લાગ્યા; અને દીકરો આવો કસાઇના લક્ષણ વાળો કેમ થયો, તેનો ઉંડો વિચાર કરવા લાગ્યા. નારીને તિરસ્કાર કરતા ઠપકો દેતા પુછવા લાગ્યા.

**[ પંડીત ] રાગ; એમ કહે દુર્યોધનરાય; હવે કોઈ.**

અરે નારી અંતર લાગી લ્હાય, અતી દુઃખ આવીયુંરે;
નારી કર્મ કર્યું નવ જાય, મારે કાળજે કાંઇ કાંઈ થાય. અતી.
આક તણાં ફળ આંબે ન આવે, કેળમાં નાવે કાંટારે;
[1]કેસુડાં ફાગણનાં ફુલ ચંપામાં નાવે, હજારો મારીએ આંટા. અતી. ૧

---

૧ ફાગણનાં ફુલ=કેસુડાં.

બ્રાહ્મણને ઘેર ભૂત ન આવે, ભક્તને જમના દૂતરે;
દુધાધારીને દુઃખ ન આવે, ક્યાંથી આ આવ્યો કપૂત. અતી. ૨
સદય સવારે સુતો ઉઠીને, કરમાં ઝાલે કાતુ રે;
લોક તણી લઢવાડયો લાવે, રઝીને લાવે રાતુ. અતી. ૩
ખાવા પીવાની ખબર પડે નહિ, વાઢય કાપ્યનું કામ રે;
આઠ વરસના અભાગીઆએ, ગજાવી મુક્યું ગામ. અતી. ૪
વહાલા હતા તે વહેરી થયા, વહેરીની ક્યાં રહી વાત રે;
ખાવું ન ભાવે; નિદ્રા ન આવે, ભુંડી ભયંકર રાત. અતી. ૫
મોટો થાય તો મહાદુઃખ આપે, અતી કરે ઉત્તપાતરે;
હૈવે ઘડી દીકરાની માટી, તેથી ન થાએ ઘાત. અતી. ૬
શુદ્ધ દુધમાં સેજ પડયો હોય, છણકામાં છાશનો છાંટોરે;
સત્યવતી તું સત્ય બોલજે, કહાડી નાંખજે કાંટો. અતી. ૭

દોહરો.

સાચું બોલો સુંદરી, શમે સ્વામીનો કાળ;
પુરણ કરવા કામના, ચિત્ત ચાહ્યો ચંડાળ?

[કવિ] મરાઠી સાખી.

ખરખર ખરખર આંસુ ખરીઆં, રડવા લાગી નારી;
શબ્દ સ્વામિનો ગયો સુંસરો, સુરતા નાંખી શારી;
થયો ભય ભારી, મનમાં સમરે મોરારી. થયો.

સ્વામીને સાચી વાત કહી દેવાની ઇચ્છા તો નારીને થાય છે, પણ ગરાસણીના કહેલા બોલ યાદ આવે છે. તેથી કસાઇની વાત જાહેર કરતી નથી; અને પશ્ચાતાપ કરતી પતીનાં વેણને વધાવતી સહન કરી રહે છે. કન્યા તેર વરસની થઈ એટલે ત્યાંથી ઘોડે છેટે બીજા ગામમાં તેનાં લગ્ન કર્યાં.

લગન કર્યાં લલના તણાં, હરખ્યાં માતને તાત;
ચિન્તા આ ચિત્તમાં રહી, પૂત્ર તણી પંચાત.

પૂત્રિને સારે ઘેર વરાવી. સાસરે ગએલી પુત્રિને તેડવા કોને મોકલવું તેનો વિચાર ચાલ્યા કરે છે. ઠઉકો, ડાહ્યો અને નજીકનો સગો હોય તેને મોકલાય તો સારૂ. બાપ વિચાર કરે છે કે, નજીકનો સગો તો તેનો ભાઇ; પણ તે ડાહયો, શાણો ન ગણાય ! શિખામણ દેઇને પણ તેનેજ મોકલવો એ ઠીક! ગયે આવ્યે સૌને ઓળખે, વળી આસપાસ ગામના લોકો તેને પણ ઓળખે, જેથી કોક દિવસ કન્યા મળવાનો સંભવ રહે!

આપતી ઘેર આવી; રજપુતની પૂત્રિયે, મા બાપને કહ્યું કે, એક વટેમાર્ગુએ મને માર મારીને કલ્લાં કહાડી લીધાં. જો કે એનો બાપ તો તરવારીઓ હતો, પણ બપોરનાં કહાડેલાં ને સાંજે ખબર પડી એટલે શુ કરે ને કયાં શોધે. ઉપાય ન રહ્યો એટલે મન વાળ્યુ. પણ બ્રાહ્મણની બાળકી તો દિવસે દિવસે વધારે ઉદાસ થતી જાય છે. તે જોઈ તેની માતા સમજી કે પૂત્રિ સાસરે જવા લાયક થઇ છે, પણ તેને વોળાવી નથી તેથી ઉદાસને ઉદાસ રહે છે. થોડા દીવસમાં સાસરવાસો કરી મોકલી દીધી. સાસરે જઈ સ્વામીની સંગે હાસ્ય વિનોદ કરે છે. પણ જ્યારે કસાઇની વાત સાંભરી આવે છે ત્યારે ઉદાસ થાય છે. એમ કરતાં દસ માસે દીકરો થયો. તેની સુંદિર કાન્તી જોઈ રાસી ઉપર વિચાર કરી નામ **સજન શર્મા** પાડયું. પૂત્ર જન્મ થવાથી પંડીતને આનંદ થયો, પણ બાઇરીતો ઉદાસ થઈ, અરેરે આ કસાઈ જનમ્યો, કસાઇના કર્મે કરી જીંદગી પરીયંત દુઃખ દેશે. બાઇના માતા પિતાને ખબર મળતાં તે પણ આનંદ પામ્યાં. સજન ત્રણ વરસનો થયો ત્યારે ચાલવા તથા બોલવા શીખ્યો. બોલવા શીખ્યો તે ગાળો શિવાય નહિ! જેને દેખે તેને નઠારી ગાળો ભાંડે, તેની સાથે વાદ્વય કાપ્ય. સવારથી સાંજ સુધી છરી તો હાથમાંથી હેઠી મૂકેજ નહિ. કીડી, મકોડી, માંખ, માંકણ, કરોળીઓ, કસારી, જે જંતુ દેખે તેને કાંપીજ નાંખે! આવાં લક્ષણ જોઇ બાપ ઘણી શિખામણ દે સમજાવે પણ સમજેજ નહિ, દિવસે દિવસે તે લક્ષણ તો વધતુજ જાય! બાળકોમાં રમતાં; જરાક વાંકુ પડે તો છરીજ મારી દે! સજન ત્રણ વરસનો થયો ત્યારે પંડિતના સમાગમથી એક પૂત્રિ થઈ; તે ઘણી ડાહી અને સુશીળ હતી.

સજન શર્મા આઠ વરસનો થયો ત્યારે પૂત્રિ પાંચ વરસની થઇ; સજનાને જોઇને માતા તો ઉદાસી રહેતીજ હતી, પણ હવે તો પિતા પણ ઉદાસ થવા લાગ્યા; અને દીકરો આવો કસાઇના લક્ષણ વાળો કેમ થયો, તેનો ઉંડો વિચાર કરવા લાગ્યા. નારીને તિરસ્કાર કરતા ઠપકો દેતા પુછવા લાગ્યા.

**[ પંડીત ] રાગ; એમ કહે દુર્યોધનરાય; હવે કોઈ.**

અરે નારી અંતર લાગી લ્હાય, અતી દુઃખ આવીયુંરે;
નારી કર્મ કર્યુ નવ જાય, મારે કાળજે કાંઇ કાંઈ થાય. અતી.
આક તણાં ફળ આંબે ન આવે, કેળમાં નાવે કાંટારે;
[1]ફાગણનાં ફુલ ચંપામાં નાવે, હજારો મારીએ આંટા. અતી. ૧

૧ ફાગણનાં ફુલ=કેસુડાં.

બ્રાહ્મણને ઘેર ભૂત ન આવે, ભક્તને જમના દૂતરે;
દુધાધારીને દુઃખ ન આવે, ક્યાંથી આ આવ્યો કપૂત. અતી. ૨
સદય સવારે સુતો ઉઠીને, કરમાં ઝાલે કાતુ રે;
લોક તણી લઢવાડયો લાવે, રળીને લાવે રાતુ. અતી. ૩
ખાવા પીવાની ખબર પડે નહિ, વાઢય કાપ્યનું કામ રે;
આઠ વરસના અભાગીઆએ, ગજાવી મુક્યું ગામ. અતી. ૪
વહાલા હતા તે વહેરી થયા, વહેરીની ક્યાં રહી વાત રે;
ખાવું ન ભાવે; નિદ્રા ન આવે, ભુંડી ભયંકર રાત. અતી. ૫
મોટો થાય તો મહાદુઃખ આપે, અતી કરે ઉત્તપાતરે;
દૈવે ઘડી દીકરાની માટી, તેથી ન થાએ ઘાત. અતી. ૬
શુદ્ધ દુધમાં સેજ પડયો હોય, છણકામાં છાશનો છાંટોરે;
સત્યવતી તું સત્ય બોલજે, કહાડી નાંખજે કાંટો. અતી. ૭

દોહરો.

સાચું બોલો સુંદરી, શમે સ્વામીનો કાળ;
પુરણ કરવા કામના, ચિત્ત ચાહયો ચંડાળ?

[ કવિ ] સરાઠી સાખી.

ખરખર ખરખર આંસુ ખરીઆં, રડવા લાગી નારી;
શબ્દ સ્વામિનો ગયો સુંસરો, સુરતા નાંખી શારી;
થયો ભય ભારી, મનમાં સમરે મોરારી. થયો.

સ્વામીને સાચી વાત કહી દેવાની ઇચ્છા તો નારીને થાય છે, પણ ગરાસણીના કહેલા બોલ યાદ આવે છે. તેથી કસાઇની વાત જાહેર કરતી નથી; અને પશ્ચાતાપ કરતી પતીનાં વેણને વધાવતી સહન કરી રહે છે. કન્યા તેર વરસની થઈ એટલે ત્યાંથી થોડે છેટે બીજા ગામમાં તેનાં લગ્ન કર્યાં.

લગન કર્યાં લલના તણાં, હરખ્યાં માતને તાત;
ચિન્તા આ ચિત્તમાં રહી, પૂત્ર તણી પંચાત.

પૂત્રિને સારે ઘેર વરાવી. સાસરે ગએલી પુત્રિને તેડવા કોને મોકલવું તેનો વિચાર ચાલ્યા કરે છે. ઠરેલ, ડાહ્યો અને નજીકનો સગો હોય તેને મોકલાય તો સારૂં. બાપ વિચાર કરે છે કે, નજીકનો સગો તો તેનો ભાઇ; પણ તે ડાહયો, શાણો ન ગણાય! શિખામણ દેઇને પણ તેનેજ મોકલવો એ ઠીક! ગયે આવ્યે સૌને ઓળખે, વળી આસપાસ ગામના લોકો તેને પણ ઓળખે, જેથી કોક દિવસ કન્યા મળવાનો સંભવ રહે!

આવા વિચારથી પૂત્રને બોલાવીને તેની માતા સાંભળે તેમ પિતા શિખામણ દે છે, ભાઈ, બેનને સાસરે તેડવા જવાનું છે?

**સજન**—હા જઈશ ! તેડી લાવીશ !

**બાપ**—તેડી તો લાવીશ; પણ ત્યાં વિવેક, વિચાર જાળવવાનો છે. ડહાપણ વાપરવાનું છે. નાતીલાને સત્કાર પુર્વક બોલાવવા, સૌને નમતા ને ગમતા રહેવું કોઇ હાંશી મશ્કરી કરે તે પણ સહન કરીનેજ રહેવું. રીસ ચઢાવી ગાળો દેવી નહિ ! હસ્તે મોંઢે સૌની સાથે વાત કરવી. કન્યા ત્યાંની લેવાની છે, માટે રૂડી રીતે વરતી આબરૂ કાઢવાથી જ કન્યા મળવાનો સંભવ રહે છે, બેઆબરૂ કરીને આવીશ તો આ અવતારમાં કન્યા મળવી નથી.

**દીકરો.**—બાપા, તમો કહો છો તેજ પ્રમાણે વર્તીશ; તમારે જરાય ચિન્તા ન કરવી.

**બાપ**—બીજુ એ કે માર્ગે આવતાં બેનને સંભાળીને લાવવી; વિઘ્ન આવી પડે તો હિમ્મત રાખી વટાવી, વખત વિચારી સારો સંગાથ કરી સાથે સાથે ઘેર આવવું ?

[ માતા ] **દોહરો.**

ના મોકલશો નાથજી, દીકરો વાળે દાટ;
ઝાડ ખીડ જંગલ વિષે, ગુહય ઘડાશે ઘાટ.

નારીના બોલ સાંભળી, છોકરાને ઉશ્કેરવા માટે, નારીને ઠપકો આપે છે. જરા સમજો, નારી સમજો ! "ઘરની ઉંદરડી ગાળામાં કે થાળામાં," એમ રાખવાથી છોકરાનો ભવ બગડે; નાતમાં, જાતમાં. સગામાં, વહાલામાં જવે આવ્યે માહીતી મળે; હોંશિયારી આવે, અપલક્ષણ ભૂલે, તો કોક દિવસ કન્યા મળવાની આશા પણ રહે અને એનો મનખો સુધરે.

**સજન**—બાપા; બેનને તેડી લાવવા સબંધમાં તમે જરાય ચિંન્તા કરશોજ નહિ ! વિવેકથી વર્તવું, બોલવું, ચાલવું, બેસવુ, ઉઠવું; તેમાં મને કાંઈ શીખવવું પડે એવું નથી. અને વાટના વિઘનને તો હું ગણતોજ નથી. કોઇ લુંટવા ફાટવા આવે તેને તો કાતુ લઈને કાપીજ નાંખુ !

**બાપ**—જાઓ દીકરા ! વહેલા થાઓ; જોજો ત્યાં જાત પરખાવતા !

**[ બ્રાહ્મણી ] રાગ; કવાલી; તાલ કેરબો.**

વચનથી વીનવી વારૂ, ન માનો નાથજી મારૂ;
નથી કરતા તે કાંઈ સારૂ. ન માનો.
પુત્રના ગુણને જાણો, મતીલા થઇને મત તાણો;
પ્રગટીઓ પહાડનો પહાણો, કરે એ કામ અકારૂ. ન માનો. ૧

નથી એ સમજુ કે શાણો, અક્કલનો એક નહિ દાણો;
ભમેલા ભૂડનો ભાણો, નષ્ટનું નામ નક્કાર. ન માનો. ૨
કથોલુ કામ એ કરશે, હરામી આબરૂ હરશે;
છાકટો થઇને છેતરશે. ખરેખર લાગશે ખાર. ન માનો. ૩

[ પંડિત. ] દોહરો.

જીકર કરો કાં જુવતી, દીલથી કહાડો ડાઘ;
દિવ્ય તમારો દીકરો, વિફરે ત્યારે વાઘ.

[ બ્રાહ્મણી. ] દોહરો.

મુખમાં મીઠા બોલડા, ઘોર હૃદયમાં ઘાત;
જીવ જનાવર જાતને, કોણ બેન કોણ માત.

[ પંડિત. ] મરાઠી સાખી.

હલકી નારી હલકુ બોલી, શીદ પાડો હલકાઇ;
બાળકની બહાદુરી જોશો, છેક જશો છલકાઈ;
જાશો પલકાઈ, મોંહુ જાશે મલકાઇ. જાશો.

જાઓ બેટા સાવધ રહેજો, બેનને લઇને વહેલા પાછા વળજો; પિતાની રજા મળતાંજ છોકરો તૈયાર થઇ હાથમાં કાતુ લઈ ચાલ્યો. ત્યારે માતાએ ધિમેથી કહ્યું કે ભાઈ કાતુ તો ના લઈ જવાય!

**સજન**—બસ, કાતુ તો ખરૂજ!

**માતા**--ભાઇ, કાતુ ના શોભે; લાકડી લઈ જાઓ!

**સજન**--નહિ બસ કાતુ તો ખરૂજ!

**માતા**--દીકરા અહીઆંથીજ ગણેશ બેસાર્યા, ત્યારે તુ ત્યાં શુ કરીશ?

**સજન**--નહિ નહિ બસ, કાતુતો ખરૂજ! બહુ બોલીશ તો એજ કાતુ તારા માથામાં મારીશ.

**પંડિત**--જવા દયો નારી, જવા દયો! કાતાની રકઝક ના કરશો! કાતુ તો રસ્તાનું વેળાવું છે. તે સાથે રાખવામાં કાંઇ અડચણ નથી. પણ બોલી રૂપી કાતુ ના વાપરે તો સારૂ! ભાઇ ઉભો રહે સાંભળ! મનુષ્યનો સઘળો વિવેક વિચાર બોલીમાંજ જણાઇ જાય છે.

દોહરો.

જ્યાં ત્યાં ઝટ નવ કાઢીએ, વગર વિચારે બોલ;
સજ્જન સાંભળતાં હસે, તરત કરી દે તોલ.
ડાહ્યા ડમરા થઇ ફરે, અંતરમાં હરખાય;
પટકુળ વિણુ જે પોત તે, બોલીથી પરખાય.

[ દૃષ્ટાંન્ત ] કોઈ એક ગામમાં વીસ વરસની ઉમ્મરનો સેવકલાલ કરીને એક બ્રાહ્મણનો બાળક હતો. વરસ તો વીસ થયાં હતાં, પણ વીસ મહિનાના બાળક જેટલી પણ બુદ્ધિ ન હતી. બાળ લગ્નની રૂઢીને અનુંસરીને ભાઇનું લગ્ન પણ બાળપણમાંજ થયું હતું. તેની પડોસમાં બીજો એક બ્રાહ્મણનો બાળક હતો. તેનું નામ દેવકલાલ હતું. અને તેની ઉમ્મર સોળ વરસની હતી, તેની બુદ્ધિ વિશાળ હતી; અને તે વિધ્યાભ્યાસમાં પણ કુશળ હતો. બે ત્રણ ઠેકાણે તેના ચાંલ્લા થએલા પણ પરણ્યા પહેલાં કુંવારી અવસ્થામાંજ કન્યાઓ મરી ગએલી એટલે તે કુંવારોજ હતો.

સેવકલાલ તથા દેવકલાલને બનતુ હતું પણ સારૂ; સેવકલાલની બોલીથી દેવકલાલને ગમ્મત આવતી તથા આનંદ લાગતો હતો; જેથી તેનાં કડવાં વચન પણ ન ગણગારીને મીઠાં કરીને માનતો, એ બંન્નેની મિત્રતાનો નિભાવ પણ તેથીજ થતો હતો.

દિવાળીના દિવસે સેવકલાલના સાળાની વહુ, સેવકલાલને જમવાનું કહેવા આવ્યાં. તેમને સેવકલાલની માએ આદરપુર્વક બોલાવ્યાં. આવો આવો ! નાંનાં વેવણ આવો! તમારા નણદોઇને જમવાનું કહેવા આવ્યાં કે શું?

**સાળાવેલી**--હા......આજ તો હું આવી.

**સેવકની મા**--ભલે આવ્યાં; તમે આવ્યાં તેતો ઘણું સારૂં, તમારાં સાસુ તો ઘણીવાર આવે છે, તમે તો કોક દહાડો આવો છો.

**સાળાવેલી**--બળ્યું, હજી તો ઘરમાં કામ કેટલું બધું પડયું છે; પરોઢનાં ચાર વાગ્યાનાં ઉઠયાં છીએ તોય નેઠતુ નથી.

**સેવકની મા**--કામને કાયા સાથે જાય છે; તેમાં વળી દીવાળી ઉપર તો સૌને કામ હોય ! દીવાળી ઉપર તો રાંડ ફુવડ હોય તેનેય નવરાશ ના હોય; કાંઇ પાપડ બાબડ કર્યા કે નહિ ?

**સાળાવેલી**--આ ફેરા તો કાંઇ ઝાઝુ કર્યું નથી, સવાશેરના પાપડ સવાશેરની સેવો; તેય સેવકલાલને તેડવાના તેથી !

**સેવકની મા**--તારે મને તો રાંડને ટુંકુ વેતરતાં આવતુંજ નથી, સેવકાના બાપા જીવતાની ટેવ પડી છે તે જતીજ નથી. મગીઆં, મઠીઆં, અડદીઆં, ચણીઆં, સાળેલડાં વડીઓ, સેવો, ઘુંજા, ઘારીઓ, ઘુઘરા સુંવાળીઓ એમ બધોય મળીને કોણ જાણે પોણો મણ ભાર કર્યો છે.

**સાળાવેલી**--કર્યો હશે ! તમે તો ખાધેલ પીધેલ એટલે થોડું તો નજરમાં આવેજ નહિ ! અને ખોટુ તો ભાવેજ નહિ ! લ્યો હવે તો હું જાઉં છું. સેવકલાલને જમવા મોકલજો અને સાથે અણવરની રીતે એક માણસને મોકલજો !

**સેવકની મા**—સારૂ મોકલીસ ! બેસોને બળ્યું જવાય છે. આજ ઘણે દહાડે આવ્યાં ને જઉ જઉ શું કરી રહયાં છો. ! કેટલા વાગે મોકલું?

**સાળાવેલી**—બેસુ શું ! મારાં સાસુજીનો સ્વભાવ જોયો છે ? જરાક વધારે વાર થાય તો ધુળ કાઢી નાંખે ! કહેશે રાંડ વાતોડી વાતો કરવા બેઠી હશે ! સાંજના ચારેક વાગે મોકલજો; પછી તો અમારે બધા ઘરનાંને જજમાનમાં જમવા જવું છે.

**સેવકની મા**—ઘરનાંને જમવા જવું છે, ત્યારે સેવકલાલનો શો વાંધો હતો ?

**સાળાવેલી**—આજ દીવાળીને દહાડે તો સેવકલાલને જમાડવાજ પડે !

**સેવકની મા**—તમે બધાં જવાનાં છો, ત્યાં લઇ જવાય તેમ નથી ?

**સાળાવેલી**—લઇ તો જવાય, પણ મારા સસરા કહે છે, એમને તો ઘેરજ જમાડજો ! આપણું ઘર પવીતર થાય ! સેવકલાલ તો અમારેં પુજનનો પાટલો કહેવાય.

**સેવકની મા**—બહુ સારૂ મોકલીશ જાઓ ! પણ એમને ઝાઝા ખોટી ના કરશો ! બેસારીં ના મુકશો !

**સાળાવેલી**—અમારે બેસારીએ શું કરવા મુકવા પડે; અને ખોટીએ શું કરવા કરવા પડે !

**સેવકની મા**—નણદોઇ જાણીને જરા મશ્કરી ઠઠ્ઠોય કરવા જાઓ !

**સાળાવેલી**—મને એવી મશ્કરી ઠઠ્ઠાની તો ટેવજ નથી. વળી એમના સાળાનો સ્વભાવ જોયો છે ? કોઇ ભાયડાના સામું જોયું, એટલોય વહેમ પડે તો ચામડું કાઢી નાંખે !

**સેવની મા**—એ તો હું જાણું છું. નાનપણના કાંપર છે, એમને એવું તેવું ના ગમે; મારો સેવકલાલ જયારે આવે ત્યારે એમનાં તો વખાણુંજ કરતો આવે.

**સાળાવેલી**—લ્યો ત્યારે હવે તો હું જાઉ છું. મોકલજો વખતસર !

**સેવકની મા**—હા જાઓ ! આવજો ! સાંજે તમારી નણંદને મોકલજો ! હવે હું તેડવા નહિ આવું ?

**સાળાવેલી**—એ હું ન જાણું; તમારાં વેવણ જાણે ! આવવું તો પડશે !

**સેવકની મા**—સેવકા ! એ સેવકા ! ! અલ્યા સેવકા ! ! !

**સેવકો**—ઓ......

મા—રે.....નખોદીઆ ! પચ્ચી ઘાંટા પાડયા તોય બોલતો નથી !

સેવકો—કહ્યું તો ખરૂં કે ! એ ! શું છે કહે ?

મા—આજ તો તારે સાસરે જમવા જવાનું છે.

સેવકો—મારે તો કાંઇ જવું નથી !

મા—કેમ રોયા નથી જવું ?

સેવકો—ત્યાં જઇએ છીએ એટલે આસપાસથી લોકો ભરાઇ જાય છે; મશ્કરી ઠઠ્ઠા કરે છે હસે છે ને એવું એવું કરે છે.

મા—તેમાં શું થયું ! સાસરીઆં તો હસે ! એટલા માટે જમવાનું ખોઇએ ?

સેવકો—મા હું એકલોજ !

મા—ના, એકલો શા માટે; તારી સાથે બીજુ એક જણ આવશે; કોને તેડી જઇશ !

સેવકો—મારા દેવકાને !

મા—હા હા ! તુંને દેવકો એ જજો ! જા બોલાવ દેવકાને હું કહું.

સેવકો—અલ્યા દેવકા એ દેવકા ?

દેવકો—કેમ ભાઇ ?

સેવકો—આમ આવ્ય ! મારી મા બોલાવે છે.

દેવકો—(આવીને) શું કહો છો કાકી !

કાકી—દેવકા.....ભાઇ; સેવકની જોડે એને આસરે સાંજે જમવા જજે ! અને ત્યાં એને ઝાઝું બોલવા દેઇશ નહિ !

સેવકો—કેમ મા ! ત્યાં બોલવાનુંજ નહિ ?

મા—સાસરે તો ખૂબ વિચાર કરીને બોલ કહાડવાનો ! જેમ આવે તેમ લવવાનું નહિ ! તું તો બોલવાનુંય બોલે ને ના બોલવાનુંય બોલે ! અડદેય ભચડે ને મગે ભચડે ! તેથી સાસરીઆં હસે ને બનાવે !

સેવકો—આજ તો બોલુંજ નહિ !

મા—નહિ બોલે તો ભાર બોજ પડશે !

દેવકો—એમને સાસરે તો ભાર બોજ સારો છે.

મા—ભાઇ પણ બોલમાંથી તોલ બંધાય છે.

દેવકો—કાકી; હું સાથે હઇશ તો બોલવા નહિ દેઉં; વાતો કરવી હશે તો અમે બે છાનામાના કરીશું.

મા—સારૂ ભાઇ, એટલા માટે તો તને મોકલવાનો છે. સાંજના ચાર વાગે જવાનું છે.

ત્રિજે પહોરે સાંજના ચાર વાગ્યા એટલે, સેવકલાલ તથા દેવકલાલ સારાં શોભાયમાન અને ઉમદા વસ્ત્ર પહેરીને ચાલ્યા, રસ્તામાં વાતો કરતા કરતા સસરાના ધર સુધી આવી પહોંચ્યા. સાસુએ સત્કારની સાથે માન્ય પુર્વક બોલાવ્યા. આવ્યા સેવકલાલ !

સેવકલાલ બોલ્યા નહિ પણ આડુ જોઈને ઘરમાં પેઠા; અને બેસવાને બીછાનું બીછાવી મુક્યુ હતુ તેના ઉપર બેઠા. સાસુ કહે છે. કેમ બોલ્યા નહિ સેવકલાલ ? સાળાની વહુ આવી તેણે સેવકલાલને હસીને બોલાવ્યા, આવ્યા કે સેવકલાલ ! આજ તો સેવકલાલ બોલતા જ નથી, કાંઈ ડાહયા થયા હોય એમ લાગે છે. બોલો તો ખરા સેવકલાલ ! કેમ મુનિવૃત લીધું છે?

**સેવકલાલ**--શુ બોલુ; લ્યા દેવકા !

**દેવકલાલ**--કાંઇ નહિ, અક્ષર નહિ ! જવાબજ ન દેવો !

**સેવકલાલ**--આ લોક જીવ ખાય છે ને ?

**દેવકલાલ**--છો જીવ ખાતા, બસ બોલવુંજ નહિ.

**સાળાવેલી**--ઉઠો સેવકલાલ જમવાની તૈયાર થઇ. નહાશો કે નાહીને આવ્યા છો ?

**દેવકલાલ**--બ્રાહ્મણનો છોકરો ચાર વાગ્યા સુધી નાહયા વગરનો હોય ! સવારમાં તો નાહયા હતા, વળી હમણાંજ બીજી વાર નાહયા. વખતે પાણી મુકયું હોય કે ના મુકયું હોય એમ જાણી ઘેરથી નાહીનેજ આવ્યા.

**સાસુ**--ના મુકિએ એવું હોય, પાણી તો આધણ જેવું ઉકળે છે.

**દેવકલાલ**--ઉકળતુ હશે ! પણ નાહયા એટલે ફરી નાહવાની શી જરૂર!

**સાળાવેલી**--સેવકલાલ તો જવાબજ દેતા નથી? બધા જવાબ તમારે દેવા પડે છે, જાણે સેવકલાલના મુખ્તિયાર વકિલ !

**દેવકલાલ**--વકિલ બકિલ તો કાંઈ નહિ ! પણ તમારે તો જવાબનીજ જરૂર છે ને ! ચ્હાયે એક બોલે કે એ બોલે !

**સાળાવેલી**--લ્યો ચાલો પાટલા ઉપર બેસો સેવકલાલ ? સેવકલાલ તથા દેવકલાલ બન્ને પિતાંબર પહેરીને પાટલા ઉપર બેસી ગયા; એટલે સેવકલાલની વહુ પાણીના લોટા ભરીને મુકવા આવી. ત્યારે દેવલાલને સાન કરીને પુછયું કે કેમ તમારા ભાઇબંધ બોલતા નથી? દેવકલાલે પણ સાનમાંજ સમજાવી દીધી કે ડાહયા થયા છે. બંન્નેની અગાડી અકેકો પાટલો મુકી દીધો, તેના ઉપર થાળીઓ વાડકા !

સાળાવેલી પિરસવા રહી; બાકીના ઘરનાં બધાય માણસ પાછળ બેઠાં છે, સેવકલાલનાં વખાણ કરીને વાતો કરે છે, ને આનંદ કરે છે.

**પિરસનારી**—બોલો સેવકલાલ બોલો! તમે બોલશો ત્યારે પિરસીશ!

**સેવકલાલ**—શુ બોલો બોલો કરો છો! બોલવાથી ભાર બોજ ઘટી જાય!

**પિરસનારી**—(હસીને) હં.... આતો ભાર બોજમાં રહેતા હશો!

**સેવકલાલ**—હા હા......ભાર બોજમાં ભાર બોજમાં!

**દેવકલાલ**—હવઇ ચઢી કે શું! શું કહયું છે! (બોલતા બંધ).

તે દિવસે બધાં ઘરનાંને કોઇ જજમાનને ત્યાં જમવાનું હતુ એટલે માત્ર બે જણ જેટલીજ રસોઇ કરી હતી. દિવાળી એટલે જમણમાં કંસાર કે સેવોજ હોય! અહીઆં પણ બે જણ જેટલી સેવોજ ઓસાવી હતી. તપેલીમાં હતી એટલી બધી સેવો એક થાળીમાં કાઢીને; પિરસનારી પિરસવા આવી; સેવકલાલની થાળી ઉપર થાળી નમાવી તવેતાથી ખસેડવા લાગી. સેવોની જાત સુંવાળી અને થાળીના કાના જરા ઢળકતા હતા જેથી નમાવતાંની સાથે બધી ધસી પડી. એટલે સેવકલાલે કહયું- હાં! બસ! હવે મારે નહિ જોઇએ.

સેવકલાલનો હોંકારો સાંભળી ને; પિરસનારી તો છોભીજ પડી ગઈ. વળી વિચારમાં પડી કે, દેવકલાલને શું મુકીશ! દેવકલાલ બડો કાબેલ માણસ હતો તે પિરસનારીના મોંના ચહેરાના ફેરફાર ઉપરથી સમજી ગયો કે, હવે અંદર સેવો નથી; જેથી આ સેવકલાલના સાળાની વહુ વિચારમાં ગુમ થઈ ગઇ છે. આ વખતે આપણી ચાલાકીનો ઉપયોગ કરવાની જરૂર છે. જો જો હોં! મારે માટે શેવો લાવતાં!

**પિરસનારી**—કેમ ભાઈ?

**દેવકલાલ**—હું સેવો ખાતો નથી!

**પિરસનારી**—વળી એવું તે હોય! શેવો કેમ ન ખાઓ?

**દેવકલાલ**—શેવો મને પાંચેક વરસથી અબોખે પડી છે.

**પિરસનારી**—વળી શેવો તે અબોખે પડતી હશે! શેવો તો શુભ અવસરનું; અને ઉમંગનું જમણ છે.

**દેવકલાલ**—પાંચમા વરસ ઉપર દીવાળીને દીવસે જ સેવો જમીને ઉઠયો ને થોડી વારે ઉલટી થઇ ગઇ; ત્યાર પછી સેવો દેખું છું ને ઉપકા આવે છે.

**પિરસનારી**—એ તો કાંઈ દાળ શાકમાં માંખ પડી ગઈ હોય તેની સરત ન રહી હોય તોય એમ થઈ જાય, તેથી કાંઈ સેવો તજી દેવાય! લાવવા ધો લગાર!

**દેવકલાલ**—ના ના; ન લાવશો.

**પિરસનારી**—થોડી ખાજો ! ભાવે એટલી ખાજો !

**દેવકલાલ**—નાના થોડીએ નહિ ને વધારેય નહિ ! જરા ભાત લાવો એટલે બસ !

**પિરસનારી**—સેવો તો બાર મહિનાતું અને દીવાળીના દીવસનું શુકનનું ખાણું છે.

**દેવકલાલ**—હા તે હું સમજ્યો પણ મારે માટે ન લાવશો ! દેવકલાલને ચોક્સ સમજાઈ ગયું છે કે અંદર સેવો છેજ નહિ ! છતાં આ બાઈ ખોટી જક ઝાલી રહી છે. ફિકર નહિ એનો હાથ ઉપર જ છો રહ્યો. તમો સેવકલાલને પિરસો એમને જમવા દ્યો; એ જમીને ભાત લેશે એટલે હું પણ ભાત લઇશ; ત્યાં સુધી બેઠો છું.

**પિરસનારી**—એવું શા માટે ? તમારે માટે થોડો શીરો શેકી લાવું. દેવતા સળગે છે; વાર નહિ લાગે ?

**દેવકલાલ**—તે પણ ફાવતુ નહિ આવે ! જવા દ્યો કડાકુટ !

**પિરસનારી**—તેમાં શું અડચણ છે ?

**દેવકલાલ**—ગોળની બાધા !

**પિરસનારી**—ખાંડનો શીરો કરી આપુ ?

**દેવકલાલ**—એટલું બધું શું કરવા કરવું પડે ? ખાધા માટે ખોટી શું કરવા થવું; ભાણા ઉપર બેસી શા માટે રહેવું ? જે હોય તે જમીને વિદાય થવું ! ખાધાના કાંઇ પૈસા કરવા છે ?

પિરસનારી અંદર રસોડામાં ગઈ એટલે દેવકલાલે કહ્યું, અલ્યા સેવકા ! તારામાંથી જરાક આપ્ય ! એટલે સેવકો મોટો ઘાંટો કાઢીને બોલ્યો. માગ્યને ! તારૂં મોં દુઃખે છે ! દેવકલાલે નાક ઉપર આંગળી મુકી, સાનથી સમજાવી દીધો કે ચુ...પ છાંનો રહે છાંનો રહે !

પિરસનારીએ સાંભળ્યું એટલે વિચાર કર્યો કે, એને શેવો જોઇએ છીએ તો ખરી, પણ માનો ન માનો એને એમ ઠસી ગયું છે કે અંદર સેવો નથી, તેથી એ ના પાડે છે; અને આટલી આનાકાની પણ તેથીજ કરે છે.

ફિકર નહિ આ ન્હાવાનું પાણી મુક્યું છે, તે આધણ જેવું ઉકળે છે, તેમાં થોડી નાંખી દેઉ અને ઓસાવી લેઉ. મનના સંકેત પ્રમાણે તૈયાર કરી લઇને આવી.

**દેવકલાલ**—અરે તમને ના કહી તોય તમે તો સેવોજ લાવ્યાં. ચાલો ઠીક ! મૂકો ત્યારે જરા ! તમારો હાથ કોણ પાછો ઠેલે ! **પિરસનારી**

પિરસીને ગઇ એટલે સેવકલાલ દેવકલાલને પુછે છે; અલ્યા દેવકા આતું નામ શું ?

દેવકલાલ—કોનું ? પિરસનારીનું નામ ?

સેવકલાલ—ના ના ! આ આપણી થાળીમાં મુક્યું એતું ?

ક્યારનીએ શેવોની રકઝક ચાલી રહી છે, ઝાઝી વાર નામ બોલાયુ છે છતાં સેવકલાલે નામ પુછ્યું એટલે દેવકલાલને સેવકલાલની સુરતા ઉપર ખોટું લાગ્યું. ત્યારે રીસ ચઢાવી ધાંટો કાઢીને કહ્યું.

દેવકલાલ—બેસ બેસ *બોધા !

સેવકલાલ સમજ્યો કે આતું નામ બોધા, ફરી માગવું પડે તો ભૂલી ન જવાય. નામ બોધા. પિરસનારી ખાંડ લઇને આવી, અને સેવોની બાજુમાં ચપટી ચપટી મુકી ગઇ. એટલે સેવકલાલ કહે અલ્યા દેવકા; આતું નામ શું ? આ ધોળુ ધોળુ ભાણામાં આવ્યું એતું ? દેવકલાલે વિચાર કર્યો કે, આ મુરખાએ કોઈ દહાડો ખાંડ પણ નહિ દીઠી હોય ! આ શબ્દ એનાં સાસરીઆં સાંભળે તો કેવો તોલ કરે ! નાક ઉપર આંગળી મુકીને કહ્યું. ચ......પ! ત્યારે સેવકલાલે ગાંઠ વાળી કે આતું નામ; ચ......પ ! થોડી વારે પિરસનારી ઘી લઇને આવી. તે અતીશે ગરમ નહિ, પણ હાથ બોળીને ચાંગળે ચાંગળે મુકી શકાય તેવું હતું ! જેથી ચાંગળે ચાંગળે મુકીને ચાલી ગઇ. સેવકલાલે પુછ્યું અલ્યા દેવકા આ શું ! આતું નામ શું ? ચાંગળે ચાંગળે છાંટયું એતું નામ શું ? આ વખતે તો દેવકલાલને અતીષે માઠુ લાગ્યું. આ કોઈ માણસ નથી પણ જનાવરજ છે. જે ચીજ નિરંતર ઘરમાં હોય છે, નિત્ય ખવાય છે, એવું ઘી તેનું નામ નથી જાણતો ! આનીએ અક્કલની બલિહારી છે. લાવ્ય એના કાનમાં કહું. તારી માનું નાતરૂ. સેવકલાલ વિચારે છે કે હાં હાં......હવે નહિ ભૂલાય ! બોધા, ચ......પ, તારી માનું નાતરૂં. આજના જમણમાં નામેય કેવાં કેવાં છે, ફરી માગવું હોય તો બોલતાંય મુંચવઇ જવાય. હેંને દેવકા ?

દાળ, શાક, ભજીઆં, રાયતાં, અથાણાં, ચટણીઓ પાપડ વિગેરે પિરસી છેવટ અપોષણ મુકીને પિરસનારી બોલી. જમવા બેસો ! જમવા માંડો સેવકલાલ ! જળ મેલો ! જમવા માંડો કહેતાંની સાથે સેવકલાલે તો ઘી ખાંડને શેવો ભેગી કરીને ચોળી નાંખી; અને સબહુક સબહુક સબહકાવી ગયા, દાળમાં તો હાથજ ન ઘાલ્યો; ભજીઆં વિગેરેને તો અડયાજ નહિ. પણ મુખ્ય જમણથી થાળી સાફ કરીને ખોખારો કર્યો. ત્યારે

* બોધા—મુંઢ, મુરખ, અક્કલ વગરનો.

સાસુ સસરા વિગેરે જે સેવકલાલે જમવા માંડયું ત્યારના પાછળ ઉભા છે. તે બોલ્યાં; વહુ; સેવકલાલને જે જોઇએ તે મુકજો; દીવાળીને દિવસે ભૂખ્યા ન જાય; ભૂખ્યા જશે તો ત્રિજી પોળે તમારી ફજેતી થશે. વહુ કહે છે, એતો શરમાય છે. કેમ સેવકલાલ કાંઈ જોઇએ છીએ ?

**સેવકલાલ**--હોવે......હંહ......

**પિરસનારી**--શું લાવું બોલો ?

**સેવકલાલ**—બાચકો લાવો બોધા; ચપટી લાવો ચ...પ; અને થોડુ લાવો, તારી માનુ નાતરૂ !

સેવકલાલના શબ્દ સાંભળીને બધ્ધાં ખડખડ હસી પડયાં. પિરસનારી તો ઉંધી પડીને હસવા લાગી. દેવકલાલના મોંમાંથી કોળીઓય પડી ગયો. અરેરે કેવા કેવા બોલ મૂરખે ગાંઠે બાંધી દીધા; કહ્યું કાંઇને સમજ્યો કાંઈ. ઘણોય સંભાળી સંભાળીને રાખ્યો. પણ છેવટ, એણે એનો સ્વભાવ પરખાવી દીધો; મુરખઇ ઉઘાડી કરી દીધી. કોળીઓ કોળીઓ ભાત જમી ઉઠી ગયા, ને લુગડાં પહેરીને ઘેર ગયા. ઘેર આવી દેવકલાલે સેવકલાલની માને માંડીને બધી વાત કહી.

બોલે બોજ ઘટે ઘણો, બોલે બોજ કળાય;
બોલે બંધન સાંપડે, મહિપત સુખ મળાય.
મોહું દેખી મનુષનું, સજ્જન સૌ હરખાય;
કુળ કળાને ચાતુરી, બોલીમાં પરખાય.
મુંગે મોઢે બેસતાં, મોતી સરખુ મોલ;
તરણા કરતાં તુચ્છ જ્યાં, બોલી નાંખે બોલ.

આ પ્રમાણે પંડિત પુત્રને સમજાવી, રૂડી શિખામણ આપીને વિદાય કરે છે પણ માતાના મનમાં તો અતી કલ્પાંત થવા માંડયું, અરેરે આ અભાગીઓ પાપીઓ દીકરો કોણ જાણે શુએ કરશે.

માતા ચિન્તા કરે છે, પિતા પણ ફિકરમાં તો પડેલાજ છે; બાળક બેનને ઘેર પહોચ્યો. વહુના ભાઇને આવતો જોઈ પડોસીએ વધામણી ખાધી. અલી વહુ તારો ભાઇ આવ્યો. ભાઇ આવ્યાના સમાચાર સાંભળી ઉતાવળી બહાર આવી ભાઇને બોલાવ્યો.

**બેન**--આવ્યા ભાઇ ?

**સજન**--હોવે આવ્યા !

**બેન**--સારા તો છો ?

**સજન**--હા સારા છીએ.

**બેન**—માતા પિતા ખુશીમાં છે ?

**સજન**—હા સૌ ખુશીમાં છે.

ભાઇ બેન વાત કરે છે એટલામાં ઘરનાં સર્વે ભેગાં થઇ ગયાં; એટલે બેન શરમાઈને ખસી ગઇ, બાજુ ઉપર ઉભી રહી. બેનના સાસુ સસરાએ વેવઇ વેવણની ખબર પુછી, સારૂ આસન બિછાવી વેવઇના દીકરાને બેસારી સમયને અનુસરીને વાતો કરવા માંડી. રસોઇ કરાવા માંડી ત્યાર પછી પુછ્યું: કેમ કાંઇ કારણસર આવ્યા છો કે સેજ ! છોકરાએ જવાબ આપ્યો કે, હું તો આવ્યો છું મારી બેનને તેડવા !

**વેવઈ**—એટલામાં તમારા બાપે તેડવા શું મોકલ્યું, હજી મહિનો તો પુરો થયો નથી.

**સજન**—મારી માતા કહે, જા તેડી લાવ્ય ! હજી તો રહેવાના ઘણાય દહાડા છે.

આ વાતચિત્ત બેને સાંભળી એટલે તેના પેટમાં ફાળ પડી. અરે હા...ય. આ તો અકરમી તેડવા આવ્યો છે. હવે શી વલે થશે. હે ભગવાન ધર્મ સંકટ આવ્યું. જો એમ કહીશ કે ભાઇની જોડે નહિ જાઉં..તો સાસરીઆંને વહેમ આવશે, અનેક તર્ક કરશે. ભાઈનાં અપલક્ષણ ઉઘાડાં પડાશે નહિ, જો જઇશ તો કાંતો આ કાતાથી કાપી નાખશે, અગર બીજી કોઇ રીતે હેરાન કરશે. હે પરમેશ્વર બાપ, મારા સસરા ના મોકલે તો સારૂં. મારાથી તો એમ નાજ કહેવાય કે હું નહિ જાઉં !

બાપની આપેલી શિખામણને સંભારી ભાઈ બોલે છે તો ખપ જેટલું. વાતો કરતાં રસોઈ તૈયાર થઈ. ભાઇને નહાવા વાસ્તે ઉનું પાણી કાઢ્યું, નાહીને જમવા બેસી ગયો. એટલે બેનના સસરાએ તોલ બાંધ્યો કે, પંડિતનો દીકરો છે પણ સંધ્યા પુજા કરતો નથી. શિખ્યો તો હશે, પણ ભૂખ લાગવાથી, વિસરી ગયો હશે ! લાવ્ય પુછુ તો ખરો ! કેમ કાંઈ સંધ્યા પુજા કરતા નથી કે શું ! ભાઇ કહે કરૂં છું ને બધુ કરૂં છું, આજે ન કરી તેથી તમે પુછતા હશો ? આજે તો વહેલી અંધારામાં કરી નાંખી છે.

વેવઇ કહે ઠીક ઠીક સારૂ, ત્યારે તો જમી લ્યો; એમને પિરસો ! પિરસાયું. જમતાં જમતાં બેનને કહે છે, બેન તમેય તૈયાર થઇ જાઓ ! ચાલો ઝટ ચાલવા માંડીએ.

**બેન**—ભાઇ હવે તો ત્રિજો પહોર થવા આવ્યો, હજી નીકળતાં નીકળતાં બે ઘડી જોઇએ, પછી નીકળીએ તો મારગમાંજ રાત પડી જાય !

**સજન**—રાત પડી જાય તેથી શું ? આપણને શો ભય છે ! હું એકલો સોને ભારે છું.

**બેન**—ભાઇ ! પણ એવું સાહસ કરી સામી રાતે જવાનું કારણ શું !

**વેવઇ**—ખરી વાત છે. ઘણુંય જવાશે, બે દિવસ પછી !

**બેન**—હા ! ...ઉતાવળા જઈને શા કાગળ આપવા છે !

**સજન**—ઠીક, કાલ સવારે !

સવારે ભાઇ સાથે જવુંજ પડશે એવો નિશ્ચય થયો એટલે બેનને અતી ઉદાસી આવી. આંખમાંથી આંસુ પડવા માંડયા, ખાવા ઉપર અરૂચી થઈ ગઈ. આ મારાં સાસરીઆં ભાઇનાં ભયંકર કરમને જાણતાં નથી. અરે રે મારી તો બુરી દશા આવી. જો માંદા પડવાનો ઢોંગ કરી રોકાઉં, તો વઇદને બોલાવે, ત્યારે વઇદ આવીને એમજ કહે કે રોગ કાંઈ નથી. આ તો બધી તરફથી સંકડામણ આવી. એમ કરતાં રાત વીતી ગઇ. સવાર થયું. ત્યારે ભાઇ તો તૈયાર થઈ ગયા. બેન પણ વસ્ત્ર પહેરવા તૈયારી કરે છે, એટલામાં સાસુજી બોલ્યાં, શુ અત્યારમાં તે જવાય ! ભૂખ્યાં તે જવાય ! અમારૂ નાક ના વઢાઇ જાય ! હમણાં રસોઇ થાય છે જમીને જજો !

ભાઇ માને તો નહિ, પણ બાપના બોલને સંભારી વિચાર કર્યો કે, અહીં હઠ કે રકઝક ન કરવી. ઘડી મોડા ! વળી જમીને નીકળીએ તો સાંજ સુધીની ચિન્તા નહિ. રસ્તામાં થાક ખાતા નિરાંતે જવાય પણ ખરૂં!

રસોઈ થઇ. ભાઇ બેન બંન્ને જમવા બેઠાં, ભાઇને પરાણે પરાણે આગ્રહ પુર્વક પિરસીને ખૂબ જમાડયા. ઘી સાકરથી ત્રપ્ત કરી નાંખ્યા. ત્યાર પછી પાન સોપારી મુખવાસ કરી બેનને લઇ ચાલવા માંડયું. મેલ્લામાંથી નીકળતાં લોકો ભેગા થઈ ગયા અને વિનય વિવેકવાળી વહુને વહેલી આવજે, વહેલી આવજે, કરવા લાગ્યા.

ભાઇ બેન બંન્ને વાટે પડી ગયાં, ત્રણેક ગાઉ આવ્યાં. એટલે મધ્યાન થયા, તડકો સખત લાગવા માંડયો. ત્યારે થોડીવાર થાક ખાવા તથા તડકો ગાળવા, ઝાડીમાં બેઠાં. ત્યાં સામસામા જોઇ વાતો કર્યા કરે છે. કસાઇનો છોકરો કસાઇ ને વ્યભિચારીનો વ્યભિચારી; બેનના સામી સુરતા સાંધી બેઠેલા ભાઈની, ભાવના પલટઇ. અને બેનને બેન નહિ પણ સાધારણ સ્ત્રિવત જોવા લાગ્યો. જેમ જનાવરને બેન બેટીનું ભાન નથી હોતુ તેમ આની મતી પણ જનાવર જેવી થઇ.

આમથી ભાઇની મતી પલટાઇ ગઇ છે, ત્યાં કસાઇના ભયથી ભડકેલી એક ગાય દોડતી આવી. ગાયને જોઇ નજર કરી તો વાંસે કસાઈ

દોડતો આવે છે. કસાઇના પંજામાંથી આ ગાય સટકી જાય છે; એમ જાણી આ સજને આડા હાથ રાખી ગાયને રોકી. ગાય રોકી તો રહે નહિ, ગોથુ મારીને ચાલી તો જાય પણ તેના હાથમાં કાતુ જોયુ જેથી ડર પામીને ઉભી રહી ! બેન ઘણીએ બૂમો પાડવા લાગી, ભાઇ જવા દે ! ભાઇ જવા દે ! પેલો કસાઈ એને મારી નાંખશે હત્યા લાગશે. ભાઇ કહે છાની રહે, છાની રહે, બક બક કરતી ! અમને તો હત્યા લાગતીજ નથી. એટલામાં કસાઈ આવી પહોંચ્યો. ગાયને ઝટકાવી કડકા કરી, ઘસડીને ચાલતો થયો. પંદરમે ડગલે પગમાં ઠેસ વાગી પડયો ને પ્રાણ ગયા.

બેન તો કંપી ગઇ, થથરી ગઇ, ગૌ હત્યા થવાથી ત્રાસ પામી ગઈ, અને ભાઇને તો શત્રુ વત જોવા લાગી. અરેરે આવો અકરમી કસાઈ મારી માતાને પેટ ક્યાંથી આવ્યો. ઘણીવાર સુધી સુંનમુંન બેસી રહી, પછી ધિરે રહી બોલી હવે ચાલીશુ ભાઈ ?

**સજન**—જવાય છે; ચાલીએ છીએ !

**બેન**—ઘણી વાર થઈ, હવે તો ચાલીએ તો સારૂ ?

**સજન**—અહીં એકાંન્ત સારી છે; એટલે ઉઠવાનું મન થતું નથી.

**બેન**—એકાંન્ત છે ત્યાંજ ભય છે.

**સજન**—આનંદ પણ એકાંન્તમાંજ લેવાય છે !

**બેન**—એકાન્તમાં શો આનંદ ? એકાન્તમાં આનંદ હોયજ નહિ ભાઇ.

**સજન**—એકાન્તમાં જે આનંદ લેવાય છે, તે જન સમુહમાં ભોગવી શકાતો નથી.

**બેન**—એકાન્ત વખત એ કામદેવનો બાપ, અને એકાંન્ત જગા એ કામદેવની માતા છે.

કોઇ એક ગામનો રાજા એકવાર મધ્ય રાત્રિયે ઘોડેસ્વાર થઈ ગંગાને કિનારે ફરવા ગયો, ત્યાં નદીમાં તણાતું આવેલું કોઇ સ્ત્રિનું મુડદુ તેણે જોયું. ઝાઝી વાર જોઇ રહેવાથી સ્ત્રિના રૂપમાં મોહીત થયો, ત્યારે વિષય વાસના જાગ્રત થઈ. સ્ત્રિની તરફ ધસતાં વળી વિચાર આવ્યો કે, અરે આ હું શું કરૂછું. મારી બુદ્ધિ ક્યાં ગુમ થઈ ગઈ. હું આવો સમજુ વિચારવાન પુરૂષ કેમ સુકયો. આનું કારણ તો શોધી કહાડવું કે મારી બુદ્ધિ આવી નીચ કેમ થઈ.

રાત્રે ઘેર આવ્યો પણ પાછલી રાતની ઉંઘ બિલકુલ ન આવી; વહાણું ક્યારે વહાય, વહાણું ક્યારે વહાય એજ ઝંખના થવા માંડી. સવાર થયું એટલે બાટ કર્મથી પરવારી, સભામાં આવ્યો, થોડીવારે રાજના પંડિત આવ્યાં.

તેમને જોઇને રાજા પ્રશ્ન કરે છે કે, કામદેવનો બાપ કોણ ?

પંડિત થોડીવાર સુધી વિચારમાં ગુમ થઇ ગયા, ત્યારે રાજા કહે છે, એક મહિનાની મુદત આપવામાં આવે છે, ત્યાં સુધીમાં જવાબ નહિ આપો તો તમને રાજપંડિતની પદવીથી દૂર કરવામાં આવશે અને મળતો દરમાયો તો આજથીજ બંધ કરવામાં આવે છે.

પંડિત ઉઠીને ઘેર આવ્યા, પુસ્તકો ઉપર પુસ્તકો ફિંદવા લાગ્યા, લગભગ મહિનો તો પૂરો થવા આવ્યો, પચીસેક દિવસ તો થઇ ગયા, પણ હજી સુધી પંડિતને કામ દેવનો બાપ કોણ તે જડતું નથી.

તે વાતની અતિ ફિકર થવા માંડી, એવામાં પંડિતની વીસ વરસની ઉમ્મરની દીકરી સાસરેથી માબાપનો મેળો કરવા પાંચ સાત દિવસને માટે આવી. તે દિકરીને બેસવા ઉઠવા ઉતરવાનું મકાન બાપના મકાનની નજીક પણ જુદુ તથા એકાંન્ત હતું. તે મકાનની આગળ થઈનેજ પંડિતને દરબારમાં જવાનો રસ્તો હતો. ત્રણેક દિવસ પિતાને દરબારમાં જતા જોયા નહિ, ત્યારે પુત્રિ પિતાને પુછવા લાગી કે, બાપા તમે દરબારમાં કેમ જતા નથી. શરીરે કાંઈ વ્યાધી છે ?

**પંડિત**—બેટા વ્યાધી તો કાંઈ નથી. પણ આધી છે, ચિન્તા છે.

**પૂત્રિ**—એવી શી ચિન્તા છે પિતાજી ?

**પંડિત**—રાજમાંથી મળતો દરમાયો બંધ થવા વખત આવ્યો છે.

**પૂત્રિ**—એનું શું કારણ ?

**પંડિત**—તને કહેવાથી શો ફાયદો ?

**પુત્રિ**—મારા સસરા તમારાથી વધારે વિદ્વાન છે, તેનું મને પણ કાંઇક ભાન થયું છે. તમે ન જાણતા હો તે હું જાણતી પણ હોઉ.

**પંડિત**—રાજાએ પ્રષ્ન કર્યો છે, તેનો ઉત્તર મારાથી દેવાતો નથી. તેમ ખોળતાં જડતો નથી.

**પૂત્રિ**—એવો શો પ્રષ્ન છે ? રાજાએ શું પુછયું છે ?

**પંડિત**—કામદેવનો બાપ કોણ ?

**પૂત્રિ**—અરે ! આનો જવાબ તમો દઇ શકતા નથી ?

**પંડિત**—ના બેટા ના ! મારી તો અક્કલજ ગુમ થઇ ગઇ છે.

**પૂત્રિ**—જવાબ ક્યારે દેવાનો છે ?

**પંડિત**—આજે છેલ્લો દિવસ છે, કાલે જવાબ ન દેવાય તો જરૂર ઘેર બેસવાનું થાય !

**પૂત્રિ**—આજે રાતના નવ દશ વાગે મારા મકાને આવજો, હું ખોળીને તૈયાર કરી મુકીશ, જરાય ફિકર ચિન્તા કરશો નહિ.

દોડતો આવે છે. કસાઇના પંજામાંથી આ ગાય સટકી જાય છે, એમ જાણી આ સજને આડા હાથ રાખી ગાયને રોકી. ગાય રોકી તો રહે નહિ, ગોથુ મારીને ચાલી તો જાય પણ તેના હાથમાં કાતુ જોયુ જેથી ડર પામીને ઉભી રહી ! બેન ધણીએ બૂમો પાડવા લાગી, ભાઇ જવા દે ! ભાઇ જવા દે ! પેલો કસાઈ એને મારી નાંખશે હત્યા લાગશે. ભાઇ કહે છાની રહે, છાની રહે, બક બક કરતી ! અમને તો હત્યા લાગતીજ નથી. એટલામાં કસાઈ આવી પહોંચ્યો. ગાયને ઝટકાવી કડકા કરી, ધસડીને ચાલતો થયો. પંદરમે ડગલે પગમાં ઠેસ વાગી પડયો ને પ્રાણ ગયા.

બેન તો કંપી ગઇ, થથરી ગઇ, ગૌ હત્યા થવાથી ત્રાસ પામી ગઈ, અને ભાઇને તો શત્રુ વત જોવા લાગી. અરેરે આવો અકરમી કસાઈ મારી માતાને પેટ ક્યાંથી આવ્યો. ધણીવાર સુધી સુંનમુંન બેસી રહી, પછી ધિરે રહી બોલી હવે ચાલીશુ ભાઈ ?

**સજન**—જવાય છે; ચાલીએ છીએ !

**બેન**—ધણી વાર થઈ, હવે તો ચાલીએ તો સારૂ ?

**સજન**—અહીં એકાન્ત સારી છે; એટલે ઉઠવાનું મન થતું નથી.

**બેન**—એકાંન્ત છે ત્યાંજ ભય છે.

**સજન**—આનંદ પણ એકાંન્તમાંજ લેવાય છે !

**બેન**—એકાન્તમાં શો આનંદ ? એકાન્તમાં આનંદ હોયજ નહિ ભાઇ.

**સજન**—એકાન્તમાં જે આનંદ લેવાય છે, તે જન સમુહમાં ભોગવી શકાતો નથી.

**બેન**—એકાન્ત વખત એ કામદેવનો બાપ, અને એકાંન્ત જગા એ કામદેવની માતા છે.

કોઇ એક ગામનો રાજા એકવાર મધ્ય રાત્રિયે ઘોડેસ્વાર થઈ ગંગાને કિનારે ફરવા ગયો, ત્યાં નદીમાં તણાતું આવેલું કોઇ સ્ત્રિનું મુડદુ તેણે જોયું. ઝાઝી વાર જોઇ રહેવાથી સ્ત્રિના રૂપમાં મોહીત થયો, ત્યારે વિષય વાસના જાગ્રત થઈ. સ્ત્રિની તરફ ધસતાં વળી વિચાર આવ્યો કે, અરે આ હું શું કરછું. મારી બુદ્ધિ ક્યાં ગુમ થઈ ગઈ. હું આવો સમજુ વિચારવાન પુરૂષ કેમ ચુક્યો. આનું કારણ તો શોધી કહાડવું કે મારી બુદ્ધિ આવી નીચ કેમ થઈ.

રાત્રે ઘેર આવ્યો પણ પાછલી રાતની ઉંધ બિલકુલ ન આવી; વહાણું ક્યારે વહાય, વહાણું ક્યારે વહાય એજ ઝંખના થવા માંડી. સવાર થયું એટલે ખટ કર્મથી પરવારી, સભામાં આવ્યો; થોડીવારે રાજના પંડિત આવ્યાં.

તેમને જોઈને રાજા પ્રશ્ન કરે છે કે, કામદેવનો બાપ કોણ ?

પંડિત થોડીવાર સુધી વિચારમાં ગુમ થઇ ગયા, ત્યારે રાજા કહે છે, એક મહિનાની મુદત આપવામાં આવે છે, ત્યાં સુધીમાં જવાબ નહિ આપો તો તમને રાજપંડિતની પદવીથી દૂર કરવામાં આવશે અને મળતો દરમાયો તો આજથીજ બંધ કરવામાં આવે છે.

પંડિત ઉઠીને ઘેર આવ્યા, પુસ્તકો ઉપર પુસ્તકો ફિંદવા લાગ્યા, લગભગ મહિનો તો પૂરો થવા આવ્યો, પચીસેક દિવસ તો થઇ ગયા, પણ હજી સુધી પંડિતને કામ દેવનો બાપ કોણ તે જડતું નથી.

તે વાતની અતિ ફિકર થવા માંડી, એવામાં પંડિતની વીસ વરસની ઉમ્મરની દીકરી સાસરેથી માબાપનો મેળો કરવા પાંચ સાત દિવસને માટે આવી. તે દિકરીને બેસવા ઉઠવા ઉતરવાનું મકાન બાપના મકાનની નજીક પણ જુદુ તથા એકાંન્ત હતું. તે મકાનની આગળ થઈનેજ પંડિતને દરબારમાં જવાનો રસ્તો હતો. ત્રણેક દિવસ પિતાને દરબારમાં જતા જોયા નહિ, ત્યારે પુત્રિ પિતાને પુછવા લાગી કે, બાપા તમે દરબારમાં કેમ જતા નથી. શરીરે કાંઈ વ્યાધી છે ?

**પંડિત**—બેટા વ્યાધી તો કાંઈ નથી. પણ આધી છે, ચિન્તા છે.

**પૂત્રિ**—એવી શી ચિન્તા છે પિતાજી ?

**પંડિત**—રાજમાંથી મળતો દરમાયો બંધ થવા વખત આવ્યો છે.

**પૂત્રિ**—એનું શું કારણ ?

**પંડિત**—તને કહેવાથી શો ફાયદો ?

**પુત્રિ**—મારા સસરા તમારાથી વધારે વિદ્વાન છે, તેનું મને પણ કાંઇક ભાન થયું છે. તમે ન જાણતા હો તે હું જાણતી પણ હોઉ.

**પંડિત**—રાજાએ પૃષ્ન કર્યો છે, તેનો ઉત્તર મારાથી દેવાતો નથી. તેમ ખોળતાં જડતો નથી.

**પૂત્રિ**—એવો શો પ્રષ્ન છે ? રાજાએ શું પુછ્યું છે ?

**પંડિત**—કામદેવનો બાપ કોણ ?

**પૂત્રિ**—અરે ! આનો જવાબ તમો દઇ શકતા નથી ?

**પંડિત**—ના બેટા ના ! મારી તો અક્કલજ ગુમ થઇ ગઇ છે.

**પૂત્રિ**—જવાબ ક્યારે દેવાનો છે ?

**પંડિત**—આજે છેલો દિવસ છે, કાલે જવાબ ન દેવાય તો જરૂર ઘેર બેસવાનું થાય !

**પૂત્રિ**—આજે રાતના નવ દશ વાગે મારા મકાને આવજો. દઓ ીતર તૈયાર કરી મુકીશ, જરાય ફિકર ચિન્તા કરશો નહિ.

પંડિતને જરા આશા તો પડી, પણ પૂત્રિના ગયા પછી વળી ચિન્તા કરવા લાગ્યા. પંડિતની પુત્રિયે ઘેર જઇ એકજ જાત ભાતની બે સાડીઓ મગાવી. મકાનની પછીત કોચી નાંખીને તાબડતોબ બારણું મુકાવી દીધું. ઉપરના ઓરડામાં દાદર પડાવી નીસરણી મુકાવી દીધી, જેથી ઉપરથી નીચે ઓરડામાં ઉતરી પાછલે બારણેથી બહાર જતુ રહેવાય ! મગાવેલી બે સાડીમાંથી એક પોતાની દાસીને પહેરાવી ઓરડામાં પલંગમાં સુવારી દીધી અને પોતે બારણું ઠાલું બંધ કરી, સુંદર શણગાર સજી નમુનાની બીજી સાડી પહેરી, આગળના ખંડમાં પિતાની વાટ જોતી બેઠી.

રાતના નવ દશ વાગ્યા એટલે પંડિત પૂત્રિના મુકામે ગયા. મેડા ઉપર ચઢીને ગાદી તકીઆ ઉપર બેઠા. બિલોર ખાનાથી શણગારેલી, અને અગણીત દીવાથી ઝળઝળાટ કરી મુકેલી મેડી જોઈ, પંડિત તો જોઇજ રહ્યા. થોડીવાર વાતો કરી પુત્રિના સાસરીઆંની ખબર પુછી. ત્યાર બાદ સોગટા બાજી કાઢી. પિતા તથા પુત્રિ સિવાય જ્યાં કોઇ બીજુ છેજ નહિ ત્યાં બાપ બેટીએ બાજી શરૂ કરી. બંન્ને વારા ફરતી પાસા ફેંકતાં જાય છે. સોગટીઓ ખેલતાં જાય છે; અને બાજીમાં જરૂર પડતા શબ્દોનો ઉચ્ચાર કરતાં જાય છે. એક બાજી પુરી થઈ એટલે બીજી, બીજી પુરી થઇ એટલે ત્રિજી. ત્રિજી બાજી થોડીક થઇ. તે વખતે પુત્રિ પોતાનું અંગ મરોડતી આંગળાંમાં આંગળાં ભરાવી ઉંચા હાથ કરી આળસો મરડતી, બગાસાં ઉપર બગાસાં ખાતી, છાતી ઉપરથી વસ્ત્રનો છેડો ઉઘાડી, વા ઉડાડતી, પાન ચાવી પિચકારીઓ મારતી, પિતાના મુખના સામુ જોઇ મંદ મંદ હસવા લાગી.

અંગ જેનું થાકી ગયું છે, મતી જેની મુઝાએલી છે, નજર જેની તપી ગઈ છે. એવા પંડિતને પૂત્રિનું ભાન ન રહ્યું. મન વિહ્વળ થયું. તે વખતે મરીયાદા મુકી પુત્રિ ઉપર ધસારો કર્યો. પિતાનો ધસારો થયો કે તરત ચેતી રહેલી પુત્રિ, આમથી આમ દોડમ દોડા કરવા લાગી. પિતા પણ વાંસે ને વાંસેજ દોડયા કરે છે તેવામાં ઓરડાના કમાડને લાત મારી ડાબા કમાડના પાછળ પાથરેલા પલંગની ઉપર ચઢી દાસીને ઓળંગી બીજે પાસે દાદરથી ઉતરી પાછલા બારણેથી નીકળી ફરીને આગલે બારણેથી ઉપર આવી. પંડિત પૂત્રિની પાછળજ, ઓરડામાં પેઠા તેવાજ પેલી સુવારેલી પણ જાગતી અને પહેલેથી સમજાવી ચેતાવી દીધેલી દાસીને બાથ મારી પોતાના સામુ જોવરાવવા પ્રયત્ન કરી રહ્યા છે, ત્યાં પૂત્રિ આવીને સનમુખ ઉભી રહી. શું કરો છો પિતાજી ? બે જણની એકાન્તમાં ત્રિજાનો અવાજ થતાંની સાથે, મન તથા ઇંદ્રિયો સ્થિર થઇ ગયાં. આમથી દાસી

પણ બેઠી થઇ ગઈ, પિતાનું મોઢું પડી ગયું, પણ પુત્રિને પુછે છે કે તું આ ઓરડામાં પેઠી હતી, આજ પલંગ ઉપર ચઢી હતી, તે આમ ક્યાંથી આવી ?

પૂત્રિ—પિતાજી; હું પલંગ ઉપર ચઢી, પેલે પાસે ઉતરી દાદરથી નીચે ગઇ પાછલે બારણેથી નીકળી, ફરીને આગળ આવી, ઉપર આવી.

પંડિત—આ મકાનને પાછળ બારણુંજ ક્યાં છે ?

પૂત્રિ—આજેજ ખાસ નવું મુક્યું છે, અને દાદર પણ આજેજ નવો પાડયો છે. પલંગ નીચે નજર કરો !

પંડિત—ત્યારે આ પલંગમાં સુતી હતી તે સ્ત્રિ કોણ ?

પૂત્રિ—તે તો મારી દાસી.

પંડિત—પુત્રિ ધન્ય છે, તારી ચાલાકીને, તેં પણ આજે મને ઘોર પાપ કરતાં બચાવ્યો.

પૂત્રિ—આપ શું પાપ કરવા તૈયાર થયા હતા ?

પંડિત—હવે મારી જીભે કહેવરાવીશ નહિ; મને વર્ણન કરાવીશ નહિ !

પૂત્રિ—તમે આવા સમજુ ડાહ્યા; વિચારવાન ચુક્યા તેનું કારણ ?

પંડિત—એકાન્ત !

પૂત્રિ—પિતાજી, પારાશર ઋષિ મચ્છગંધામાં, ઇંદ્ર અહલ્યામાં, ચંદ્ર તારામતીમાં મોહ પામ્યા તેનું કારણ પણ એકાન્ત, અને કામ દેવનો બાપ પણ એકાન્ત ! જાઓ દેજો જવાબ !

એમ કરતાં સવાર થયું. પંડિત ઘેર જઇ પરવારી રાજ સભામાં ગયા ત્યાં રાજાએ પંડિતને જોઈ તરત પ્રશ્ન કર્યો કે, કામ દેવનો બાપ કોણ ? પંડિત કહે એકાન્ત ! જવાબ સાંભળી રાજાએ થોડી વાર વિચાર કરી નિશ્ચય કર્યો કે ખરી વાત છે, તે વખતે ગંગા કિનારો અને મધરાત ન હોત તો હું મડદા ઉપર મોહ પામત નહિ. રાજાએ પંડિતને ઘણું દ્રવ્ય આપ્યું. નોકરી કાયમ રાખી.

એકાન્તમાં દેવતાઓ ડુબી ગયા તો પામર મનુષ્યોનું શુ ગજું; માટે હે ભાઇ જેમ જેમ વખત જતો જાય છે. તેમ તેમ ભય પાસે આવતો જાય છે.

ભાઇ—એકાંતમાં મનની માનેલી મોજ પુરી થઈ શકે છે, માટે થાય છે, જવાય છે.

બેન—ભાઈ હું તો અકળાઉ છું. મંઝાઉ છું. મને ડર લાગે છે.

( સજન ) રાગ; જાણો છોરે; સઘળું અંતર જામી. (સૈરંધ્રિ.)

લટકાળીરે; લલના લટકે આવ્યાં, તમોં ભોગીને મન ભાવ્યાં;
હું ભમરોરે, કમળ કળીનો ભોગી, છુ રામા તનનો રોગી.

**બેન**--મુજ ભાઇ રે, દૈવ્ય કોપથી ડરવું, કદી કુડુ કરમ ના કરવું;
હું એની રે, ભાઈ સગો તું મારો, તુજ બોલ બહુ કેમ ખારો.

**સજન**--જોઈ જોઇને તારાં લટકાંરે, મુજ ચિત્તમાં વાગ્યા ચટકારે;
ખરે ખટકી રહ્યા છે ખટકારે, વાગે ઝટકારે;
હારદ અંગ હસાવ્યાં. તમો ભોગી. ૧

**બેન**—તેં મમતા રાખી મ્હારીરે, કરી જીંદગી જોખમકારીરે;
મરવું મારી પેટ કટારીરે; વિચારી રે;
વિનય વચનને વરવું. કદી કુડુ. ૨

**સજન**--મોહયો મોહયો ભમરને ભાળીરે, વળી વાળ્યા વેંણી કાળીરે;
તુજ આંખ અતી અણીઆળીરે, બાળી બાળીરે.
નખરે નયન નચાવ્યાં. તમો ભોગીને. ૩

**બેન**—તારી ઘોર મતી ગઇ ગગડીરે, બળ હિંણા બુદ્ધિ બગડીરે;
તું રંકને મારે રગડીરે, છે છ ઘડીરે;
ભવતું ભાથુ ભરવું. કદી કુડુ. ૪

આ કરમજાદા કસાઇ ભાઈએ, બળાત્કાર કરી વગડા વચ્ચે કલ્પાંન્ત કરતી બેનની લાજ લીધી. લાજ લઇને બેનની દરકાર રાખ્યા વિના ત્યાંથી ઘર તરફ ચાલવા માંડયું. પાપી ઉતાવળો ઉતાવળો ઘેર આવ્યો, અને બાળા પછાડી પછાડી આવે છે. છોકરો આવ્યો, પણ જ્યારે વધારે વારે દીકરી ન આવી ત્યારે માતાને ચિન્તા થવા માંડી. માતા વિમાસણ કરે છે, એટલામાં આંખમાંથી આંસુ કાઢતી પૂત્રિને આવતી જોઈ. પંડિત પિતા તો ગભરાવા લાગ્યા, અને દીકરીને આંસુ પાત કરવાના કારણનો વિચાર કરવા લાગ્યા. પણ માતા તો સમજી ગઇ કે જરૂર આ અભાગીએજ કોઇ પણ રીતે એને હેરાન કરી હશે ! મેં સ્વામીને ના કહી હતી કે, એ હરામજાદાને ના મોકલશો. ઉદાસ બેઠેલી માતાના ખોળામાં માંથુ મુકી અતીષે આક્રંદ કરવા લાગી. માતા પિતાની આંખમાં આંસુ આવ્યાં. ત્યારે દીકરી બોલી. માતાજી એણે વગડામાં ગાયને રોકી કસાઈ પાસે હત્યા કરાવી; અને... આ તમારી પવિત્ર પૂત્રિની બળાત્કારે લાજ લીધી. માજી હવે હું નહિ જીવું, આપઘાત કરીશ. આપઘાત તો ત્યાંજ કરત પણ સૌ સૌની સૌ સૌના મનમાંજ રહી જાત. મારી બળવાનો ખુલાસો કરવાજ આવી.

મરાઠી સાખી.

ઝેર જમીને સુતી બાળા, રજની રંગ રચાવ્યો;
હરી હર બ્રહ્મા મુખ ઉચરતાં, નારીએ *નાગ નચાવ્યો;
છોડયો છોડયો પ્રાણ, મરતાં મરતાં બોલી વાણ. છોડયો.
ગૌહત્યારો છે ગોઝારો, પ્રૌઢ પાપ કરનારો;
પવિત્ર પેટે કસાઇ જનમ્યો, ઇજ્જતનો હરનારો;
એનું બુરૂ થજો, ભવો ભવે ભૂંડ નરકે જજો ! એનું.

પૂત્રિનું અંતકાળનું રૂદન, કોમળ બાળાનું કલ્પાન્ત, વહાલી દીકરીનું મરણ, એ બધું મહા દુઃખ રૂપ અને તે જીવતાં સુધી વિસરાય નહિ તેવું થઇ પડયું. નારી તો મનથી અકારીજ થઈ ગઈ.

હે ઘોર કરમની કરનારી પાપણી, તું તો ગજબની કરનારી નીકળી, આ બાળક આવો ઘોર પાપ કરનારો જનમ્યો, તે એ બાળકનો દોષ નથી, પણ રંડા તારોજ અપરાધ છે. જોબન મદમાં ઝરતી વિષય વાસનાના ઉભરા શાંન્ત કરવાને તેં કોઈ કસાઈનો સંગ કર્યો છે એવું સ્પષ્ટ જણાય છે. પણ પાપણી કામ વાસના શાંન્ત કરતાં તો તેં કાયાને કથીરની કરી નાંખી. કસાઇથી રહેલા ગર્ભને ઢાંકવા, છીદ્રને છાંદો દેવા ધસીને ધણીના ઘરમાં ઉતાવળી આવી ચઢી, તે એમજ સમજીને કે નબળી નારીઓનું ઢાંકણ ધણીજ છે. પણ પાપણી તારૂ પોગળ તો પ્રગટ થયું. લસણની ગંધ તો એની મેળેજ ગંધઈ ઉઠી. અક્કરમણ રાંડ તેં કસાઈ સુધી નજર દોડાવી, ત્યારે બીજા તો કેટલાય ધણી કર્યા હશે; તું " શિંગમાંથી સળેલી " દેખાય છે. તારાં આવાં નીચ કરમ જાણ પડવાથી, તું મારી આંખે દેખી નહિ ખમાય; મારી પવિત્ર આંખે તારી અપવિત્ર કાયા જોઈ નહિ શકાય! ચાલ જા! તારા કાળમુખા છોકરાને લઇ તારૂં મોહુ સંતાડય, તારૂં કાળુ કર!

[ નારી ] ગિતી.

નારી બોલી નમતી, હાથે ઘાલી સુતરની બેડી;
ભવનાં બંધન તોડો, કપૂત પૂતને લઇ ચાલી તેડી.

[ કવિ ] દોહરો.

સોળે વરસે સુંદરી, પિયર પનોતી થાય;
શિયળ પણાને સાચવી, શ્રી ગિરીધર ગુણ ગાય.

સોળ વરસ સાસરે રહી, સોળ વરસના કપૂત છોકરાને લઈ પિયર ચાલી. પૂત્રિ મરી ગઈ તે, ત્યાંથી ઘણા ગાઉ દુર, પણ સગપણનો સંબંધ

* નાગ=વછનાગ; વછનાગ ખાધો.

ધરાવનાર બ્રાહ્મણને ઘેર જનમી; કસાઈ દીકરાએ રોકેલી ગાય અને અંતકાળ વખતે આ પવિત્ર બાળાના દર્શન પામેલો કસાઇ જે ઠેસ વાગતાં મરણ પામ્યો. તે બંન્ને તેજ ગામમાં જૂદેજૂદે ઠેકાણે પણ બ્રાહ્મણને જ ઘેર જનમ્યાં. મોટાં થયાં, એટલે તેમનાં એનાં લગ્ન થયાં.

નારી ઘેર આવી ત્યારે માતા પિતાએ પ્રેમથી બોલાવી, ખબર પૂછી, તથા પૂત્રિના સમાચાર પૂછ્યા. તે સઘળા બાળાએ યુક્તિપૂર્વક વિવેકસર કહ્યા. આ કસાઈનો બાળક તો દહાડે દહાડે વધારે તોફાન પર ચડતો જાય છે, વગડે ફરે છે, રોજ જનાવર મારે છે, અને ભર બજારમાં વેચે છે, આથી ગામમાં ખોટુ કહેવાયુ અને નાતમાં નિંદા થવા માંડી. ત્યારે મા બાપે દીકરીને કહ્યું કે કાંતો તારે સાસરે જા અગર તારા છોકરાને લઈ જૂદી રહે !

દીકરાનાં ખોટાં કરમને લીધે માબાપથી પણ જૂદુ રહેવું પડયું. છતાં પોતે પ્રથમથી આખર સુધીનાં પરીણામ જાણુતી હતી, જેથી મનમાં માઠું માન્યું નહિ. પણ દીકરાના ત્રાસથી દુબળી તો પડી ગઇ. રાત દહાડો ચિન્તા કરતી સોસાતીજ ગઈ, અરે આ અકરમીને મ્હોત પણ નથી આવતું. નાતીલાએ પણ તેનો છાંટોહુંટી બંધ કરી દીધો, તેની સાથે તેની માતા પણ નાતી બહાર રહી. આ અબળાની દયા લાવીને સગા સબંધીમાંથી કોક કોક, આ છોકરાને શિખામણના શબ્દો કહેવા લાગ્યા. અલ્યા ભાઈ, આ કરમ તો કસાઈ કરે. આપણે બ્રાહ્મણને આવું કરમ ન છાજે. આપણે તો પ્રાણી માત્રના ઉપર દયા રાખવાની છે. જીવ હિંસ્સા કરવી એ આપણું કામ નહિ ! કાંઇક સમજ ! કાંઇક સમજ ! જવાબમાં છોકરો કહે છે, બસ મારના, સબકુ મારના ! વળી બીજા કહેવા લાગ્યા, આવો કુબુદ્ધિવાન ક્યાંથી થયો. આવી વિદ્યા કોણે ભણાવી, આવી શિખામણ કોણે આપી ? છોકરો છણકા કરી તિરસ્કારથી કહે છે, બસ મારના, મારના, મારના ! ચલો ચલે જાઓ નિકર મર જાઓગે !

**[ સજન ] રાગ; બાવા, બાવા, બાવારે જોયા જોયા; (મૃદાલશા.)**

મારના મારના મારનારે; સારે [1]શેતાન, [2]શકુની કુ મારના.
[3]સખીકુ મારના, [4]સખાકુ મારના;
કોઇ [5]સત્રપ, સંતોષિકુ મારનારે. સારે શેતાન. ૧
[6]સતી કુ મારના, [7]સુતાકુ મારના;

૧ શેતાન=જીન; ખવીસ. ૨ શકુની=ગીધ પક્ષિ. ૩ સખી=ઉદાર, દાતા. ૪સખા=મિત્ર, ભાઈબંધ. ૫. સત્રપ=સુબો; હાકેમ. ૬ સતિ=પતિવ્રતા. સ્ત્રિ. ૭ સુતા=દિકરી.

કોઇ [૮]સરદે, [૯]સહોદરકુ મારનારે. સારે શેતાન. ૨
સાધુકુ મારના; [૧૦] સાયરકુ મારના;
કોઈ [૧૧]સાકુટ, સંન્યાસીકુ મારનારે. સારે શેતાન. ૩
[૧૨]સુરભીકુ મારના, [૧૩]સારંગકુ મારના,
કોઇ [૧૪]સુડા [૧૫]સારીકાકુ મારનારે. સારે શેતાન. ૪
[૧૬]સાવજકુ મારના; [૧૭]સાંઢાકુ મારના,
કોઇ [૧૮]શીવા [૧૯]શિખીકું મારનારે. સારે શેતન. ૫
સજ્જનકુ મારના, [૨૦]સાથીકુ મારના,
કોઇ [૨૧]શીશુ [૨૨]સ્વપચકું મારનારે. સારે સેતાન ૬

બસ! મારના મારના મારના ! ! ! મારનાજ મારના !

સજનાનાં ઘોર કરમની વૃદ્ધિ જોઈ માતા તો મરવા તુલ્ય થઈ ગઈ. એક દિવસે માતાને રૂદન કરતી જોઇ, આ અભાગીઆ છોકરાએ પુછ્યું. મા કેમ રૂવોછો ? તમને કોણે દુઃખ આપ્યું, તમને કોણે ટુંકારો કર્યો, તમને કોણે આંગળી કરી. હું આ કાતાથી તેને વાઢીજ નાંખુ. કહો તો મારા બાપને, કહોતો મારાં દાદાને તમે કહો તેને મારી નાંખુ.

માતા કહે ભાઇ તારી એક વીસ વરસની ઉમર થઇ ત્યારે આજેજ તું મને પુછે છે કે માતાજી કેમ રૂવો છો ? આજતો મારાં અહો ભાગ્ય સમજુ છું. દહિતમા દીલમાં દયાનો છાંટો ક્યાંથી આવે, આતો મને અચંબો થાય છે. ભાઈ તારા પ્રષ્નનો ઉત્તર તો એજ છે કે, મને દુઃખ આપનાર તુંજ છું. મારી કુખ લજાવનાર તુંજ છું; મને સગા સબંધીથી વહેર કરાવી ત્યાગ કરાવનાર તુંજ છું. પવિત્ર પૂત્રિનો પ્રાણ લેનાર પણ તુંજ છું !

**સજન**—તેનો કાંઈ ઉપાય ! તને સુખ થાય તેવો કાંઇ ઉપાય ?

**મા**—કાંતો આ દુષ્ટ હિંસ્સા કરમનો ત્યાગ કર ! નહિતો ઝેર ખાઈ મરીજા ! અગર મારા મોં કનેથી તારૂ કાળુ મોં લઇ ગમે ત્યાં નાસી જા!

માતાના શબ્દ સાંભળીને બાળક કહે છે. હે મા મારા જવાથીજ તને સુખ થતું હોય તો આ હું ચાલ્યો. એટલાં શબ્દ કહીને હાથમાં કાતુ લઇ ગામ મૂકીને નાસી ગયો. પચીસ ત્રીસ ગાઉ દુર જઈને રહ્યો.

---

૮ શરદે=દયાળુ. ૯ સહોદર=ભાઇ. ૧૦ સાયર=કવિ. ૧૧ સાકુટ=લુચ્ચો દગાબાજ. ૧૨ સુરભી=ગાય. ૧૩ સારંગ=મૃગ. ૧૪ સુડા=પોપટ. ૧૫ સારીકા=મેંના. ૧૬ સાવજ=વાઘ. ૧૭ સાંઢા=આખલા, ઉંટ, વહી ગએલો માણસ. ૧૮ શિવા=શિયાળ. ૧૯ શિખી=મોર. ૨૦ સાથી=સંગાથી, મુસાફરીમાં મળેલો સારો સંગાથ.

ત્યાં પણ એજ કરવા લાગ્યો. મારના મારના મારના પશુ વધ કરી કરીને કસાઇની દુકાનોમાં વેચવા લાગ્યો.

આવા ઘોર પાપીના આવવાથી ગામના લોકો પણ ત્રાસી ગયા. અરે કસાઇ તો કસાઇનું કર્મ ઓઠે કરે છે, પણ આતો જબરો કસાઈ આવ્યો, નથી જોતો શેરી કે પોળ, બજાર કે ઘર, વાડોકે પાડો, જ્યાં દેખે ત્યાં મારતો જ છૂટે છે. આવાં ઘોર કરમ કરી ત્યાં પણ એકાદ વરસ કહાડી નાંખ્યું, એક વરસમાં તો તેણે તે ગામની આસપાસ દશ દશ ગાઉ ફરતો ત્રાસ વર્તાવી દીધો. મારના કાટના મારના કાટના !

એક વખતે આ સજનશર્મા વગડામાં ગાયને ઘેરીને ઉભો છે, ઉપર ધા કરવાની તૈયારી કરે છે, તે વખતે તે રસ્તે ત્રણ સાધુ આવી પહોંચ્યા, અને કસાઈએ ઘેરેલી ગાયને જોઇ કંપી ગયા. ત્રણમાં જે મોટા સાધુ હતો તે બોલ્યો, બચાવ બચાવ બચાવ ! ગઉકુ બચાવ !

સજનો સમજ્યો કે મારા ખરા ભરખમાં આ પાપી આડા આવે છે, માટે મારવા દે ! કાતુ લઇને સાધુના સામો ધાયો, તે વખતે મહંત સાધુએ તુમડામાંથી અગ્નિ પ્રગટ કર્યો, અને તે તુમડુ સજના સામુ ધર્યું. તુમડામાંથી નીકળતી જ્વાળા પ્રલયકાળના અગ્નિની માફક સજના તરફ ફેલાતી ચાલી. સજનાએ ત્યાંથી દોડવા માંડયું તેમ તેમ જ્વાળા તેની વાંસે વધતીજ ચાલી. આવો અજબ અને ભયંકર ચમત્કાર જોઈ દૂર ગએલો સજનો, સાધુના સામું જોઈ ત્યાંજ નમી પડયો, અને શરણે રાખો શરણે રાખો ! બચાવો બચાવો શબ્દ બોલ્યો. જ્વાળા શમી ગઇ. જ્યારે સજનો પાસે આવી પગમાં પડયો ત્યારે સાધુ પૂછે છે. તેરા નામ ક્યા ?

**સજન**—સજન શર્મા.

**સાધુ**—સજન શર્મા ! હાં ! શર્મા તો બંમનકા નામ કે પીછેય લગતા હે ! ક્યા તું બંમન હે ?

**સજન**—હા મહારાજ ! હું બ્રાહ્મણનો બાળક છું, પણ કામ કસાઇનું કરૂં છું.

**સાધુ**—એ ક્યા બાત ! એ ક્યા ગજબ ! એ કેલેકે ફૂલમેં કાંટા કહાંસે આયા ?

**સજન**—મહારાજ હવે હું આપને શરણ છું; આપના ચરણનો દાસ છું.

મહંત સાધુએ સમાધી લક્ષથી જોયું તો સમજાયુ. સજનાની સઘળી હકીકત જાણી લીધી.

**સાધુ**—બેટા સજના; કુચ્છ ફિકર મત કરો! તું અધમ હમારી શરણમેં આયા; અબ શ્રી હરીકી કૃપાસે તેરા ઉદ્ધાર હો જાયગા. બસ અબ હિંસા નહિ કરના!

**[ સાધુ ] રાગ; આ ભ્રમર ન મુકે ખ્યાલ; (મુદ્દાલશા.)**

સુન સુન બે લડકા સ્યાના; છર છાંડ છટક મર જાના.
ચલ ચલ બંમનકા બેટા; ગોઝારા બનકા ઘેટા,
ચલ ગૌસે હો જા છેટા; નીચ નાદાન, સમજ લે સાન;
જાયગા જાન, છોડ તન તાના. છર છાંડ. ૧
મહા મંમાયા ગૌ માતા; હે દર્શનસે સુખ શાતા;
એ શુદ્ધ દુધકી દાતા; હીજ હેવાન, ત્યાગ તોફાન;
રહેગા રાન, ન આવે નાના. છર છાંડ. ૨
કભી કૂર કરમ નહિ કરના; નહિ પેટ પાપસે ભરના;
પુન્યઇસે પાર ઉતરના; ખટક રખ બાળ; ખાયગા કાળ;
જલે જ્યું રાળ, દીન બન દાના. છર છાંડ. ૩

પારસમણીના અડવાની સાથે જેમ લોઢાની કાળાશ અને કઠણાઇનો નાશ થઇ સોનું બની જાય છે; શરદ રૂતુના પવનની લહેરથી જેમ જળનો મેલ દૂર થઇ જાય છે; દેવતા અડવાથી જેમ દારૂ સળગીને નાશ થઈ જાય છે; અને કટાએલા ઓજાર સરાણ ઉપર ફરવાથી સાફ થઇ જાય છે. તેમ સંતનાં દર્શનથી તથા તેમના અંગની છાયા પડવાથી. સજનાની સ્થિતી તો ફરીજ ગઇ.

**[ સજનો ] દોહરો.**

સદગુરૂ એસા કીજીએ, જેસા સરાણીઆ હોય;
અનાદી કાળકે મોરચે, પલમેં નાંખે ખોય.
શી સંતોની - સાહેબી, શી સંતોની શીખ;
રિદ્ધી સિદ્ધી રાખમાં, ભમતા માગે ભીખ.

અહાહાહા! શું મહાત્માઓ! ધન્ય છે, ધન્ય છે. આજ સુધી તો મારી આંખો ફુટેલી જ રહી. અરેરે મેં તો હિંસાનો પાર નથી રાખ્યો. આજે મારાં ભાગ્ય ઉઘડી ગયાં; મને સંતોનાં દર્શન, અરે મને પાપીને દર્શન! નરહરીલાલ, ભરહરીલાલ.

**[ સજનો ] પ્રલ્હાદ તણી તમે વાર કરી! એ રાગ.**

અતી ઉલટ પુલટ થયું પાપ પળ્યાં, મારા શુભ સુભાગ્યે; સંત મળ્યા.
વાણી વિમળ સરસ શુભ સંત તણી, કરૂણા કરૂણાળુ કરે છે ઘણી;
અઘ ઓઘ અધમના નાંખે હણી, જેના સાકર સરખા બોલ ગળ્યા. મારા. ૧

મને ઘુંટ ગળાવ્યો સુધારસનો, મને સ્નેહ સમજાવ્યો સારસનો;
અતી પ્રેમ પસાર્યો પારસનો, કેવા કોમળ બોલ ન જાય કળ્યા. મારા. ૨
મદ ચંદનમાં મલીઆગર છે, રૂડા રત્ન ભર્યા રત્નાગર છે;
×સખી દિવ્ય દયાના સાગર છે, મુજ અધમ ઉપર અઢળક ઢળ્યા. મારા. ૩

**સંત**--બેટા સજના, હમ જાતે હે ! જીવહિંસા કભી નહિ કરનાં !

**સજનો**--સારૂ કૃપાનાથ ! વળી કાંઇ કૃપા કરો !

**સંત**--ચલ ગલકી ગંગાકા સ્નાન કર લે !

સંત મહાત્માની આજ્ઞાથી ગલકી ગંગામાં સ્નાન કર્યું, તેમાં ડુબકી મારતાં સોનામય શાળિગ્રામ હાથમાં આવ્યા. ત્યારે ગુરૂએ કહ્યું કે સજના દેખ એ ભગવાનકી મૂર્તિકા પુજન સેવન કરના, ઓર ભગવાનકા ભજન કરના ! ધંધા વ્હાય સો હો !

પ્રભુ સેવાની વિધી અને નિયમો મહાત્માએ સજનાને સમજાવી દીધા; ત્યાર બાદ સજનાને આશિર્વાદ દઈ રસ્તે પડી ગયા.

સંતોના ગયા પછી, સજન કસાઈ ઘેર આવ્યો. જે ઘરમાં સજનો ભાડે રહેતો હતો તે ઘર વેચાવાનું થયું. ત્યારે સજનાએજ રાખી લીધું. તે પણ કસાઇનુંજ મકાન ભર બજારમાં હતું. આગળ બજારનું બારણું દુકાન ખાતે કાયમ એટલે દુકાને માલ વેચતી વખતેજ ખુલ્લુ બાકી બંધ રાખી, માત્ર દુકાનરૂપ કરી લીધું, અને પાછલી પછીતમાં બીજુ બારણું પાડી, જવા આવવા વિગેરેનો રસ્તો ત્યાંથી રાખ્યો. ઘરમાં દેવ સેવા સ્થાપન કરી, શ્રી શાળિગ્રામ ભગવાનને માટે સુંદિર મંદિર બનાવી, તેને ધોળી રંગી સ્વચ્છ કરી ઉત્તમ પ્રકારનાં રૂપાનાં મઢેલાં સિંહાસન તૈયાર કરાવી, પ્રભુને પધરાવ્યા, એક પાસે પાણીનો કુવો ખોદાવ્યો તે પણ પ્રભુ સેવાનાજ જળને માટે; તેની પાસે તુળશીનાં વન વવરાવી દીધાં.

પાછલી પહોર રાત્રિ રહેતાં સજનો જાગ્રત થઇ જતો, નાહી ધોઈ પ્રભુની સેવા કરતો, સેવા કરતી વખત પણ સમા સમાનાં કિર્તન કરી પ્રભુને લાડ લડાવતો; સુર્ય ઉદય થતાં સેવા પરવારી, સુર્યને નમસ્કાર કરી, કેશર ચંદનનાં તિલક કરી, શાળીગ્રામ ભગવાનને લઈ આવી જતો, પાસે પવિત્ર આસન ઉપર ભગવાનને પધરાવી દુકાન પર બેસી જતો, ઘરાગ આવી અવાજ કરે ત્યારે જ સાંસુ જૂવે, બાકી ભગવાનના સામી સુરતા રાખી ભજન ગાયા કરતો અને ધૂન કર્યા કરતો.

એક દિવસે લટકાવી રાખેલા *ત્રાંસમાં શેરીઓ પડેલો હતો, અને

× સખી=ઉદાર, દાતાર, ભોળા * ત્રાંસ=ત્રાજવું.

સજનાએ ભૂલથી ભગવાનને બીજા ત્રાજવામાં મુકી દીધા. તે બરાબર શેરનાજ થઈ રહ્યા, વળી તેજ પ્રમાણે બીજી વાર બશેરી સાથે પણ એમ થયું ત્યારે ભગવાન બશેરનાજ થયા. એટલે એ તો વિચાર શુન્ય બની ગયો કે ભગવાન તે શેરના કે બશેરના ? વિચારમાં ને વિચારમાં ભજન ભૂલ્યો. તે રાત્રે પ્રભુએ સ્વપનામાં કહ્યું કે, જે વખતે જેટલા તોલની જરૂર પડે તેટલો હું છું. શેરનું ઘરાગ આવે તો હું શેરનો, બશેરનું આવે તો બશેરનો, પાંચશેરનું આવે તો પાંચશેરનો, મણનું આવે તો મણનો અને પાંચ મણનું આવે તો પાંચ મણનો ! આ સ્વપનાની વાતનો નિશ્ચય કરવા જૂદા જૂદા બાંટથી પ્રભુને જોખી જોયા. ત્યારે પોતાને ખાત્રિ થઈ. વાહ પ્રભુ વાહ, હવે બીજાં ત્રિજાં કાટલાંની શી જરૂર છે. બસ એક ત્રાજવામાં પ્રભુનેજ મુકી રાખવા, અને બીજા ત્રાજવામાં માંસ મુકવું, અહાહાહા. ભગવાન બિરાજશે એટલે અદલ કાંટો થશે, કોઈને વાલ ઓછું વત્તુ નહિ આવે, પ્રભુ મારી સત્યતા જાળવવા માટે ત્રાજવામાં બિરાજવા ઈચ્છા કરે છે.

તે દિવસથી સજનાએ પ્રભુને પધરાવી દીધા, કદાચ કોઈ તકરાર કરે કે શેરનુંય એ કાટલુ ને બશેરનુંય એ કાટલુ ! તેને સજના તરફથી એજ જવાબ મળવા માંડયો કે ઘેર જઈને જોખી જોજો, ખૂટે તો લઈ જજો, વધે તો આપી જજો !

બીજો એ નિયમ રાખ્યો કે, સાડા સાત ઘડીજ દુકાન ખૂલ્લિ રાખવી, તેમાં જેટલી ઘરાગી થઈ તેટલી ખરી. બરાબર સાડા સાત ઘડી થઈ કે તરત દુકાન વધાવી નાંખવી, પછી પાંચનું કે સોનું જે ઘરાગ આવે તે પાછુ જાય. દુકાનેથી ઉઠી આવીને ભગવાનને ખોળામાં લઈ સ્નાન કરી વસ્ત્ર બદલી પ્રભુની ફેર સેવા કરી, એક પહોરનું ધ્યાન કરતો, બાદ ભગવાનને નિવેદ ધરી, પ્રસાદ લેતો. ત્યાર પછી કોઇ ઠેકાણે ભજન કિર્તન કે સંત સમાગમ હોય ત્યાં દોડીને જતો, પણ પોતાના નિત્ય નિયમમાં ખામી આવવા દેતો નહિ.

દુકાન ઉપર બેસીને ત્રાંસમાં બિરાજેલા સાળિગ્રામ ભગવાનના સામી દૃષ્ટિ માંડીને સજનો ભજન બોલે છે.

**[ સજન ) રાગ; એ તો પુજ્ય પુરૂષ પુન્યશાળી. (ઓછવ )**

હુતો સમરૂ સરૂજન હારા, જેથી પામુ ભવજળ પા...રા.
દેવકીનંદન; કંસનિકંદન, ચિત્ત ધન ચંદન; કરી કરી વંદન;
સનક સનંદન. સમરૂ સાંજ સવા....રા. જેથી–હુંતો. ૧
ગર્વના ગંજન, ભવભીડ ભંજન; અંધનું અંજન; રંકનું રંજન,
તનમન મંજન, જગજીવન જળની ધા...રા. જેથી–હુંતો. ૨

રાગ; હરજી અરજી ઉર ધારો. ( સૈરંધ્રિ. )

રસીઆ...રસીઆ !
રસીઆ રંગીલા કાળા; જગજયોત્ત જશોદા બા...ળા. રસીઆ ૧
વસીઆ ......વસીઆ !
વસીઆ અંતરમાં વહાલા; પ્રભુ નંદ કુંવર નંદલા....લા. વસીઆ ૨
હસીઆ......હસીઆ !
હસીઆ હારદને જાણી, સેવું હું સારંગ પા......ણી. હસીઆ ૩
ધસીઆ......ધસીઆ !
ધસીઆ, ધરણી ધરધારી, કમળા વર કુંજ વિહા...રી. ધસીઆ ૪
ડસીઆ...ડસીઆ !
ડસીઆ દીલમાં દીલ મુકી; કેમ ચિત્તથી જાઉ ચુ....કી. ડસીઆ ૫
ફસીઆ.....ફસીઆ !
ફસીઆ નવ ફાવ્યા ફંદે, અવિનાશી રહો આનંદે. ફસીઆ ૬

આ પ્રમાણે સજનાના મુખથી ગવાતાં ભજન સાંભળીને રસ્તે જતા આવતા લોકો બજારમાં ઉભા રહેતા. કેટલાક તો ખાસ વખત લેઇને સાંભળવા માટેજ આવતા. ધિમે ધિમે સજનાની સુકિર્તિ ગામોગામ ફેલાતી ચાલી. તે સાંભળીને કોક કોક ભાવિક ભક્તો સજનાનાં દર્શન કરવા આવતા. એક વખતે એક પરગામી બાવો સજનાની દુકાન આગળ થઇને જાય છે. તે પણ ભજન સાંભળવા ઉભો રહો. કાને ભજન સાંભળે છે અને નજર ત્રાજવા સાંમી છે. ધરાગને આપ્યે જાય છે પણ કાટલુ બદલવું પડતુ નથી. બાવાને એ નવાઇ લાગી.

આ વખતે સજનાને મોરલીધર ધારી, કુંજ વિહારી, વૃંદાવન વાસી શ્રી કૃષ્ણચંદ્ર ભગવાનનાં દર્શનની ઇચ્છા થઇ છે, તેથી તેમને પોકાર કરે છે.

[ સજનો ] રાગ; કૈંઆજી લ્યોને પચની પ્યાલી. ( સૈરંધ્રિ. )

મોરલી વાળા મળજો મારા દેશ;
મારા પરમ પ્રભુ પરમેશ. મોરલીવાળા.
મળજો મારા માવલા, મૂકીને મન મેલ;
મન મેળાપી કહાવવું, સ્યામ નથી કાંઈ સેલ. મોરલીવાળા. ૧
વાટ ન જોશો વાલમા, પ્રિતે કહાડો પહેલ;
કાયા કાચી કારમી, ક્યાંછે પૈયા કેલ. મોરલીવાળા. ૨
ગુણનિધી ગુણના સાગરા, ફંદ ન કરશો ફેલ;
આફત આગળ આવજો, વહાલા જોડી વહેલ. મોરલીવાળા. ૩

સર્વે જોતાને જોતા રહયા, ઘરાગ બુમો પાડતાને પાડતા રહયા, પણ બરાબર પહોર પુરો થતાંજ, સજનો ભગવાનને લઇ, દુકાન વધાવી પાછલે બારણે ગયો. ત્યાં સ્નાન કરી ધ્યાનમાં બેસી ગયો. પાછલા બારણાનો પત્તો શોધીને સાધુ આવ્યો, તેણે સજનાને ધ્યાનમાં બેઠેલો જોયો. સેવાનું સઘળુ સાધન જોઇ સાધુ આનંદ પામી ગયો. થોડી વાર બેઠો પણ સજનો જાગ્રત ન થયો ત્યારે સાધુ ત્યાંથી બજારમાં વૈષ્નવની દુકાને ગયો. સાધુ જાણી આસન આપી બેસાર્યા. ત્યારે સાધુએ વાત કરી કે, કસાઇને ઘેર કાટલું કેવું અજબ છે. સઘળા વજને સરખુ જ રહે છે.

**વણિક**—એ તો શાળિગ્રામ ભગવાન છે.

**સાધુ**—હેં હેં! અરરર! અરે જાતનો કસાઈ તે કસાઇ! એને "ગોળ ખોળની શી ખબર."

મહાજન લોકો; તમે સર્વે મળીને તેને સમજાવો, એ ભગવાનને કસાઇ વાડેથી છોડાવો! મને સોંપાવો! હું પ્રભુની સેવા સારી રીતે કરીશ!

**મહાજન**—બહુ સારૂ, કાલે સવારે વાત! (સવારમાં સૌ આવ્યા.)

[ કવિ ] **મરાઠી સાખી.**

બોલ સાંભળી બાવો ચમકયો, આવ્યો જૂગ્તિ જોવા;
જંતર મંતર કે જાદુ છે, શંશય સઘળા ખોવા;
બુદ્ધિ બોવા, વિશ્વપતિને વગોવા. બુદ્ધિ.

જોતાં સાધુને એમજ સમજાયું કે આ શાળિગ્રામ ભગવાન જ છે. ત્યારે પોતે આંખમાંથી આંસુ કાઢતો પ્રભુને ઠપકો દે છે.

**દોહરો.**

કસાઈ ઘરમાં કાટલું, શી શોભા ભગવાન;
હેત વધ્યુ શું આટલુ, મુક્યુ મોટમ માન.

ભગવાનને દુઃખી માંસ માંટીમાં પડેલા દેખી દયા લાવીને સાધુ ઉભો ઉભો આંસુ કહાડે છે, તે જોઈ મહાજન વાણીઆ સજનાને સમજાવે છે, ઠપકો આપે છે, જરા દમ પણ દે છે. અલ્યા કસાઇ, આ ભગવાનની મુર્તિ સાધુને આપ, એ રૂડી રીતે સેવા કરશે.

**સજનો**—મારો પ્રાણ માગો પણ એ શાળિગ્રામ ન માગો!

**મહાજન**—ખોટી હઠ ન કર! સાક્ષાત ભગવાનની તને પરખ નથી!

**સજનો**—આપુ તો તો મારા હાથ પગ ભાગે; ધંધો શી રીતે કરૂ! લોકોને તોળી શી રીતે આપું?

**હાજન**—કાટલાંની કયાં ખોટય છે; અમો કાટલાં

**સજનો**—તમારાં કાટલાં તો કુડાં.

**મહાજન**—કેમ કુડાં ?

**સજનો**—કાટલાં તો કુડાં તો કુડાં, સાથે તમારાં કરમેય કુડાં.

**મહાજન**—અહાહા હા! અમારાં કરમ કુડાં? તારા કસાઇનાં કરમ સારાં? લે હવે ખોટી જક જવા દે એ કાટલુ આપી દે! નહિ તો એમાં સાર નહિ કહાડે!

**સજનો**—હે ભગવાન! હવે શું થશે!

[ કવિ ] **દોહરો.**

સજનાને સમજાવવા, મળીઆ મહાજન લોક;
સજના જો સમજે નહિ, જીવને લાગે ઝોક.

મહાજને કકળાટ કરી મૂક્યો, હજારો મનુષ્યો બજારમાં ભરાઈ ગયા, ત્યારે સજનો કહે, ભાઇઓ; મારા પ્રાણ કરતાં પણ મને અતી પ્રિય છે, એવા ભગવાન હું કોટી ઉપાએ ના આપુ, પણ આ બાવો રૂદન કરે છે, અને તમો બધા હઠ કરો છો માટે લઈ જવા દેઉ છું. શ્રી હરી ચરણમાં ચિત્ત જોડી સજનો સ્તુતિ કરે છે.

**[ સજનો ] રાગ; ઓ ભૂધરજી, અમથી અંતર ધ્યાન ( વિવાહ. )**

ઓ અવિનાશી વહાલાને વિસારી વેગે જાઓ છો;
રાખો રાખો રસીઆ; ગુણના ભરીઆ નગણા શાને થાઓ છો?
તમો અજર અમર અવિનાશી છો; તમો વેષ તણા વીસવાસી છો;
તમો રંક નજરમાં રાસી છો. ઓ અવિનાશી. ૧
તમો અખીલ જગત અંતરજામી, તમો ગિરધારી ગરૂડાગામી;
કાંઇ દાસ તણી દીઠી ખામી. ઓ અવિનાશી. ૨
તમે સેવક સંકટ ખોયાં છે, અલબેલા આંસુ લોહ્યાં છે;
ચાહી ચાહી ચામડાં ધોયાં છે. ઓ અવિનાશી. ૩
તમો રોહીદાસથી રાચ્યા છો, તમો બળી બારણે જાચ્યા છો;
પ્રભુ નાગફણા પર નાચ્યા છો. ઓ અવિનાશી. ૪
રઢીઆળા રાસ રચાવ્યા છે, ગોપીજન નાચ નચાવ્યા છે;
તમે પરિક્ષિત પ્રાણ બચાવ્યા છે. ઓ અવિનાશી. ૫
કંટાળો પામ્યા કાવડમાં, હરી ઓછા ક્યાં છો આવડયમાં;
ગયા સેવક ઘેર સુવાવડમાં. ઓ અવિનાશી. ૬
હરી આંખનું અંજન અતી અમી, સેવકની સેવા શે ન ગમી;
રહ્યો નર નારાયણ નિત્ય નમી. ઓ અવિનાશી. ૭

તમે દૈવત દુર્વાસાનું હર્યું, હરી અમરિષ કેરૂ કાર્ય કર્યું;
*ભખ ભિષ્મ ભાવથી ચક્ર ધર્યું. એ અવિનાશી. ૮
વિભુ વિશ્વ તમારી વાડી છે, લક્ષ્મિવર લહેર ઉડાડી છે;
જયદેવની નાર જીવાડી છે. એ અવિનાશી. ૯
તમે દિન દિન દીન દયાળા છો, તમે ગૌ બ્રાહ્મણ પ્રતીપાળા છો;
શું જાણું કે સુગાળા છો. એ અવિનાશી. ૧૦
પ્રભુ પ્રેમ તજી પંથે પળજો, દીન દાસતણા દુઃખને દળજો;
મન માને તો મોહન મળજો. એ અવિનાશી. ૧૧
મેં સંતાપ્યા છે શીર ફોડી, તેથી તાણી પ્રિતી તોડી;
બાપુમાં બુદ્ધિ છે થોડી. એ અવિનાશી. ૧૨

અદ્ર પડીઆળી આંખે જોતો સજનો કહે છે, લઇ જાઓ મહારાજ ! મારા પ્રભુની સેવામાં સૂારી સંભાળ રાખજો ! બાવાએ શાળિગ્રામ ઉપાડ્યા એટલે સજનો મુર્છા ખાઇને પડયો; મહાજન વેરાયુ, સાધુએ ચાલવા માંડયું. થોડીવારે સજનો જાગ્રત થયો. માંસના લોચા મારગમાં ફેંકી દઇ, દુકાન બંધ કરી ઘરમાં જઈ સુતો.

અરેરે સેવા કોની કરૂ ! સેવાના સ્વામિ તો રીસાયા, પ્રભુને મેં માંસના ત્રાજવામાં બેસારી મૂક્યા જેથી તેમને ન ગમ્યું. હવે શું કરવું; નહિ ખાવું ભાવે કે નહિ નિદ્રા આવે; સજનાને બેચેનીનો તાવ આવવા માંડયો. અરેરે જો તાવમાં મરી જઈશ તો વ્રિજવાસી કનૈઆલાલનાં દર્શન નહિ પામું. શ્રી કનૈઆલાલ શ્રી કનૈઆલાલ.

[ સજનો ] રાગ; રાજની ઇચ્છા નથીરે; ( મૃદાલશા. )

વ્રિજમાં વાસો કરૂરે, વ્રિજવાસી વહાલા; વ્રિજમાં
આપ વિના આજે મને, ઘડી ન ગોઠે નાથ;
વિવેકથી વહાલો કર્યો, સાધુનો સંગાથ. વ્રિજમાં. ૧
સુખે દુઃખે સહી રહ્યા, દાસ તણી દુર્ગંધ;
સ્વારથમાં સુજયુ નહિ, અતી બન્યો હું અંધ. વ્રિજમાં. ૨
પરમેશ્વર ત્યાં પામશો, વિધ વિધના વૈભોગ;
સાધુ ઘરમાં સુખ થશે, સજના ઘરમાં શોગ. વ્રિજમાં. ૩
રહ્યા હોત [૧]રબ દ્રઢ કરી, વ્રજ વનમાં લઈ જાત;
સરખાવ્યે સરખાય નહિ, સ્વર્ગ ભોવન હોય સાત. વ્રિજમાં. ૪

* ભખ=ઝટ; ચર. ૧ રબ=પ્રભુ; ઇશ્વર.

વ્રિજ વાસી વૈકુંઠમાં; લાભ ન માને લેશ;
અંતરમાં આનંદ રહે, એ દેખાડત દેશ. વ્રિજમાં. ૫

અહીં સજનો કસાઈ કલ્પાંત કરી રહ્યો છે. સાધુ તો પોતાના મંદિરમાં પેઠો, અને શાળિગ્રામ ભગવાનને આસન ઉપર પધરાવી હેઠો બેઠો. પછી તો "જઇશ ક્યાં ને રહીશ ક્યાં" ઓકય ને નાંખ્ય! ઉલટી ઉપર ઉલટી, ઝાડા ઉપર ઝાડા! આંકડી ઉપર આંકડી! ઓય ઓયરે! હાય હાયરે! ઓ બાપરે! મર ગયા! મર ગયા!

[ કવિ ] મરાઠી સાખી.

ઓકય નાંખ્ય ને અતી અકળામણ, ઝાડા ઉપર ઝાડા;
પાપ પુરવનાં આવી મળીઆં, દુઃખના આવ્યા દહાડા;
નિકળ્યા કાઢા, બેઉ બારણાં ઉઘાડાં. નિકળ્યા.

હે ભગવાન, હે પ્રભુ, મને સાજો કરો તો હું તરત તમને સજનાના ત્રાજવામાં મૂકી આવું! થોડીવારે સારૂ થયું, એટલે બાવો તૈયાર થઇ ગયો અને શાળિગ્રામને લઈ ચાલ્યો. સજનાના ગામમાં આવી મહાજનને મળી સઘળી હકીકત કહી.

સર્વે મહાજન મળી સાધુ સાથે સજનાને ઘેર આવ્યા. સૌથી આગળ આવી સાધુએ સજનાને શાળીગ્રામ ભગવાન આપ્યા. એટલે તો સજનાના હરખનો પાર ન રહ્યો: હાં...વૃંદાવન જોવાની ઇચ્છા થઇ ખરી! આવ્યા ખરા!

[ સાધુ ] રાગ, વહિલ વધારે બોલો નહિ. ( મામેરૂ. )

અહો અલબેલા ઉગારોરે, સાચી સેવા સજનાની;
મારે નથી ઉગરવા આરોરે. સાચી. ૧
મેં જોર કરી જક ઝાલીરે, સાચી; મારો ખોટો મમ્મત ખાલીરે. સાચી. ૨
હું મૂરખ માણી માંગુરે, સાચી; હું પ્રિતે પાએ લાગુરે. સાચી. ૩
મેં ઝુંટયા જીવન ઝુઝીરે, સાચી; મને સવળી મત ના સુજીરે. સાચી. ૪
મેં પ્રિત ન પરખી જાણીરે, સાચી; મારી મૂઢ મતી મુંઝાણીરે. સાચી. ૫
લલચાયો લાહુ લેવારે, સાચી; કરૂ [૨]પ્રગટ પ્રભુની સેવારે. સાચી. ૬
ચુકયો પણ ફરી ન ચુકુરે, સાચી; હરી હતા તેજ ધર મુકુરે. સાચી. ૭

મરાઠી સાખી.

સજના તારી સેવા સાચી, સાચો તારો પ્રેમ;
ગંગાવાસી વશ વરતાયા; નિત્ય ભજનનો નેમ,
છૂટયો છૂટયો વહેમ; ઇશ્વર રાખે કુશળ ક્ષેમ. છૂટયો.

૨ પ્રગટ પ્રભુ=સજનો કસાઇ;

મહાજનનાં સર્વ મનુષ્યોને પ્રેમ ઉત્પન્ન થયો, તેમણે સજનાને નમન કર્યું. સજનાની નમ્રતા અને સેવા ભકિત જોઈ સર્વે આનંદ આનંદ થઇ ગયા, તથા અજાણ્યા હતા તે પેલા બાવાને પુછવા લાગ્યા. મહારાજ; ભગવાનને લઈ ગયા શું લાવ્યા શું? આમ કેમ કરવું પડયું; તમને શો ચમત્કાર જડયો?

[ બાવાજી ] મરાઠી સાખી.

ઝાડા વાટે ઝાલ્યું રહે નહિ, મુખ વાટે મળ જાય;
પેટ ચઢયું ને પીડા ચાલી, પળ પળ પગ મુંથાય.
દુઃખ વધતું જાય; પ્રભુ ચરણમાં લાગુ પાય. દુઃખ.

**મહાજન**—વાહ વાહ! સેવા તો સજનાની જ!!

ગિતી.

ધન્ય ભકિત ધન્ય સેવા; ધન્ય ધન્ય તુજ જન્મ થયો જાણ,
ત્રાંસ ત્રિભુવન તોળ્યા, ભૂતળ દીસો ભક્તિના ભાણ.

**બાવાજી**—ધન્ય ધન્ય સજના તારી સેવા! કસાઈએ કોટી કંદર્પ ભગવાનને કાટલા રૂપે ત્રાજવામાં મૂકયા, એ સેવા તો સજનાની, શ્રી હરી સેવાને આધિન છે.

**મહાજન**—જેવી રાજા અમરિષની, તેવી સજનાની.

**બાવાજી**—એથી વધી જાય! સાંભળો!

[ **દ્રષ્ટાંન્ત** ] કોઇ એક ગામમાં શીવો કરીને [1]રાત હતો; તે સ્વભાવનો તીખો, તથા અભિમાની હતો, ઘડીમાં મિજાજ ખસી જાય અને કોકની જોડે સેજ વાતમાં લઢી પડે તેવો હતો, જેવો ઘાંયજો હતો તેવીજ ઘાંયજી પણ મઇડવાળી ને ગુમાનવાળી હતી, કોઇની આંબોઇ કરવી, પેટ ચોળવું, વિગેરે વૈદાનું કામ જાણતી, તથા સુવાવડ કરવાનું અને દાઇયાણીનું પણ કરી શકતી, જેથી ગામમાં તેની તો મોંઘવારી હતી, તેને વાતનો વિશ્રામ પડોસમાં એક સુપાત્ર બ્રાહ્મણી હતી, બ્રાહ્મણી સદગુણી તથા શાંન્ત સ્વભાવની હતી. એ બ્રાહ્મણીનો સ્વામી શંકરનો ભકત હતો, તેનું નામ કુબેર ભટ હતું, બ્રાહ્મણની સ્થિતિ ગરીબ હતી, પોતે ભિક્ષાવૃતી કરીને ગુજરાન નિભાવતો હતો, ભિક્ષાવૃત્તીનો નિયમ હતો. સવારમાં એક પહોર માગવું, તેમાં જે મળ્યું તે ખરૂ. ઘેર આવીને તરત ત્રણ ગાઉ ઉપર શંકરનું દેવળ હતું, ત્યાં સેવા કરવા જતો, દેવળની પાસે વાવ હતી તેમાં સ્નાન કરી, પાસે કુવામાંથી પાણી કહાડી પ્રભુને સ્નાન કરાવી, ચંદનના લેપ કરી, બિલીપત્ર ચઢાવી,

૧ રાત=ઘાંયજો, વાલંદ, પારખ.

નૈવેદ આરતી કરી, થોડીવાર ધ્યાન કરી પાછો વળી જતો હતો. ત્રિજે પહોરે ઘેર આવીને જમતો, આ પ્રમાણે હમેશાં કરતો, શિયાળો, હુંનાળો કે ચોમાસું એક દહાડો પડવા દેતો નહિ. વળી શ્રાવણ કે અધિક માસમાં તો આખો મહિનો ત્યાંજ રહેતો હતો. સેવા પુજા કરી દેવળને ઓટલે પડી રહેતો.

ગરીબી સ્થિતિ, નામ કુબેર અને શીવનો ભક્ત એટલે તેના સરખા સરખા મિત્ર તેને કુબેર ભંડારી કહીને બોલાવતા હતા, કુબેર ભટની સેવાથી સંતોષ પામી પ્રસન્ન થએલા પ્રભુ વિચાર કરે છે કે, મારા ભક્તને મશ્કરીમાં કુબેર ભંડારી કહે છે માટે તેને કુબેર ભંડારીજ બનાવવો !

ઘણા વરસ સેવા કરી; એક વખત મહાશિવરાત્રિની મધરાતે, કહેવાતા કુબેર ભંડારી, શ્રી કુબેર ભંડારીની સેવા કરી રહ્યા, એટલે શ્રી નીલકંઠ પ્રભુએ અવાજ કર્યો, હે ભક્ત હું તારી સેવાથી પ્રસંન્ન છું, માટે માગ્ય માગ્ય જે માગે તે આપું ?

**ભટ**—શું માગું મહારાજ; સદા શરીર સારૂ રાખજો, જેથી મારાથી આપની નિરંતર, જીવું ત્યાં સુધી સેવા બને !

**શંકર**—તારી સેવાથી હું પ્રસંન્ન છું, માટેજ કહું છું કે કાંઇક માગ્ય !

**ભટ**—મને તો માગવાની કાંઇ ઇચ્છા થતી નથી, આપને આપવાની ઇચ્છિા થઇ હોય તો જે આપવું હોય તે આપો !

**શંકર**—બહુ સારૂ ! તને તારા સરખા મિત્રો મશ્કરીમાં કુબેર ભંડારી કહે છે, જેથી હું તને કુબેર ભંડારી જ બનાવીશ, તથા તારા અને તારી સ્ત્રિના હાથે અઢળક ધન ખરચાવીશ. ભંડારી ઘેર આવે છે.

ગામમાં પેસતાંજ એક મિત્રે દીઠા, તે બોલ્યો કેમ કુબેર ભંડારીજી; અત્યારના પહોરમાં શીદ જઇ આવ્યા ?

**કુબેર**—શંકરની પુજા કરી આવ્યો.

**મિત્ર**—ક્યાં તમે નિત્ય જાઓ છો ત્યાં; નિલકંઠ ?

**કુબેર**—હા ભાઈ ! નિલકંઠ મહાદેવ અહીંથી ત્રણ ગાઉ છે ત્યાં, સમીસાંજે ગયો હતો. મધરાતે પુંજન શરૂ કર્યું, પાછલી રાત્રે નીકળ્યો.

**મિત્ર**—ભાઇ તમે તો કુબેર ભંડારી ખરા ને ?

**કુબેર**—હું શાનો ભંડારી, કુબેર ભંડારી તો ભગવાન કહેવાય ?

**મિત્ર**—ત્યારે તમેય ભગવાન જેવાજ છો ને ?

**કુબેર**—ભાઇ મશ્કરી શું કરો છો, અમે શાના ભગવાન ?

**મિત્ર**—એમાં મશ્કરી શાની, હું કાંઇ મશ્કરીમાં કહેતો નથી.

કુબેર—મકે બાજરીનો ભૂકો માગી ખાનારને ભંડારી કહો એ તો મશ્કરીજ.

મિત્ર—માગી ખાઇએ એથી શું, કોઇના તાબેદાર તો નથી ? હુંએ એજ ધંધો કરૂં છું. તમેય ભિક્ષાવૃત્તિ કરો છો, હુંએ ભિક્ષા વૃતીજ કરૂં છું, પણ કેટલા રોફથી ! તમે તો મઇ કાંગલાની પેઠે, હું તો કોઇના બાપની ધરાવતોજ નથી. બસ આપણે, આપણા પોઝીશનથીજ કામ કરવું ! કોઇના બાપના બાકીદાર છીએ !

કુબેર—ભાઇ "માગવી ભીખ ને રાખવા થોભા." એ તો મને ઠીક લાગતુ નથી. ભીખારીને તો નમ્રતાજ હોવી જોઇએ. પોઝીશન પોઝીશન કરો છો પણ આપણું તે પોઝીશન કેટલું !

મિત્ર—ભંડારી; તમારી ભીખ ગામમાં છે, ને મારી ભીખ બહાર ગામ ફરતી છે, પણ પૂછો જઇને ! શું કામ બોઘલા જેવા ફરીએ કે કોઇ ટુકારો કરે ! બસ રોફમાં ફરીએ !

કુબેર—બગડેલા, ઉબાએલા અને તાઢા ટુકડા દેખી તુ તુ કરતાં કુતરાં દોડયાં જાય છે, તેજ પ્રમાણે સળેલા ડળેલા અનાજની ચપટી માટે, અલ્યા એ બામણ અવાજ સાંભળીને દોડયા જનારા આપણે તેને વળી રોફ શાનો ?

મિત્ર—નહિ નહિ નહિ ! તમે ભીખ માગો છો ખરા પણ તે કામ તમને આંવડતુ નથી. બાર મહિને બચાવ કેટલો કરો છો ?

કુબેર—શંકરને પ્રતાપ રોટલા ખાઈએ અને લુગડાં લત્તાં કાહાડીએ પાઇનોય બચાવ નહિ.

મિત્ર—જાઓ જાઓ ! આમને આમ જીંદગી રદ્દ કરી. તમારૂ ભીખ માગવામાંય ક્યાં ઠેકાણું છે ? તમારે તો શંકરની સેવાથી થાય તે ખરૂં !

કુબેર—એ તો ખરૂંજ ! સેવા તો પહેલી ! સેવાથીજ મેવા મળશે.

થોડા દિવસ વિત્યા બાદ એક દિવસ, સાક્ષાત શંકરભગવાન જોગી રૂપે સવારના પહોરમાં કુબેર ભટને ઘેર આવી ભિક્ષાન દેહી કહીને ઉભા રહ્યા. ત્યારે ધણી ધણીઆણી પ્રસન્ન થઇ મહારાજને કહે છે. આપ બિરાજો, અમો રસોઈ કરી જમાડીએ.

શંકર—હમકું તીન દીનકા ઉજાગરા હે, જરા એકાંન્ત જગા બતા દો ! હમ નિંદ્રા લે લેવે !

કુબેર—આપણા ઓરડામાં સુઇ જાઓ, મહારાજ ! ઉભા રહો પથારી કરી આપુ !

શંકર—એસી પથારી વધારીકુ હમ નહિ છોતે હે! હમ તો એ હમારા વાઘકા ચમડા બીછાયગે?

કુબેર—બહુ સારૂ બાપજી, ત્યારે વાસીને સુઇ જાઓ! તમારે ઉઠવું હોય ત્યારે ઉઠજો; અમો તમને જગાડીશું નહિ.

મહારાજ ઓરડામાં પેઠા એટલે ઓરડો બંધ કરી સ્ત્રિએ રસોઇ કરવા માંડી. નાના પ્રકારની રસોઈ તૈયાર કરી મહારાજને ઉઠવાની રાહ જૂવે છે પણ મહારાજ તો ત્રિજા પહોર સુધી ઉઠયાજ નહિ; ત્યારે કુબેર ભટે સાચવી ધિરે રહીને ઓરડાનું બારણું ઉઘાડયું; પણ મહારાજને જોયા નહિ.

ભટ કહે નારી, અહીં તો મહારાજ નથી, એ તો અલોપ થઈ ગયા. પણ આ એક લોટો ખુંણામાં દાટતા ગયા છે, તેમાં સોનાની મહોરો ભરેલી છે. નારી કહે જરૂર શંકર ભગવાન તમારી સેવાથી પ્રસન્ન થયા.

કુબેર—હા નારી એમજ થયું

**નારી**—આ મોહોરો તો ધર્મ કાર્યમાં જ વાપરવી, પ્રભુને આપવી હશે તો બીજી આપશે!

કુબેર—તે ખરૂ પણ કેવી રીતનું ધર્મ કામ કરવું?

**નારી**—મહારૂદ્ર કરવો! અને જે ઠેકાણે વેદી થાય તે ઠેકાણે દેવળ બંધાવી શંકરની સ્થાપના કરી પ્રતિષ્ટા કરવી.

કુબેર—નારી, મારી પણ એજ ઇચ્છા હતી.

ઇચ્છા થતાંની સાથે જ, વિદ્વાન બ્રાહ્મણને બોલાવી સલાહ લઇ, કામનો આરંભ કર્યો. આરંભ કરતાં તો નારીને એમ થયું કે ખૂટશે તો શું કરીશું, પણ લોટામાંથી લેતાં મહોરો તો ખૂટતી જ નથી, ત્યારે મહારાજે કહ્યું નક્કી પ્રભુ મને કુબેર ભંડારી જ કરી ગયા. આ કામમાં રૂડી રીતે પૈસા ખરચ્યા, હજારો બ્રાહ્મણો જમાડયા, તેમને મોં માગી દક્ષણાઓ આપી સંતોષ કર્યા, બાર મહિના સુધી દર અમાંસે, તે જગાએ બ્રાહ્મણ ભોજન કરાવ્યાં. ત્યાર બાદ, દેવળ બંધાવી શંકર પધરાવી પ્રતિષ્ટા કરાવરાવી. શંકરના દાટેલા લોટામાંથી મહોરો ખૂટતી જ નથી, તે જોઇ નારી કહે છે, નાથ ભૂલો છો. હવે તો વાવરતાજ છૂટો! વાવરતાજ છૂટો!

બ્રાહ્મણોને ખૂબ ભોજન કરાવો! પાઠશાળાઓ, વિદ્યાશાળાઓ, હુંન્નરશાળાઓ, ધર્મશાળાઓ, વેદશાળાઓ, નદીઓના ઉઆરા તથા [1]સેતુ

[1] સેતુ=પુલ, પાણી ઉપર સડક.

બંધાવો, વગડે વાવો ખોદાવો કુવા ખોદાવો! ગરીબ બ્રાહ્મણની પૂત્રિયોને કન્યાદાન આપો, નિરાધારને અન્ન વસ્ત્ર અપાવો ! ખૂબ વાપરો. ખુબ વાપરો !

કુબેર ભટે પોતાનું મકાન પણ સુધરાવી શુશોભીત કર્યું, ઘરમાં સઘળી સાહિત્ય ઉત્તમ પ્રકારની અને કીમતી રાખી, લુગડાં ઘરાણું પણ તરેહ તરેહનાં કીમતી, વાસણ કુંસણ પણ રૂપાનાં તથા સોનાનાં, નોકર ચાકર, ઘોડી ઘોડા વિગેરે સાહ્યબીથી રહેવા માંડયું. પચીસ પચીસ ગાઉ ફરતી કીર્તિ ચાલી, નિત્ય પાંચ બ્રાહ્મણ જમાડીને જમવું એવો નિયમ લીધો, અતીથી સન્માન સારી રીતે કરવું. કોઇ પણ અભ્યાગતને નીરાશ કાઢવો નહિ, એવો સકંલ્પ કર્યો. હાંસી મશ્કરીના કુબેર ભંડારી હતા તે સાચા કુબેર ભંડારી થયા.

આ બ્રાહ્મણની ગરીબી સ્થિતી હતી ત્યારે તો શિવારાતની વહુ સાથે બેઠક ઉઠક સારી હતી, પણ હવે તો બાર મહિનામાં બે વાર પણ સંભારતી નથી, બ્રાહ્મણીની સાહ્યબી જોઇ, ધાંચજી તો બળીને ખાખ થઇ ગઈ. એક દિવસ મળવાને મસે ધાંચજી આવી.

**ધાંચજી**—(બ્રાહ્મણીને જોઇને) પહેલાં તો ગમેતેમ બોલાવતી હતી, પણ હવે તો બા કહેવાં પડશે, છો કે ઘરમાં ?

**બ્રાહ્મણી**—આવો આવો ! અહોહોહો, આજે તો બહુ દહાડે આવ્યાં !

**ધાંચજી**—હવે તો એવું જ તો ! તવંગરના ઘરમાં પુછ્યા વિના પગ કેમ મુકાય ?

**બ્રાહ્મણી**—શેના તવંગર, આજ છે ને કાલ નથી, આ તો શંકરની સેવાનો પ્રતાપ છે. પ્રભુ રાખે ત્યાં સુધી રહે !

**ધાંચજી**—તમારા ધણી મહાદેવની સેવા કરતા હતા તે. મહાદેવ પરસન થયા હશે ?

**બ્રાહ્મણી**—હા એજ નિલકંઠ મહાદેવ, અહીંથી ત્રણ ગાઉ છે.

**ધાંચજી**—મહાદેવે શું આપ્યુ ?

**બ્રાહ્મણી**—મહોરો, ખરચ્યે ખૂટેજ નહિ.

**ધાંચજી**—સેવાય બહુ દહાડા કરી ?

**બ્રાહ્મણી**—એમાં બહુ દહાડા થોડા દહાડાનો મેળ નથી, નરસિંહ મહેતાને શંકર સાતજ દિવસમાં રીઝયા હતા, ભોળા શંભુ તો એક દિવસની સેવાથીએ પ્રસન્ન થાય !

બ્રાહ્મણીની વાત સાંભળી ઘેર આવતાં ધાંચજી વિચાર કરે છે કે, મારા ધણીને મોકલું ! સાત દિવસ સેવા કરી મહોરોના ઢગલા

લઇ આવે ! કામકાજથી પરવારી, શીવારાત હોકો ગગડાવે છે. ત્યાં ધાંયજી આવી.

**ધાંયજી**—સાંભળ્યું ?

**ધાંયજો**—શું સાંભળું, કહ્યા વિના શું સાંભળુ ! બોલ શું છે ?

**ધાંયજી**—આપણે પૈસા વાળા થઇએ તો કેવું ?

**ધાંયજો**—આથી કેવા પૈસા વાળા થવું છે ? સુખા જેટલી તો સહાયબી ભોગવીએ છીએ, ફરવા નીકળુ તો જાણે નાના ગામનો ઠાકોર !

**ધાંયજી**—આથી એ બહુ પૈસા વાળા કદી ખુટેજ નહિ. એટલા બધા પૈસા વાળા થઇએ તો કેમ ?

**ધાંયજો**—છે કાંઈ ઉપાય ?

**ધાંયજી**—સાચો કીમીઓ.

**ધાંયજો**—ચાલો ત્યારે અજમાવો !

**ધાંયજી**—ભૂતીઆ મહાદેવ જતાં રસ્તામાં 'નિલકંઠ મહાદેવનું દેવળ આવે છે, ત્યાં સાત દિવસ સેવા કરો ! મહોરોના જ ઢગલા !

**ધાંયજો**—કોઇના ઘરમાં થયા ખરા !

**ધાંયજી**—આપણા મહારાજ, કુબેર ભંડારીના ઘરમાં !

**ધાંયજો**—એ તો બ્રાહ્મણ ! એમને સેવાનો અધિકાર !

**ધાંયજી**—દેવ તો સૌના હોય, પાળે તેનો ધરમ, મારે તેની તલવાર !

**ધાંયજો**—કહ્યું છે કે. કરતા હોય સો કીજીએ, ઓર ન કીજીએ કગ; મુંડી રહે શેવાળમાં, ને ઉંચા રહી જાય પગ ! આપણે તો માંથા મુંડી મુંડીને વાળના ઢગલાજ કરીએ.

**ધાંયજી**—કાંઇ બામણના બાપને લખી આપ્યું છે કે બામણ જ સેવા કરે ને બીજા ન કરે !

**ધાંયજો**—લખી આપેલું, લખી આપેલું ! હું સેવા કરૂ ને શંકર ના આપે તો ?

**ધાંયજી**—ના કેમ આપે ? આપેજ ! જાઓ ઝટ !

બઇરીના અતી આગ્રહથી શીવારાત તૈયાર થયા, ત્યારે ધાંયજી બોલી, સેવાથી શંકર પ્રસન્ન થશે; ત્યારે તમને કહેશે માગ્ય માગ્ય, જે માગે તે આપું. બોલો શું માગશો !

**ધાંયજો**—સોનાની મહોરો !

**ધાંયજી**—ના...હીરા. માણેક, મોતી, એવું માગજો !

**ઘાંચજો**—હાં...ત્યારે એમ કહે ને ?

**ઘાંચજી**—માગીએ તારે મબલખ. શું કરવા શરમાઈએ ?

**ઘાંચજો**—જો માગ્યા પ્રમાણે મળે. તો તો અસ્ત્રાને સોનાની દાંડીઓ કરાવી છેડે સોનાની ઘુઘરીઓ મુકાવું !

**ઘાંચજી**—હીરા, મોતી મળે તો પછી અસ્ત્રા રાખવાજ શું કરવા પડે ?

**ઘાંચજો**—હજામતો કાંઇ મુકી દેવાય.

**ઘાંચજી**—પછી હજામતો શું કરવા કરવી પડે ?

**ઘાંચજો**—તારે શું કરીએ ?

**ઘાંચજી**—ખઇએ પીએ ને મોજ કરીએ.

**ઘાંચજો**—ઘરાગમાં કામ આવે તો ?

**ઘાંચજી**—ઘરાગ ગમે તેમ કરે !

**ઘાંચજો**—ઘરાગી, તો ના મુકી દેવાય, એના તો રૂડા પરતાપ !

**ઘાંચજી**—ઘરાગનું તો વૈતરૂં કરીએ છીએ અને પેટ ભરીએ છીએ, પછી આપણે ઘરાગની શી ઓશીયાળ ?

**ઘાંચજો**—કોઇની દરકાર ન રાખીએ તો કોઇ આપણો ભાવ ના પૂછે. ત્યારે તો આપણે એકલાં રહીએ.

**ઘાંચજી**—એકલાં કેમ રહીએ કાઢીએ સરાફની પેઢી, લોકો આપણા ઓશીઆળા થતા પૈસા લેવા આવે તેમને આપીએ.

**ઘાંચજો**—ત્યારે તો જાઉં છું ?

**ઘાંચજી**—હાહા જાઓ ! સારા શુકન જોઇને ?

મધ્યાન પછી નીકળેલો શીવો રાત સાંજ પડતાં પહેલાં મહાદેવના દેવળ પાસે આવ્યો. ત્યાં જોઈ તપાસી, અડધા ગાઉને છેટે ગામ હતું ત્યાં ઘાંચજાને ઘેર જઇને મુકામ કર્યો. રોજ સવારના પહોરમાં ઉઠી નાહી ધોઈ પરવારીને નીકળી પડે છે, વાવમાંથી લોટો ભરી શંકરના ઉપર ઢોળે, બીલીના ઝાડ ઉપરથી ડાળુ તોડી જળાધારીમાં નાંખી ચાલ્યો જાય ! એક દહાડો પગમાંથી જોડા કાઢેય ખરો ને એક દહાડો ભૂલીએ જાય ! 

સાત દહાડા પુરા થયા ને આઠમે દીવસે સવારમાં સેવા કરી પણ શંકર બોલ્યા નહિ. ત્યારે ઘાંટા ઘાંટ કરી મુકી, તોય ન બોલ્યા એટલે ઢેખાળા લાવી બાણુ ઉપર મારવા માંડયાં. બોલોને બોલોને ! સેવા કરી તોય બોલતા કેમ નથી ? દેવળમાં ગેબી અવાજ થયો, શીવારાત બોલ્ય શી ઈચ્છા છે શું જોઇએ ?

શીવો રાત તો ગભરાયો. શું માગીશું. રાંડે શું કહ્યું હતું, એકદમ

યાદ નહિ આવે. અત્યારે તો અદબદ રાખવાદે. રસ્તામાં યાદ કરીશું. મારા ઘરમાં પેસતાં, મારા મોમાંથી જે શબ્દ બોલુ. તેના મારા ઘરમાં ઢગલે ઢગલા થઇ જાય. ખૂટેજ નહિ ! ખુટેજ નહિ ! શંકર કહે તથા અસ્તુ !

શીવારાત રસ્તામાં વિચાર ગોઠવતા ગોઠવતા આવે છે, ઉપરથી તાપ પડે છે શરીર પરસેવો પરસેવો થઇ ગયું છે, તરસ અતીષે લાગી છે, ગળે કાંટા બાઝી ગયા છે. થાક પણ લાગ્યો છે, ક્યારે ઘર આવે ક્યારે ઘર આવે થઇ રહ્યું છે, એટલામાં ઘર આવ્યું. સ્વામિને સામેથી આવતો જોઇ ઘાંચજી હરખાઇ ગઈ; લ્યો આવ્યા તો ખરા ! હવે તો બહાર ઉડાડીશું ! ઘરમાં પેસતાંજ બાઇડી પુછે છે શું લાવ્યા ?

શીવારાત વિચાર કરે છે કે, નથી પૂછતી પાણીનો ભાવ નથી કહેતી કે તમે થાક્યા હશો, તમને તરસ લાગી હશે; પણ શું લાવ્યા !

રીસ ચઢાવી ને રાત કહે છે **વાળ !**

રોજનો માથાં મુંડવાનો અભ્યાસ, અને વાળના ઢગલે ઢગલા ઉથામવા પડે જેથી, જે વસ્તુ ઝાઝી જોવામાં આવે તેનું ઝાઝુ રટણ એટલે વાળ બોલાઇ જવાયું. વાળ કહેતાંની સાથે વાળથી આખુ ઘર ભરાઇ ગયું. વાસણમાં કોઠીઓમાં ખૂણે ખોચરે જ્યાં જુવે ત્યાં વાળજ વાળ.

આ જોઇને તો બાઇડી અકળાઈગઇ. મુવા નખોદીઆ આવુ માગ્યું ? શુ માગ્યુ શી રીતે માગ્યુ ?

**ઘાંચજો**--મને તારૂં કહેવુ ત્યાં સાંભર્યુંજ નહિ, એટલે મેં મહાદેવજીને એમ કહ્યું કે, મારા ઘરમાં પેસતાં હું જે બોલું એના મારા ઘરમાં ઢગલા થઈ જાય ?

**ઘાંચજી**--ત્યારે, હીરા, મોતી એવું બોલવું તુને ?

**ઘાંચજો**--બોલત તો એજ પણ તેં મને અકળાવી નાંખ્યો, આવતે વાંત જરા બેસવાય ન દીધો ને શુ લાવ્યા કહ્યું. એટલે મને ખોટું લાગ્યું, જેથી વાળ બોલાઈ જવાયું.

**ઘાંચજી**--હવે જાઓ પાછા ત્યાં ને ત્યાં, અને વાળ ઘરમાંથી જાય એવું માગો ? શીવો રાત શીવજીના દેવળે આવ્યો મહાદેવજીની પેંડી ઉપર ઢેખાળા મારતો જાય છે, 'અને કહેતો જાય છે,' ઉઠ માધેવડા, જાગ્ય માધેવડા ! એટલે અવાજ થયો. 'કેમ શીવારાત શું' છે ?

**ઘાંચજો**--મારા ઘરમાં તો વાળ વાળ થઇ ગયા.

**શીવજી**--તુ બોલ્યો તે થયું ? તેં માગ્યું હતુ પણ તેમજ !

**ઘાંચજો**--હવે હું ઘેર જઈબાઈડીની સલાહ લેઈ જે માગુ તે આપો !

**શીવજી**--બહુ સારૂ તેમ! જા ઘેર જઇને માગજે, પણ એકજ વાર મળશે? શીવોરાત ઘેર આવી નારીને પુછે છે? બોલ કેમ કરવું છે?

**ધાંચજી**--ઘરમાં એકે વાળ ના રહે!

**શીવો**--હે પ્રભુ આપનાં વચન સાચાં હોય તો ઘરમાં એકે વાળ ન રહે!

તેજ વખતે ઘરમાં ભરાએલા તો ગયા તો ગયા, પણ મૂછોના દાઢીના, માથાના અને બાઇડીના ચોટલાનાય ગયા. શીવા રાતેય બડ-મુંછીઆ ને બોડા અને બાઇડીએ બોડી રણક! અરેરે મારે તો મુળગા માથાનાય ગયા!

વાત સાંભગી બ્રાહ્મણી આવી, અલી ધાંચજી, તારા માંથાના વાળ ક્યાં ગયા, તારો ચોટલો ક્યાં ગયો, ચોટલો! ધાંચજીએ બધી વાત માંડીને કહી.

**બ્રાહ્મણી**--　　　　**દોહરો.**

ગભ વગરની ધાંચજી, શીદ કરે સંતાપ;
ખરા હક વિણ બોદતાં, સામો આવે સાપ.

બાવાજીના મોંની લૌકીક વાત સાંભળી સર્વે હસ્યા તથાં આનંદ પામ્યા અને ભક્ત શિરોમણી સજન કસાઇને પ્રણામ કરી વેરાયા.

શ્રી હરીને કાટલા રૂપે ત્રાંસમાં મુકી વજન સાથે માંસ માટીનું વજન કરતાં; પ્રભુ સેવા તથા ભક્તિ કરતાં સજનાએ ઘણાં વરસ કાઢયાં. હવે તો ભક્તરાજને મોરલીધર ધારી કુંજવિહારી શ્રી કૃષ્ન ભગવાનનાં દર્શન કરવા વંદ્રાવન જવાની ઇન્છા થઈ. મનની ઇચ્છિા બહાર પડતાં સાંભળ્યું કે ગામમાંથી અને આસપાસના ગામના ઘણા માણસો થઇ મથુરાં વંદ્રાવનનો શંઘ લઇ જાય છે. તે શંઘ જવા તૈયાર થયો તેની સાથે સજનો પણ તૈયાર થઈ ગયો. નાહી ધોઈ પવિત્ર વસ્ત્ર પહેરી; શ્રી શાળિં-ગ્રામ ભગવાનને લઇ પોતે શંઘની સાથે સાથે ચાલ્યો.

ઘણા ગાઉ ચાલ્યા પછી એક સારૂ સુશોભિત ગામ આવ્યું; તેની ભાગોળે શંઘનો પડાવ પડયો. તે ગામમાં સજનો સેજ સ્વભાવે ફરવા નીકળ્યો, ફરતો ફરતો, એક બ્રાહ્મણના મકાન પાસે આવ્યો, ત્યાં સજનાને તરસ લાગી; તેણે ત્યા ઉભેલી બાઇ પાસે પાણી માગ્યું.

ચંપાની કળી જેવી રૂપાળી બ્રાહ્મણની સ્ત્રિ, જે સજનાના રૂપ સાસુ તથા તેના અંગ ઉપર છવાઈ રહેલા ભક્તિના આડંબર સાસુ જોઇ રહી હતી તેણે ઘરમાંથી પાણીનો લોટો ભરી લાવી, પ્રેમથી સજનાના હાથમાં આપ્યો,

સજનો ઉભેઉભે અદ્ધરથી પીવા જાય છે ત્યારે બાઇ બોલી; નીરાંતે બેસીને પીઓ, અધર ઉભાઉભા ન પીઓ, મોંઢે માંડીને પીયો ! પાણી પી સજનાએ લોટો માંજવા માંડયો, ત્યારે બઇ બોલી, રહેવા દયો ! હું માંજી નાંખીશ !

**સજની**--તમારૂ નામ શું ?

**સજનો**--મારૂ નામ સજનો.

**સજની**--ત્યારે મારૂ નામ સજની.

**સજનો**--ઠીક ઠીક બેસ, બહુ સારૂ નામ છે.

**સજની**--શી નાતે છો ?

**સજનો**--હું જાતે તો બ્રાહ્મણ છું, પણ........

**સજની**--કેમ પણ ? વટલાઇ ગયા છો ?

**સજનો**--વટલાઈ તો કાંઈ ગયો નથી; પણ......

**સજની**--પણ શું ?

**સજનો**--ધંધો કસાઇનો કરૂછું.

**સજની**--એ ધંધો શા માટે કરવો પડે છે ?

**સજનો**--મારા ભાગ્યમાં વીધીએ એ ધંધો નિર્મ્યો હશે, જેથી મને નાનપણથીજ તે લક્ષ લાગ્યુ.

**સજની**--ત્યારે આવો જૂઠો, ભક્તનો વેશ શું કરવા કહાડયો છે ?

**સજનો**--ભક્તિ તો મારાથી કાંઈ બની શકતી નથી; માત્ર આ વેષ કહાડયો છે. વેષને જોઈ લોકો ભગત ભગત કરે છે.

**સજની**--અમે, સજનો કસાઈ ભગત છે. એવું સાંભળ્યું છે ખરૂ ! ત્યારે તે તમેજ હશો ?

**સજનો**--એમ ખરૂ બેન ! આ બાનું દેખી, લોકોએ છાપ તો મારી છે.

**સજની**--આજે તો મારે ઘેર મેમાન રહો ! ભોજન કરો; મને કૃતાર્થ કરો !

**સજનો**--હું શંઘની સાથે આવ્યો છુ, ત્યાં જાઉછું, કાલે સવારે શંધ ઉપડવાનો છે.

**સજની**--સવાર સુધી અહીંજ મુકામ રાખો ?

સજનીનો આગ્રહ જોઇ સજનાએ તેને ઘેર મુકામ રાખ્યો, સાંજરે એનો સ્વામી ઘેર આવ્યો, ત્યારે બાઇએ સજનાની ઓળખાણ પાડી દીધી ભક્ત નામ સાંભળીને તેનો પતી પણ રાજી થયો.

બંન્ને જણ સાથે બેસી ઉત્તમ પ્રકારનાં ભોજન જમ્યા, અને વાતો કરતા ઓશરીમાં બેઠા, ત્યારે સજનીએ જમી લીધું. પહોર રાત ગઈ એટલે

સજનીએ સુવા સુવાડવાની તજવીજ કરી. સજનાની પથારી બહાર ઓશરીમાં કરી ત્યારે તેના ધણીએ કહ્યું કે, શા માટે બહાર બીછાવો છો? ઘરમાં સુવારોને! સજની કહે અજાણ્યા માણસને ઘરમાં સુવારાય! કેવો હોય કેવો નહિ? કોણ એનો નાયડો વધેરવા ગયુ છે!"

થોડી વારે સર્વ સુઇ રહ્યાં. રાતના એક બે વાગ્યાનો શુમાર થયો અને પુરૂપ લસલસાટ ઉંઘ્યો, ત્યારે સજની બહાર આવી સજનાની સોડયમાં બેઠી. સજનીએ સજનાને પરોપકાર વૃત્તિયે કે, ભક્તિ ભાવે રોક્યો નહોતો પણ તેના રૂપથી મોહિત થઈ વિષય વાસનાની ઇચ્છાએ રોક્યો હતો. તે ઇચ્છા પુરી કરવા સજનાની પાસે બેસી બોલી.

વિષય વિરહની વેદના, સજના સહી ન જાય;
જળ છાંટો જીવન ધણી, હદ અગની હોલાય.

ઉઠો ઉઠો! સજન કસાઇ મારા બળતા હૃદયને શાન્ત કરો?

**( સજનો ) રાગ. હરજી અરજી ઉર ધારો! ( સૈરંધ્રિ ).**

જાગો ... ...જાગો
જાગો જાગોજી જાગો; વાલમજી વહાલા લાગો.
મુર્છા...મુર્છા
મુર્છા નાંખી મન હેરી, સુંદિર કાયા સોનેરી.
રૂપે... ...રૂપે
રૂપે નાંખી મને રંગી, પાવકમાં પડે પતંગી.

**( કવિ ) રાગ દોહરો.**

સજની સજના સંગમાં રજની રમવા જાય,
વહાલ કરી વળગી પડી, અંતરમાં હરખાય.
ચમકી ઉઠયો ચોંપથી; તનમાં ઉપજ્યો તાપ;
કાયા કંપી કારમી, સરસો દેખી [1]સાપ.

**( સજનો ) રાગ; શીરા ઘુંટાવ્યા તેણે સારીરે. ( હુંડી. )**

સ્વામી સુતો છે ઘરમાંય રે, શાણી નારી સંગ કરો!
વાલમની સાથે વરીઆં, સજની સૌ કારજ સરીઆં;
બાળા ઝાલી છે જેની બાહ્યરે. શાણી નારી. ૧
સ્વામિ છે શિરના છત્ર, હળજો થઇને એકત્ર;
સુખની રહે છે, ક્યાં સિમાયરે. શાણી નારી ૧

---

૧ સાપ=સ્ત્રિ, સ્ત્રિ રૂપી સાપ; કાળી નાગણ.

પ્રિતમની પ્રિતી સાચી, જીવન જોબન લ્યો જાચી;
રાચી રાચીને રમો છાંય રે. શાણી નારી ૩
ભાઇને શીદ ભમાવો ! સ્વામીને શીર નમાવો !
સંકટ સૌ શમશે તુર્ત ત્યાંયરે. શાણી નારી ૪
બેન સજની, જે ઇચ્છા હોય તે શિરછત્રથી પુરી કરો !

શિરછત્ર, શબ્દનો અર્થ સજની શિરછેદ કરીને ઘરમાં દોડી, સ્વામીનું શીર ઉતારી લટકતુ લઇ આવી ઉભી રહી.

શિર ઉતારી સ્વામીનું, લાવી આવી બહાર;
સજનો કહે છે શુ કર્યું, જીવતરને ધિક્કાર.

સજની શુ કર્યું સજની ? ઘણું જ ખોટું કર્યું ! સજનાએ જવાની તૈયારી કરી એટલે સજનીએ ખૂમ પાડી, હાય હાયરે કોઈ દોડજોરે ! મારા ધણીનું માંથુ વાઢી નાંખ્યું.

મુજ સંગે મન મેળવી, પછી પસાર્યો હાથ;
રોશન વાળી રાતમાં, માર્યો મારો નાથ.

ખૂમ પડતાં લોકો ઉઠી ઉઠીને આવ્યા, અને આવું ભયંકર કારસ્તાન જોઈ કાંઇ કાંઇ વાતો કરવા લાગ્યા, આ શો ગજબ. આજે કોઇને ખવરાવ્યાનું કે બેસાર્યા સુવાર્યાનું કામ નથી, મુસાફરની દયા જાણી આગતા સ્વાગના કરી ત્યારે બિચારીને પાયમાલ કરી નાંખી. દેખીતો જાણે મોટો ભગતનો બેટો. “જો ભેગા ભળીએ તો માલ મલીદા મળીએ” એ વાળો ઘાટ છે, એકે માળા પહેરી એટલે બીજાએ પહેરી, વળી ત્રિજાએ પહેરી એમ ચાલ્યુજ ચાલ્યુ ! અરરર લોહીનાં લોહી હેંડયાં જાય છે ને શુ !

ખૂન વહયું ખૂન્નસ વધી, ખરો બગાડયો ખેલ;
હું ભોળી ભરમાઈ ગઈ, રમતાં આવી [1]રેલ.

સજનીની સઇયર, જે સજનીએ પ્રથમ ખૂમ પાડી તે વખતની જ આવીને ઉભી હતી તે બોલી. શુ જૂવો છો, લઈ ચાલો રાજા પાસે ! કરો ફરિયાદ !

સવાર થયું એટલે સજનાને રાજા પાસે લઈ ગયા. ત્યાં સજનીએ ફરિયાદ નોંધાવી કે, આ માણસે મારા ધણીનું માંથુ કાપી નાંખ્યું.

**રાજા**—સાક્ષિ કોણ ! જાણનાર કોણ ?

---

૧ રેલ=પાણીનું પુર.

સજનીની સહીઅર કહે હું જાણું છું. સજનીની ખૂમ સાંભળતાંજ હું દોડતી ગઇ તે વખતે આ માણસ માથું હાથમાં લટકતું લઈ બહાર નીકળ્યો. સજની તથા આ માણસ સિવાય ત્રિજુ કોઇ ત્યાં હતુંજ નહિ.

રાજાએ તરતજ આજ્ઞા કરી કે, એનાં હાથનાં કાંડાં કાપી નાખો!

## ગિતી.

કરનાં કાંડાં કાપો; નશિયત આપો, નીચો નાદાન.
કામ કારમું કરીયું, અતી અધર્મિ એ છે હેવાન.

**સજની**—ગુના પ્રમાણે સજા થતી નથી સરકાર! ઘણીજ થોડી છે?

**સજનો**—થોડી થોડી! ઘણીજ થોડી!

**રાજા**—થોડી નહિ પણ વધારે છે. જીવ સાટે જીવ લેવો, તે કરતાં રીબાવીને મારવો એ સજા ઓછી ન ગણાય.

હાથ કપાયા પછી સજનો દોડતો શંધને મળી ગયો, ત્યાં સૌથી પાછળ ચાલતા સજનાને સદ ઉપદેશ આપનારા સાધુ મળ્યા, તેમણે પૂછ્યું. અરરર! એ શ્યા સજન?

[ સજનો ] રાગ; સેવક તમારો હું સુંદરી. ( સૈરંધ્રિ. )

કર્યાંરે કરમ આડે આવીઆં, નથી ખૂનસ ખાર;
અજબ ગજબ કર્યા હાથથી, ચાલી લોહીની ધાર. કર્યાંરે. ૧
ભોળી એ બ્રાહ્મણ બાળકી, સાચી આપી ન સાખ્ય;
અંતર દાઝયું એ થકી, કીધો બાળીને ખાખ. કર્યાંરે. ૨
ગૌવધ કીધા મેં કારમાં, માર્યા બ્રાહ્મણ બાળ;
અધમ મતી આંખ મીચીને, કર્યા કંધકના કાળ. કર્યાંરે. ૩
મહા દુઃખ આપ્યુ માતને, પામ્યા તાત સંતાપ;
લાજ લુંટી બાળા બેનની, પહોંચ્યાં પુરણ પાપ. કર્યાંરે. ૪
અંત નથી અપરાધનો, નાવે ગણતાં પાર;
શરણ પડયો હરી આપને, વહાલા વિશ્વાધાર, કર્યાંરે. ૫

## ગિતી.

કર્મે કાંડાં કાપ્યાં, ઘોર અધર્મિ પાપી હું પુરો;
કૃષ્ન તણી એ કૃપા થઈ, પંથે પળતાં પાપ થયાં ચુરો.

**સાધુ**—સત્ય છે, તારી સમજણ સાચી છે; કર્યાં કરમ ભોગવ્યા વિના સિદ્ધિ નથી. જે ભોગવઈ ગયાં તે ભોગવવાં મટયાં. તેને સંભારવાં મટયાં, તારા ઉપર શ્રી કૃષ્ન ભગવાનની કૃપા થઈ કે તને પાપથી મુક્ત કરી સાનીધ્યમાં લે છે.

સાધુના ઉપદેશને સાંભળતો, થાકી જવાથી ધિમે ધિમે ચાલતો, હાથ કપાવાના દુઃખથી પીડાતો સજનો હળવે હળવે આવે છે પણ શંધ તો પહોંચી ગયો. શ્રી વંદ્રાવન વિહારી કૃષ્ન ભગવાનને સઘળા શણગાર સજાયાં છે, હીરા મોતી રત્ન જડિત્ર મુગટ ધરાયો છે. જે શણગાર સમાના દર્શનની સજનાને અતી આતુરતા છે તે રૂપ ધરીને પ્રભુ બિરાજમાન થયા છે, હજી સજનો આવી પહોંચ્યો નથી, ત્યાં આરતી ઉતરવાની તૈયારી થઇ. સેવકો આરતી સળગાવે છે, છતાં આરતીના કાકડા સળગતા નથી, પણ ચર ચર થઈને ઓલવાઇ જાય છે. સેવકોએ વિચાર કર્યો કે, ઘીમાં પાણી પડયું હશે. બીજુ ઘી પુરીને ફરી સળગાવા માંડયા તો પણ ચર ચર થઇને ઓલવઇ ગયા; એટલે બીજુ તાજુ ઘી લાવ્યા. ત્યારે પણ તેનું તેજ થયું. સેવકો વિમાસવા લાગ્યા. આમ કેમ; આનું કારણ શું ! ત્યારે દેવળમાંથી ગેબી અવાજ થયો.

[ પ્રભુ ] **હરિગીત છંદ.**

સૌ સાંભળો સેવક જનો, છાતીની અંદર છેદ છે;
હજી આરતી ઉતરી નથી, એ ભવ્ય ભારે ભેદ છે. ૧
પાછળ રહ્યો છે પ્રેમ ઘેલો, અંતરે આશક્ત છે;
દીન દુઃખમાં ડુબી ગયો, ભરપુર ભાવી ભક્ત છે. ૨
ચંપાઇ ગયો છે ચાલતાં, મુજ આગળે આવી જશે;
ભાઈ નિત્યના નૈવેદ સાથે, આરતી ત્યારે થશે. ૩
છેટા નથી છે ગામ પાસે, સંગ શાળિગ્રામ છે;
કાંડાં કપાયાં હાથનાં, સજનો કસાઇ નામ છે. ૪
લાવો લળીને લાખ વેળા, પ્રેમને પેસારીને;
હાજર કરો મુજ આગળે, સુખ પાલમાં બેસારીને. ૫

અવાજ સાંભળી બે ચાર સેવકો મેંનો ઉપડાવીને બહાર ગયા, સજનાને દેખી નામ પૂછી ખાતરી કરી. સુખપાલમાં બેસવા વિનંતી કરી, સજનાએ તો આનાકાની કરી. પણ સંતોએ કહ્યું, બેઠ જા સજના ! સદગુરૂના કહેવાથી સજનો બેઠો તેને ઉચકાવીને મંદિરમાં લાવ્યા, સજનો આવીને ઉભો એટલે આરતી એની મેળેજ પ્રગટી. આરતી ઉતરી એ વખતે સજનાએ ભગવાનનાં દર્શન કર્યા, દર્શન કરી આનંદ પામ્યો. હે અધમના ઓધારણ પતીતના પાવન પ્રભુ આ પાપી સેવકને સદા શરણમાં રાખજો ! હાથ લંબાયા એટલે હતા તેવા થયાં.

સજનો— ધૂન.

પતીતે પાવના રામા, પતીતે પાવના રામા;
પાવના રામા પાવના રામા, પતીતે પાવના રામા.
પતીતે પાવના રામા, પતીતે પાવના રામા;
પાવના રામા પાવના રામા, પતીતે પાવના રામા.
પતીતે પાવના રામા, પતીતે પાવના રામા;
પાવના રામા પાવના રામા, પતીતે પાવના રામા.
પતીતે પાવના રામા, પતીતે પાવના રામા;
પાવના રામા પાવના રામા, પતીતે પાવના રામા.
પતીતે પાવના રામા, પતીતે પાવના રામા;
પાવના રામા પાવના રામા, પતીતે પાવના રામા.

[ કવિ ] ગિતી.

હાથ જોડીઆ જ્યારે, પણગા ફુટયા, તર્ત થયા તાજા;
કૃષ્ન કૃપા થઇ ત્યારે, સજના કેરા હાથ થયા સાજા.

સજનાના હાથ સાજા થયા જોઈ સાધુ આનંદ પામ્યા. થોડે દિવસે સાધુ તો ગયા. પણ સજનો તો ત્યાંજ રહ્યો, પોતાના મકાનમાં શાળિગ્રામની સેવા રાખી. અને પ્રભુ દર્શનનો તથા ભજનકિર્તનનો નિત્ય નિયમ રાખ્યો.

યાત્રાનું ભારે ધામ, જ્યાં હજારો ગામોના લખ્ખો લોક આવ જાવ કરે છે, તે સર્વે સજનાને જોઇ વખાણ કરતા જાય છે, જેથી સજનાની કિર્તિ સઘળે ફેલાઇ ગઇ. પિતાને તથા માતાને કાને પણ વાત ગઈ કે, સજનો કસાઈ કરીને એક મહાન ભક્ત છે. તે સાંભળી ખેદ મટીને આનંદ થયો.

સજનાને વંદ્રાવનમાં ત્રણ વરસ વિત્યાં. ત્યાં વળી તેજ સાધુ આવ્યા કે જેમણે સજનાને પાપ મુક્ત કરી રૂડો માર્ગ બતાવ્યો છે. સજનો કે જેને હજારો મનુષ્યો ચરણમાં પડે છે, તે સદગુરૂને જોઇ ચરણ શરણ થયો. સંતાએ માંથે હાથ મુકી આશિર્વાદ આંપી ઉભો કર્યો.

સાધુ કહે બેટા, તેરી અનન્ય ભક્તિસે પ્રભુ પ્રસંન્ન હે, મગર તું પિત્રુ રૂણસે મુક્ત નંહિ હુવા હે; જબ તક તેરા કરતવ્ય ક્ચ્યા હે! અબ તું માતા પિતાકી પાસ ચલા જા! ઔર આજીજી કરકે તેરે બચપનકે ગુનાહોકી ક્ષમા માંગ લે! ક્ષમા મિલ જાય ફિર જાઓ [1]ભગીની કે પાસ ? જીસ

1 ભગીની=બેન.

ઓરતને અપના પતિકા શિર ઉતારા વો પુર્વ જનમકી ગૌ હે, જીસ ગૌકુ તેરે હાથસે રોક કરકે, કસાઇકી પાસ છેદન કરવાઇ ! ઓર વો મરને વાલા ગાયકા છેદન કરને વાલા કસાઇ થા; ઓર જીસ ઓરતને [1]ગવાહી દેકે તેરે હાથકા છેદન કરવાયા; એહી તેરી ભગીની હે ! વહાં જાકે પીપલકે સુકે કાષ્ટકે પોલમાં પેઠકે અડાયા કા ઢગ કરકે ઇસ કાયાકુ જલા દે; જબ તું પાપસે મુક્ત હો જાયગા ! ઓર દેખ; તેરી પવિત્ર માતાકા, કસાઇને જબર-જસ્તિ સંગ કીયા હે ઇસકી તું પેંદાશ હે, ઇસી સબબસે એ તેરા કસા-ઇકા કર્મ હે !

સંત મહાત્મા ગયા, સજન કસાઈ માતા પિતાની પાસે જવા તૈયાર થયા; છેવટ બેનને બારણે બળી મરવાના છે, ફરી આપણે ભક્તરાજનાં દર્શન કરતા નહિ પામીએ, એમ જાણી હજારો લોકો સાથે ચાલ્યા.

પિતાના ગામની પાસે આવતાં તો સજન કસાઇ આવે છે, એવી વાયકા આખા ગામમાં થઇ, હજારો લોકો સજનાનાં દર્શન કરવા આવ્યા, સજનો ચાલ્યો ચાલ્યો પિતાની પાસે આવી પગમાં પડયો. ભરપુર ભક્તિનું પુતળુ જોઇ, વૃદ્ધ પિતા આનંદ પામ્યો, પૂત્રને છાતી સરસો ચાંપી આશિર્વાદ દીધો. સજનો કહે હે પૂજ્ય પિતાજી, મેં બાળપણામાં આપને અતી દુઃખ આપ્યું છે, મારા તે અપરાધની ક્ષમા કરજો ! પિતા ગદગદ થઇ આંખમાં ઝળઝળીઆં લાવી બોલ્યા, ભાઈ આજ હું તને આવી પવિત્ર સ્થિતીમાં જોઇ અતી હર્ષ પામ્યો છું, અને તે સઘળુ વીસરી ગયો છું, તારૂ કલ્યાણ થાઓ ! ત્યાંથી માતાની પાસે જઇ દંડવત પ્રણામ કરી ક્ષમા માગે છે.

દોહરો.

પતીત પાવન માવડી, આપો માફી આજ;
મુક્તિ અરપો સુજને, આપ્યું જાણે રાજ.
સંત કૃપા શીર પર થઇ, શમી કાળની ઝાળ;
હરી દર્શનને પામીઓ, કસાઈ હું તમ બાળ.
માતા કહે મમ બાળકા, લીધુ ઉત્તમ લાણુ;
આશીશ આપું આજ હું, થાઓ તુજ કલ્યાણ.

માતાનો આશિર્વાદ લઇ સજનો, જે ગામમાં હાથનાં કાંડાં કપાયા હતાં તે ગામમાં આવી, સજનીને પગે પડયો. બેન સજની જો કે હું તારા અપરાધથી તો મુક્ત થયો છું પણ મારી બેનના અપરાધથી મુક્ત થયો

1 ગવાહિ=સાક્ષિ પુરાવો.

નથી, ક્યાં છે તારી સઇયર કે જેણે મારા હાથનાં કાંડાં કપાવામાં સાક્ષિ આપી હતી; સજનાને જોઇને ઘણા માણસો ભેગા થઇ ગયા હતા, તેમાં તેની સઇયિર આવીને ઉભી હતી તે બોલી. શું છે ભાઇ હું આ રહી ?

**સજનો**—બેન, તારા પેલા જનમમાં તું મારી સગી બેન હતી ત્યાં મેં તારો ઘોર અપરાધ કર્યો છે. તે અપરાધ આજે મુખથી વર્ણન ન કરી શકાય તેવો છે. આ બેન સજની પેલા જનમમાં ગાય હતી તેનો ધણી કે જેનું ગળુ કપાયું તે જાતનો કસાઇ હતો, તે કસાઈ ગાયને ઘા કરવા આવ્યો, ત્યારે કસાઇના ભયથી દોડતી ગાયને મેં આડા હાથ ધરીને રોકી, તે વખતે હે બેન તેં મને ઘણો વાર્યો પણ મેં માન્યું નહિ. તેથીજ તેં સાક્ષી આપી મારાં કાંડાં કપાયાં, કસાઈએ ગાયને મારી નાંખી, તે વહેર આ જનમમાં સજનીથી લેવાયું. બેન મારાં કાંડાં કપવાથી હજી મારા કરેલા અપરાધનો છેડો આવ્યો નથી.

આ વાત ચાલે છે. એટલામાં સજનાના ગુરૂ આવ્યા. તેમણે બંન્ને બાળાઓને, સજનાએ કહી તે વાત ખરી છે એવું ભાન કરાવાને, મંત્રેલી ભભુતી નાંખી. એટલે બંન્ને બાળાઓને પોતાના પૂર્વ જન્મનું ભાન થયું, ત્યારે અપરાધની ક્ષમા આપી ભક્તિના પ્રભાવે સજનાના ચરણમાં પડી. ત્યાર પછી પીંપળાનું લાકડું કોરાવી તેમાં પેંડો. આસપાસ છાંણાં ખડકાવી, સળગાવરાવ્યું. સળગીને ભડકા થયા એટલે હજારો લોકો તાળી પાડી સજના ભગતની જય બોલ્યા.

ચિતા સળગી રહી એટલે સજનો સજીવન નીકળી ગુરૂના ચરણમાં પડ્યો. ત્યાં અંત્રિક્ષથી વિમાન આવ્યું. વિમાનમાં બેસી શાળિંગ્રામ ભગવાન સાથે સુરતા સાંધી, હરીના ગુણ ગાતો સ્વર્ગમાં જાય છે.

**[ સજનો. ] રાગ; અનેક વખત જ્યારે યત્ન કર્યું, ( સૈરંધ્રિ. )**

જેને કૃષ્નને ભજવાની [1]કામ નથી, તેને વૈકુંઠમાં વિશ્રામ નથી.
જેને ધર્મ સમજવાને [2]ધામ નથી, જેના મૂખમાં [3]ચવાએલું [4]ચામ નથી;
જેની સેવામાં શાળિંગ્રામ નથી. તેને. ૧
જેના દીલ માંહે સંતોના [5]ડામ નથી, જેને અવગુણ તજવાની હામ નથી;
જેની રસનાએ રાધે સ્યામ નથી. તેને. ૨

---

૧ કામ=કામના ઈચ્છા; અભિલાષા. ૨ ધામ=મંદિર, સમાજ. ૩ ચવાએલું અભ્યાસ પડેલું; કેળવાએલું. ૪ ચામ=જીભ. રસના. ૫ ડામ=શબ્દની લાગણી; વચનની અસર.

[6]ખરે ખાત જે ભક્તિનો [7]ખામ નથી, [8]શત્રુ સાથે જેને સંગ્રામ નથી;
બાપુ નવ ખંડ ધરતીમાં [9]નામ નથી. તેને. ૩

સજનાનું વિમાન વૈકુંઠમાં ગયું. શ્રી શાળિગ્રામ ભગવાનકી જય; વંદ્રાવન વાસી સુખ વિલાસી શ્રી કૃષ્ન ચંદ્ર ભગવાનકી જય.

**[ કવિ ] રાગ; મામેરા માટે મહેતે તૈયારી. ( મામેરૂ. )**

સૌ સજન સાંભળો, ચતુર ચિત્તમાં ચાહી;
વિસ્તાર કર્યો મેં, સજના સંત કસાંઇ. ૧
કર્યાં કુડાં કરમ પણ, આખર પામ્યો મુક્તિ;
ભવ પાર પામીઓ, ભક્તિમાં એ જુગ્તિ. ૨
હરી દર્શન પામ્યો, ઉગર્યો અગનીમાંથી;
અંતરમાં વિચારો, એ બળ પામ્યો ક્યાંથી, ૩
સંતોનાં દર્શન, સંત ચરણની સેવા;
શ્રી હરીની શેવા, અર્પે અઢળક મેવા. ૪
આખ્યાન ભક્તનું, શીખે સાંભળે ગાય;
મન વાંચ્છિત પામે, સંતને શરણે જાય. ૫
ભક્તિ વર્ણવતાં, વધે ભક્તને વહાલ;
કિર્તિને કથે છે, ભક્ત એ બાપાલાલ. ૬
કાંઇ કૃપા કૃષ્નની, કથન કરૂ કર જોડ;
હરીજન સૌ બોલો, જય જય શ્રી રણછોડ. ૭

**" જ્યોતિ સ્વરૂપ ભગવાનકી જય. "**

---

 ## ચોખા મેળા. 

( કવિ ) **ગિતી.**

શ્રીજી સુખના દાતા, જગ્ત નિયંતા, ગુણનિધી ગુણ ગાતા;
ગુણ પતી ગણપતને, સદાય સમરૂ સરસ્વતિ માતા.

**મરાઠી સાખી.**

ગુણપતિ ગુણસાગર માતા, લાભ લક્ષને દેજો !
બ્રહ્મા વિષ્નુ અને મહેશ્વર; સદા સ્હાયમાં રહેજો;
મા મહા શક્તિ, કોડે કરાવજો ભક્તિ. મા.

---

૬ ખરેખાત=નક્કી; સત્ય. ૭ ખામ=થાંભલો, મુખ્ય. ૮ શત્રુ=કામ, ક્રોધ, મદ, લોભ, વિગેરે. ૯ નામ=કિર્તિ, યશ, પ્રતિષ્ઠા.

**(ભક્ત) રાગ; ઓ ભૂધરજી વચન આપીને; (વિવાહ)**

ભગવંત પ્રભુ ભક્ત તણી, ભીડયોમાં દોડયા જાઓ છો;
શામળીઆ લાલ, સેવકને સુખ દેતાં શુ સંતાઓ છો !
લીધો અજામેળને ઓધારી, પય ધારાએ પુતના મારી;
વિભુ વારમુખી ગણિકા તારી. ભગવંત પ્રભુ. ૧
તમે તાઢી કીધી તેલ કઢા, થઈ દ્વારપાળ બળી દ્વાર ખડા;
જ્યાં દેવી હોય ત્યાં દયો છો અડા. ભગવત પ્રભુ. ૨
તમે પ્રલ્હાદની પીડા ટાળી, તમે વાર કરી નહિ વનમાળી;
તમે ભિષ્મ પ્રતિજ્ઞાને પાળી. ભગવંત પ્રભુ. ૩
તમે વહેરી થયા છો વ્યાળીના, તમે કંથ થયા છો કુ[illegible]ના;
પટકુળે પુર્યાં પંચાળીનાં. ભગવંત પ્રભુ. ૪
તમે છપ્પન ભોગને છોડી ગયા, તમે દીન જનોના દાસ થયા;
તમે કસાઇ ઘરમાં કોડે રહ્યા. ભગવંત પ્રભુ. ૫
હરી હાર ધર્યો નરસઇ કોટે, તમે દોડયા છો દોટે દોટે;
જગમાં કોઇ નાવે તમ જોટે. ભગવંત પ્રભુ. ૬
ગજ ગ્રાહ લઢયા ગજ હાર્યો છે, રામ રમતાં "રા" પોકાર્યો છે;
બુડતામાં એજે તાર્યો છે. ભગવતં પ્રભુ. ૭
હરી હરકત નાવી યારીની, સુવાવડ સારી સારીની;
તમે ચોખા મેળા નારીની. ભગવંત પ્રભુ. ૮
તમે જાત ભાત કાંઈ જોતા નથી, તમે ગરથ ગાંઠનું ખોતા નથી;
બાપુના દુઃખને રોતા નથી. ભગવંત પ્રભુ. ૯

## ગિતી.

પંઢરપુરને પાધર, વિઠુ મહારના વળગણમાં રહીને;
ચોખા મેળા ઢેડો, પ્રભુ પદ પામ્યો ગિરીધર ગુણ ગાઇને.

પંઢરપુર નગરમાં, શ્રી વીઠુબા ભગવાનના મંદીરથી થોડે દુર એક નાનો ઢેડવાડો હતો, તેમાં એક ઢેડને ત્યાં બે બાળક હતાં, એક છોકરી અને એક છોકરો, છોકરીનું નામ ધનબા અને છોકરાનું નામ ચોખા મેળા હતું.

ચોખા મેળાનો બાપ બ્રાહ્મણના મેહ્લામાં વિષ્ટા અને વાસીદાં વાળવાનું કામ કરતો હતો, એટલે બાળક ચોખા મેળાને પણ કોઈ કોઈ વાર સાથે લઇ જતો, આશરે બાર ચૌદ વરસની ઉમ્મરે બંન્ને બાળકને પરણાવ્યાં

પણ ખરાં, જે કન્યાનું ચોખા મેળા સાથે લગ્ન થયું, તેનું નામ સારી હતું. તેમ તે સ્વભાવે પણ સારી જ હતી.

પરણાવ્યા પછી એ ચાર વરસ વીત્યા બાદ મા તથા બાપ બંન્ને મરણ પામ્યાં, એટલે ઉમ્મર લાયક થએલાં બાળકોએ મા બાપનો ધંધો સંભાળી લીધો, ત્રણે જણે જુદી જુદી શેરીઓનું કામ માંથે લીધું. જે બ્રાહ્મણની શેરીનું કામ તેનો બાપ કરતો હતો તે શેરીનું કામ ચોખા મેળા કરવા લાગ્યો.

તેમને જવા આવવાનો રસ્તો શ્રી વિઠ્ઠલનાથ ભગવાનના મંદિરની નજીક થઇને હતો, કોઇ કોઇવાર ભગવાનની આરતી થતી હોય ઘંટ ઘડીયાળ, તથા નગારાંના અવાજ સંભળાતા હોય. જય જય જય જય બોલતા ચાલ્યા જતા હોય, પણ ઢેડ વરણમાં જન્મ પામેલાં જેથી પ્રભુ દર્શન કરવાને તલસતાં ઝાંખી સરખી કરવા પામતાં નહિ!

કોઇ કોઇ વાર હરી કથા, ભજન કિર્તન થતું હોય તો બહારથી સાંભળવા પામે પણ અંદર તો જઇ શકે જ નહિ! માણસની ઘણી મેદની થવાથી ભજન બહાર થતું હોય તો છેટે ઉભાં સંપુર્ણ લાભ લઇ શકે!

આવાં આવાં કારણોથી બાળપણથીજ કાંઇક રૂડા સંસ્કાર પડેલા, ચોખા મેળાને તો ભક્ત જનોના બોલેલાં કેટલાંક ભજન પણ યાદ રહેલાં, જેથી તેને રસ્તે જતાં અને મેલ્લામાં કામ કરતાં પણ ગાવાની ટેવ પડી હતી, થોડે થોડે ભજન પણ ગાય છે, અને મોજ આવે તો લગ્ન વખતમાં ગવાતાં ગાણાં અને વિષયનાં ગાયનો પણ ગાય છે, દિવસે દિવસે ગાવાનો શોખ વધતો જ જાય છે, આજ સાંભળ્યું કે કાલ જાણે ગાયું જ છે!

એક વખતે એક હરદાસ મંદીરની પાસે હરીકથા કરી રહ્યા છે. હજારો માણસની મેદની ભરાએલી છે, ત્યાં ચોખા મેળા ઢેડ પણ બાજુ ઉપર ઉભો ઉભો સાંભળે છે. મહારાજ કહે છે. દુર્જનને દુઃખ છે, સજ્જનને સુખ છે, સુખનાં સાધનો દુર્જનને દુર્લભ છે, અને સજનને સુલ્લભ

**રાગ; અલક નિરંજન નામ, જપો સૌ. ( ગોપીચંદ. )**

સજનને સઘળુ સુલ્લભ થાય;
સઘળુ સુલ્લભ થાય, સજનને સઘળુ સુલ્લભ થાય.
શ્રી સર્વેશ્વર સ્હાય સજનને સઘળુ સુલ્લભ થાય.
સજ્જન સૌને સરખો રહે છે, ભેદે ના ભેદાય.
પરનિંદા પરધન પરદારા, ચિત્ત કદી નવ ચહાય
કામ ક્રોધ મદ મોહને મમતા, મરદ થકી મુકાય

કાંટા પેરે કાઢી નાંખે, અનંગ અંગતી લ્હાય. સજનને. ૪
માન બડાઇ ને ઇર્ષા ઉંડી, કાયા ન કોરી ખાય. સજનને. ૫
દયા દાનને સત્ય વચનથી, જોતાં જમ જીતાય. સજનને. ૬
ગુણાતીતના ગુણને ગાતાં, મન મુંઝામણ જાય. સજનને. ૭
એવા નરને આધીન રહે છે, સુર સ્વર્ગના રાય. સજનને. ૮
બાપુ કહે બહુનામી ભજતાં, રીઝે રણછોડ રાય. સજનને. ૯

આવી રીતે ચોખા મેળા જતાં ને આવતાં ભજન કિર્તન સાંભળે છે. તેથી નિતી, ભક્તિ, દયા, ક્ષમા, ધિરજ, શાન્તિ અને સત્ય વિગેરેનાં રૂપક સમજવા લાગ્યો. આવા રૂડા સંસ્કાર ધનબા તથા ચોખા મેળા બંન્તેને પડયા છે, અને કાંઇક કાંઇક તેની સ્ત્રિ સારીને પણ ખરા ! એમ કરતાં ચોખા મેળાની ઉમ્મર પચીસેક વરસની થઇ.

## ગિતી.

ચોખા મેળા ઢેડો, કામ કરે છે, ભાવે ભંગીનું;
સેવા સજવી સૌની, શુદ્ર જાતીના તનની તંગીનું.
સાફ કરે સુરતાથી, વિષ્ટા વાળે બ્રાહ્મણની શેરી,
રખ્ખે રહેશે મેલું, દીનમાં દશ દશ વાર કરે ફેરી.

જે શેરીમાં ચોખા મેળા વિષ્ટા વિગેરે વાળવાનું કામ કરે છે, તે શેરીમાં બધાં ઘર બ્રાહ્મણનાંજ છે, જેથી ચોખા મેળા એમ પણ સમજે છે કે નીચ જાતમાં જન્મ તો થયો, પણ કાંઇક "પાપ કરતાં પાછું જોએલું" જેથી બ્રાહ્મણ જાતીની સેવા બજાવવાની આવી, અહાહા આજ મારાં અહો ભાગ્ય કે હું આવા પવિત્ર તપસ્વી વિદ્વાન બ્રાહ્મણોનાં દર્શન કરવા પામું છું. શ્રી વિઠ્ઠલનાથ, શ્રી વિઠ્ઠલનાથ, શ્રી વિઠ્ઠલનાથ !

તે શેરીના છેક ખૂણામાં છેલ્લા ઘરમાં જે બ્રાહ્મણ રહેતો હતો, તે સાધારણ સ્થિતીનો અને જરૂર પડતુ ઉપર ચોટીયુ ભણેલો હતો, તેનો ધંધો યજમાન વ્રત્તિનો તથા ભિક્ષા વૃત્તિનો હતો.

યજમાન વૃત્તિ એટલે ગોર પદુ. ગોર પદુ કરનારને પળ વારનો જંપ હોતો નથી. યજમાનના સારા નરતા કામે હાજરને હાજર રહેવું પડે ! બીજે ત્રિજે બહાર ગામ પણ જવું પડે, વળી બબે ચચાર દિવસ બહાર ગામ રહેવું પણ પડે ! તે બ્રાહ્મણના ઘરમાં ભૂરી નામે આશરે પચીશેક વર્ષની સ્ત્રિ હતી, તેને એક બાર વરસનો છોકરો હતો તે હોંશીઆર અને ચાલાક હતો. તે ભૂરી ભટાણી ચોખા મેળાની ચતુરાઇ ઉપર મોહી પડી.

[ કવિ ] રાગ; પાડે આંસુ પુરના જંન; ( ચંદ્રહાસ. )

જ્યાં વિપ્ર તણો છે વાસ, વિષ્ટા વાળે છે;
એ ચોખા મેળા ઢેડ, અવસર ગાળે છે.
વિષ્ટા વાળે ને અવસર ગાળે, ચાળે ચઢીયું ચીત્ત રે;
હરતાં ફરતાં આનંદ કરતાં, ગાએ મધુરાં ગીત. અવસર. ૧
દીનમાં દશ દશ વારે આવે, ફરતો ચેટક ચાળારે.
વાંસતણી વાંસળી વગાડે, ઢાંક્યા કયમ રહે ઢાળા. અવસર. ૨
વળી ધરે વિષ્ઠા શીર ઉપર, ગાય વિષયનાં ગાનરે;
મળ મુતરના રેલા ઉતરે, ભમતુ રહે છે ભાન. અવસર. ૩
ભૂરી ભટાણી બ્રાહ્મણ જાતી, તનમાં તતડે તાનરે;
બાર વરસનો બાળક તેને, ગોરી થઇ ગુલતાન. અવસર. ૪
ચોખા મેળામાં ચિત્ત ચોટયું, બોટયુ ન ભાવે અંન્નરે;
નયને નિદ્રા નામ ન આવે, તતડી ઉઠે તંન. અવસર. ૫
ક્યાં મળવું શી રીતે મળવું, અંતરમાં અકળાયરે;
આકળ વિકળ થાય અતીષે, જીવડો ઝોલા ખાય. અવસર. ૬

ચોખા મેળાના મુખમાંથી નીકળતા મધુરા બોલ, અને મધુરાં ગીત ગાયન સાંભળીને, ભૂરી ભટાણીનું મન ભમી ગયું. ચોખા મેળાને પોતે અમીની દૃષ્ટિયે જોવા લાગી. વળી આવભાવના આવેશ પણ પ્રેમથી બતાવા લાગી, ઝાઝે દિવસે ચોખા મેળા પણ સમજી ગયો કે આ નારીની મારા ઉપર પ્રિતી છે.

દીન પર દીન પ્રિતી વધતી ગઇ. ચોખા મેળાએ, ઘડી બે ઘડી થાક ખાવાનો, આખી શેરીની વિષ્ટા વાળી ટોપલામાં એકઠી કરવાનો, વિસામો પણ તેના બારણાની સામેજ રાખ્યો. જેથી ભટાણીએ દુઃખ ન લગાડયું, પણ ઉલટો આનંદ માન્યો. હવે તો ચોખા મેળાનો વેષ પણ બદલાયો, માત્ર સાંજ સવાર વિષ્ટા વાળવા આવે ત્યારેજ ભંગીનો વેષ ! સિવાય દહાડામાં સાત આઠ વખત આવે અને દરેક જાજરૂના સામી દૃષ્ટિ કરે તપાસે ત્યારે, કોઇ વાર ટોપી કોઈ વાર પટકો, અને કોઇ વાર ખુલ્લે શીર! કોઈ વાર વાજુ તો કોઇ વાર વાંસળી વગાડતો આવે છે. શેરીમાં ફેરો મારી, ભટાણીને રાજી કરી ચાલ્યો જાય છે.

[ કવિ ] મરાઠી સાખી.

ઘડીમાં પટકો, ઘડીમાં ટોપી; ઘડી ઉઘાડે કેશ;
ચોળી ઓળી અત્તર રેળી, બની ઠનીને બેશ;

ઝાલે કર સોટી, વાત કરે મોટી મોટી. ઝાલે.

ભૂરી ભટાણીને તો ચોખા મેળાનો એટલો બધો રંગ લાગ્યો કે કાંઇ કહેવાની વાત નહિ ! યજમાનમાં રાંધવા જવું હોય તો ન જાય, શીધુ લેવા જવું હોય તો ન જાય ! કેટલીક વાર જમવા જવું હોય તોય ન જાય, અને કદાચ જાય તો, શરીર બગડયાનું બાનું કહાડી, દાળ ભાત ખઇ, યજમાનને ગમે તેમ સમજાવી કાલાવાલા કરી, લાડુ ઘેર લેતી આવે. તે બીજે દિવસે કોઇ ન જાણે તેવી રીતે ચોખા મેળાને આપે ! વળી આખો દિવસ ઘરમાં ભડકતી ને ભડકતી કાન માંડતી ને માંડતી રહે ! હે આવ્યા, હે બોલ્યા ! એમ ઉછાળા મારતી જ રહે ! ભાયડો બહાર અગર બહાર ગામ જાય ત્યારે અતી આનંદ; અને કોક દિવસ ઘેર રહે ત્યારે સો મણનો નીસાકો !

[ કવિ ] મરાઠી સાખી.

ભંગી શબ્દે ભવન ભમેલી, દોડી ડોકીઆં કરતી;
સાન થકી સમજાવી દેતી, કરજોડી કરગરતી;
એની નીચ વરતી, *હેલા માંહે મન હરતી. એની.

એક દિવસ ચોખા મેળા ગાતોગાતો આવે છે, તે સાંભળી ઘરના ઉમરા ઉપર આવીને ઉભી રહી, અને દર્શન થતાંની સાથે બોલી.

[ ભટાણી ] ગિતી.

બોલ તણી બલીહારી; વીંણી વીંણી વહાલ થકી લઇએ;
ગુણથી ઘેલી કીધી, હસતુ મુખ જોઇ આનંદમાં રહીએ.

" ચોરી ચાર દહાડા ને છીનાળી છ દહાડા " છાની રહે ! ચોખા મેળા ઢેડ સાથે ભૂરી ભટાણીને પ્રેમ બંધાયો છે. એવી વાત ધિમે ધિમે આખા મોલ્લામાં ફેલાઇ એટલું જ નહિ પણ દિવસે દિવસે ગામમાં પણ થવા લાગી, જેથી ભૂરી ભટાણીનું મોહું સર્વને અળખામણું થયું. કોઇ તેને બોલાવે પણ નહિ; આ ઉપરથી ભટાણી સમજી ગઇ કે, નક્કી મારી વાત લોકે જાણી ખરી ! જાણી તો શું કરશે ! પણ આ વાત ચોખા મેળાને કહેવી તો ખરી !

[ ભટાણી ] રાગ; આજે નવ જાશો નાથ તમે, ( સાવિત્રી ).

ગુણવંતા ગુણથી ઘેલી કરી, ઘેલી કરી મન મેલી કરી. ગુણવંતા. ૧
આપ મુખે અમૃતની ધારા, અબળા ઉપર હેલી કરી. ગુણવંતા. ૨
મર્મ વચન મન ઉપર ચાંપી, મત્સ ભરી માતેલી કરી. ગુણવંતા. ૩

* હેલામાં=ક્ષણમાં; જોતજોતાંમાં.

સ્વપ્ને આવી સ્યામ સતાવી, રેન વિષે રંગ રેલી કરી. ગુણવંતા. ૪
લુચ્ચા લફંગા લોક વગોવે, બેઉ મળી બદફેલી કરી. ગુણવંતા. ૫

મુવા લોક નખોદીઆ વાંસે પડયા છે ! એમની બોનના ધણી ! ખોટી ખોટી વાતો કરે છે ! આપણી નિંદા કરે છે !

[ ચોખા ] મરાઠી સાખી.

મન માને ત્યાં મોજ માણવી, પરની પરવા શી છે ?
ચિત્ત ચોટે તે ચિત્તથી ચહાવું, સાકર કેળાં ઘી છે;
અડબંગી છે, ભાન વગરના ભંગી છે. અડબંગી.

ભંગીઆ છોને વાતો કરતા, બસ મન માને ત્યાં મહાલવું, હસવું, બોલવું ને આનંદ કરવો ! બસ ખાવું પીવું ને મોજ કરવી ! ભટાણી; હું તમારા ઘર પાસે વિષ્ટાના ટોપલા મુકું છું જેથી તમને દુરગંધી તો આવતી હશે ?

**ભટાણી**—જાઓ જાઓ એ શું બોલ્યા; તમારે માંથેથી ઉતરેલા ટોપલામાંથી દુરગંધી તો નથી આવતી પણ સારી સુગંધી આવે છે.

**ચોખા**—માત્ર મને સારૂ લગાડવાજ કહો છો, વળી નરકમાંથી તે સુગંધી આવતી હશે ?

**ભટાણી**—હવે મને તો સહિ પડયુ; જેમ જેમ તમારા પાસામાં આવતી જાઉં છું તેમ તેમ સુવાસનું સુખ લેતી જાઉ છું, ભગવાને મને ભંગડી સરજાડી હોત તો તમારા માથાના ટોપ્લા હું મારે માંથે લેત !

**ચોખા**—સરજાડી હોત ને કદાચ આ ગામમાં ન હોત, આ ગામમાં હોત ને કદાચ બીજા સાથે પરણી હોત તો !

**ભટાણી**—તેનાથી છૂટકો કરાવી, અને છૂટકો ન આપત તો તેને પરલોક પહોંચાડી, તમારી સાથે નાતરૂ કરત !

**ચોખા**—અહાહાહા ! ભટાણી તારો તો અથાગ પ્રેમ !

**ભટાણી**—અંતરના હેતના ઉભરા, દેખાડી શકાય તેમ નથી, હું અભાગણી રાત દિવસ ઝુરૂ છું, પણ મનની ઉમેદ પુરી પડતી નથી. રૂતુનાં ફળ રૂતુએ જ ફળે છે, ઉતાવળે આંબો પાકતા નથી, સ્વપ્નાંનું સુખ તો સ્વપ્નામાં જ સમાય છે, જાગ્રતમાં કાંઇ જણાતું જ નથી. દહીં વલોવતાં જ માંખણ મળે છે, પાણીમાંથી કાંઇ પ્રાપ્ત થતું નથી, મનનાં સંકલ્પો સેંકડો થાય પણ તે પુરેપુરા પાર પડતાં નથી. નિરંતર ઝંખના કરવી એ દુઃખ છે, અને સર્વનો ત્યાગ કરી રણ વગડામાં રહેવું એ સુખ છે.

[ભટાણી.] રાગ; રાજ્યની ઇચ્છા નથી રે, (મૃદાલશા.)
ચિત્તમાં ચિન્તા અતી રે,
છોગાળા છેલા ચિત્તમાં ચિન્તા અતિરે.
ઇચ્છે ત્યારે ના મળે, રૂતુ વિના ફળ એક;
અણસમજ્યું અકળાઇ મરે, નિશ્ચય ધરનો નેક. ચિત્તમાં. ૧
સ્વપને ઇછ્યું સાંપડે. મનનું માન્યુ થાય;
જળમાથી માંખણ જડે, લાખ ન લુખુ ખાય. ચિત્તમાં. ૨
એકજ વસ્તુ એકને, આપે જીવત દાન;
બીજાને માફક નહિ, જોતાં કાઢે જાન. ચિત્તમાં. ૩
સાકરના ભોજન થકી, લખ્ખો જણને લ્હાણ;
ખર સાકરને ખાય તો, તરત તજી દે પ્રાણ. ચિત્તમાં. ૪
જેને જેની ચાહના, તેને તેનું મૂલ;
નજર નજર ભેગી થતાં, દીલ કરી દે હુલ. ચિત્તમાં. ૫
નજર *અજરને લાગતાં, તન પર તુટે તાવ;
ચિત્ત ચક્રરને ફેરવે+ગુરજ કરે જેમ ઘાવ. ચિત્તમાં. ૬
સુતાં ઉઠી સેજમાં, સેજ બતાવી સાન;
ઝાઝી કરવી ઝંખના, રૂડું રહેવું રાન. ચિત્તમાં. ૭
સમજી સાચા દીલથી, ગણી બાંધજો ગાંઠ;
રૂચે તો રૂદિએ ધરો, પસંદ પડે તો પાઠ. ચિત્તમાં. ૮
લખુ લખુ તો બહુ લખુ, શબ્દ લખુ સત લાખ;
છેવટ સૌની થાય છે, ખરે બળીને ખાખ. ચિત્તમાં ૯

ભટાણી—એક ભજન તો બોલો; મારા છોગાળા લાલ !

ચોખા—વળી ભજનનો ભાવ ક્યાંથી થયો ?

ભટાણી—પહેલાં તો ઘણાં ભજન બોલતા હતા, હમણાંના તો બોલતા જ નથી, સાંભળ્યે ઘણા દિવસ થયા, જેથી ઇચ્છા થઇ છે.

ચોખા—જ્યાં વિષયની વાતોના ફુવારા ઉડી રહયા છે, ત્યાં ભજન કેમ [1]ભાવશે ?

ભટાણી—મને તો તમારા સુખના બોલજ મધુરા લાગે છે. ચ્હાય ભજન હોય કે ભવાઇનાં ગાણાં હોય !

ચોખા—[2]ખાટકીના બજારમાં ભાટકી, નાટકી વાતો ના થાય !

* અજર=જરાવસ્થા વગરનાં; જૂવાન. + ગુરજ=ઝીણી ઝીણી સાંકળો બાંધેલુ સોઇઆ જેવું અણીદાર હથીઆર.

૧ ભાવશે=પ્રિય લાગશે; સારૂ લાગશે. ૨ ખાટકી= કસાઇ; હિંસા કરનાર.

વેસ્યાના કાને સતીની વાતો ના સંભળાય ! વિષયની રેલમ છેલમાં ભગવાનનું ભજન ના ગવાય !

**ભટાણી**—રકઝક મૂકી દયો મારા વહાલા ! આજ તો એક ભજન બોલો ! મારૂં કહેવું નહિ કરો !

**ચોખા**—બોલુ ત્યારે, સાંભળો !

**રાગ; ઉંદર કેર કરે છે રે, દુઃખડાં;**

રૂડા રામ ભજીલ્યોરે રહયો પહોર પાછલો દહાડો;
સારો સંગ સજીલ્યોરે, પ્રેમથી પાકો રંગ લગાડો.
રામ ભજીલ્યો ને સંગ સજીલ્યો, આંટી ઘુંટી કહાડો;
રામ બોલો ભાઈ રામ બોલાશે, એ દીન આવે આડો. રૂડા ૧.
ફાલ્યા ફુલ્યા ફરો શંકડા, પાણીમાં જેમ પાડો;
માઘ માસનું મંદ માવઠું, અધરો મેઘ અષાડો. રૂડા ૨.
કાળાં છે તે ધોળાં થાશે, ધોળાં ખટખટ ખરશે;
આગળતું સુખ યાદ આવશે, આંખે આંસુ ગરશે. રૂડા ૩.
હૈયામાં જે હિમ્મત છે, તે અઢી ઘડીમાં હરશે;
કોણ જાણે કે કેઈ વેળા, કાળ કોળીઓ કરશે. રૂડા ૪.
જોર ઝપાટે જમડા ઝાલી, ધરમ ધામમાં ધરશે;
ક્યાં કરમની વૈ વંચાશે, પળ પળ પગ થરથરશે. રૂડા ૫.
રૂડુ કોઈનું કર્યું હશે તો; રૂડે ઠામે ઠરશે;
પાણી માંહે પટકી દેતાં, તરત તુમડુ તરશે. રૂડા ૬.
ધર્મ કર્મનો કજાઇ કાંટો, કાંટે કારજ સરશે;
બાપુ કહે બહુ બળ ક્યાં ચાલે, ચોખ્ખુ ચકમક ઝરશે. રૂડા ૭.

**ભટાણી**—અહાહા ! હુંતો ખુશી ખુશી થઈ ગઈ. શો મધુરો કંઠ ! ગળાની કેટલી મિઠાશ ! વાહ ચોખા મેળા વાહ ! તમે તો બત્રિસ લક્ષણા છો !

**ચોખા**—અરે હજી તો આથીએ સારાં સારાં ભજન સંભળાવીશ ! વળી કહેશો તો સારી સારી ગરબીઓ અને ગરબા પણ સંભળાવીશ.

**ભટાણી**—ચોખા મેળા; તમારી કૃપાથી હું તો કતારથ થઇ ગઈ.

**ચોખા**—તમારી મહેરબાનીથી મારી પણ જીંદગી સફળ થઇ.

**ભટાણી**—અરેરે; અધુરી ઇચ્છા પ્રભુ ક્યારે પાર પાડશે.

**ચોખા**—વળી શું અધુરૂં છે ?

**ભટાણી**—એકાંતમાં હસી બોલી આનંદ કરીએ. ભેગાં બેસી ભોજન કરીએ.

**ચોખા**—એવું તે કદી બને ?

**ભટાણી**—ના કેમ બને; બનશે બનશે !

**ચોખા**—તું ભટાણી ને હું ભંગીઓ ! ભંગીઆ ભટાણીનો સંબંધ એ તો દુધમાં દારૂ રેડયા જેવું થાય !

**ભટાણી**—દુધમાં દારૂ નહિ, પણ સાકર ! એક વાર તો ઘરમાં બોલાવું અને મારા મનના મનોરથ પુરા કરૂ !

**ચોખા**—બ્રાહ્મણના ઘરમાં ભંગીનાં પગલાં થાય તો [1]દીગપાળ ડોલી જાય !

**ભટાણી**—મનના માન્યાનાં પગલાં થાય તો અંગને આંગણું બેઉ પવિત્ર થાય ! બોલાવું છું બે ચાર દિવસમાં !

ચોખા મેળા તથા ભૂરી ભટાણીનો અરસપરસનો પ્રેમ તે તો ધિમે ધિમે મેલ્લા પાડામાં સર્વને જાણ પડી ગયો. " વાત વાયરે ઉડી જાય. " કાનોકાન જતાં જતાં આખા ગામમાં વાત ચાલી કે ચોખા મેળા ઢેડ સાથે ભૂરી ભટાણીની લગની લાગી છે, અરેરે એ રાંડને શું સુજ્યું, હાય હાય રાંડને કોઈ ના મળ્યુ; તે ભંગીઓ ! જેને દેખીને સુગ ચઢે તેની સાથે હસાય બોલાય કેમ ! અલી એનો ભાયડોય કાંઇ નહિ કહેતો હોય ? ભાયડો હશે માધાબોળુ જેવો ! આ પ્રમાણે અનેક સ્ત્રિયો અનેક વાતો કરવા લાગી.

આ બધી વાત ચોખા મેળાની બેન ધનબાને કાને આવવાથી ભાઇને ઠપકો દેવા તથા કુલક્ષણ છોડાવા માટે આવી. આવીને કહેવા લાગી કે, ભાઈ, આપણે કોણ આપણી જાત કોણ; જરા વિચારે તો સારૂ !

**ચોખા**—શું વિચારવાનું છે, મેં તો બધુ વિચારી જ મુક્યું છે, તું શા માટે આવી છું તે હું જાણું છું ? આખા મેલ્લાની મારા ઉપર પ્રિતી છે.

**બેન**—આખા મેલ્લાની નહિ, પણ એકલી ભૂરી ભટાણીની !

**ચોખા**—હાં હાં ! બોલતી બંધ રહે ! કોણ કહે છે ?

**બેન**—બધુ ગામ કહે છે.

**ચોખા**—ગામ ઘાસ ખાય છે, જોનારા ઝખ મારે છે, ટીકટીક નહિ કર !

**બેન**—બ્રાહ્મણ સર્વને પુજ્ય છે, બ્રાહ્મણની સ્ત્રિ તુળશી કયારો કહેવાય; તુળશી આપણી મોક્ષદાઇ માતા છે.

**ચોખા**—એ ભટાણી મને ત્રિજે ચોથે લાડવા આપે છે; એનો પ્રેમ બહુ છે.

---

૧ દીગપાળ=દીશાના દેવ.

**બેન**--એ પ્રેમ જોખમકારી છે, પ્રાણુને લેનાર છે. પરનારી પ્રાણુ હરનારી છે.

**ચોખા**--એ મને સાકરના શીરા ખવરાવે છે. દુધના ઘુંટડા ભરાવે છે.

**બેન**--એની ભાવના ખોટી છે; તારી ખરાબી છે; તુ બુરી હાલતે મરવાનો છું ! હૈઆના ફુટેલા !

**ચોખા**--મરીશ તો જાનમથી, પણ એ ભટાણીને, તજવાનો કે તરછોડવાનો નથી.

**બેન**--શેરીના લોકો શેરીનાંજ બારણાં બંધ રાખી તને, પેસવાજ નહિ દે તો ?

**ચોખા**--શેરીની બહાર ઉભો રહી, જે નીકળશે તેને અભડાવીશ.

**બેન**--તને છુટે ઢેખાળેથી મારશે તો ?

**ચોખા**--એટલુ બધુ થશે ત્યાં સુધી, એ ભટાણી સહન નહિ કરે !

**બેન**--સહન નહિ કરે, એટલે શુ કરશે ?

**ચોખા**--કરશે નાતરૂ, પહેરશે ચુડીઓ ને આવશે ઘરમાં !

**બેન**--હદ થઇ ગઇ, કહીકહીને કુચા વળ્યા; હવે તારે મારે સબંધ રહેવાનો નથી.

**ચોખા**--કર સનાન ! તુ તારે ઘેર ને હું મારે ઘેર ?

**બેન**--તને કોઇની દરકાર નથી, કેમ ?

**ચોખા**--દરકાર એકની: તારા વિના ક્યાં લુખુ ખાઉ છું.

**બેન**--એકની એટલે ભટાણીની ? હવે કોઇ કાળે તારા સાસુ નહિ જોઉ ?

**ચોખા**--પડજે ઉંડા ધરામાં !

**બેન**--તુ જજે [1]જાનમની ખાડીમાં !

બેન રીસાઇને સાસરે વિદાય થઇ ગઇ, તે પણ એવું કહીએ કે હવે હું ફરીને તારે ઘેર આવવાની નથી. બેનના ગયા પછી, ચોખા મેળા એકાદશીનું જાગરણ કરવા શ્રી વિઠ્ઠલનાથ ભગવાનના મંદિરે ગયો, મંદિરના બહાર મંડપ બંધાવીને કોઇ ભક્તરાજ ભજન કરી રહ્યા હતા. ત્યાં પ્રસંગ પણ એજ ચાલી રહ્યો હતો કે, પરનારીની પ્રિતી પાયમાલ કરનારી છે, નાશ કરનારી છે. પ્રાણુને હરનારી છે. તે સાંભળી ચોખા મેળા વિચારે છે કે, મને દેખીને તો આવી વાતો નહિ કરતા હોય ! પેલી ધનડી ચેતાવતી તો નહિ ગઇ હોય !

---

૧ જાનમ=નરક, દુર્ગંધ.

પરનારીની પ્રિતીમાં કેટલો આનંદ છે, તેનું ભાન આ ભગતને ક્યાંથી હોય! અનુભવ વિનાના ઉચ્ચાર એ તાઢા પહોરના ગપાટા કહેવાય! આજનો ઉપદેશ તો આપણને જરાય રૂચતો નથી. આજની વાતો તો જાણે ઝેરના ઘુંટડા! જાણે દરિયાનું પાણી!

મહારાજ કહે છે, સાંભળો! પરનારી પ્રાણ હરનારી છે, તે ઉપર એક દ્રષ્ટાંત.

**દ્રષ્ટાંત**—કોઇ એક ગામમાં એક કૃષ્નારામ નામે મહા વિદ્વાન બ્રાહ્મણ હતો, અને વિદ્વતાને લીધે, ગામમાં માનપાન સારૂં હતું, શરદ ૠતુના શુકલ પક્ષમાં તેને ઘેર એક દીકરો થયો. તેનું નામ ત્રષ્નારામ પાડ્યું. આઠમે વરસે બાળકને જનોઇ આપી ત્યારબાદ વિધ્યાભાસ કરાવ્યો; અને પંદરમે વર્ષે તેનું લગ્ન કર્યું. બાળક ચાલાક અને ભણવામાં હોંશિયાર નિકળ્યો જેથી તેનું ઝટ લગ્ન થયું.

કન્યા સાસરે રહેવા લાયક થાય, તેને હજી ત્રણ ચાર વરસની વાર છે, અને ત્રષ્નારામ તળે ઉપર થવા લાગ્યા. સાંજ પડે ને સુખ સજ્જા સાસુ જુવે! અરેરે પરણ્યા પણ ના પરણ્યા જેવા, બાપે ઢેંમચુ શોધી કાઢ્યું ઢેંમચુ; ગમ વગરના માબાપ હોય તેની માઠી વલે, ઝાંખરૂં વળગાડ્યુ ઝાંખરૂં.

આવા ને આવા વિચારમાં ત્રષ્નારામ ઉદાસ રહેવા લાગ્યા લક્ષની દોરી વિધ્યાભ્યાસ તરફથી તુટી; અને વિષય વાસનામાં સંધાઇ. પાણીના પનઘટ ઉપર બણી ઠણીને બેસવું; નદીના કિનારા ઉપર ફરવું; સ્ત્રિયો ગરબે ગાતી હોય ત્યાં જઈને ઉભા રહેવું; અનેક યુક્તિએ સ્ત્રિયોને લલચાવવી; તેના પરીણામમાં લોકોને અળખામણા થવા લાગ્યા; બાળપણમાં મેળવેલી કિર્તિને ધક્કો લાગવા માંડયો તેની ત્રષ્નારામને ખબર નથી. તેતો એમજ સમજે છે કે હું સુખ ભોગવું છું, અને મારા વૈભવ વડે બીજી સ્ત્રિયોને સુખ આપુ છું.

કોઇ પૈસાની લાલચે, અને કોઈ વિષય ભોગની ઇચ્છાએ, ત્રષ્નારામના પંજામાં આવવા લાગી. ત્રષ્નારામ કમાવા શિખ્યા નહોતા; અને પરાઇ સ્ત્રિયોને પૈસા આપવા પડતા તે ઘરમાંથી ચોરીને લાવતા; આવાં ખોટાં આચરણથી માબાપને અળખામણા થયા; ત્રષ્નારામના હાથમાં ન આવી શકે, તેવી રીતે માબાપે પૈસા તથા ઘરાણાં મુકવા માંડયાં.

ત્રણેક વરસમાં વહી ગયા જેવા; વટલી ગયા જેવા અને વંઠી ગયા જેવા થઇ ગયા; એવામાં એમના સારા યા ખોટા નસીબે એક બાવો

ગામમાં આવ્યો; જે જંત્ર મંત્રનો જાણકાર હતો! ખબર પડતાં ત્રષ્નારામે તેની સેવા કરવા માંડી; જોઈતી વસ્તુ લાવી બાવાને હાજર કરે; અને સેવા પણ સારી રીતે કરે, એવા છ માસ વિત્યા ત્યારે મહારાજ પ્રસંન્ન થયા; મહારાજ કહે બોલ તેરી ક્યા ઇચ્છા હે?

**ત્રષ્નારામ**—મહારાજ! કાંઇ જાદુ મંતર બતાવો!

**બાવો**—બહોત અચ્છા; જાદુ મંતર શિખનેસે ક્યા ફાયદા?

**ત્રષ્નારામ**—મહારાજ; લોકો કહે છે કે જાદુ તો દુનીઆમાં છેજ નહિ, મારે તે સાચુ કરી બતાવવું છે.

**બાવો**—જાદુ શિખના હે, કે વશિકરણ શિખનાહે, કે ભૂતપ્રેત બસ કરનેકા શિખના હે; કે મુઠ ચોટ લગાનેકી બિધ્યા શિખના હે, કે ક્યા શિખનાહે; બોલ. એક બાત શિખાયંગે સબ નહિ શિખાયંગે.

**ત્રષ્નારામ**—મહારાજ; જે સ્ત્રિ ઉપર મને પ્રિતી થાય તે સ્ત્રિને હું મંત્રથી વશ કરી શકુ!

બહોત અચ્છા કહી બાવાએ મંત્ર આંપ્યો, તે મંત્ર સાધવા માંડયો; સાધતાં સાધતાં તેની અવધ થઈ એટલે મંત્ર બરાબર સાધ્ય થયો; અને મહારાજની આજ્ઞા લઇ મંત્રને અજમાવા માંડયો; મહારાજ કહે વશીકરણ વિધ્યા સારી નથી તેમાં દીન પર દીન તૃષ્ના વધતી જાય છે; અને સારૂ નરતુ જોવા રહેવાતુ નથી એટલે પરિણામે પસ્તાવા વખત આવે છે.

**ત્રષ્નારામ**—કાંઇ ફિકર નહિ, જોઇ વિચારીને કામ કરીશું.

**મહારાજ**—કામી પુરૂષોનાં કાળજાં વિચારવાળાં હોતાંજ નથી. તેમની આંખે સદા અંધાપોજ હોય છે; અને હૈયાં સુનાં હોય છે! સંભાળીને રહેજો; મેં તમને વિધ્યા બતાવી છે; તે જીવ સમુહને હેરાન કરવા કે લાગણી દુઃખાવા નહિ, પણ દુનીઆમાં વશીકરણ વિધ્યા છે; તે સાચુ ઠેરવવા માટે; હું કાલે જવાનો છું.

**ત્રષ્નારામ**—હું પણ તમારી સાથે આવીશ; તમે જ્યાં જશો ત્યાં તમારી સાથે ફરીશ; તમારી સેવા કરીશ; અને બાકી રહેલી બધી વિધ્યા શીખીશ.

મહારાજે વિચાર્યું કે જો હું હાલમાં તેને સાથે આવવાની ના કહીશ તો તે માનશે નહિ; અને નાહક જક કરશે માટે હાએ હા કરવી, અને ગફલતમાં નાંખી ચાલ્યા જવું.

સવારના પહોરમાં જોયું તો મહારાજ ન મળે; અરે રાત્રે કઇ વખતે ગયા હશે: કેટલેક દુર પહોચ્યા હશે! હવે વાંસે જાઉ તોપણ પકડી શકુ

તેમ નથી, કારણ કે તે ગયા હોય ઉત્તરમાં અને દોડુ દક્ષણમાં ! ફિકર નહિ; જેટલુ શિખ્યા છીએ તેટલું તો ઘણુંય છે; વળી કોઇ જાદુગર આવશે તો સેવા કરી વિધ્યા ગ્રહણ કરીશું.

ત્રષ્નારામ દીનને રાત પરાઇ સ્ત્રિયોનીજ ઇચ્છા કરે છે; એકની સાથે સ્નેહ બાંધે છે અને એકની સાથે તોડે છે; મોહીની મંત્રથી સ્ત્રિયોનાં ચિત્ત હરણ કરી લે છે ! કોઇ કોઇ ઠેકાણે ફસાઇ જાય છે તો માર પણ ખાઇ જાય છે. ગામમાં ફજેત ફજેત થઇ ગયા.

પરંણેલી કન્યાની ઉમ્મર સોળ સત્તર વરસની થઇ પણ તેની તરફ તો દ્રષ્ટિજ નથી; બહાર ફરવાની ટેવ પડી એટલે ઘરમાં તો ગમતુંજ નથી; કન્યાના માબાપ; વેવઇ વેવણની સલાહ લેઇને દીકરીને સાસરે મુકી ગયાં.

સારા માબાપની દીકરી; ધણીની એબને ઢાંકવા લાગી અને તેમની ગેરવર્તણુંકનું દુઃખ સહન કરવા લાગી; વરસેક દિવસમાં યુક્તિ પ્રયુક્તિ ફરવાની ટેવ ભૂલાવી દીધી.

બાઇડી આવ્યા પછી માબાપે કહ્યું ઘરમાંથી થોડું ઘણું જોઈએ તે લઇ જુદા રહો; રળો; અને ખાઓ ! રળવાની ચિંવટ તો લાગી પણ ગામમાં સાખ્ય બગાડેલી, એટલે કોઈ પણ માણસ તેને પાઠ, પુજા, હોમ, હવન; જાગ જગન કે શ્રાદ્ધ સારવા પણ બોલાવે નહિ; અને ભિક્ષા માગવા જાય તો આપે નહિ.

ત્રષ્નારામ બાઇડીને કહે છે. હું અહીંથી પરદેશમાં જાઉછું. જ્યાં મને સારૂ લાગશે ત્યાં મુકામ કરીશ; જ્યાં બરાબર ફાવટ આવશે અને વધારે વખત રહેવાનો નિશ્ચય થશે, ત્યાંથી તને સંદેશો મોકલીશ; એટલે તું ખોળતી ખોળતી આવજે. બઇરી કહે બહુ સારૂ.

દુનિયા વેષને વધારે માન આપે છે. એમ સમજી સાધુનો વેષ લીધો. અને ગામ પરગામ ફરવા લાગ્યો. ફરતાં ફરતાં એક ગામના મંદિરમાં મુકામ કર્યો છે; જ્યાં રાત્રે દશ વીશ માણસો ભરાયા છે; કંઇ કંઇની વાતો ચાલે છે. એક તરફ ગંજીફો બીજી તરફ સોગટાં બાજી રમાય છે. તે વખતે વિધ્વાન ત્રષ્નારામ મહારાજ જે સાધુના વેષમાં આવ્યા છે, તેમણે કાંઇ કથાનો પ્રસંગ કહાડયો. તેમની કહેવાની ઢબ એવી સારી હતી કે; સાંભળીને સર્વ એક કાન થઇ ગયા. રમવાનું રમવાને ઠેકાણે રહ્યું અને એક ટસે મહંતના સામુ જોઈ રહેયા.

ભાષણ પુરૂ થયા પછી, એકે પુછ્યું, કેમ બાપજી કેણી

આવવું થયું ? મહારાજ કહે આતે હે, ઇધર ઉધર ઘુમતેઈ રહેતે હે !

બીજો—ત્યારે આ ગામમાં રહો, અને કથા વારતા સંભળાવો !

મહંત—હાં હમેરે કયા; હમતો ઠેર જાય !

ત્રિજો—રહો ત્યારે બાપજી, રોજ પક્કાં સીધાં જમો, અમને ઉપદેશ કરો ને આનંદ કરો !

મહંત—બહોત અચ્છા યાંહી ઠેરીશુ. કથા બાંચીશુ. ઓર ભગવાનનું ભજન કરીશુ.

મહાત્મા ત્ર્ષ્નારામે ત્યાંજ મુકામ કર્યો. વિદ્વાન બ્રાહ્મણ એટલે સર્વને ગમતી વાત થઈ, બાપજી શું જમશો ને શું ખાશો ! થવા માંડયું. એટલે મંદિરમાં પ્રથમથી રહેતા હતા તે એ ત્રણ સુરતી મહંતની સારી રીતે સેવા ઉઠાવવા લાગ્યા. હમેશાં સાંજના પહોરના એટલે ત્રિજો પહોર પુર્ણ થવાની તૈયારી વખતે, મહાત્માની કથા શરૂ થાય; અને બરાબર ત્રણ સવા ત્રણ ઘડી સુધી વંચાય. શ્રીમદ્ ભાગવત, મહાભારથ; રામાયણ; મહારામાય; વિગેરે અનેક ગ્રંથો વારા ફરતી વાંચવા એવો નિશ્ચય કર્યો. તે પ્રમાણે બધા ગ્રંથો લાવી મુકયા અને એક શરૂ કર્યો. લોકો આતુરતાથી સાંભળવાને આવવા લાગ્યા. અને સાંભળીને મહારાજનાં વખાણ કરવા લાગ્યાં.

મહિના છ એક એ પ્રમાણે વીતી ગયા; ત્યારે તેમની સ્ત્રિ ફરતી ફરતી શોધતી શોધતી આવી, અને તે કથાની વખતેજ ! નમન કરી બૈરાંમાં બેઠી સંકેત પ્રમાણે આવી તો ખરી, પણ હવે મેં સાધુનો વેપ લીધો અને હું સ્ત્રિ રાખીશ, તો આ લોકો મને, પુજ્યબુદ્ધિથી જોઈ રહ્યા છે, તેમને મારા ઉપર અભાવ થશે; ફિકર નહિ, જેમ થશે તેમ પણ આ વાત સભામાંજ જાહેર પાડવી.

મહંત—કેમ તમે આવ્યાં ?

સ્ત્રિ—( ઉભી થઇને હાથ જોડીને ) હા નાથ ! હું આપને પગલે પગલે આવી તો ખરી, પણ આપને સાધુના વેષમાં જોઈને દિલગીર થઇ. મારો અબળાનો અપરાધ થયો હોય તો ક્ષમા કરો, પણ સાધુનો વેપ ઉતારીને; મને ગ્રહણ કરો !

મહંત—હવે થઇ તે ખરી; વેષ ઉતારવાનું કાંઇ કારણ નથી. તમે તમારે રસ્તે ચાલ્યાં જાઓ બહુ દહાડા સંસાર ભોગવ્યો, હવે પ્રભુ ભજન કરો !

સ્ત્રિ—મારે હવે સંસાર ભોગની તૃષ્ના નથી; પણ તમારી પાસે રહીને દિવસ ગુજારીશ; તમારી સેવા તો હુંજ કરીશ. જીવીશ ત્યાં સુધી તમારાથી વેગળી નહિ રહું. પખવાડીઆંમાં પાછો આવું છું કહીને ગયા,

છ માસ વીતી ગયા ત્યારે મારે આવવું પડયું.

ગામના લોકો કથા સાંભળવા બેઠા છે તે બોલ્યા. મહારાજ ત્યારે બાઈને પણ અહીં રાખો, તે પણ ખાશે પીશેને ભગવાનનું ભજન કરશે ને વળી તમારી સેવા પણ કરશે !

મહંતની મરજી ગળા સુધી હતી; એટલે હરીજનનું કહેવું તરત માન્ય થયું; બાઇ પણ સારી અને સુપાત્ર હતી; જેથી સ્વભાવે કરીને ભાવતી થઇ પડી; બાઇના આવ્યા પછી મહારાજની કથાનો રસ ઓછો થયો; અને દરરોજ વારાફરતી એની એ કથા આવવા લાગી એટલે જુવાનીઆ વર્ગ કમી થઇ ગયા, અને નિત્યના નિયમવાળા; માત્ર દશ પંદર ડોસા, વિશેક વિધવાઓ અને દશ બારેક ડોસીઓ, એમ કુલ પચાસેક માણસ દરરોજનું આવનાર રહ્યું. મહારાજ બહુ જુના થયા; પચ્ચીસ ગાઉ ફરતી મહારાજની, ખ્યાતિ થઇ, વરસ પચીસેક થયાં, આખા ગામને ભાવતા થએલા મહારાજની, ઉમ્મર પચાસ વરસની થઈ, ગામમાં ખાવા પીવા વિગેરેનું ઘણુંજ સુખ પડયું; એક દીવસ મહારાજ સ્ત્રિને કહે છે; સદવિધ્યા એ તે વિદ્યા એજ વિદ્યા સઘળે સુખ આપનારી છે, અને પેલી વિધ્યા માર ખવરાવનારી છે. સ્ત્રિ કહે સત્ય છે સ્વામી ! આજકાલ આખા ગામમાં અને વળી દશ દશ ગાઉ ફરતા ગામ પરગામમાં તમારી કેટલી મહતા છે? તે પ્રતાપ માત્ર સદવિધ્યાનો છે. હવે તો તમારા દિવસ અતી સુખમાં જાય છે; અને આપની છાયામાં મેં પણ સુખી જીંદગી ગાળી.

સાધુના વેષમાં સ્ત્રિ સાથે રહેવાથી સંસારી સાધુ કહેવાયા; એટલામાં દૈવ્યની મરજીથી સ્ત્રિ સ્વર્ગવાસ થઇ. સ્ત્રિની ક્રિયા કરીને તેની વાંસે ધર્મ પુન્ય દાન પણ કર્યું. સ્ત્રિનો સદાનો વિયોગ થયા પછી મહાત્માને દુઃખ પડવા લાગ્યું. જોઇતુ હોય કાંઇ ને મળે કાંઇ, વળી કોઇ વાર શરીરની સેવા કરનાર પણ મળે નહિ. શરીર દિવસે દિવસે અવસ્થાવાન થતુ જાય છે, નરમ થતુ જાય છે. જે વખતે માણસની ભીડ તે વખતેજ માણસની ભીડ પડી. પ્રભુની મરજી ભાગ્યમા એમ લખ્યું હશે; પુર્વનો સબંધ એટલોજ હશે. રાધાકૃષ્ન, રાધાકૃષ્ન, રાધાકૃષ્ન.

મહાત્માની ઉમ્મરના એકાવનમા વરસમાં, એટલે સ્ત્રિના મરી ગયા પછી વરસેક દિવસ વિત્યા બાદ એક અદભૂત બનાવ બન્યો. ઉત્તમ નવરાત્રિના દિવસોમાં, દશરાને દિવસે; સોળ સત્તર વરસની ઉમ્મરની વણીકની પુત્રિ તે ગામમાં પોતાને સાસરે આવી, જેનું નામ "લિલાવતી" હતું. સાસરામાં પોતાનો સ્વામી જેનું નામ વિઠ્ઠલદાસ હતું, અને સાસુનું નામ

મંચ્છા હતું. તે સિવાય સર્વ સગાં આગળથીજ વિદાય થયાં હતાં. લિલાવતી, ગ્રહસ્થ માબાપની દિકરી લાડમાં ઉછરેલી સુકોમળ અંગની, શાણી અને સ્વરૂપવાન હતી. એક બે આણાં આવી ગએલી એટલે, અડોસી પડોસી સાથે વાતચીત્તનો સંબંધ બંધાયો હતો. જેથી આવતાંની સાથે, અલી આવીકે, આવીકે! કરવા લાગ્યાં. જેને જેવો ઘટે તેવો ઉત્તર ધીમાસથી દેવા લાગી. વહુ ઘેર આવી એના હર્ષમાં સાસુએ, કંસાર કરી, જમાડી રાત્રિ ગાળી સવાર થયું. ડાહી ને વિવેકી વહુ; સાસુને આરામ આપતી ઘરનું બધુ કામ કરવા લાગી; ચારેક વાગ્યાને શુમારે; જ્યારે કથામાં જવાનો વખત થયો ત્યારે મંચ્છા ડોસી તૈયાર થયાં.

**વહુ**—બા ક્યાં જાઓ છો?

**સાસુ**—કથા સાંભળવા જાઉછું. આવે છે.

**વહુ**—નાના હું તો કાંઈ આવતી નથી, તમે તમારે જાઓ!

**સાસુ**—હીંડ ને આજે અગિયારસ છે; એટલે બમણો લાભ!

**વહુ**—ચાલો ત્યારે આવું છું!

વહુ તૈયાર થઈ, સાસુ વહુ બંન્ને સાથે સાથે ચાલ્યાં. થોડી થોડી કણકે ઘડાએલી એવી લિલાવતી, પુરૂષના મનને હરણ કરે તેવી હતી; આછા શણગાર અને સાદાં વસ્ત્ર પણ તેના શરીરને લઇ ઉડતાં હતાં; મંદિરમાં પેસતાંજ ઝાંઝરનો અવાજ થયો એટલે મહાત્માનું ધ્યાન ખિંચાયું અને નજર કરતાં, વિજળીનો ઝબકારો થાય, તેવો ઉજાસ માલમ પડયો! વળી વહુને દેખીને બીજી સ્ત્રિયોએ બોલાવી; ચાલી ક્યારે આવી ક્યારે આવી? ઘોંઘાટ થઇ રહ્યો.

પરાઇ સ્ત્રિયોમાં પરમ આશક્તિ રાખનાર એવા ત્ર્ષ્નાનંદ મહાત્મા જ્યાં સુધી તેના આવ્યાની ગડબડ ચાલી ત્યાં સુધી! એકી ટસે, લિલાવતીના સનસુખ જોઇ રહ્યા; સભા શાન્ત પડી ત્યારે કથા શરૂ કરી. લિલાવતીના સુખની મોહીની લાગી છે; એટલે કથામાં ગલ્લાં તલ્લાં થાય છે; અને હૃદયમાં ઘડીયાળના ટકોરા વાગે છે! બાઇડી સારી છે! બાઇડી સારી છે!

હમેશના વખત કરતાં આજે કથા પણ થોડી વખત ચાલી; કથાની સમાપ્તીના શબ્દનું ઉચ્ચારણ થતાંની સાથે, ધિમે ધિમે માણસ ઉઠવા લાગ્યાં; મંચ્છા ડોસીએ વહુને કહ્યું, બેટા, બાપજીને પગે લાગ! વહુ પગે લાગી: એટલે મહાત્મા કહે ઘણું જીવો! મંચ્છા મા આ કોણ છે?

**મંચ્છામા**—એ તો મારા વિઠલાની વહુ!

**ત્ર્યંબાનંદ**—હાં.....વહુ સારી છે; તેમ તમારો છોકરોય સારો છે; હમણાનો વિઠ્ઠલ દેખાતો નથી ?

**મંચ્છામા**—એતો શેઠની દુકાને જાય છે, એ કાંઈ નવરો છે મહારાજ !

**ત્ર્યંબાનંદ**—ખરીવાત, ખરીવાત ! વહુનું નામ શું છે, માજી ?

**મંચ્છામા**—એનું નામ લિલી.

**ત્ર્યંબાનંદ**—એવું કેવું નામ; ટુંકું નામ ?

**મંચ્છામા**—એનું નામ તો ખાસુ મોટું છે, પણ મને બોલતાં નથી આવડતુ એટલે હું તો લિલી લિલી કરૂંછું. શું તારૂં નામ વહુ ?

**લિલાવતી**—નીચુ જોઇને ધીમે રહીને બોલી. “ લિલાવતી ”

**ત્ર્યંબાનંદ**—હાં.....કેવું રૂપાળુ નામ છે. વહુને રોજ કથામાં લાવજો હોં માજી ! અત્યારથી સતસંગની ટેવ પાડી હોય તો આગળ અભ્યાસ એવોજ રહે; અને અત્યારથી લોકોની કુથલીઓ કરવાની ટેવ પડી જાય તો, એનીં એ ટેવ સદાય રહે, માટે એકે દિવસ ચુકાય નહિ. રોજ કથામાં લાવવી !

**મંચ્છામા**—એતો કોઈની કુથલી કરે એવી નથી; એના પિયરમાંય બધાં ઘરનાં ભક્તિવાન, એના બાપને ઘેર તો સદાવ્રત ચાલે છે ! મારે વગર કહયે, એજ રોજ કથામાં આવશે !

**ત્ર્યંબાનંદ**—હાંહાંહાં..........એમજ જોઇએ; જરા ઉંચુ તો જો ! મારા સામુ તો જો ! ( લિલાવતીની દાઢીએ હાથ અડાડીને ત્ર્યંબાનંદ ઉંચુ જોવરાવે છે; તે વખત કથા સાંભળનાર માંનું. એ સાસુ વહુ સિવાય બીજુ કોઇ નથી. )

બા હવે હિંડો ! મોડુ થશે કરીને વહુ ચાલવા લાગી; એટલે સાથે ડોસી પણ ચાલી. બંન્નેના ગયા પછી. મહારાજને તો પોથી બાંધવાનું એ ભાન ન રહ્યું; વિચારમાં ગરક થઈ ગયા, ભગવાનેય બેઠા બેઠા શું કરે છે. શી એના શરીરની સુંવાળાસ, અત્યાર સુધીમાં આટલી આટલી. સ્ત્રિયો ભોગવી, પણ લિલાવતીની લિલા ન્યારી છે; એની આંખની કિકી ચણીઆરામાં રહેતીજ નથી; સામાની આંખનાં કાળાં કાઢીલે, એવી એની નજર છે. વિચારમાં ને વિચારમાં રાત ગાળી નાંખી સવાર થયું, એટલે પાછી એની એ ઝંખના. કયારે કથાનો વખત થાય ને લિલાવતી જોવાય !

અહીં મહંતના મનમાં આવા આવા વિચાર આવે છે, તેમ લિલાવતીને પણ રાત્રિ દુઃખમાં ગઈ; અરે મારા કયાં ભોગ લાગ્યા તે હું કથામાં

ગઇ ! સાધુ છે પણ નબળો છે; ઉપદેશક છે, પણ લબાડ છે, સંતસંગને માટે પણ સ્ત્રિઓએ બહાર ન નીસરવું, એવું કહેનારા કહી ગયા છે તે ખોટું નહિ; હવે ફરીને આપણે કથામાં જવું નથી.

બીજે દિવસે કથાનો સમય થયો ત્યારે સાસુએ કહ્યું, કેમ વહુ આવવું છે ?

**વહુ**—ના. મારે તો નથી આવવું !

**સાસુ**—કેમ એમ ! મહારાજનો આટલો બધો આગ્રહ છેને !

**વહુ**—મહારાજનો આગ્રહ હોય પણ ઘરમાં કામ છે તે કોણ કરે;

**સાસુ**—કામતો ઘણુંય થશે !

**વહુ**—હોવે ઘણુંય થશે, માર પડે તે વખત મહારાજ બચડો ધરવા ન આવે !

**સાસુ**—તને કોણ મારે એવું છે ? મારો છોકરો તને મારે એવો નથી !

**વહુ**—બા તમે તમારે કથા સાંભળો ! તમે મારા જેવડાં હતાં ત્યારે કથામાં જતાં હતાં !

**સાસુ**—ના બા ! તે વખત કથામાં જવાનું કેવું હોય; મારી સાસુ તો વેંછણ જેવી હતી. ઘરની બહાર પગ દીધો હોય તો સાસ કાઢી નાંખે!

**વહુ**—ત્યારે હું પણ વહુજ કની, મારેય અત્યારથી કથા શી ! જીવતાં રહીશુ ને ઘરડાં થઇશું તો કથા સાંભળીશુ !

વાતોમાંને વાતોમાં. કથાનો વખત વીતી જશે; એમ જાણી મંચ્છા ડોસી કથામાં ગયાં; મહારાજ જે અત્યાર સુધી લિલાવતીનું મોઢું જોવા બારણાના સાસુ જોઇ, રહ્યા હતા તે મંચ્છા ડોસીને જોઇને અને લિલાવતીને નહિ જોઇને, ઉદાસ થયા; પણ મનની વાત બહાર કઢાય તેમ નહોતી; એક શ્લોક કહેવાય અને ત્રણ શ્લોકના ભાવાર્થ સાથે થઇ જાય; એમ ઉતાવળ કરી ઝટ કથા પુરી કરી; કથાની સમાપ્તીએ સૌ વેરાયાં, પણ મંચ્છામા મહારાજના સુચવ્યાથી ઉભાં રહ્યાં.

**મહારાજ**—કેમ આજ વહુ નથી આવી ? લિલાવતી ! લિલી લિલી.

**મંચ્છા**—વહુ તો કહે છે, મારે અત્યારથી કથા શી, ઘરડાં થઈએ ત્યારે કથા !

**મહારાજ**—અરરરર ! એજ સમજણ કાચી......ઘરડા થઇશુ એજ કોને ખબર છે; આંખ તળે હજારો જુવાનીઆ મરી ગયા. વળી સ્ત્રિ જાતને તો ધાંટી ઉપર ઘાંટી; ભક્તિ તો જવાનીમાંજ કરવી; ઘડપણમાં

**મંચ્છા ડોસી**—મેં તો ઘણુંય કહ્યું પણ એતો ન આવી !

**મહારાજ**—ગમે તેમ કરીને, અને છેવટ સોગન દેઇને પણ કાલે લાવજો. પછી હું એ વચન કહીશ એટલે રોજ આવશે.

બહુ સારૂ કહીને મંચ્છાડોસી ઘેર ગયાં. વહુને કહ્યું આજે તો મહારાજે તને બહુ સંભારી; અને કેટલુ બધુ કહ્યું કાલે તો જરૂર આવજે. વહુ કહે, કાલની વાત કાલ છે. બીજે દીવસે કથાનો સમય થયો, એટલે સાસુએ કહયું ચાલો વહુ કથામાં !

**વહુ**—બઇજી મને ન તેડી જાઓ તો સારૂ !

**સાસુ**—આજનો દહાડો હીંડ ! પછી કાલે ના આવીશ !

**વહુ**—તમારૂ ઘરડાંનું વચન માનીને આજનો દિવસ આવું છું.

લિલાવતીને આવતી જોઇને મહારાજને તો બહોતેર કોઠે દીવા થઇ ગયા; જેમ ચકોર પક્ષી ચંદ્રને જોઇને તૃપ્ત નથી થતો, તેમ મહાત્મા એકી નજરે લિલાવતી સામુ જોઇ રહયા છે, અને રોજના અભ્યાસે; કથા આશરે આશરે વાંચ્યે જાય છે. મહારાજ બઇના સામુ જોઇને; જરા હોઠમાં ને હોઠમાં હસતા પણ જાય છે; અને મનમાં ગણત્રિ કરતા જાય છે કે આજે પચીસે વરસે, મનને હરે તેવી સ્ત્રિ મળી. ધીમે ધીમે આવતી જતી થશે, એટલે સ્વાસ ઘેરાશે. પછી એકલી પણ આવશે એમ કરતાં કરતાં ભો ભાગશે; વળી મંત્ર આપવાનું બાનું કરી, એકાન્ત બોલાવી ઉપદેશ કરીશુ, અને ઉપદેશના ભેગી એ ફુંકો બીજી પણ મારી લઇશું. આવા વિચારમાંને વિચારમાં, મહારાજ બોલતા પણ બંધ થઇ ગયા; ત્યારે સભાના હરી જનો બોલ્યા, કેમ બાપજી આજ કાંઇ કથામાં ધ્યાન નથી લાગતું કે શું ?

**મહારાજ**—ના ! એમ કાંઇ નહિ; પણ હમણાં જરા શરીર નરમ રહે છે. વાયુ થયું છે વાયુ; ચકરી આવે છે ચકરી !

**શ્રોતા**—ત્યારે રહેવા દયો બાપજી ! વળી કાલે !

**મહાત્મા**—હા...ત્યારે આજ તો એમજ કરવું પડશે !

કેટલાંક મહારાજની ગફલતને સમજી ગયાં અને કેટલાક ભોળે ભાવે ઉઠી ગયા. પછી મહારાજે, કહ્યું મંચ્છા મા. હું તો વહુનું નામ ભૂલી ગયો !

**મંચ્છા**—લિલી; લિલી !

**મહાત્મા**—ઠીક ઠીક ! લિલી કથામાં તો આવવુંજ.

આગળ સાસુ અને પાછળ લિલાવતી નીચુ જોઇ મુંગે મોંઢે ચાલી; તેને પાછળથી અવાજ કરીને ત્ર્યબાનંદ મધરાં વચન કહે છે. હાં......હાં ...લિલાવતી આવતી રહેજે !

સુન્નુ લિલાવતી વિમાંસણુ કરતી વાટમાં ચાલી જાયછે. આ બાવાની બુદ્ધિ બગડી છે; સાધુ છે પણ કુલક્ષણુનો ભરેલો છે; વંઠી વટલીને, વેરાગી થયો હોય એમ લાગે છે; સો ઉંદર મારીને મની બાઇ પાટ બેઠાં લાગે છે. ચાલો તેની આપણે શી પડી છે ! આપણે આપણું સંભાળી લેવું! હવેથી કોટી ઉપાએ એના મંદિરે આવવું નહિં.

આમથી મહારાજ, હર્ષમાં ઉભરાઈ રહ્યા છે; જેમ લેણદારના ચોપડા સળગી જાય ને દેવાળીઓ ખુશી થાય એમ ખુશી થવા લાગ્યો. અહાહાહા. અત્યાર સુધી જોએલી પણ નહિ. એવી લિલાવતી ! જીવતી રહે જીવતી રહે; લિલાવતી, વાહ વાહ લિલાવતી. પુરાણુ વાંચ્યાનું પુન્ય જાગ્યું. હવે હમેશ આવશે; મારા પાછળથી કહેલા બોલ સમજી ગઈ છે; ઉત્તર નથી આપ્યો પણ હસતી હસતી મુંગે મોઢે ચાલી ગઇ છે.

બીજે દિવસે કથાના સમએ સાસુએ કહ્યું; ‘ ચાલો વહુ કથામાં ! વહુ કહે બઇજી આજે તો મને તાવ આવ્યો છે, એટલે હું નહિ આવું, તમો જાઓ ! તાવનું નામ દીધું એટલે મંચ્છા ડોસી ચાલ્યાં. મહાત્મા તો લિલાવતીનીજ માળા ફેરવતા હતા. ડોસીને દેખી મહાત્માએ પુછ્યું. કેમ આવ્યાં માજી !

**મંચ્છા**—હા. મહારાજ !

**મહારાજ**—વહુ નથી આવી ?

**મંચ્છા**—વહુને તો તાવ આવ્યો છે.

હાય હાય ! તાવ શાથી આવ્યો ! અજીરણુ થયું હશે રેચ આપો રેચ !

**મંચ્છા**—છોકરો ઘેર આવશે એટલે વૈદનું ઓષડ લાવશે.

**મહંત**—હા........અને હું એક દોરો કરી આપીશ. તે તેલનો ધુપ દઇને હાથે બાંધજો !

**ડોસી**—સારૂ ! તાવ ઉતરી જાય તો સારૂ, નહિ તો મારે વળી પીડા થશે.

**મહંત**—ના શું ઉતરે ! દોરો બાંધ્યો કે જાણે કાનમાં ફહ્યું. બાઈઓ, બૈનો; માતાઓ અને વૃધ વડીલો; આજનો દિવસ કથા બંધ રાખવામાં આવશે; કારણ કે તાવનો દોરો કરવાનો છે. તેમાં વખત વધારે જશે; હાલહાલ કર્યા વિના સિદ્ધી નથી. પરોપકારમાં જીંદગી કાઢી છે પરોપકારમાં ! મંચ્છામા તમે પણ જાઓ. સંધ્યાકાળે આવીને દોરો લઈ જજો !

સર્વે વિસરજન થઈ ગયાં; અને મંચ્છામા પણ ગયાં, ત્યારે મહારાજ એકલા લમણે હાથ દઈને બેઠા. શું કરીશું ! હવે તો, ભર જવાનીમાં

ભણેલી વિધ્યાને સંભારવાનો વખત આવ્યો, દોરો એવો બનાવું કે બાંધતાની સાથે દોડતી આવે; અને મનેજ દેખે. લિલાને બતાવું લીલા.

વહુ—કેમ માજી વહેલાં આવતાં રહ્યાં ?

ડોસી—આજ તો કથા બંધ રહી.

વહુ—કાંઈ કારણુ ?

ડોસી—હું ગઇ એટલે મને મહારાજે પુછ્યું; વહુ કેમ આવી નથી. ત્યારે મેં કહ્યું એને તાવ આવ્યો છે; તાવની વાત સાંભળતાંની સાથે મહારાજનું મોહું પડી ગયું, મહારાજના મનમાં તારે માટે લાગણી બહુ ! બાપડા જીવ કથા બંધ રાખી નાહી ધોઇને દોરો કરવા બેઠા ! હમણાં સંધ્યાકાળે દોરો લેવા જવાનું છે.

વહુ—હવે તો મને તાવ ઉતરી ગયો; દોરો ઓરો લાવશો નહિ !

ડોસી—ના કેમ લાવે ! દોરો બાંધ્યામાં શું જાય છે ! એમાં ક્યાં કડવું ઓસડ પીવાનું છે, !

વહુ—કડવું ઓષડ પીવું પડશે તો પીશ. પણ દોરો નહિ બાંધું.

ડોસી—જો બાપડા જીવ, આટલો બધો જીવ બાળે છે પણ તારે તો તે વાતનો હીસાબજ નથી. કડુ, કરીઆંતુ, ને ઇંદરજવ ઉકાળીને પીવા પડશે ત્યારે મોંહુ ફરી જશે. ( લાવ દોરો લઇ આવું. )

મહારાજે મંત્રીને તૈયાર કરી મુક્યો હતો, તે દોરો મંચ્છા ડોસી લેવા આવ્યાં એટલે આપ્યો; અને કહયું કે; સાચવજો; ભોંય ઉપર ન મુકશો રાત્રે સુતી વખતે તેલનો ધુપ દઇને બાંધે એવી સુચના આપજો !

ડોસીએ દોરો લાવીને વહુને આપ્યો, લે લિલી, આ દોરો હમણાં ખીંટીએ બાંધી મુક્ય; મોડી રાત્રે સુતી વખતે; તેલનો ધુપ દઇ બાંધીને સુઇ જજે. સારૂ કહીને વહુએ દોરો લીધો અને ખીંટીએ બાંધ્યો.

વાળુ પાણી કર્યા પછી; થોડીવારે સુવાનો સમય થયો ત્યારે ડોસીતો સુઇ રહયાં, અને સુતી વખતે કહ્યું કે; જોજે દોરો બાંધવાનો ભૂલી ન જવાય !

પહોર દોઢ પહોર રાત ગયા બાદ; હાકો હૂમો કર્યા પછી વહુએ સુવાની તૈયારી કરી પોતાને સુવાના એકાંન્ત સ્થાનમાં ગઈ. ત્યારે ડોસીએ અવાજ કરીને કહયું; કેમ અલી દોરો બાંધ્યો કે એમ ને એમ સુઇ રહી ! વહુએ જવાબ દીધો એ બાંધુ છું બા !

સુલક્ષણથી ભરેલી; લિલાવતી; સાધુના સંચ પ્રયંચને જાણી ગઇ હતી; તે વાતનું ભાન; વૃદ્ધ થએલી ભોળી મંચ્છા ડોસીને ન હતુ; માત્ર રે મનનું સમાધાન કરવાને વહુ એ દેવતા સળગાવ્યો, અને દેવત

તેલ નાંખીને, તેમી નીકળતી ધુણીમાં દોરો ધર્યો તે ડોસીએ જોયું ત્યારે આંખ મિંચી. લિલાવતીએ દોરો હાથે ન બાંધ્યો; પણ, ડાંગર ખાંડવાનું સાંબેલું ખુણામાં ઉભુ કરેલું હતું તેને બાંધ્યો, અને દીવાને રજા આપીને તરત સુઇ ગઇ.

મંદિરમાં મહારાજ પહોર રાત્રી વીતી એટલે પલંગમાં સુતા સુતા વરસાદની પેઠે વાટ જોવા લાગ્યા. લિલા કેમ ન આવી; આવ્યા વિના રહે નહિ. હજી દોરો નહિ બાંધ્યો હોય. દોરો બાંધશે કે તરત આવશે. દોરો બાંધ્યા પછી, ઉભું રહી શકાયજ નહિ. એમાં એ મંત્ર ભણ્યા છે કે. ઉડ્ડ ઉડ્ડ થઈ જાય. એટલામાં તો સમસમાટ કરતુ સાંબેલુ આવ્યું, અને મહારાજની છાતીમાં ધૈ...બ ધૈ...બ વાગવા માંડયું; ઓય ઓયરે;......હાય હાયરે, અરે કોઇ દોડો એક પુજારી અને એ સાધુ સુઇ રહ્યા હતા તે એક દમ ઉઠયા ! ચમકયા અને પુછવા લાગ્યા, શું છે બાપજી શું છે. મહાત્મા કહે, આ સાંબેલુ ઝાલો, તેને બાંધ્યો હોય તે દોરો તોડી નાંખો! વળી સાંબેલુ ઉછળીને પછડાયું, સાંબેલું બળાત્કારે ઝાલ્યું. દોરો તોડી નાંખ્યો, ત્યારે નીચે પડી ગયું; સાધુ કહે ક્યું બાપજી ! ઉસકુ જલા દેઈંગે. સાલેકુ !

**બીજો**—એ સાંબેલા કાંહાંસે આયા !

**જ્ઞાનાનંદ**—"હાથનાં કરેલાં હૈએ વાગ્યાં." હાય હાય ! હાય હાય ! હાથનાં કરેલાં હૈએ વાગ્યાં! જરા હળધર મિઠું ખદખદાવીને મારી છાતીએ ભરો ! મને જરા શેક કરો ! અરેરેરે બાળકબુદ્ધિ તે બાળકબુદ્ધિ સ્ત્રિ જાતને વળી ઉમ્મર નાની; તેલનો ધુપ દીધો હશે, ને સુવાની વાર હશે; ત્યારે વિચાર કર્યો હશે કે, લાવ સાંબેલે બાંધી મુકું. અરરરર......

લિલાવતી સવારમાં વહેલી ઉઠી; તે એવા ઇરાદે કે સાંબેલેથી દોરો છોડી લેઉં, અને કડકા કરીને ઘરમાં નાંખી દેઉં; સાસુ પુછે તો એમ કહું કે હાથે તો બાંધ્યો હતો પણ ઉંદરે કરડી ખાધો; જોવા જાય તો સાંબેલુજ ન મળે! તેજ વખતે ભયમાં ગરક થઇ ગઇ. હાય હાય; જરૂર વશીકરણના મંત્રથી તૈયાર કરેલા દોરાના પ્રતાપે સાંબેલું એ અકરમીના મંદીરમાં ગયું, જો મે દોરો હાથે બાંધ્યો હોત, તો હું પણ ત્યાંજ જાત ! મને બીજી સુજે ન પડત ! હવે હાલમાં અહીંથી ચાલ્યા જવું એજ સારૂં છે, બે ત્રણ માસ પિયર જઇને રહેવું. ફરીને પાછાં આવવું, ત્યારે એ અધરમીને મોહુંજ ન બતાવવું.

**લિલા**—આજે મારે મારા પિયર જવું છે, કોઇનો સંગાથ શોધી આપો. નહિ તો સારો વિશ્વાસુ વળાવીઓ મોકલો !

સાસુ—કેમ બેટા એટલામાં ! હજી આવ્યે આઠ દીવસ તો થયા નથી!

લિલા—હમણાં મારૂં શરીર સારૂં રહેતું નથી; મારા બાપને ત્યાં પણ મને થોડો થોડો તાવ આવતો હતો. તે ઉતરી ગયો હતો; વળી પાછો બે દિવસથી શરૂ થયો; માટે મને જવા દયો, મારૂં મન ઉપડયું છે. હવેની વખત આવીશ ત્યારે વધારે રહીશ.

સાસુ- ઠીક ! તારી મરજી બઇ ! હું તો કહું છું રહે તો સારૂં, આપણા મહારાજ તાવતો રોકી દેશે; વળી કાંઇ ઓષડ પણ આપશે, એર સુઇ આ-વી ઢીલી શુ થાછ ! મહારાજનો આટલો બધો ભાવ છે ને !

વહુ—મારૂં ચિત્ત ગોઠતુ નથી; માટે હાલતો ત્યાંજ જવા દયો !

સાસુ—ઓ હઠ ઓ હઠ ! ઠીક, વિઠલા ! ઓ વિઠલા; જા કોકનો સંગાથ જો; નહિ તો છેવટ વળાવીઓ લાવજે.

વિઠ્ઠલે ઘણી તપાસ કરી પણ તે ગામ જનાર કોઇ નિકળ્યું નહિ; તેમ ગાડુ ડમણીયું પણ મળ્યું નહિ, છેવટ રજપુત, ગરાસીઆના મેલ્લામાં આવ્યો; ત્યાં પાંચ પચીસનું ટોળુ બેઠુ હતુ તેમને પુછ્યું; ભાઇ અહીંથી સાત ગાઉ ઉપર ગામ છે ત્યાં મારૂં સાસરૂં છે; ત્યાંથી તાબડ તોબ સંદેશો આવ્યો છે, માટે મારી બઇરીને આજને આજ જવાનું છે; તમારા માંથી કોઇ મેલી આવે એમ છે ? એક શંકડો ગરાસીઓ બોલ્યો, હું જઇશ પણ રૂપિઆ બે લઇશ ! વિઠ્ઠલ કહે બે તો બે; પણ સાચવીને ઠેઠ સુફી આવવી પડે; ગરાસીઓ કહે, ત્યારે રૂપીઆ શીના લેવાય છે ! કામ કર્યાના પૈસા છે! વિઠ્ઠલ કહે ત્યારે ચાલો મારી સાથે !

ભરપુર જુવાનીનો ભરેલો ! લાલબુંદી જેવો; અને વરણાગીઓ ગરાસીઓ જોઈ, લિલાવતી ઉંડા વિચારમાં પડી ! આવા પુરૂષ સાથે એકલાં વગડામાં જવું, એ પણ જોખમ ભરેલું છે. બીજા કોઇનો સંગાથ નથી ? ગરાસીઓ કહે, તમારે બીજાના સંગાથનું શુ કામ છે ! તમે તમારે મારી સાથે તૈયાર થઈ જાઓ ! તમારા મનમાં એમ હશે કે એકલા પુરૂષ સાથે વગડા વચ્ચે કેમ જવાય, પણ મને તમારો ભાઈ જાણજો, અને હું પણ મારી બેનને તેડી ને ઘર આવતો હોઉ એમ વર્તિશ; લિલાવતી કહે ચાલો ત્યારે ! ( બન્ને વાતો કરતાં ચાલ્યાં. )

નિર્મળ અને પવિત્ર મનનો ગરાસીઓ; વાણીઆની દીકરીને લઇને તે બાઇના પિયરના ગામના લગભગ થવા આવ્યો. સાંજ પડવાનો પણ સમય થયો છે, માત્ર ઘડી બે ઘડી દિવસ રહયો છે; તેવામાં રસ્તા ત્રણ આવ્યા; ત્રણે ત્રણ દિશામાં ફંટાયા અને ત્રણે રસ્તા તરફ નજર કરતાં,

એક એક ગામ દેખાવા લાગ્યું; બહાદુર ગરાસીઓ પુછે છે હે બેન આ ત્રણ ગામ દેખાય છે. તેમાં તમારા પિયરનું ગામ કયું ?

અહીં લિલાવતીના ગયા પછી; જ્યારે કથા સાંભળવા જવાનો વખત થયો ત્યારે નિત્યના નિયમ પ્રમાણે મંચ્છા ડોસી કથામાં ગયાં. ત્યાં મહારાજ તૃષ્નાનંદ છાતીએ હળદરને મિઠું ભરીને બેઠા છે; મોંઢેથી સ્વાસ ખાતા જાય છે; તેમણે મંછાબાઇને આવતે વાંત પુછયું.

**ત્રષ્નાનંદ**—લિલાને તાવ ઉતર્યો છે ?

**મંચ્છા**—હા તાવ ઉતરી ગયો; શરીર સારૂ થઈ ગયું.

**ત્રષ્નાનંદ**—કથામાં કેમ ન તેડી લાવ્યાં ?

**મંચ્છા**—એ તો એને પિયર ગઈ, હવે બે ચાર મહિને આવશે.

**ત્રષ્નાનંદ**—શુ શુ ! પિયર ગઇ; પિયર કએ ગામ છે; અને તે કેણી તરફ આવ્યું ?

**મંચ્છા**—છે સાતેક ગાઉ; આમ ઉત્તર દીશામાં.

**ત્રષ્નાનંદ**—ક્યારની નીકળી છે ?

**મંચ્છા**—એ તો બપોરની નીકળી છે; ગામ લગભગ થવા આવી હશે ! ગાડી મળી હોત તો તો ક્યારની પહોંચી ગઈ હોત. પણ હીંડતી ગઇછે !

**ત્રષ્નાનંદ**—અરરર; હીંડતી તે મોકલાય, આપણા મંદિરની ગાડી શા કામની હતી. તે લઈ જવી હતી. કોઇનો સારો સંગાથ તો થયો છે કે નહિ ?

**મંચ્છા**—ના મા ના; સંગાથ પણ સારો નથી મળ્યો; એક વળાવીઓ મેલવા મોકલ્યો છે.

બધી બિના સાંભળી લઇને મહારાજે કહ્યું આજે મને છાતીમાં વાગ્યું છે; તેમું દરદ થાય છે; આ મંચ્છા ડોસી સાથે આટલી વાત કરી એટલામાં તો હું સુઝાઇ ગયો; સ્વાસ લેવાતો નથી, માટે આજે કથા નહિ વંચાય. (શ્રોતાજનો વિદાય થઇ ગયા.)

સર્વે ગયાં કે તરત મહારાજ ઘોડા ઉપર સવાર થયા; અને ઉત્તર દિશા તરફ ઘોડાને દોડાવ્યો. શ્વાસોશ્વાસ દોડતા આવે છે, જ્યાં ત્રણ રસ્તા ઉપર બંન્ને જણ બેઠાં છે ત્યાં દુરથી ઘોડેસ્વાર આવતો માલમ પડયો; બંન્નેની નજર, આવતા સ્વાર ઉપર ગઇ; નજીક આવતા લિલાવતીએ ત્રષ્નાનંદને ઓળખ્યા; ત્યારે ગભરાઇને બોલી. હાય હાય ! કાળ આવ્યો.

**ગરાસીઓ**—બેન ગભરાશો નહિ; હું જીવું છું ત્યાં સુધી તમારે કોઈ પ્રકારનો ભય રાખવો નહિં, અરે સો સવાર સાથે આવે ત્યાં સુધી હું પાછો હઠું નહિ.

**લિલાવતી**—ભાઈ; આ પાપીનો ભય મને ઘણો છે.

**ગરાસીઓ**—અરે, એકને તો હું એકજ ઝટકે પાર કરૂં; ગભરા નહિ. ગભરા નહિં. (છેક નજીક આવતા તૃષ્નાનંદને ઓળખીને) અહોહોહો આ તો આપણા ગામના મહાત્મા આવે છે.

**લિલાવતી**—એ મહાત્માથીજ આત્મા ગભરાય છે! હાય હાય! નજીક આવી પહોંચ્યો. હવે વગડા વચ્ચે કોણ બચાવશે!

**ગરાસીઓ**—બેન તમારી ભૂલ છે; આ તો સંત મહાત્મા છે. આપણા ગામના મંદિરમાં કથા વાંચે છે.

**લિલાવતી**—હા ભાઈ હા; એ ચંન્ડાળની બીકથી જ હું મારે પિયર જાઉં છું.

**ગરાસીઓ**—કોઇ વાતે મુંઝાઇશ નહિં. મહાત્માથી કોઇ પ્રકારનો ભય હોય નહિ અને એમ હોય તો જોજે ઝપાટો!

ત્ર્ષ્નાનંદ આવીને ખડા થયા. દેખતાંજ લિલાવતીના હોસ ઉડી ગયા, પગ થરથરવા લાગ્યા; મહારાજ વળાવીઆ સામુ જોઇ ને કહે કયું કેસે હો! ગરાસીઓ પગમાં માંથુ મુકીને બોલ્યો તમારા આશિર્વાદથી સારૂ છે; તેજ વખતે મહારાજે એક દોરો મંત્રિને તેના ગળામાં બાંધ્યો એટલે, લાકડાનું ઠુંઠું ઉભુ કર્યું હોય તેવોજ મૂંઢ બની ગયો. બીજો દોરો મંત્રિને લિલાવતીની કોટમાં બાંધ્યો. કે તરત તે સવાવેંતની પુતળી બની ગઇ. તે પુતળીને ઝોળીમાં નાંખીને મહારાજ પાછા ઘોડેસ્વાર થયા. હવે ત્રણ રસ્તા છે અને ત્રણ ગામ છે. તેમાં તેના બાપનું ગામ કયું હશે; આપણે બધુંય પુછ્યું પણ ગામનું નામ પુછવું રહી ગયું. ચાલો ફિકર નહિ; આપણે આ સામુ દેખાય છે તેજ ગામમાં જવું; તે કદાચ તેના પિયરનું હોય તોય શું થયું; વળી અજાણથી તેના પિયરના ઘરમાં જઇને ઉતરાય તો પણ શું થયું! આપણે આપણી મંત્ર વિધ્યાથી સઘળું કામ સિદ્ધ કરી શકીએ છીએ.

આમ વિચાર કરતા મહારાજ ગામમાં પેઠા, અને ગામના મધ્ય ભાગમાં આવીને પુછ્યું કે ભાઈ આ ગામમાં છે કોઈ *સખી; ધરમાત્મા, સંતની સેવા કરે તેવો? પ્રષ્ન સાંભળી બે ત્રણ માણસ બોલી ઉઠયા; મહારાજ પેલુ સામુ મોટું મકાન દેખાય છે. ત્યાં જાઓ! ચાર ભાઈ છે નાતે વાણીઆ છે. સ્વભાવે સુંવાળા છે ઘરના ગ્રહસ્થ છે. સૌ વાતે સારા છે, તમારી ત્યાં રૂડી રીતે ચાકરી થશે. બતાવ્યા પ્રમાણે મહારાજ આવી

* સખી=દીલનો ઓલોદાલો,

ઉભા. તે વખતે સંધ્યાકાળનો સમય થયો હતો. ચારે ભાઈ દેવ સેવામાં ઘીનો દીવો કરીને ઘરના ઓટલા ઉપર બેસી પ્રભુ સ્મરણ કરતા હતા. મહારાજને જોઇને ઉભા થયા; પધારો પધારો પ્રભુ!

**ત્રષ્નાનંદ**—તેરા જય હો જાઓ! પ્રભુ પ્રસંન્ન! હમારે આજકી રાત્રિ ઇધર ઠેરનેકા હે!

**વણિક**—બહુ સારૂ બાપજી! આપણું ઘર તૈયાર છે! અલ્યા ગોરને બોલાવ! કહે જે કે રાંધવાનું છે.

**ત્રષ્નાનંદ**—નાનાના! ન ખાના ન પીના! મકાન અલાયદા ચઇએ!

**વણિક**—આ આપણું સામેનું મકાન અલાયદુજ છે પરદેશી મેમાન, પરોણા મુસાફરને ઉતરવા માટેજ છે; આગળની મેડીમાં મુકામ કરો! પણ તમે જમવાની કેમ ના કહો છો?

**ત્રષ્નાનંદ**—હમકુ ભુખ નહિં હે! હમ એકી વખત જમતે હે, જો હોગા સો કલ! વાહ મકામ તો બહોત અચ્છા હે?

એક ખિંટીએ ઝોળી ભરાવી; અને બીજી ખિંટીએ લુગડાં ભરાવ્યાં; પછી પાણી માગી લઈને જંગલ જવા તૈયાર થયા. દેખો હમારી ઝોલીકુ ×છૂના નહિ, વણિક કહે બહુ સારૂ! વળી દાદરની પાસે આવીને નિસરણી ઉતરતાં ફેર બોલ્યા. યાદ રખો હમારી ઝોલીકુ છુના નહિ, વણિક કહે, અરે એ શું બોલ્યા મહારાજ; હમારે તે શું કરવા અડકવું પડે! વળી નિસરણી ઉતરી રહ્યા પછી રસ્તે પડતાં બોલ્યા, દેખો યાદ રખ્ખો હમારી ઝોલીકુ કોઇ છૂના નહિ! વણિક કહે, અરે આમ અધિરા શુ થાઓ છો. પ્રભુ હમારે શા માટે અડવું પડે!

મહારાજના ગયા પછી; ચાર ભાઇમાં સૌથી નાનો હતો તેણે વિચાર કર્યો કે; જોવું તો ખરૂં કે ઝોળીમાં શુ છે! અડવાની કેમ ના કહે છે; ઝોળી ઉતારી તેમાંથી કાચની પુતળી નિકળી; અહાહાહા. ઓ તારો ઘડનારો મરે તારો! ખુબ કરી છે; મહારાજનું કહેવું તો ખરૂં છે; આ પુતળી કીમતી છે.

વખતે કોઇના હાથમાંથી પડી જાય ને ફુટી જાય; તો ફરીને આવી બનવી મુસ્કેલ! વાહ ભાઈ વાહ! આ કાળો દોરો બાંધી કોઇ મુરખે શોભા બગાડી છે; લાવ્ય દોરો તોડી નાંખુ, દોરો તોડતાંની સાથે, પોતાની બેન ખડી થઇ ગઈ! અને ગભરાતી બોલી! ભાઇ ભાઇ ભાઈ!

× છુનાં=અડકવું.

**ભાઇ**—બેન તું ક્યાંથી ?

**બેન**—ભાઈ મને પછી પુછજે ! ક્યાં ગયો છે અકરમી મારો કાળ ? મને સંતાડ, ભાઇ સંતાડ; પછી હું બધું કહીશ !

બેનને પાછલા ખંડમાં કોઈ જાણે નહિ તેમ સંતાડી દીધી, અને તરત તે વણીક, ત્રિજા માળ ઉપર ધાબામાં ગયો. ત્યાં કર્મના સંજોગે; બાવન વાંદરનો રાજા મોટો બુઢ ગેડો હતો. તે પણ ઉંડા વિચારમાં એકજ પાસે નજર કરીને બેઠો છે; અને ત્યાંથી કુદીને પોતાના હમેશના સ્થળે જવાનો વિચાર કરે છે; તેજ વખતે હિમ્મતવાન વણિકના બાળકે; ઝડપથી તેના ગળામાં દોરો બાંધ્યો. દોરો બાંધતાંની સાથે, તે બુઢ કાચની પુતળી બની ગયો. એટલે તે પુતળી લાવી ઝોળીમાં સુકી અને વણિકનો બાળક નિચે ઉતરી પડયો.

થોડી વારે મહારાજ આવ્યા. હમારી ઝોલીકું કોઇ છુયા થા ! નહિ મહારાજ, નહિ મહારાજ ! ઘરધણીનો ઘણો આગ્રહ થયો પણ મહારાજ જમ્યા તો નહિ. પણ થોડુ કાચુ કોરૂ આપ્યુ તેની હાજરી કરી લીધી.

વાળુ પાણી કરી મેલ્લાના માણસો આવ્યાં. ચાલો ભાઇ શેઠને ઘેર સંત આવ્યા છે; સતસંગ થશે, કાંઇ સાંભળીશુ, એમ વાતો કરતા લોકો આવ્યા, આખો મેડો ભરાઇ ગયો. ત્યારે મહારાજે કહ્યું એ કયા હે ? ઇધર કુચ્છ નાચ તમાશા હે, કયા ! સબકુ ડેરનેકા કયા સબબ હે ? સબ અપને અપને ઘર ચલે જાઓ. હમારે કુચ્છ ધ્યાન બી કરના હે; ઓર હમકુ નીંદ બી આતી હે; હમ બહોત થક ગયે હે.

**વણિક ગ્રહસ્થ**—બાપજી ! થોડું ઘણું તો કાંઈ બોલો.

**ત્ર્ષ્નાનંદ**—આજ કુચ્છ નહિ, જો હોગા સો કલ.

**સૌથી નાનો**—બાપજી કાલ કોણે દીઠી છે; વળી પ્રભુ ભજનમાં કાલ કેવી ?

**ત્ર્ષ્નાનંદ**—શીર મત ફોડો ! આજ હમસે કુચ્છ નહિ બન શકે ! જો હોગા સો કલ.

સર્વે એક મતે થઈ બોલ્યા, બહુ સારૂ; બાપજીની મરજી નથી ત્યારે એમજ રાખો સૌ વેરાઈ ગયા, ત્યારે સૌથી છેલ્લો પેલો સૌથી નાનો ભાઇ રહ્યો, અને મહારાજને કહેવા લાગ્યો કે બાપજી હું કહું તે સાંભળો ! જ્યાં સુધી જાગતા રહો ત્યાં સુધી વાંધો નથી; પણ જ્યારે સુવાનો વખત થાય ત્યારે, બારી બારણા બંધ કરી દેજો. દાદર પણ બંધ કરી દેજો અંદરની સાંકળો વાસી દેજો, ભૂલ્યે ચૂક્યે એકે બારણું ખુલ્લુ

જાય નહિ. તેનું ખરૂ કારણ એ છે કે, અહીં એક વણિયર આવે છે; અને તે ઉંઘતા માણસને હેરાન કરે છે, આંજથી પાંચમા માસ ઉપર અમારે ઘેર એક મેમાન આવેલો હતો, જેને આ મેડીમાંજ સુવાર્યો હતો. તેને પણ અમે સુચના તો આપી હતી છતાં એકાદ બારણું ઉઘાડુ રહી ગયું હશે, જેથી વણિયરે આવી તેનું નાક કરડી ખાધુ હતું.

મહાત્માને પણ એટલું જ જોઇતું હતું, અને વળી તેમ કરવાને માટે વણિકના મુખમાંથી નિકળ્યું, એટલે તો મહારાજને ઘણું સારૂ લાગ્યું. બહોત અચ્છા; બહોત અચ્છા! વણિક નિચે ઉતર્યો કે તરત મહારાજે બારીઓ બારણુાં બંધ કરી દીધાં, અને દીવો તેજ કર્યો.

થોડી વાર સુધી વિચાર કરીને ઝોળી ઉતારી; ઝોળીમાંથી કાચની પુતળી કાઢીને પોતાના સનમુખ નીચે મુકીને મહાત્મા સ્તુતી કરવા લાગ્યા.

સુંદરી સપાટામાં આવી તો ખરી! શું મારૂ ભાગ્ય! આવી આવી સ્વરૂપવાન સ્ત્રિયો ભોગવવાને હું શક્તિમાન થાઉ છું; જે સ્ત્રિની ઇચ્છા કરૂંછું તે મને આવી જ મળે છે. તે માત્ર મારી બાળપણમાં શિખેલી વસીકરણ વિદ્યાનો પ્રતાપ છે, આજ જો હું વશિકરણ વિધ્યા ન જાણતો હોત અને તેનો ઉપયોગ પણ ન કર્યો હોત તો, આ લિલા કરનારી લિલાવતી હાથ ન લાગત; જેને દેખતાં જ હૃદય ખિલી ગયું. તેવી મહા સ્વરૂપવાન લિલાવતીને આજે હું ભોગવીશ. મનુષ ધારે તે કરી શકે છે; પ્રયત્ન કરતાં બધુ પાર પડે છે; ધારેલી ધારણા પાર કરવાને પુરૂપ પ્રયત્ન બસ છે. દૈવ્ય બળવાન નથી પણ પુરૂપ પ્રયત્ન જ બળવાન છે. મંચ્છા ડોસીનાં મુખનાં વચન સાંભળ્યા પછી મંદિરમાં બેસી રહ્યો હોત અને ઘોડે બેસી બહાર ન નિકળ્યો હોત તો; આ કાચની પુતળી કયાંથી મળત; હમણાં દેખુછું એ કાચની પુતળી છે અને તેને ગળે બાંધેલો દોરો તોડતાંની સાથે; આત્માને પ્રસન્ન કરનારી લિલાવતી પ્રગટ થશે; પ્રગટ થશે ત્યારે મને જોશે, જોશે ત્યારે મરડાશે તો ખરી; જરા થરડાશે તો ખરી! હજી એનું દીલ મારી તરફ લાગ્યું નથી; હજી એનો પ્રેમ ચોટયો નથી. છુટવાના પ્રયત્ન તો કરશે, પણ મરદના હાથમાંથી છટકી શકે નહિ; કદાચ છટકે તો મારા સુભાગ્યે જગા એવી મળી છે કે છટકીને કયાંય જઇ શકે નહિ; બત્રિશાં શાક ને તેત્રીસી રસોઈ જમવાથી જે આનંદ આવે તેનાથી હજાર ઘણો આનંદ આજે લિલા મળવાથી થશે; બસ હદ થઇ ગઇ, રાત વણી ગઈ, જળ જંપી ગયું. હવે વિલંબ શા સારૂ કરૂછું, દોરો તોડી નાંખુ!

દોરો તોડતાંની સાથે, બાવન બુદ્દનો રાજા, મહા વિક્રાળ અને ભયં-

કર ખૂઢ પ્રગટ થયો ! હાય હાય ! પ્રગટ થએલા ખૂઢે નાસવાને પ્રયત્ન તો કર્યો પણ બધેથી બંધ હતું એટલે નાસી શકાયું નહિ; ત્યારે તરત ત્રષ્નાનંદ ઉપર ધસ્યો, અને પંજા મારવા માંડયા, ત્રષ્નાનંદના મંતર બંતર ઠેકાણે થઈ ગયા, ને બૂમેબૂમ પાડવા લાગ્યા, હાયરે ! મર ગયા મેરે બાવા ! શ્રી હરી શ્રી હરી; ઉછળી ઉછળીને ખૂઢ મારે છે, ત્રષ્નાનંદ આમથી આમ દોડવા જાય છે. ખૂઢ પટકી પટકીને મારે છે. ત્યાં ઘરનાં અને અડોસ-પડોસનાં સર્વ જાગ્યાં. અરે આ શું ! કાંઈ સમજાતુ નથી. પેલા નાના ભાઇએ કહ્યું. મહારાજ મને એમ કહેતા હતા કે મારે સાધના કરવાની છે. જે વખત હું સાધના કરૂં છું, તે વખતે જોસભેર ઘાંટા કાઢુ છું; માટે કાંઈ ભયંકર અવાજ થાય તો તમો બીશો નહિ ! ભેગા થએલા મનુષ્યો કહે છે આ સાધના નથી, પણ મહારાજને કોઇ મારતુ હોય એમ લાગે છે, માટે કોઈ પણ રીતે બારણાં ઉઘાડો ! ચીરી નાંખો એક બારી ! કહો-વાડો લાવીને બારીનું બારણું ચીરી નાંખ્યું. બારણું ચીરતાંની સાથે ઉઘડી ગયું, એટલે ખૂઢ ઉછળીને બહાર નાસી ગયો. લોકો અંદર ભરાઈ ગયા; ત્યારે મહારાજ શમશમાકાર પડયા છે. છેલ્લી ઘડીઓ ઘુંટાય છે. સ્વાસ ચાલે છે; જરા જરા ભાન છે. તે વખતે લોકોએ પુછ્યું, શું થયું મહારાજ ? મહારાજ કહે પરનારી પ્રાણ હરણ કરનારી છે ! પ્રાણને હરે છે પરનારરે, પરની નારી પ્રાણ હરે.

દ્રષ્ટાંન્ત સાંભળીને ચોખા મેળા વિચારે છે, અહાહાહા ! શા ગપાટા શા ગપાટા ! આ લોકોને ડરાવવાનાં ગપ્પાં ! આવા ગપ્પીદાસનાં ગપ્પાં ઉપર ધ્યાન આપી ભટાણીથી મળતા સુખને ધક્કો મારવો, એજ મુરખામીનું પહેલું પગથીયું છે. બસ ભટાણી તે ભટાણી !

બીજે દિવસે સવારના પરોઢમાં, સાંભળેલાં ભજનીઆં ગાતોગાતો જ ઘેરથી નીકળ્યો. મેલ્લામાં ઘરે ઘરમાં લોકો જાગેલા પણ આળસના માર્યા અને સવારની ગુલાબી ઉંઘના ઘેર્યા પથારીઓમાં પડયા પડયા સાંભળે છે, પણ ભટાણી તો અવાજ સાંભળતાંની સાથે ઝડપ બેઠી થઈ; ઉઠીને દર્શન કરવા દોડતી, દાતણ ચાવતી, પાણીનો લોટો લઈ, એટલે બેઠી.

**[ ચોખા ] રાગ; હાંજી જોબનીયુ વ્યાપ્યું ને ઓખા;**

મનવા મમતા મુકી, ભજો વિઠુબા મહારને રે; લોલ.
જેમ કોઈ ભજે ભામની, જોબન મદમાં જારને રે. લોલ. ૧
ચિત્ત પ્રભુ ચરણમાં, તાણી બાંધો તારને રે; લોલ.
દેવાંશી દારા દીલ દે છે, દીલ દારને રે. લોલ. ૨

ભાઈ ભૂતળ તળમાં ભમો, રમો સૌ ભારમાં રે; લોલ.
કટ્ટા કુડ કપટને તજો, કરો સૌ કારમાં રે. લોલ. ૩
વળતા વહાલ કરીને, વળગો વિશ્વાધારને રે; લોલ.
કોઇ હલકી નારી, હરદમ ઇચ્છે યારને રે. લોલ. ૪
અાંતે ખાટયુ દાટયુ, ખોશો ખરેખર ખારમાં રે; લોલ,
છાકી શુ જાવું, છેવટ મળવું છારમાં રે. લોલ. ૫
હાંજી વિષ વિષય વસીયું છે, નખ શીખ નારમાં રે; લોલ.
હરખે અબુદ્ધ નાંખે હાથ, અતી અંગારમાં રે. લોલ. ૬
સ્વામી સ્હાય વિના તો; સુખ કયાં છે સંસારમાં રે; લોલ.
બાપુ વિષમ વખતમાં, વિઠ્ઠલ આવે વહારમાં રે. લોલ. ૭

**ભટાણી**—ઓ હો! આજ તો આવ્યા એવાજ ગામ ગજવતા આવ્યા ને શું?

**ચોખા**—તમે મારા બોલ સાંભળીને જાગ્યાં હશો?

**ભટાણી**—હું તો જાગતી ને જાગતી, ચકતી ને ચકતી રહું છું.

**ચોખા**—આપણી વાત તો આખા ગામમાં ઉડી ગઇ; કાલ તો મારી બેન મને બહુ ઠપકો દેતી હતી.

**ભટાણી**—શુ કેહેતી હતી?

**ચોખા**—કહે છે, એ ભટાણીને તું મુકી દે! અને એ મેલ્લામાંય ના જઇશ!

**ભટાણી**—હં હં હં, એ બહુ સ્હારાં હશે તે!

**ચોખા**—ત્યારે શું મારી બેન પણ નઠારી હશે?

**ભટાણી**—ના! તારે સારી હશે? દુનિયામાં બાઇડી તો કોઈ સારી હોય જ નહિ; કરોડમાં કોક!

**ચોખા**—ખરૂં છે ખરૂં છે! તમારૂં કહેવું સોળે સોળ આની ખરૂં છે.

**ભટાણી**—આહા ખરૂં છે; એ તો ધરતી સારી છે તે હીંડવા દે છે, નહિ તો હું તો કહુ છું કે, બધી બાઇડીઓ ને બધા ભાયડા લુચ્ચા!

**ચોખા**—આ મેલ્લાના લોકોય ગુચપુચ ગુચપુચ વાતો કરે છે; ને વાંસે આંગળીઓ કરે છે.

**ભટાણી**—છોને કરતા; કરીને શુ કરી નાંખશે! "કરના તો ડરના નહિ ને ડરના તો કરના નહિ."

**ચોખા**—તમને તમારી નાતના નાત બહાર મુકશે તો?

**ભટાણી**—છોને મૂકે? એટલી જ વાટ જોઉં છું.

**ચોખા**--આ બધી વાત તમારા ઘરવાળા મહારાજ જાણતા હશે?

**ભટાણી**—જાણતાય હોય! લોકે કહ્યુંય હોય! તેથી શું!! જાણશે તોય દબાઇ ચંપાઇને રહેશે; મને કશું-ના કહી શકે!

**ચોખા**--મારી સાથેનો સંબંધ સાંભળે તો તમારૂં નાક વાઢી નાંખે!

**ભટાણી**--હું એમનું પહેલું વાઢું એવી છું. એ તો મને ઓળખે છે, મારાથી ધ્રૂજી પડે છે. આ મેલ્લામાંય મારૂં કોઇ નામ, ના દઇ શકે!

**ચોખા**--મેલ્લાવાળા મેલ્લા બહાર અને નાતવાળા નાત બહાર કાઢશે તો?

**ભટાણી**—કહાડે શું કહાડતાં કયમ થાય છે! કોઇએ એની બેનના ધણીએ મને કાંડે ઝાલી છે? હવે તો ઉઘાડે છોગે તમને ઘરમાં ઘાલીશ; ભાઇના સાળા છો દાઝે બળતા! વળી ઝાઝુ કરશે તો પેસીશ તમારા ઘરમાં! કેમ રાખશો કે નહિ?

**ચોખા**—હું તો ઘણી ખુશીની સાથે રાખું; પણ આ છોકરાને અને ભાયડાને મુકીને આવતાં જીવ કેમ ચાલે?

**ભટાણી**--છોકરો તો મને ઝેર જેવો લાગે છે; અને ભાયડો આંખના પાટા જેવો!

**ચોખા**—ક્યારનો?

**ભટાણી**--તમારી સાથે માયા થઇ ત્યારનો.

**ચોખા**--ભટાણી; આ તમે ભૂલ કરો છો; હું નીચમાં નીચ, નરકના ટોપલા ઉચકનાર, તમે ઉંચ જાત, જરા વિચાર તો કરો!

**ભટાણી**—તમે તો મારૂં મન જૂવો છો; મોં ઉપલ્યુ કહો છો; હું બધું સમજુ છું. જોજો તમારા ઘરમાં આવીશ, તમારી સાથે આ મેલ્લામાં વિષ્ટા વાળવા પણ આવીશ, ટોપલા માંથે લેઇશ! હું કોઇના બાપથી બીહીતી નથી!

**ચોખા**--અહાહાહા, ભટાણી બસ તમારો ખુબ પ્રેમ; બહુજ ભાવ!

**ભટાણી**--ચોખા મેળા, તમારી માયા થઇ ત્યારની તો હું ગાંડી ઘેલી થઈ ગઈ છું, આંધળી ભીંત બની ગઇ છું. તમારા વિના બીજુ કાંઇ દેખી શકતી જ નથી. શું માયા લગાડી છે મારા લાલ!

**[ ભટાણી ]—રાગ; શીરા ઘુંટાવ્યા તેણે સારી રે. ( હુંડી. )**

માયા તો લગાડી મારા લાલ રે, મનના માન્યા માયા કરી;
વદન દેખીને વધે વહાલ રે; મનના માના માયા કરી.
શાણા સમજુને વખુ, વશ કરી વાલમા રે;
મુજમાં દીસે નહિ, કશા માલ રે. મનના માન્યા ૧

વારી વારી સુખડાં રે, વીસરી હું દુઃખડાં રે;
ચિત્તને ચમકાવે ચોખા ચાલ રે. મનના માન્યા. ૨
વારે વારે વધતી આવે, જોઇ જોઇ ઝંખના રે;
ફુલી ફાગણના ફુલે ફાલ રે. મનના માન્યા. ૩
તન મનના તાપ ટાળો, પરણ્યાની પેરે પાળો;
ધિંગી ધરોને ધણી ઢાલ રે. મનના માન્યા. ૪
ભંગીએ રંગી નાંખી, રૂડા રંગ રાગમાં રે;
દુઃખની દબાવી દીધી ઝાળ રે. મનના માન્યા. ૫
નિદ્રા ન આવે ખરે, ખાંણું ન ભાવે રે,
કપરો કંપાવે મુને કાળ રે. મનના માન્યા. ૬
બ્રહ્માની ભૂલ્યે ભળી, બ્રાહ્મણની નાતમાં રે,
ભંગી લખેલો મારે ભાળરે. મનના માન્યા. ૭

ભટાણીનું ભાષણ સાંભળીને તો ચોખા મેળા ચકીત થઈ ગયો. અહાહાહા! શુ આ બાઇડીની હિમ્મત! લ્યો હવે તો હું કામ ઉપર ચઢી જઉ છું?

**ભટાણી**—હા હા ચઢી જાઓ! હુંએ મારે કામે વળગુ.

**ચોખા**—ભટાણી, તમારો ભાવ તો બહુ. હું ભટાણી કહુંછું તેથી તમને માઠુંતો લાગતું હશે?

**ભટાણી**—તમારા કહ્યાનું તો કાંઇ લાગતું નથી. હમણાં કોક બીજુ કહે તો માથામાં ઈંટ મેલુ!

**ચોખા**—આપણે વેગળા ઉભાઉભા વાતો કરીએ છીએ હોં.

**ભટાણી**—વેગળા ઉભાઉભા વાતો કરીએ છીએ, ત્યાં સુધી જ લુખુ ને ફીકુ લાગે છે તો! એક બે દિવસમાં બોલાવું છું ઘરમાં!

**ચોખા**—શા રીતે?

**ભટાણી**—તમારે તેનું કામ છે!

**ચોખા**—તમારો ધણી ઘરમાં હશે ને?

**ભટાણી**—એ તો મરવાનો છે ગામ; યજમાનની છોડીને તેડવા જશે તે ચાર પાંચ દહાડે આવશે.

**ચોખા**—છોકરો હશે ને!

**ભટાણી**—છોકરો તો ક્યાંઇ ઉંઘી જશે!

**ચોખા**—ત્યારે રાત્રે બોલાવવાનો વિચાર હશે!

**ભટાણી**—રાત્રે રાત્રે! મધ રાતે; સૌ જળજંપે ત્યારે

**ચોખા**—મેલ્લામાંથી કોઇ જાગી જાય ને જાણી જાય તો ?

**ભટાણી**—હું કોઇથી બ્હીતી નથી ને તમે કેમ બીહો છો ? કાલે મારો ધણી ગામ જવાનો છે, અને શેરીનાં બારણાં બંધ કરી કુંચી રાખવાનો વારો પણ મારેજ ઘેર છે, આશરે અડધીક રાત થવા આવે એટલે બેધડક આવજો ! ત્યાં સુધી હું પોળનાં બારણાં ઠાલાં વાસી રાખીશ, અને મારાં બારણા તો ખુલ્લાં જ રાખીશ !

**ચોખા**—એમ થાય તો તો આનંદનો પાર ના રહે !

બીજે દિવસે કરેલા સંકેત પ્રમાણે ચોખા મેળા મધરાત્રે, આવી પહોચ્યો. પગનો ગણુસારો સાંભળીને ભટાણી દોડતી નીચે આવી હરખથી હાથ ઝાલી મેડા ઉપર લઇ ગઈ. બાજુ ઉપર નાની પલંગડીમાં બાર વરસનો બાળક ઘસઘસાટ ઉંઘે છે; પાસે મોટા પલંગ ઉપર ચોખા મેળા ઢેડની પ્રેમથી પધરામણી કરી દીધી. જાણે કોઇ નાનુસકનુ રાજ લીધુ હોય તેવી રીતે બંન્ને એકએકના સામુ જોઈ હરખાવા લાગ્યાં. અત્યાર સુધીની વાતોનો આનંદ અસ્ત થઇ ગયો; અને હવે તો નવા આનંદનો ઉદય થયો; બંન્ને સજડા સજડ બેસી, ગળે હાથ નાંખી, એક એકને વખાણતાં હર્ષના ઉભરા ક્હાડવા લાગ્યાં.

**રાગ; આ ભ્રમર ન મુકે ખ્યાલ; ( મૃદાલશા ).**

**ભટાણી**—મુખ મેળા મંગળ કા...રી, તમ બોલ તણી બલિહારી.

**ચોખા**—અતી અવની કરી અકારી; તુજ કાન્તિ કામણગારી.
ખંતીલી દુઃખને ખોતી; મુખમાંથી ખરતાં મોતી.
જયમ ઝાંખા દીનમાં જયોતી; પનોતી પુર, કર્યો ચકચુર;
ઉગતો સુર; ઉર હરનારી. તુજ કાન્તિ. ૧

**ભટાણી**—ચિત્ત ચઢી ચઢીને આવે, નવ ભાણે ભોજન ભાવે;
મહા દુઃખથી કોણ મુકાવે, નીંદ નહિ નામ; ઘડી એક જામ;
સતાવે કામ; મામ મતી મારી. તમ બોલ. ૨

**ચોખા**—દીલ દારા દુઃખ દટાણી, પલકારે પુર પટાણી;
મન ભાવી ભૂર ભટાણી, કટાણી કોર, ચિત્તની ચોર;
ગાજતી ઘોર, વદન પર વા...રી. તુજ કાન્તિ. ૩

**ભટાણી**—મને મળીઆ મંગળ મુરતી; આવી ફાલી ફુલી ફુરતી;
જયમ જોગ વિયોગે ઝુરતી, હરી મુજ હામ; દીલમાં ઠામ;
ગજબ છે ધામ; ચિત્ત ચણગારી. તમ બોલ.

ચોખા—થઇ મુજ વિના તુ સંગી; કાજળમાં કાયા રંગી;
હું ભૂત જાતનો ભંગી; છોડય મુજ છાલ, બનીશ બે હાલ;
ખુંટાશે ખાલ; કેર કરનારી. તુજ કાન્તિ. ૫

ભટાણી—જગનાથે જોડયુ જોડુ; જોડુ નવ થાએ ખોડુ;
છો છેલ છેક કેમ છોડૂ, તોડુ કેમ તાન, બની હેવાન;
ઝેરનું પાન, પેટ કટારી. તમ બોલ. ૬

ચોખા—ખંમા ખંમા! તુ મરી જાય તો હું તરત મરી જાઉ! જીવુ નહિ!

ભટાણી—તમે ન મળ્યા હોત, તો તો હું મરવાની જ હતી. આ ઘર સુતારૂ તો મને અળખામણું ઝેર જેવું લાગે છે.

ચોખા—નારી, આ બધી વાત તમારો ધણી જાણે અને મને તલવારથી મારે તો તું બચાવે ખરી?

ભટાણી—તમને ના મારવા દેઉ મારા નાથ! તલવારનો ઝટકો હાથમાં ઝીલુ! તમારી ગરદન ઉપર મારી ગરદન ધરૂ; પહેલો ઝટકો મને વાગે મારૂ માંથુ કપાયા પછી તમને વાગે!

ચોખા—તમને તો તમારો ધણી નજ મારે!

ભટાણી—હું જીવતાં તમને મરતાં જોઉ! એતો આભ જમીન એક થાય તોય ન બને!

ચોખા—સૌને પોતાના પ્રાણ વહાલા છે!

ભટાણી—તમે તો મને પ્રાણથી પણ વહાલા છો?

**રાગ; જાગો જોગીરાય; વખત વીતી જાય; ( ગોપિચંદ )**

[ ભટાણી ] જીવો જીવજાન; ગુણે ગુલતાન, બનાવી બેભાન; બાળાને,
બનાવી બેભાન બાળાને; બનાવી બેભાન, બાળાને;
દયા દગની; લગી લગની, શમી અગની, રંગે રગની,
સુધા રસપાન; દયાળુતું દાન; શમાવોને સાન; ઝાળાને. જીવો.
ઝટકો ઝીલુ હાથમાં, ગરદન પર લેઉ ઘાવ;
કાયા રંગી કારમી, ભંગી ઉપર ભાવ. જીવો. ૧

ચોખા—ભંગી સંગી ભામની, દીન દીન ચ્હડતા દાવ;
ભૂરી ભટાણી, ભંગડી; નણ શીખ નૌતમ નાવ. જીવો. ૨

ભટાણી—અંતરના આનંદનો, કયાં જઇ ભાગુ ભેદ;
મેળાના મેળાપથી, ખરે ખસ્યો છે ખેદ. જીવો. ૩

આ બંન્નેની વાતોનો આનંદ ઝામી ગયો છે, એટલામાં બાળક જાગી ગયો. જાગ્યો એવો જ ખાટલામાંથી ઉઠી પાસે આવી બોલ્યો. મા, આ ભંગીઓ આપણા ઘરમાં કેમ આવ્યો છે? તેં એને કેમ આવવા દીધો છે? જેને અડી જવાય તો ન્હાવું પડે, એવું કહેતી હતી તેને આજ તું અડીને કેમ બેઠી છું? જેને બહારના ઓટલા ઉપરથી ને અદ્ધરથી ખાવા આપતી હતી તેને પલંગ ઉપર કેમ બેસાર્યો છે? જેને જોઇને આડું જોઈ નાક દબાવી વાંકુ મોહું કરતી હતી, તેની સાથે મોંએ મોં અરાડી શી વાતો કરે છે? આ બધું મારા બાપા આવશે એટલે કહી દેવાનો છું!

[ કવિ ]　　　　મરાઠી સાખી.

મદ ઝરતી મદમાતી ઉઠી, પ્રાણ પૂત્રનો હરવા;
ભંગી સંગે રંગે રમતાં; હરકત આધી કરવા;
ક્યાં છે પરવશ, ક્રુર કરમ કારજ સરવા.　　　　ક્યાં છે.

જ્યારનો બાળક જાગ્યો છે, અને માતાને વચન કહેવા લાગ્યો છે, ત્યારનો ચોખા મેળા તો થર થર કંપી રહ્યો છે, વળી પૂત્રનો પ્રાણ હરણ કરવા ભટાણી ભભૂકી એટલે તો વિશેષ કંપવા લાગ્યો. કીરચ કટાર લેઇ મારવા આવતી માતાને જોઇ બાળક પોકારી ઉઠયો.

રાગ; હું વિયોગી નારનો મારૂ. (મૂહાલશા.)

સ્યામ સલુણા શામળા મને સ્હાય થાજો રે;
સ્હાય થાજોરે હરી સ્હાય થાજો રે.　　　　સ્યામ.
નીચ નારથી અવતર્યો, પુરણ મળીઆં પાપ;
જીવું તો જોવું પડે, સદા રહે સંતાપ;
અંતની વેળાએ આવી હાથ સ્હાજોરે.　　　　હાથ—સ્યામ. ૧
કીરચ કટારી હાથમાં, કોડે કરવા કાપ;
મરણ થકી મૂકાવવા, ઘેર નથી મુજ બાપ;
મુજ બાપને બોલાવવા, જગનાથ જાજોરે.　　　　જગ—સ્યામ. ૨
ચિત્ત ચોટયુ ચંડાળમાં, બુદ્ધિ થઈ બદફેલ;
નીચ સંગ નખરાં કરે, કરે કુતરી ગેલ;
વિપમ વખત વહારમાં, ધિરા ધિરા ધાજોરે.　　　　ધિરા—સ્યામ. ૩

બાળકના દયામણા એક પણ બોલની એ નીચ કરમની કરનારી ક્રુર *ભૂરી ભટાણીને જરા પણ અસર ન થઇ; પણ મારા બાપને કહીશ

*ભૂરી નામ કલ્પીત છે.

એ શબ્દો ઉપર ચીડાએલી કતરાતી આંખે જોતી ઉભેલી, કીરચથી છોકરા-નું માથુ કાપી નાંખવા ધસી ! તેજ વખતે ચોખા મેળાએ હાથ પકડીને કહ્યું કે, હે ભટાણી આ તો ગજબ થાય છે, પુત્રને ન મરાય! તે સાંભળી ભટાણી કહે છે એ જીવતો રહેશે તો આપણા બંન્નેનું સાથે મોત છે; અને અત્યારથીજ આપણા માણેલા, મનાતા, મળવાના અને ભોગવવાનો સુખનો અંત છે !

**ચોખા**—ભલે સુખનો અંત હોય પણ પૂત્રને તો નજ મરાય !

**ભટાણી**—ખસી જાઓ ! દૂર રહો ! એનો પ્રાણ લેવા ધ્યો; અને આપણા બંન્નેના પ્રાણ બચાવા ધ્યો !

**[ ચોખા ] રાગ; સેવક તમારો હું સુંદરી. ( સૈરંધ્રી )**

ભૂરીરે ભટાણી ભૂંડુ થાય છે, થાશે કારમો કેરજી;
પૂત્ર એ પ્રાણનો પ્રાણ છે, તેને મારો ન ઠેરજી. ભૂરીરે. ૧
કંથની કાયાનું નુર છે, નૌતમ નારીનું ઉરજી;
ઇષ્ટ કૃપાથી આવી મળે, શાને કરો ચકચુરજી. ભૂરીરે. ૨
તંન એ તારણ હાર છે, ભેદે નરકનાં દ્વારજી;
ખરે મૂકાવે ખોટી ખાણથી, આખર આપે ઉધ્ધારજી. ભૂરીરે. ૩
પૂત્ર સુપુત્રને પામીને, સેવું સ્વર્ગનું સુખજી;
અળગો કરે કોઇ અભાગીઓ, પામે રવરવ દુઃખજી. ભૂરીરે. ૪
માન્ય કહ્યું મૂકી ક્રોધને, મૂકી કિરચ કટારજી;
છેકરે છોડી દયો આ કુછંદને, પામો ભવજળ પારજી. ભૂરીરે. ૫
કંથ કોપે કોપ્યો દીકરો, ગોરી ખાઇ જાઓ ગમજી;
માશીરે માગો કુડાં કર્મની, તમને મારા સમજી. ભૂરીરે. ૬
છાણીને ઉતારો છેલ્લા બોલને, ગળી જાઓ ગટગટજી;
નથીરે અજાણ્યું દીનાનાથનું; ઘૂમે છે ઘટઘટજી. ભૂરીરે. ૭

**ભટાણી**—ચોખા મેળા તમારૂ કહેવું સત્ય છે, પૂત્ર છે એ કુખનું રત્ન છે. પૂત્રથીજ શ્રેય છે અને પુત્રથીજ ઉધ્ધાર છે; છતાં આ વખતે તમારૂ કહેવું કાંઇ કામ નહિ આવે ! આ અવસર જુદો છે, આ કામ જુદુ છે.

**[ દીકરો ] ગિતી.**

ભંગીથી ભરમાણી, જીવતર તારૂ જાણ્ય અકારૂ છે;
તુજ પેટે જનમીને, જીવવા કરતાં મરવું સારૂ છે !
મા માંટી કરેને છોકરો છેલ થઇ ફરે, એ જીવન ઝેર છે ! અકારૂં છે !

[ કવિ ] **મરાઠી સાખી.**

વાણ શુણીને વાઘણ વિફરી, ચિત્તમાં લાગ્યો ચટકો;
કિરચ કારમી કરમાં ધારી, જોરે માર્યો ઝટકો.
વાગ્યો ફટકો, ખરા વખતને એ ખટકો! વાગ્યો.
શીશ બાળનું હેઠું પડીયું, ચાલી લોહીની ધારા;
ચોખા મેળા ચીત્તથી ચળીઓ, અંગ ઝરે અંગારા;
પડીઆં ધારાં, કસાઇ કરમ નારી તારાં. પડીયાં.

ભૂરી ભટાણીનું આવું ભયંકર ઘોર કરમ જોઇને, ચોખા મેળા તો મુર્ચ્છાજ પામી ગયો. જરા શુદ્ધિમાં આવતાં બેઠો થઇ, ભટાણીના ભૂડા કરમનો અને મહાત્માઓની અસરકારક વાણીનો વિચાર કરવા લાગ્યો. અહાહા! ભક્તજનો, સંતજનો, અને મહાત્મા જનો કહે છે, તે વાણી ખોટી નથી પણ અક્ષરે અક્ષર ખરી છે. નારી જાત નિર્દય છે, વિષય વાસનાને વશ થએલી સ્ત્રિ સુત કે સ્વામી જોતી નથી. પરાયા પુરૂષ સાથે પ્યારમાં પડતાં જાત ભાત જોવા રહેતી નથી, વળી પ્યારમાં પડયા પછી, મળતાં મિથ્યા નજીવા સુખમાં ખલેલ કરનારને સ્વધામ પહોચાડતાં જરાય આંચકો ખાતી નથી. નથી જોતી સ્વામિ કે સુત; નથી જોતી ભાઇ કે બાપ, વળી જેની સાથે સ્નેહમાં જોડાએલી હોય, તેની તરફથી એ વાંકુ વળતાં તેને પણ સુતોજ ઢાળી નાંખે! પોતાને મુકી બીજી નારી સાથે સંબંધ જોડાયો જાણે તો આવી બન્યું! માગી વસ્તુ ન મળે તોય સમજવું કે આવી બન્યું. અહાહાહા! આ નારી જાત! હે પ્રભુ; આજે કૃપા કરો! પરાઇ સ્ત્રિ ઉપર મારી મીઠી એટલે વિષય ભરેલી નજર ન થાય, કુદ્રષ્ટિ ન થાય!

દેવતા અડતાં દારૂ સળગી જાય તેમ ચોખા મેળાના અંતરમાંથી દુષ્ટ ભાવના ખસી ગઇ; કપૂર સળગાવતાં પાછળ રાખ પણ રહેતી નથી. તેમ ચોખા મેળાના હૃદયમાંથી વિષય વાસના ચાલી ગઈ. અંતઃકરણ નિર્મળ થઇ પ્રભુ પ્રત્યે પ્રિતી લાગી.

જેટલીવાર ચોખા મેળા બેભાન અને જાગ્યા પછી વિચારમાં રહયો એટલા વખતમાં સ્ત્રિયે, બાળકનું મડદૃ નીચે ઉતારી ઘરમાં બારણાના થડમાં ઉંડો ખાડ ખોદી દાટી દીધુ. કોઇથી કળી ન શકાય તેવી રીતે નક્કી કરીને નારી દોડતી ચોખા મેળા પાસે આવી અને કહેવા લાગી કે કેમ ઠીક કર્યું ને? હવે આપણે કોઇની બીક ના રહી!

**ચોખા**—ભૂરી ભટાણી; ઠીકતો ના કર્યું પણ બહુજ ખોટું કર્યું. એક ભંગીઆ સાથે ભવની પ્રિતી બાંધવા અમુલ્ય રત્ન રોળ્યુ; શ્રી હરીની આપેલી

અમુલ્ય પ્રસાદી રૂપ બાળકનો નાશ કરી નાંખ્યો. તુ મનુષ્ય જાત નારી નહિ, કોઇ કત્યા છું, જંક્ષણી છું, ડાકણ છું, ચુડેલ છું, એ બાળકની પેલા જનમની વહેરવણ છું.

**ભટાણી**—હવે એ ટાયલું ટીંખળ જવાદ્યો! આવો બેસો પલંગમાં!

**ચોખા**—શું બોલી, આવા મન ઉપરના પ્રેમના અને અંતર દગાના શબ્દ મારા મોં આગળ ન બોલ!

**ભટાણી**—મેં તમારેજ માટે મારા બાળકને મારી નાંખ્યો, અને તમે તો મને તિરસ્કાર કરો છો! હવે મારી શી વલે!

**ચોખા**—મારે માટે માર્યો કે મારા રોકવા છતાં માર્યો! હવે તારો એકે આરો નથી. તારાં લાગ્યાં તું ભોગવજે! હું તો આ ચાલ્યો, શ્રી વિઠ્ઠલનાથ ભગવાનને શરણે! છેલ્લા શબ્દ સાંભળી નારી પછાડ ખાઈ પડે છે, ચોખા મેળા ચાલ્યો જાય છે.

**[ ચોખા ] રાગ; શીશ ધુંટાવ્યા તેણે; ( હુંડી. )**

પ્રાણને હરે છે, પરનારરે, પરની નારી પ્રાણ હરે;
ચપળાનાં ખંજન ખૂંચે, કલેજામાં કારમાં રે;
ભાલા ભોકાએ અણીદારરે. પરની. ૧
કેડો લઇએ તો કરે, કોપ બહુ કારમો રે;
બોળે વગાડી મૂકે બારરે. પરની. ૨
અંજન આંજીને વિંધે, અણીઆળી આંખથીરે;
રૂંવે રૂંવાટે પાડે શારરે. પરની. ૩
ભાન ભૂલાવે દારા, દીલડુ હુલાવેરે;
ચીત્તડામાં ચાંપે ચણગારરે. પરની. ૪
ખાવું ન ભાવે નયણે, નિદ્રા ન આવેરે;
તનમાં તારૂણી તણા તારરે. પરની. ૫
કાયા કંપાવી મૂકે, નખ શીખ નાગણીરે;
ફુંફવાડે મારે છે ફુંકારરે. પરની. ૬
રાજા રાવણની લજ્જા, લંગુરે લુંટીરે;
મારૂતી મૂક્યા શ્રી મોરારરે. પરની. ૭
દીકરાને મારે દારા, સ્વામી સંહારશેરે;
પરથી જોડાશે જ્યારે પ્યારરે. પરની. ૮
બાપુના બોલી ભજો, તજો પર નારનેરે;
શિયળના સજો શણગારરે. પરની. ૯

ભટાણીના ઘરમાંથી આ પ્રમાણે ગાતોં ગાતો ચાલી નીકળ્યો, રાત્રિ થોડીજ બાકી રહી છે, સવારનું પરોઢ થવા આવ્યું છે, ઘણા ખરા લોકો જાગ્યા છે; કેટલાક જાગેલા પણ આળસના માર્યા ઉઠયા નથી; તે સર્વે આ ચોખા મેળાના ઉચ્ચાર સાંભળી વાતો કરે છે. આવ્યો પેલો ઢેડીઓ, આવ્યો અસારના પહોરમાં! આમાંનો કોક શબ્દ ચોખા મેળાના કાને પડે છે. તે પણ સાંભળતો સાંભળતો ચાલ્યો; સીધો શ્રી વિઠ્ઠલનાથ ભગવાનના મંદિરના સામો ઉભો. નમન કરી સ્તુતિ કરી, પછી એક હજાર, દંડવત્ પ્રણામ કર્યાં. હે પ્રભુ કુબુદ્ધિ કાપજો અને સુબુદ્ધિ આપજો!

ચોખા મેળાના ગયા પછી ભટાણી થોડીવાર સુધી તો ઉંડા વિચારમાં પડી ગઇ. ચાલ્યો ગયો, અતી પ્રયાસે પાથરેલી બાજી બગડી ગઇ, ચોખા મેળા નાસી ગયો, એના સુખને માટે તો મેં પુત્રનો પ્રાણ લીધો, છતાં નાસી ગયો. એ કોઇને વાત ન કરે તો સારૂ! સવાર થશે એટલે પાછો શેરીમાં તો આવશેજ! તે વખતે સુચના કરીશુ. ઘરમાં બોલાવીને બેસારીશુ. હવે તો દિવસે પણ ઘરમાં બોલાવાય, દિવસે બીકતો માત્ર બાળકનીજ હતી તેતો હવે રહીજ નથી.

ચોખા મેળા તો જળ મૂકીનેજ ગયો છે, કે આ શેરીમાં અને આ નારીના ઉમરામાં પ્રભુ પગ ન મૂકાવે!

ચોખા મેળા તો ભગવાનનું દ્વાર મુકીને ખસતોજ નથી, ભજન ગાય છે, ધૂન લગાવે છે અને પતીત પાવન પ્રભુને પ્રસન્ન કરે છે.

### [ચોખા] રાગ; ઓ ભૂધરજી વચન આપીને. (વિવાહ.)

દેહ મનુંષ ધરી, નારાયણના ચર્ણે કદી ન નામીઓ;
કુકર્મ કરી, ભવ સાગરમાં પુરણ દુઃખને પામીઓ.
મેં ખોટી વૃત્તિ નવ ખાળી, પર તરૂણીથી લીધી તાળી;
મેં અધમ કરમમાં હદવાળી. દેહ મનુંષ. ૧
મુજ પેટ વિષે પ્રૌઢી પાળી, મેં વિસાર્યા શ્રી વનમાળી;
મેં બહુ જણને મુકયા બાળી. દેહ મનુંષ. ૨
હું જંગલ માંહી ઝાડ થયો, મારો એ મનખો તો એળે ગયો;
મારો ક્લેશ કંપ નવ જાય કહ્યો. દેહ મનુંષ. ૩
મને ચોળી નાખ્યો ચુંટીને, મને ગાળી પીધો ઘુંટીને;
મને બાળ્યો વાઢી કુટીને. દેહ મનુંષ.

મેં મોજ મઝા અહીં બહુ માણી, પશુ પક્ષિ થઇ તરખા તાણી;
મેં ઘાંચી ઘર ખીંચી ઘાંણી. દેહ મનુંષ. ૫
કાંન્તાને દેખી કમળ ખસ્યું, હું અક્કડ ચાલ્યો લોક હસ્યુ;
મેં પનંગ થઇને પેટ ઘસ્યું. દેહ મનુંષ. ૬
હું રામા કેરો બહુ રસીઓ, હું પરનારી ફંદે ફસીઓ;
હું શ્વાન થઇ ભૂંખે ભસીઓ. દેહ. મનુંષ. ૭
હું સર્વેશ્વર સેવા ચુક્યો. મેં મહીલા કેડો નવ મૂક્યો;
થઇ ગર્ધવ ભાર વહી ભૂંક્યો. દેહ મનુંપ. ૮
મેં અબળા પર માર્યાં આંટા, મેં ઉંટ થઈ પાડ્યા ધાંટા;
ખાડ ખીડ ખરે ખાધા કાંટા. દેહ મનુંપ. ૯
ભામનીઓ ભેળુ ભક્ષ કર્યું, મેં ચપળા કેરૂં ચિત્ત હર્યું;
થઈ ભૂંડ નરકથી પેટ ભર્યું. દેહ મનુંપ. ૧૦
પ્રભુ તુજ ગુણથી ત્રિગુણા દોષો, મુજ અવગુણ સામુ નવ જોશો;
બાપુના બેલી દુઃખ ખોશો. દેહ મનુપ. ૧૧

**ધૂન.**

મેં અપરાધી ખરા, પરંતુ તારરે. મહારાજા.
બુડલા ભવ સાગરી, વિઠુબા ઉગારરે. માઇ બાપા.
મેં અપરાધી ખરા, પરંતુ તારરે. મહારાજા.
બુડલા ભવ સાગરી, વીઠુબા ઉગારરે. માઇ બાપા.
મેં અપરાધી ખરા, પરંતુ તારરે. મહારાજા.
બુડલા ભવ સાગરી, વીઠુબા ઉગારરે. માઈ બાપા.
મેં અપરાધી ખરા, પરંતુ તારરે. મહારાજા.
બુડલા ભવ સાગરી, વીઠુબા ઉગારરે. માઇ બાપા.
મેં અપરાધી ખરા, પરંતુ તારરે. મહારાજા.
બુડલા ભવ સાગરી, વીઠુબા ઉગારરે. માઈ બાપા.

આ પ્રમાણે ચોખા મેળા તો ધૂન પર ધૂન, ને કિર્તન પર કિર્તન કર્યાજ કરે છે. માત્ર રાત્રિએ સુવા અને દીવસમાં એક વખત સુક્ષ્મ અને સ્વલ્પ અહાર કરવા પુરતુ જ ઘેર જાય છે, બાકીનો વખત ત્યાં ને ત્યાં; જો કે પોતે પોતાની જાત વિચારીને, સંકોરતો જ ચાલે છે; પણ લોકો તેના મુખની વાણી સાંભળવા પાસે ધસતા આવે છે.

ત્રણું ચાર દિવસ લાગલાગટ ચોખા મેળા ન આવ્યો ત્યારે ભૂરી ભટાણી તો હૈયા ભમ કરવા લાગી. હા...ય હા...ય! મેં તો રતન જેવો

છોકરો ગુમાવ્યો અને રોયા ઢેડીઆએ તો મને દગો દીધો. અરેરે! ઢેડીઓ તો સમુળગો દેખાતો જ નથી. હવે શુ કરવું. હવે તો છોકરાના બાપને આવવાનો વખત થયો. આવા વિચાર કરે છે, ચાર દિવસથી છોકરો નાસી ગયો છે ખોળ્યે પત્તો લાગતો નથી એવી વાત મેલ્લામાં ઉરાડી મૂકી છે. મેલ્લાના માણસો પણ છોકરાના ગુમ થયાના સંબંધમાં ચિન્તા કરી રહ્યા છે. એટલામાં ગોર મહારાજ ઘેર આવ્યા; વેગળેથી આવતા જોઇને ભટાણી તો મોં વાળીને બેઠી.

[**ભટાણી**] ઓ દિકરારે......તમારા વિના તો રહેવાતાં નથી, મારી ઘડીઓ તો વરસ જેવડી થઈ ગઇ રે......હેં હેં હેં!

મારા ડાહ્યા ને ડમરા દીકરા; મારા શાણા ને સપાતર દીકરા. મારા ભણતા ને ગણતા દીકરા; ચાર ચાર દીવસનાં વાણાં વાહયાં, પણ મોંઢુ દેખાડતા નથીરે......

દીકરારે...મેં તો કહ્યું કે તુ બદતો નથી તે તારા બાપા આવશે ત્યારે કહીશ; એવા ડાઘ પેટમાં રાખી રાતમાં ઉઠીને નાસી ગયારે; અરેરે હું અભાગણી જાગતી ને જાગતી હોત તો ના જવા દેતરે...હેંહેંહેંહેંહેં.

ભટ મહારાજ તો ઘરમાં આવ્યા હેવાજ આ અકળ લિલા જોઇને અચંબો પામી ગયા, સ્થિર થઇ ગયા. નારીને પુછવા લાગ્યા કે છે શુ?

**ભટાણી**—આજ ચાર દહાડા થયા ભાઈ રાતમાં ઉઠીને નાસી ગયો છે; તેનો પત્તો નથીરે......હેં હે હેં.

**ભટ**—તેં કાંઇ કહ્યું હશે?

**ભટાણી**—અરેરે મેં તો એટલુંજ કહ્યું કે તુ બદતો નથી તે તારા બાપને કહીશ. એ બોલ ઉપર જે થયું તે થયુંરે...હાય હાય દીકરા તેં તો ભીખ મગવી રે...હેં હેં હેં.

**ભટ**—લે લે હવે છાંની રહે છાની! નાસી ગયો છે તો કાલ આવશે; આ તો ભૂવાતી વાંસેના પોકાર છે.

ભટાણીના વિલાપ સાંભળીને લોકો ભરાયા હેંડય હેંડય મારી બાઈ; ચારે દહાડે ભાયડો ઘેર આવ્યો તેની ખબર તો પૂછતી જ નથી ને મોં વાળીને શું બેઠી. ઉઠ કામમાં વળગ!

**ભટાણી**—મારાથી તો કામને કાજ કશુએ થવાનું નથી. હું દીકરા વિના ભીંતે ભટકાઈ ગઇરે.....મને તો રાછુંદા આવ્યારે...હેંહેંહેં.

**ભટ**—ચાલો હવે બહુ થયું. છાંની રહે! હું થોડો થાક ખાઇને જાઉ છું; એના મામાને ત્યાં, માસીને ત્યાં; એમ ચાર પાંચ ઠેકાણે ફરી શોધીને સમજાવી, ફોસલાવી મનાવી લાવું છું.

અહીં આ લિલા થઇ રહી છે. અને ચોખા મેળાને તો પ્રભુ ભજન વિના કાંઇ જ નહિ.

ધૂન.

જય જય વિઠુબા મહાર, હમારા કર દે બેડા પાર.
જય જય વિઠુબા મહાર, હરી તું કર દે બેડા પાર.
જય જય વિઠુબા મહાર, હરી તું કર દે બેડા પાર.

ભટ તો મહીનો બે મહીના ફરી ભટકીને પાછા આવ્યા, સઘળે સગે વહાલે ફરી વળ્યા પણ ક્યાંઈ બાળકનો પત્તો લાગ્યો નહિ. અરેરેરે મારી છોકરો ક્યાંઈ જડયો નહિ ! ત્યારે ક્યાં ગયો હશે ! છોકરમત કરીને આપઘાત તો નહી કરી હોય ! કાંઈ કુવો હવાડો તો નહિ કર્યો હોય !

**ભટાણી**—( આંસુ કાઢતી. ) લોક તો કહે છે, ભભુતી નાંખીને બાવા પકડી ગયા હશે રે.........હેંહેંહેં.

**ભટ**—બાવા તે શું કરવા પકડી જાય ! બાવાને જ ખાધાનાં સાંસાં છે ને !

વખત વિત્યે વાતને વસ્તુ વિસારે પડી જાય છે, શોકને સંતાપ સમી જાય છે. તેમ બાળક ગયો ગયો ફરી ના આવ્યો થઈ ગયું. તેને વરસ દિવસ પણ વીતી ગયો. ધણી ધણીઆણી બેઉ વિમાસણ કરીને રહ્યાં.

દીન પર દીન ચોખા મેળાની ચઢતી કળા થતી જાય છે. ભજન કિર્તનમાં કિર્તિ ફેલાતી જાય છે, મનુષને મોહીની લાગતી જાય છે. તેમ તેમ ચોખા મેળાને આનંદ ઉભરાતો જાય છે. ગામમાં ઘુમ્યા કરે છે. ધુન પર ધુન ને ભજન પર ભજન ગાયા કરે છે.

**[ ચોખા ] રાગ; ભૂંડા લાગો છો લ્યા લૌડાં; ( સુકન્યા. )**

સૌ સંપી, જંપી સદા રટો શ્રી રામનેરે.
તજી ધ્યો કામનેરે. સૌ.
કામ ક્રોધ મદ મોહ તજીને, ભાવ થકી ભગવાન ભજીને;
સર્વ સજીને સમરો, શ્રી ધન સ્યામનેરે. સૌ. ૧
માન બડાઈને ઇર્ષા ત્યાગી, ભવની ભાવટ નાંખો ભાગી;
નિત્ય નિત્ય જપીએ નારાયણના નામનેરે. સૌ. ૨
દયા દીનતા દીલમાં ધારી, પ્રિતે થાવું પર ઉપકારી;
વારી રાખો વમળ કરંતી વામનેરે. સૌ. ૩
તન મનથી દ્યો તૃષ્ના તોડી, જગજીવન શુ પ્રિતી જોડી;
થોડી થોડી હૈએ રાખો હામનેરે. સૌ. ૪
વરીએ તો વિઠ્ઠલ વર વરીએ, બાપુના બેલીને સ્મરીએ;
ગુણ લક્ષણથી ઘેલુ કરીએ ગામનેરે. સૌ. ૫

શ્રી હરીના ચરણમાં લીન થયેલા ચોખા મેળાને સ્પર્શા સ્પર્શનું ભાન રહેતુ નથી; અલીલખ માણસની મેદની ચોખા મેળા ભક્તની પાછળ ફરે છે, કદાચ કોઇને અડકાઇ જવાય જેથી સામાને ક્રોધ થાય તો ચોખા મેળા તરત માફી જ માગી લે છે: જન સમુહમાં તો ચોખા મેળાની ચાહના વધી, પણ મંદિરના સેવકો, ભિતરીયા વિગેરે કોપાયમાન થયા અને ભક્તને ક્રોધ કરીને કહેવા લાગ્યા.

[ સેવકો. ]　　રાગ; બ્રાહ્મણ ભટ્ટા લાડુ ચટ્ટા. (ચંદ્રહાસ.)

નીચ જાત લ્યા ચોખા મેળા, તાલ તંબુરા ઝાલે છે;
હજ્જારો જણને અભડાવા, મંદિર પાસે મહાલે છે.
અલ્યા જાત ભાત કેરૂ નથી, જરા તને ભાન;
ગોરીને ગજાવા ફરે, બની ગુલતાન;
ફેરા ફેરા આંટા મારી, કરે છે હેરાન;
જાણી જોઇ જગ ખોળો કરતા, ચાંપી ચાંપી ચાલે છે. હજ્જારો. ૧
અલ્યા ગામના ગુણીજનોનું ઉકળ્યું છે ઉર;
મારી મારી કરી નાંખે હાડ ચકચુર;
રૂડુ ઇચ્છે રંડવા તો જતા રહેજે દુર;
તડતડીઓ જેમ નાંખે તણખા, સૌને અંતર સાલે છે. હજ્જારો. ૨

ચાલ જા ! ખબડદાર જો આજ પછી મંદિર પાસે આવ્યો છુ તો ટાંટીઓ વાઢી નાંખવામાં આવશે ! !

[ મેળા ]　　　ધૂન.

વિઠ્ઠલ રૂખમાઇ, વિઠુબા રૂખમાઈ.
વિઠ્ઠલ રૂખમાઇ, વિઠુબા રૂખમાઈ.
વિઠ્ઠલ રૂખમાઇ, વિઠુબા રૂખમાઈ.
વિઠ્ઠલ રૂખમાઇ, વિઠુબા રૂખમાઈ.
વિઠ્ઠલ રૂખમાઇ, વિઠુબા રૂખમાઈ.

અતી અપમાન પામીને પરમાત્માનું સમરણ કરતા કરતા ભક્તરાજ ઘેર ગયા. ત્યાં તેમને અતીષે ઉદાસી આવી. અરેરે હજી સુધી કોઈ કાળે મંદિરમાં પગતો દીધોજ નથી. માત્ર મંદિરની નજીકમાંજ ફરૂં છું. ત્યાં સુધી ફરવાનો પણ મારો અધિકાર નથી !. હે પ્રભુ આવો અધમ અવતાર શા માટે આપ્યો ! તારા ભજનની કે તારા દર્શનની જેને ઇચ્છા છે તેને અધિકાર નથી; અને જેને અધિકાર છે તેને ઇચ્છા થતી નથી. હે વિઠુબા, સેવકો પાસે ધક્કા મરાવ્યા કરતાં જાતેજ કહે તો હોય તો સારૂ.

[ ચોખા ] રાગ; અહો રાજવી સધ્ય શાંન્ત. (સુકન્યા.)

વાહ વિઠલા વાહ કૃતિ તારીરે;
ઇચ્છો છો ઉર, પ્રેમથી પૂર, ચાહો હજુર;
કાઢો છો દૂર, માધવ મોરારીરે. વાહ વિઠલા. ૧
સેવક આપના શીખ દે છે સારીરે,
મારે છે માર, કાઢે છે બહાર, વારમવાર;
રાખીને ખાર; ભય આપે ભારીરે. વાહ વિઠલા. ૨
ગિરીને ધર્યો, ગિરીવર ધારીરે;
દાસનો દાસ; પામે છે ત્રાસ, રાંખોને પાસ;
હે અવિનાશ, જીંદગી જાખમકારીરે. વાહ વિઠલા. ૪

બરાબર મધરાત્રે ભક્તરાજ ચોખા મેળા ઇશ્વર સ્તવન કરતા નિદ્રાવશ થઈ ગયા. કલ્પાંન્ત કરતા ઉંઘી ગયા, એટલે સાક્ષાત પ્રભુ વિઠુબા બહાર, મંદિરમાંથી નીકળી જ્યાં પોતાનો ભક્ત ચોખા મેળા નિદ્રાવશ થયો છે, ત્યાં આવીને તેની પાસે બેઠા, અને મધુરા અવાજથી ભક્તને જાગ્રત કર્યો. જાગ્યા પછી ભક્તરાજ મધરાત્રે જગાડનાર માણસને જોઇ અચંબો પામ્યા. છતાં બેઠા નહિ થતાં ઘેરાએલી આંખે ઓઢીને સુઇ ગયા.

[ પ્રભુ ] રાગ; શાન્તિ શાન્તિ રાખોને; (મામેરૂ.)

ઉઠય ઉઠય ! ભગત ચોખા મેળાજો; આપણ બંન્ને જઇએ ભેળાજો. ૧
છાંનો છૂપો આવે મારી વાંસેજો; રખ્ખે ઢેઢા સુખથી ઢાંસેજો. ૨
જેવો જૂવતી ઘરમાં જારજો; જેવો છાર નીચે અંગારજો. ૩
તારા બોલ મધુરા મીઠાજો; મુજ મંદિર મંચ ન દીઠાજો. ૪
પણ પગલુ ધરજે પોચુજો; તારા સુખને માટે સોચુજો. ૫
તને સઘળી સમજણ પાડુજો; મારી સુખ સજ્જા દેખાડુજો. ૬
જ્યાં મન માને ત્યાં મહાલોજો; વિરા પ્રાણ થકી પણ વહાલોજો. ૭
તુને છેક સુધી નહિ છોડુજો; આજે પરથમ પ્રિતી જોડુજો. ૮

**ચોખા**—પ્રભુ દહાડે તો માર ખવરાવરાવ્યો; હવે અત્યારે તેડવા આવ્યા ! શું જોઇને આવ્યા હશો !

**ભગવાન**—ક્ષમા ! ચોખા મેળા ક્ષમા !

**ચોખા મેળા**—છો તો દયાળુ મહારાજ ! આ ઢેડાના ઘરમાં ગિરીવરધારીનાં પગલાં ! આ આગીઆ કીડાના ઘરમાં સુર્યદેવનાં દર્શન ! અહાહાહા ! મારાંય ધન ભાગ્ય કે પ્રભુ દર્શન !

**ભગવાન**—લે ચાલ ઝટ ! ઉતાવળ કર ! આડી અવળી ચાપાચીપ મુકી દે !

પ્રભુ આજ્ઞા થતાં ભગત ઉભા થયા અને પરમાત્માને પગલે પગ મુકતા વાંસે વાંસે ચાલ્યા. મંદિરનાં દ્વાર ખુલ્લાં થઈજ ગએલાં છે, જેમાં પ્રભુની પાછળ ચોખા મેળા પેઠા, અને સઘળી શોભા જોતા જોતા પ્રભુ આજ્ઞાથી સુખ સજ્જામાં બેઠા.

પ્રભુ પોતાના સિંહાસન ઉપર બિરાજ્યા છે, અને ભક્તરાજ સુખ સજ્જાના ઉપર બેઠા છે, તે બંન્ને અરસપરસ વાતચીત્ત કરી રહ્યા છે, ભક્તને ભગવાનના અને ભગવાનને ભક્તના એમ સામ સામી એક એકના બોલ અતી પ્રિય લાગે છે. વાતોના ઘોંઘાટથી ઘણી વારે મંદિરના સેવકો જાગ્યા; અને વિચાર કરવા લાગ્યા કે નક્કિ મંદિરમાં ચોર પેઠા. ચાલો ચાલો ! ઝાલો ઝાલો ! ક્યાં થઈને પેઠા ! જૂવો તપાસ કરો !

પાંચ સાત સેવકો દીવા લઈને મંદિરમાં દાખલ થયા; ત્યાં ચોખા મેળાને સજ્જામાં બેઠેલો જોઈને ગડદાપેચ કરવા લાગ્યા, ગાળો ભાંડતા જાય છે, ધક્કા મારતા જાય છે, અને મન માન્યો માર પણ મારતા જાય છે. બહાર આવ્યા કેડે, ચોખા મેળા મુઠીઓ વાળીને નાઠા. મારતો ભખલખ પડયો છે, પણ પ્રભુ કૃપાએ જરાય દુઃખાવો થયો નથી.

ભગવાન સાથે ભાઈબંધી થઈ, એટલે ચોખા મેળાનો ભય ભાગી ગયો. હમેશ મંદિર આગળ જાય છે ભજન બોલે છે, ધૂન પર ધૂન કરે છે, ધિરે ધિરે ચોખા મેળાની સુકિર્તિ આખા દેશમાં ફેલાઈ ગઈ, અને નાના મોટા સૌ ચોખા મેળા ભક્તને નામથી ઓળખવા લાગ્યા.

કાળે કરી ભક્તરાજની સ્રિને શ્રીમંત આવ્યું; તે ટાંણું અતી પ્રયાસે ઉજવાયુ. બેન ધનબાને તો ભક્તરાજે ભૂરી ભટાણીના પ્રેમમાં મગ્ન થઇ, અપમાન કરી કહાડયાં છે, એટલે કોઈ દિવસ ભાઈને ઘેર આવતાં જ નથી, તેમ બીજુ કોઈ ઘરમાં માણુસ નથી, જેથી સુવાવડનો વખત નજીક આવ્યો ત્યારે સારી ભક્તાણીને ચિન્તા થવા લાગી; અરે હે ભગવાન હવે શુ થશે કેમ થશે ? મારી પાસે કોણ માણુસ રહેશે ! પ્રસવનો સમય એ સ્રિયોને મરણની ઘાંટી છે. આજે મારાં નણંદ સાથે મેળ હોત તો તે તો બિચારાં દોડતાં આવત ! અરે રે જેનો ભાયડો ભગત થયો તેનો તો મનખો જ નથી.

**[ સારી ] રાગ; એ છે સતી એની ન્યારી; ( સૈરંદ્રિ. )**

જેનો ભાયડો ભગત, તેની વસમી વીગત; રાત દહાડો રગત ઉકળ્યા જ કરે.
આવે ઉંડી અગત જૂવે ઝાંખુ જગત; નાગો નવરો નગત, ઘરણું ન ધરે.
રાત દિવસ જપે રામજી રૂડો; ભમરી ભજે જેમ રસ મધપૂડો;
નારી ભજે હશે ક્યાં કુવો ઉંડો; ભાયડો ભગત તેનો અવતાર ભૂંડો. ભાયડો.

કહીએ કથન ત્યારે કરમાવે કાંન્તિ; ભય માંહે ભામની; ભાગે ન ભ્રાંન્તિ;
સ્વપ્ને ના સંપાડે સુખ કે શાંન્તિ; વેદ પારાંગત થાકે વેદાંન્તિ. ભાયડો. ૨
અવસર અડચણ આવી અડે છે; તારૂણીનું તન ત્યાં તરફડે છે;
રામા તો રોદડા રોજ રડે છે; જૂવતીને દેખીને ઝેર ચઢે છે. ભાયડો. ૩
ભજન ભડાકામાં કમર કસે છે; ભજનનું ભડ દેખી ભાન ખસે છે;
નારી બોલે ત્યારે નાગ ડસે છે; લિલા જોઈ સૌ લોક હસે છે. ભાયડો. ૪
ધનબાને કહાડયાં છે ધમકાવી; કંકુના બદલામાં કંકોડી વાવી;
જીવ જશે જ્યાં સુવાવડ આવી; ગુહ્ય ગિતા કહો કયાં જઈને ગાવી. ભાયડો. ૫

દોહરો.

ભગત થયા ભવ તારવા, મુકી જગ જંજાળ;
કહો વલે કેવી થશે, જનમ પામશે બાળ.

ચોખા મેળા કે જે, ક્યારનો બઈરીના કચડાકીના કટાણા બોલ સાંભળી રહ્યો છે તે બોલી ઉઠયો.

મરાઠી સાખી.

તે ચિંન્તા ત્રિવિક્રમને છે, હું શુ સમજુ એમાં;
ગાંડો ઘેલો બની ગયો છું, લક્ષ્મિવરની લ્હેમાં;
છે ચિત્ત જેમાં, ભવ તારણ આવે ભેમાં. છે.

આગળ તો અધિક માસ આવે છે! નારી આગળ તો અધિક માસ આવે છે!

**નારી**—અધિક માસ એટલે?

**ચોખા**—એકથી હજાર ઘણું ફળ. પૂન્ય, દાન, ધર્મ, ધ્યાન, સેવા સ્નાન કરવાનો જ મહિનો; ભગવાનનું ભજન કરવાનો જ સર્વોત્તમ અવસર.

**નારી**—ત્યારે તો તમે સમુળગા ઘેર નહિ રહો?

**ચોખા**—અધિક માસ બેસવાને પંદર દિવસ બાકી છે, અને મારે ઘર છોડવાના દશ જ દિવસ બાકી છે. પછી તો હું ને મારો વિઠુલ નાથ!

**નારી**—હરી હરી! હવે શી વલે થશે?

નારી વિમાસણ કર્યા કરે છે, ભગત ભજન કર્યા કરે છે, એટલામાં દશ દિવસ તો જતા રહ્યા, ચાલતા મહિનાની વદી એકાદશીને દિવસે સવારના પહોરમાં ભક્તરાજ નીકળી પડયા, ચંદ્રભાગા સ્નાન કરી, શ્રી વિઠુલનાથ ભગવાનના મંદિર સામે, કોઇને અડચણ ન થાય એવી જગા જોઇ આસન બીછાવી દીધું. ભજન ગાય છે, તેના અર્થ કરે છે, લોકને સમજાવે છે; નિત્ય સવારમાં ઉઠી ગંગા સ્નાન કરી આવે છે, રાત્રિમાં આવી પડેલાં

ફળ ફળાદીનો અહાર કરી, પ્રભુને રાજી કરે છે. નાહી ધોઇ જતાં હજારો મનુષ્યો થોડી થોડી વાર ભક્તરાજની સનમુખ ઉભા રહે છે, ભજન સાંભળે છે, ભગતનાં વખાણ કરે છે, માત્ર બેન ધનબા ભાઇના ભવાડા જોઈ ઉદાસ થાય છે; અને ભૂરી ભટાણી જોઇ જોઇ સળગી જાય છે. ધનબાએ ખબર સાંભળી કે ઘેર બઇરીને દીકરાનો જન્મ થયો છે; અને ભાભી અતી હેરાન થાય છે, તે ઉપરથી બીજે દિવસે સવારમાં ગંગા સ્નાન કરી જતાં ભાઇની પાસે બાજુ ઉપર કોરાણે ઉભી રહી; હજારો મનુષ્યના સાંભળતાં ઠપકો દેવા લાગી. ધનબા ધમકાવતાં જાય છે; ભક્તરાજ વચન કાંને સાંભળતા જાય છે, અને મુખેથી વિઠ્ઠલ, વિઠ્ઠલ, વિઠ્ઠલ, વિઠ્ઠલ, વિઠ્ઠલ, વિઠ્ઠલ, વિઠ્ઠલ, જપતા જાય છે.

**[ ધનબા. ] રાગ; નિર્ધન પણ નયણાં ઠરશેરે; ( મામેરુ. )**

તને ભાવ્યું છે ભકતાણુંરે, ભાન વગરના ભટકાતા.
નવ જૂવે સાંજ કે વહાણુંરે. ભાન વગરના. ૧
કોડે કીડતાલાં કુટેરે, ભાન વગરના.
તારૂ ખળકે આયુષ ખૂટેરે. ભાન વગરના. ૨
તારા તનનો દોરો તૂટેરે, ભાન વગરના.
કાચો ઘટ ચટ ૫ટ ફુટેરે. ભાન વગરના. ૩
તું ઉંચ વરણમાં હળીઓરે, ભાન વગરના.
તુ ચતુરા દેખી ચળીઓરે. ભાન વગરના. ૪
તેં ભોગી બ્રાહ્મણ નારીરે, ભાન વગરના.
તારી બંધ થઇ સૌ બારીરે. ભાન વગરના. ૫
તું ધ્યાન ધરે જેમ બગલોરે, ભાન વગરના.
તું ધનનો ઇચ્છે ઢગલોરે. ભાન વગરના. ૬
તું કુડો કપટી કામીરે, ભાન વગરના.
તારી દાનત દુષ્ટ હરામીરે. ભાન વગરના. ૭
તું લાખ વસા છું લોભીરે, ભાન વગરના.
ક્યાં ભવમાં ભક્તિ શોભીરે. ભાન વગરના. ૮
તારી સ્ત્રિને સુવાવડ આવીરે, ભાન વગરના.
તને ત્રિકમ જોશે તાવીરે. ભાન વગરના. ૯
તારે ઘેર પૂત્ર અવતરીઓરે, ભાન વગરના.
તું વિઠ્ઠલ વરને વરીઓરે. ભાન વગરના. ૧૦

[ ચોખા મેળા. ] **મરાઠી સાખી.**

સૂત પૂત સૌ સ્વારથનાં છે, શ્રીનું સમરણ સાચું;
અન્ય ઉપાધી અળગી મૂકી, રામ રંગમાં રાચું;
સરવે કાચુ, નારાયણ નામે નાચુ. સરવે.

ચોખા મેળાને પ્રભુ ભક્તિમાં મગ્ન થએલો જોઇ, સર્વે બોલ્યા. બોલો ચોખા મેળા ભગતકી જે ! !

[ ચોખા મેળા ] **રાગ; ભાવે ભજો ભગવાન, હરીજન.**

પ્રિતે ભજો પરમેશ, પ્રેમી પ્રિતે ભજોને;
લાજ ધરો નહિ લેશ. પ્રેમી.
પ્રિતે ભજો પ્રભુ પાવન કરશે, સામળીઓજી સંકટ હરશે;
ભંડાર અભરે ભરશે. પ્રેમી.
જાૂવો હતા જગદીશમાં, કવિરાજ જયદેવ;
સમરણ કરતા સ્યામનું, હરદમ અવસ્ય મેવ,
બાંહ્ય ધરી હરી બાંહ્ય સુધારી, સ્યામે સજીવન કીધી છે નારી;
ત્રિકમે લીધા તારી. પ્રેમી. ૧
નાગર ગુણ સાગર ભર્યા, ભક્તિના ભંડાર;
નરસિંહ મહેતા નામ છે, જીત્યા જુગદાધાર;
વહાલા જનની સાંભળી વાણી, હરજી પધાર્યા ઉલટ આણી;
પ્રિતમે પાયુ પાણી. પ્રેમી. ૨
શ્રી પત સંન્યાસી તણો; ભૂતળ ભાગ્યો ભાર;
સિંહ ભક્ત નરસિંહને; હરીએ આપ્યો હાર;
આશ્ચર્ય પામી, સભા એ આખી, ભાવ પ્રમાણે થઇ ગઈ ઝાંખી;
શ્રી હરીએ ઇજ્જત રાખી. પ્રેમી. ૩
શ્રાદ્ધ સરાવ્યું તાતનું, હુંડી કરી સ્વિકાર;
શામળશા પરણાવીઓ, ચૌદે લોક ચિકાર;
કુંવરી કુંવરનું લગ્નજ કરીયું; મધુ સુદને મામેરૂ ભરીયું;
સેવક સંકટ હરીયું. પ્રેમી. ૪
સર્વે તજી સંસારમાં ભજીએ શ્રી ભગવાન;
સંપત સારી પામશો; દીન દીન દેતાં દાન;
દાન દેવું પ્રિતે પાત્રને પરખી; હરનીષ રહેવું આનંદે હરખી;
બાપુના નાથને નરખી. પ્રેમી. ૫

ચોખા મેળાની અનન્ય ભક્તિ; ધનબાનો ચોખા મેળા ઉપર ક્રોધ

ભરેલો તિરસ્કાર, પૂત્ર પ્રસવની તૈયારી વખતે નારીનો અફસોસ; પોતાના પરમ ભક્તના ઉપર આવી ચઢેલાં વિકટ વાદળાં જોઇ, શ્રી હરીએ ધનબાનું એટલે ચોખા મેળાની બેનનું, નારી સારીની નણંદનું રૂપ લીધુ. ભોજાઇ ના પેટમાં પ્રસવની પીડા શરૂ થતાં પહેલાં, કોટી બ્રહ્માંન્ડનો નાથ નણંદની જગાએ આવીને ઉભા રહ્યા.

[ કવી ]　રાગ, તપસીને દેખી તનડું તપે છે.　[ જ્ઞાન દેવ. ]

ધરણીધર ધનબા થઇને આવીઆ;　　ભક્તોની ભીડયે;
ભાભીને ભલી રીતે ભાવીઆ.　　ભક્તોની ભીડયે.　૧
જૂવતીને જણતાં પહેલાં જોરમાં;　　ભક્તોની ભીડયે;
ભૂધરજી ભભક્યા પહેલા પહોરમાં.　　ભક્તોની ભીડયે.　૨
દઇઆણી થઇને બેઠા દેવતા;　　ભક્તોની ભીડયે;
સુરવર ને શંભુ જેને સેવતા.　　ભક્તોની ભીડયે.　૩
ગળથુથી ગોગી આપી બાળને;　　ભક્તોની ભીડયે;
ગંદુ ગમે છે ગોપાળને.　　ભક્તોની ભીડયે.　૪
વહાલે વિઠ્ઠલજી વિષ્ટા વાળતા;　　ભક્તોની ભીડયે;
અબળાના દુઃખે આંસુ ઢાળતા.　　ભક્તોની ભીડયે.　૫
ચંત્રુભૂજ ચોળીને નવરાવતા;　　ભક્તોની ભીડયે;
રામાને રાંધીને ખવરાવતા.　　ભક્તોની ભીડયે.　૬
બાળકનાં બાળોતીઆં બોળતા;　　ભક્તોની ભીડયે;
મળ ને મૂતરનાં વાસણ ઢોળતા.　　ભક્તોની ભીડયે.　૭
શામળીઓ સુંદર શીરો શેકતા;　　ભક્તોની ભીડયે;
વિધ વિધ છે વહાલાની વિવેકતા.　　ભક્તોની ભીડયે.　૮
ચપળાના ચોટલાને ચોળતા;　　ભક્તોની ભીડયે;
અલબેલો હલકે હાથે ઓળતા.　　ભક્તોની ભીડયે.　૯
મહિનો નવરાવી માધવ જાય છે;　　ભક્તોની ભીડયે;
ભાભીજી ભારમાં લેવાય છે.　　ભક્તોની ભીડયે.　૧૦
નણદી આનંદી પાછાં આવજો;　　ભક્તોની ભીડયે;
અમારા સરખુ કારજ કહાવજો.　　ભક્તોની ભીડયે.　૧૧

છેવટનો સવા મહિનો નવરાવી, ધનબાના રૂપમાં આવેલા શ્રી હરી વિદાયગિરી માગે છે. ભાભીજી જાઉછું?

**સારી**—બહુ સારૂ બા, રૂડે અવસરે વહેલાં વહેલાં આવજો! તમારા ભાઇના બોલ્યા સામુ જોશો નહિ!

[ પ્રભુ ] મરાઠી સાખી.

અધીકું ઓછું થયું હશે, મેં મારો ધર્મ બજાવ્યો;
સાચી સેવા માની લેજો, ભાવે વેષ ભજાવ્યો;
કહું કરજોડી, આવ્યું તે લીધું ઓઢી. કહું.

[ સારી. ] મરાઠી સાખી.

ભવના તારણ ભાઇ તમારા, મનથી છે માયાળુ;
આવે ત્યારે આપુ તમને, સારો સુંદીર સાળુ;
હું જીવ બાળુ, ઠાલે હાથ જતાં ભાળુ. હું.

પ્રભુ કહે કાંઇ નહિ ભાભીજી જીવ ના બાળશો, મારા ભાઈએ તો ઘણુંય આપ્યું છે અને હજી પણ ઘણું આપશે. પ્રભુ પધારી ગયા એજ દિવસે સાંજરે ભક્તરાજ ઘેર આવ્યા. મનમાં ફિકર ચિન્તા તો કરવા લાગ્યા કે, નારીને સુવાવડમાં ઘણી અડચણ પડી હશે; તેથી હરાણાં વધાવા માંડશે; પણ ધારણાથી ઉલટું થયું. બઇરી કહે છે નાથ; તમે ગયા તેને ત્રિજેજ દિવસે પૂત્ર પ્રસવ થતાં પહેલાં વગર તેડયે ધનબા આવીને ઉભાં રહ્યાં. એમણે પૂત્ર પ્રસવથી માંડીને સવા મહીનો નવરાવ્યા સુધીની સઘળી વીધી કરી; મને જરાય જાણ પડવા દીધી નથી તેમ દુઃખ પણ પડવા દીધુ નથી, મળમૂત્રનાં બાળોતીઆં ધોતાં કે સ્નાન કરાવતાં જરાય મોં મચકોડયું નથી, કે આંચકો ખાધો નથી. એ આજે સવારમાંજ ગયાં. પણ ઠાલે હાથે ગયાં, મારાથી જોડો લુગડાંય ના આપી શકાયાં તે ચિન્તા મને વધારે થાય છે. સવા મહિના સુધી મને મુકીને જરાય ખસ્યાં નથી.

**ચોખા મેળા**—નારી; તમે કહો છો તે રીત ધનબાની હોય નહિ! તે આપણે ઘેર આવે નહિ, સુવાવડ કરે નહિ, ઠરીને કે જંપીને રહે નહિ.

**સારી**—તમે કહો પણ હું કેમ માનું ! મારી પાસેથી સવારેજ ગયાં!

**ચોખા**—એ તો ધનબા નહિ પણ દીનોનાથ ! શ્રી વિઠ્ઠલનાથ ભગવાન ! નારી; શ્રી હરીએ સુવાવડ સારી !

**[ ચોખા ] રાગ; તમે હળવે હાલો ચાલો ચાલો ! ( હરિશ્ચંદ્ર )**

હરિ અંતરયામિ, ગરૂડા ગામિ, સારી સુવાવડ આજ;
ધામી છો, નામી છો, સ્વામી છો, ભક્તોનાં કોડે કરો છો કાજ. હરિ.
જાત જૂવો નહિ, ભાત જૂવો નહિ, ન જૂવો રાત કે દીન;
ભક્તિ તણો ભણકારો થાતાં, લક્ષ્મિ વર છો લીન. હરિ. ૧
રંગ જૂવો નહિ, રાગ જૂવો નહિ, લાગ જૂવો નહિ લેષ;
ભાંડ ભવાઇઆ ભજવી બતાવે, વહાલા ભજવો છો વેષ. હરિ. ૨

વાણી જૂવો નહિ, પાણી જૂવો નહિ, નાણી જૂવો નહિ નાથ;
તાણી જૂવો નહિ, છાણી જૂવો નહિ, હરિ પસારો છો હાથ. હરિ. ૩

ઘોર કરો નહિ, સોર કરો નહિ, જોર કરો જદુરાય;
અકળ કળા અલબેલા તમારી, કોઇથી કેમ કળાય. હરિ. ૪

માધવનાં મળ મૂત્ર ને ધોયાં; પુરી અંતર આશ;
ચામડીઆ કુંડે ચામડાં ધોયાં, વહાલા ગણી નહિ વાસ. હરિ. ૫

છાણાં વિણ્યાં છે જનનીનાં, દયણું દળ્યું દયાવંત;
સુધન્વાને સ્હાય કરી કોઇ, આણી શક્યું નહિ અંત. હરિ. ૬

માંસ માટીને ત્રાજવે તોળ્યા, સજના કસાઇને કોડ;
ઝાંખીને જોતાં જોતાં જડે નહિ, જગમાં તમારી જોડય. હરિ. ૭

માઠું લગાડો તો સમ છે મારા, મહારા છો મહારાજ;
અબળાની ઓથ્યે આવ્યા છો હરજી, મારૂં કર્યું નથી કાજ. હરિ. ૮

લાખ વસા જો હોય લાગણી, દાસને દ્યો દર્શન;
મુખનું માગ્યું આપશો ત્યારે, હરજી ભાવશે અન્ન. હરિ. ૯

આવા ચોખા મેળાના અંતરના ઉદ્‌ગારને સાંભળી, શ્રી હરીએ ચતુર્ભુજ દર્શન આપ્યાં. ભક્તરાજે પ્રભુને પ્રણામ કર્યાં ત્યારે ભગવાન બોલ્યા.

[ પ્રભુ ] મરાઠી સાખી.

માગ્ય માગ્ય રે ચોખા મેળા, જે માગે તે આપું;
સ્હાય કરૂં હું સદા ભક્તની, કષ્ટ કોટીધા કાપું;
છે તુજ દાપું; બોલો બોલો હે બાપુ.

[ ચોખા ] મરાઠી સાખી.

નિર્દોષિ બાળક બ્રાહ્મણનો, સદય સજીવન થાય;
હું કારણ એમાં બનીઓ છું, જાણો છો જદુરાય;
હું લાગું પાય, અંતરમાં એ લાગી લ્હાય.

પ્રભુ—ખમા ખમા; મારા ભક્ત ખમા ? ધન્ય છે તારી ભક્તિને! એ વ્યભિચારણી ભુરી ભટાણીને તો તું ભૂલીજ ગયો, પણ તેના નિર્દોષી બાળકને ભૂલી ગયો નથી. તારી આવી પરોપકારવૃત્તિ જોઇ હું અતી પ્રસન્ન થયોછું. જા એ બ્રાહ્મણને ઘેર જઇ ઘરના ઉમરા ઉપર ઉભો રહી અવાજ કરજે, એટલે ધરતી ફાટશે, અંદરથી પ્રકાશ નીકળશે, તેની સાથે સજીવન થઇ બાળક પણ નીકળશે.

( પ્રભુ ) મરાઠી સાખી.

બાળકને જઇને બોલાવો! પાડીને પોકાર;
અજવાળુ થાશે અંદરથી, ઝળકારે ઝોકાર;
આવે બાળક બહાર, ક્ષિતી ફાટતાં ક્ષણું ન વાર: આવે.

શ્રી હરીનાં વચન સાંભળી ભકતરાજ અતી હર્ષ પામ્યાં. સવારના પહોરમાં બ્રાહ્મણને ઘેર જવાનો નિશ્ચય કર્યો આંખી રાત્રિ ભજન કરી જાગરણ કર્યું, સવારના પહોરમાં ભક્તરાજ ભજન કરતાં કરતા નીકળ્યા. ભક્તરાજને ભજન કરતા જતા જોઈ, માર્ગે જતા માણસો સાથે થયા, ભટની શેરીમાં દાખલ થતાં તો પાંચસો સાતસો માણસનું ટોળું પછાડી ચાલે છે, શ્રી વિઠ્ઠલનાથ ભગવાનના નામની ધૂન થઇ રહી છે. ઘણે દિવસે અને શ્રી હરીના ભકતના વેષમાં ચોખા મેળાને જોઈ, શેરીના લોક પણ-આનંદ પામ્યા. જૂવો ભાઈ દશા ફરે છે લારે વાર લાગે છે, જે ચોખા મેળા નરકની ટોપલીઓ ઉચકતો હતો, તેને આજે હજારો લોક નમે છે, જેના મુખનો શબ્દ કાને પડતાં સ્નાન કરવું પડતું હતું તેના મુખથી નીકળતા ભજન ભાવથી સાંભળે છે, રૂડી કરણીથી રૂડાં ફળ, અને કુડી કરણીથી કુડાં ફળ મળે છે. " કરણી તેવી પાર ઉતરણી. "

ચોખા મેળાને પોતાના ઘર તરફ આવતા જોઈ ગોર મહારાજ તો વિચારમાં પડી ગયા; પણ ભૂરી ભટાણી અંતરમા હરખઇ; છતાં મનમાં શંકા કરવા લાગી કે રખ્ખેને ઢેડીઓ, છોકરો મારીને દાટયાના સમાચાર આપવા તો નહિ આવતો હોય !

ભક્તરાજ ઉમરા ઉપર આવીને ઉભા રહ્યા; જે જગામાં બાળકની લાશ દાટી છે, ત્યાં બરાબર નજર કરી પોકાર કરીને બોલ્યા. હે શુદ્ધ બ્રહ્મપૂત્ર રૂપિરાજ, નીકળો બહાર !

[ કવિ. ] ગિતી.

ધાકે ધરણી ફાટી, ખોદી ખાટી દાટી જયાં લાશ;
બાળક બહાર નીસરીઓ, પૃથ્વિમાંથી પ્રગટયો પરકાશ.

ભક્તરાજનો અવાજ થતાં ધરતિ ફાટી, પ્રથમ માંહેથી પ્રકાશનો ગોળો નીકળ્યો, તેની સાથે કેશરી તિલક, કાને કુંડળ, અને ગળામાં મોતીની માળાઓ ધારણ કરીને બાળક નીકળ્યો.

[ ચોખા મેળા ] રાગ; અનેક વખત જ્યારે યત્ન કર્યું. (સૈરંધ્રિ.)

જેમાં સુંદિર શોભા કે સાર નથી, તેનો અવની વિષે અવતાર નથી.
હાજી હા?? તેનો અવની વિષે અવતાર નથી.
જેના મુખમાં મુકુંદ મોરાર નથી. તેનો અવની વિષે અવતાર નથી.

જેને શિયળ તણા શણુગાર નથી, જેને બુદ્ધિ બડાઇનો પાર નથી;
જેનો ભૂતળ માંહે ભાર નથી. તેનો. ૧
જેની બુદ્ધિથી બોલીમાં બહાર નથી, જે શુરા તણો સરદાર નથી;
જેનો કોડીની કિમ્મતે કાર નથી. તેનો. ૨
જેની કમરે શ્રી કૃષ્ણ કટાર નથી, જેને નવનીધ, નૌતમ નાર નથી;
જેને સારા સાર વિચાર નથી. તેનો. ૩
જેને હૈયે હરીનામ હાર નથી, જેને નેક અને નિરધાર નથી;
જેની વાણીને ફરતાં વાર નથી. તેનો. ૪
જેનો પંચ વિષે પતિયાર નથી, જેને ખોટા ઉપર ખાર નથી;
બાપુ પરમેશ્વરથી પ્યાર નથી. તેનો. ૫

બાળકને સજીવન થએલો અને સદ્દગુણ ભરેલો જોઇ સર્વે આનંદ અને આશ્ચર્ય પામ્યા. ભટ ભટાણી તો રાજી રાજી થઇ ગયાં ! ભક્તરાજ ચોખા મેળા; બાળકના ચરણમાં સવાસો દંડવત્ પ્રણામ કરી, ત્યાંથી વિદાય થઇ શ્રી વિઠુબા ભગવાનને શરણે ગયા, ત્યાં ભગવાને સ્વધામ તેડી સુખ શાન્તિમાં પોતાની સમીપમાં રાખ્યા. શ્રી વિઠ્ઠલનાથજી મહારાજકી જય.

[કવિ] **રાગ; સભાની મધ્યે સુરપતી બોલ્યો. (નળ.)**

ભાવ થકી ભવ પાર ઉતાર્યો, ચોખા મેળા ભક્ત; પ્રભુજી
ગુણને ગાતો મન મકલાતો, આપ ચરણ આશક્ત. પ્રભુજી ૧

બ્રાહ્મણ બ્રાહ્મણી ભવ દુઃખ વામ્યા, ભક્તતણો પરતાપ; પ્રભુજી
પૂત્ર મરણ પામેલો મળીઓ; છાતીમાં વાગી છાપ; પ્રભુજી ૨

કામી તરશે ક્રોધી તરશે, લોભી તરશે લાખ; પ્રભુજી
આપ કૃપાથી અઘ દુઃખ જાશે; શ્રીજી રાખો સાખ્ય. પ્રભુજી ૩

સંકટ વેળા સ્હાય થઇને, જંપાવો જમનું સાલ; પ્રભુજી
શ્રી ઘનશ્યામનો સેવક સાચો, બોલે બાપાલાલ. પ્રભુજી ૪

શામળીઆનું સમરણ કરતાં, પહોંચે મનના કોડ; પ્રભુજી
એકવાર સૌ હરીજન બોલો, જય જય શ્રી રણછોડ. પ્રભુજી ૫

## ☙ કુંવરબેનનાં લગ્ન. ❧

કવિ ] ગિતી.

શુદ્ધિ બુદ્ધિના સ્વામી; ચરણે નામી માગુ મહારાજ;
સ્હાય કરો સેવકને, ચરિત્ર ભક્તનું વરણવતાં આજ.

મરાઠી સાખી.

શંકરના તન સ્હાયક થાજો, વિઘ્ન જાય સૌ દૂર;
બ્રહ્મા પુત્રિ સરસ્વતિ દેવી, હરદમ રહેજો હજુર,
રહે આનંદ પુર, શાંન્તિ આપે સઘળા સુર. રહે.

[ કવિ ] રાગ; એણેરે લક્ષણે સાધુ સમજીએ. (સુરદાસ.)

હળીમળીને હરી હરી સંભારીએ,
વહેર ઝેર નવ કરીએ કોઈની સંગજો;
પરને પીડી પાર નથી કોઈ પામીઆ,
ઉલ્ટી પીડા આવી પહોંચે અંગજો. હળીમળીને. ૧
શહસ્રા અર્જુન સહસ્ર ભૂજાનો રાજવી,
જમદગ્નિની ઝુંટી લીધી ગાયજો;
ગૌ માતાએ ઘેરી સૌને મારીઆ,
સંકટ સમયે સુતની ન પામ્યો સ્હાયજો. હળીમળીને. ૨
વાત શુણીને વિફરીઆ મહા ક્રોધમાં,
સમર્થ શુરા દિકરા દશ હજાર જો;
મહાબળીઆએ મુનિનું મુસ્તક છેદીયું,
વહેર વાળીયુ ક્ષણું ન લાગી વારજો. હળીમળીને. ૩
ફરશુરામે ફરસી ધારી હાથમાં,
શુદ્ધ ભાવથી સમરીને ગાયત્રિજો;
ખોળી ખોળી વિંણી વિંણી મારીઆ,
ક્ષણુ વારમાં [1]ક્ષિતી કરી નક્ષત્રિજો. હળીમળીને. ૪
કાળયવન એ કંદહારનો રાજવી,
પરમેશ્વરને પગલે પગલે પળીઓ જો;
પ્રભુ સમજીને પ્રહાર કર્યો મુચકુંદને,
અગ્નિ લાગ્યો ગિરી ગુફામાં બળીઓ જો. હળી મળીને ૫

---

૧ ક્ષિતી=પૃથ્વિ; ધરતી.

મન કર્મ વચને પિડા ન પાડો કોઇને,
બુદ્ધિ બળથી બોલે બાપાલાલ જો;
છળ બળ કળથી સાધુને સંતાપશે,
તે જન જનમે ક્રોડ જનમ કંગાલ જો. હળી મળીને. ૬

કંદહારનો રાજા કાળયવન અતી પરાક્રમી હતો, વળી તે પોતાના બળનું એટલું બધું અભિમાન ધારણ કરતો હતો કે જેની સીમા નહિ. કોઇ કોઇ વખતે તે પોતાના મહેલના નવમા માળની અગાસીમાંથી અવાજ કરતો કે, હે કોઇ હમસે બડા! કોઇ હે હમસે બડા, કોઇ હે હમસે બડા!

એક વખતે એવું બન્યું કે નારદમુનીને ત્યાં થઇને જવું અને રાજા કાળયવનને બોલવું. હે! કોઈ હમસે બડા! અવાજ સાંભળી નારદમુનિ ઉંચુ જોઈ વિચાર કરે છે. અહાહા! પરમાત્માએ આવાંય મનુષ્ય પેંદા કર્યાં છે. જેના મનુને આટલુ બધુ અભિમાન રહ્યુ છે કે મારા સમાન બળવાન કોઈ છેજ નહિ. કરવા દે અવાજ દેવા દે જવાબ, ચખાડવા દે સ્વાદ! હે રાજા! હે અવાજ કરનાર! તારા કરતાં બળવાન, તને છતે તેવા અને તને મારે તેવા આ દુનિયામાં છે. તે સાંભળી કાળયવને નવમા માળની અગાસીમાંથી પડતુજ મુકી દીધુ. બોલ્ય કોણ છે ને ક્યાં છે? નારદ વિચાર કરે છે કે છેતો બળવાન! મહેલ ઉપરથી પડતુજ મુકી દીધુ, નીસરણી ઉતરવા રહ્યો નથી. હવે તો ઠેકજ પહોચાડવા દે! ભાઈ તું કહે તો તને ચિત્રામણ ચીતરીને આપુ, તુ કહે તો નામ દેઉ, તુ કહે તો ઠેકાણું બતાવુ.? કાળયવન કહે, ઠેકાણુંય બતાવો, નામેય દ્યો, અને ચિત્રામણ પણ ચીતરી આપો!

નારદમુનિયે શ્રી કૃષ્ણચંદ્ર ભગવાનનું ચિત્ર કહાડીને આપ્યું અને કહ્યું કે આ પુરૂષ તારા કરતાં બળવાન છે, તને મારે તેવો છે અને મથુરાંમાં રહે છે. નારદમુની ચાલ્યા ગયા. પછી કાળયવન લાવ લસ્કર લઈ મગધ દેશના રાજા જરાસંધની પાસે આવ્યો. કાળયવનને જોઇ વિવેક પુર્વક સત્કાર કરી જરાસંધે પુછ્યું. શા કારણથી સૈન્ય સહિત ઓચિન્તુ આવવું થયું!

**કાળયવન**—નારદની આપેલી છબી બતાવીને કહે છે, આ પુરૂષ મારા કરતાં બળવાન છે, મને મારે તેવો છે, અને મથુરાંમાં રહે છે.

**જરાસંધ**—અરે આ તો કૃષ્ણ?

**કાળયવન**—હા એનું નામ પણ તેજ છે.

**જરાસંધ**—કહ્યું કોણે?

**કાળયવન**—નારદ મુનીએ.

**જરાસંધ**--નારદ તો જનમારાનો જૂઠો ! નારદના બોલ્યા ઉપર વિશ્વાસ રાખવાનોજ નહિ ! એ તો લાકડાં લઢાવનારો છે.

**કાળયવન**--નારદ ગમે તેવો છે, પણ દુનિયામાં બે સુર્ય હોય નહિ, એ નામ એક સરખી રીતે પ્રકાશમાં હોયજ નહિ ! કાં તો નારદે બતાવ્યો તે નહિ કે હું નહિ !

**જરાસંધ**--આવા આકળા શુ થાઓ છો, સિંહને શિયાળ સામે યુદ્ધ કરવા જવું એ યોગ્ય નથી. એનામાં કાંઈ પરાક્રમ નથી; એતો કોઇના સામો ઉભો રહી યુદ્ધ કરતોજ નથી એને યુદ્ધ કરતાં આવડતુજ નથી.

**કાળયવન**--હું બે *અક્ષૌણી સેન્ના લઇને આવ્યો છું. યુદ્ધ કર્યા વિના પાછો જવાનો નથી. જો હું પાછો જાઉતો વળી, ફરી કોઇ વખતે નારદ તેનું નામ બતાવે, માટે તેને મારીનેજ જવું.

**જરાસંધ**--ભલે તમારી એમજ ઇચ્છા છે, તો એક અક્ષૌણી સેન્ના લઇને હું પણ તમારી સાથે આવુ !

**કાળયવન**--જેવી આપની મરજી ! પણ મારૂ બે અક્ષૌણી દળ ઓછુ નથી !

**જરાસંધ**--ઓછુ તો કાંઈ નથી. પણ દળ વિનાના દેવાંશી નર દીપતા નથી.

કાળયવન તથા જરાસંધ બંન્ને ત્રણ અક્ષૌણી દળ સહિત મથુરાં આવ્યા, અને યુદ્ધનાં વાજાં વગડાવ્યાં તથા નિશાન ગડગડાવ્યાં; ત્યારે શ્રી કૃષ્ન પ્રભુના વડિલ બંધુ બળરામ ચમક્યા કે આશુ ! ઓચિંતાં યુદ્ધનાં વાજાં !

**પ્રભુ**--કાળયવન તથા જરાસંધ આપણી સાથે યુદ્ધ કરવા આવ્યા.

**બળરામ**--શા માટે ! શું કારણ ?

---

*અક્ષૌણી. ૧--હાથી-<br>૧--રથ-<br>૩--ઘોડા-<br>૫--પ્યાદલ- } આટલું ભેગુ થાય ત્યારે એક **પત્તિ** કહેવાય.

એવા ત્રણ પતિનો એક સેના મુખ ત્રણ સેના મુખનો એક ગુલ્મ; ત્રણ ગુલ્મનો એક ગણ. ત્રણ ગણની એક વાહીની; ત્રણ વાહીનીની એક પ્રતના; ત્રણ પ્રતનાનો એક ચમુ. ત્રણ ચમુની એક અનીકીની, અને દશ અનીકીની બરોબર એક અક્ષૌણી.

૨૧૮૭૦--એકવીસ હજાર આઠસો સીતેર હાથી.<br>૨૧૮૭૦--એકવીસ હજાર આઠસો સીત્તેર રથ.<br>૬૫૬૧૦--પાંસઠ હજાર છસોને દશ, ઘોડા.<br>૧૦૯૩૫૦--એકલાખ નવ હજાર ત્રણસો પચાસ પ્યાદળ. } અક્ષૌણી.

**પ્રભુ**--કારણ તો કાંઇ નહિ; માત્ર એમનો સ્વભાવ કે કોઇને જંપીને બેસવા દેવા નહિ! જ્યાં ત્યાં રાઢ મચાવી, ઉત્તપાત કરવો!

**બળરામ**--ચાલો એમનો ગર્વ ઉતારી નાંખીએ!

**પ્રભુ**--જેવી વડિલની ઇચ્છા. હું તો આજ્ઞાને આધીન છું.

શ્રીકૃષ્નચંદ્ર ભગવાન તથા બળરામ યાદવ સહુવર્તમાન સામા આવ્યા. બળરામ ઉભા જરાસંધના સામા, અને શ્રી કૃષ્ન ઉભા કાળયવનના સામા! નારદે ચીતરીને આપેલું ચિત્રામણ તથા શ્રી કૃષ્ન ભગવાનની મુર્તિ બંન્ને મળતાં આવ્યાં એટલે કાળયવન જરાસંધને પૂછે છે, કેમ જરાસંધ, આ ચિત્રેલુ ચિત્રામણ છે તે આ પુરૂષનુંજ છે? જરાસંધ કહે હા એ એજ તમે ખડગ્ ખેંચ્યુ કે નાઠો સમજજો!

કાળયવને વિજળીની માફક ચમકારા મારતી તલવાર ખીંચી, તેજ વખતે ભગવાન રથના પૈડા ઉપર પગ મુકી કુદી પડયા, અને ધીબાકો કરી નાઠા.

**કાળયવન**--આતો નાઠો!

**જરાસંધ**--હું તો પ્રથમથીજ કહેતો હતો કે એ કોઇના સામો ઉભો રહીને યુદ્ધ કરતોજ નથી.

**કાળયવન**--તમે યુદ્ધ ચાલતુંજ રાખજો, પાછા પડશો નહિ! હું જાઉછું એની પુંઠે! એ જ્યાં જશે ત્યાં જઇશ અને મારીને આવીશ.

પ્રભુ આગળ જાય છે કાળયવન પાછળ પાછળ જાય છે, જાણે કાળયવનના ભયથી દોડતા હોય તેમ નાસતા ગિરનારના ડુંગરમાં આવ્યા. જ્યાં રાજા મુચકંદ સુતો છે. મુચકંદને સુતેલો જોઇ ભગવાને પોતાના અંગ ઉપર ઓઢેલું પિતાંબર ઓરાડી દીધુ, અને પોતે એક ગુફામાં સંતાયા.

અતી પરાક્રમી શંકરનો અંશા અવતાર મુચકંદ રાજા, દૈત્યથી દેવનું રક્ષણ કરવા ૭ માસ સુધી સ્વર્ગમાં રહ્યો. જેથી તેને નિદ્રા નામ ન આવી, સ્વર્ગ લોકમાં દેવતાઓની આંખ મીચાતી નથી. તેથી આ મુચકંદને ૭ માસના ઉજાગરા થયા, એટલે આંખમાં લ્હાય વરસવા માડી. રાજા મુચકંદ કહે છે હે સ્વર્ગના દેવતાઓ, મેં આપ સર્વની સહાયતાથી અને આજ્ઞાથી દહિતોનો સંહાર તો કર્યો, પણ અખંડ ઉજાગરાથી મારી આંખોમાં અગ્નિ વરસે છે, તે સાંભળી દેવ ગુરૂ બ્રહસ્પતિ કહે છે, તમો પૃથ્વિ ઉપર જઇ ૭ માસ સુધી નિદ્રા લ્યો, આંખનો રોપ ઉતરી જશે, તમારી વ્યાધિ દુર થશે.

**મુચકંદ**--મને કોઇ જગાડે તો?

**બ્રહસ્પતિ**--તમને જગાડશે તે બળીને ભષ્મ થઇ જશે.

દેવ ગુરુનું વરદાન પામીને આવેલો મુચકુંદ રાજા પોતાના મહેલે આવી વિચાર કરે છે કે જો હું ઘરમાં સુઈ જાઉં તો તો કોક ને કોક જગાડેજ એટલે તે બળી જાય, માટે ગમે ત્યાં એકાન્ત જંગલમાં સુવુ, તે જગાની જાણ કોઇને કરવી નહિ. આવા વિચારથી મુચકુંદ રાજા ગિરનારના ડુંગરમાં સુતો છે; ત્યાં પ્રભુએ આવી પિતાંબર ઓરાડી દીધુ.

પ્રભુના સંતાયા પછી થોડીજ વારે શોધતો શોધતો પગલે પગલે કાળયવન આવ્યો. શ્રી કૃષ્નના અંગ ઉપર ઓઢેલુ પિતાંબર ઓળખીને મુચકુંદને કૃષ્ન સમજ્યો. હાશ ! અતી શ્રમે શત્રુ હાથ આવ્યો તો ખરો ! એ સુતો છે તે એમ સમજીને કે મને દેખશે નહિ, અને ઉંચી નજરે ચાલ્યો જશે, પણ એના ભાગ્યેજ મને અહીં તેડાવ્યો છે, જો સુતો મારૂ તો મારૂ પ્રાક્રમ ન ગણાય; માટે જગાડીને મારૂ !

કાળયવને મુચકુંદ રાજાને લાત મારીને કહ્યું ઉઠ ! લાત વાગતા મુચકુંદ રાજા બેઠો થયો, તેની આંખમાંથી અગ્નિ પ્રકટ થયો, જેથી કાળયવન બળીને ભસ્મ થઈ ગયો. મુચકુંદ રાજા વિચાર કરે છે કે આ કોણ બળી ગયુ હશે ! તે વખતે શ્રી કૃષ્ન ભગવાન આવીને સામા ઉભા રહ્યા. દંડવત્ પ્રણામ કરીને રાજા કહે છે હે પ્રભુ આપનું પધારવું આવા અઘોર જંગલમાં શા કારણથી થયું છે?

**ભગવાન**—મુચકુંદ રાજા; આ કાળયવનને તારી દ્રષ્ટિયે બાળી મુકાવવા માટેજ હું અહીં આવ્યો હતો.

**મુચકુંદ**—મહારાજ, મારીજ દ્રષ્ટિયે બાળી મુકાવવાનું કારણ શું ! આપ બાળવાને ક્યાં અસમર્થ છો ?

**ભગવાન**—રાજા; કરતા હું છું; અને નિમિત્ત તુ છું. નિમિત્ત વગર કોઇનું મૃત્યું થતુ નથી, કાળે કરીને સૌને મૃત્યુ છે, અંત છે પણ સર્વને માટે નિમિત્ત તો ખરૂજ ! બોલ્ય મુચકુંદ રાજા શુ ઇચ્છા છે ? જે ઇચ્છા હોય તે મારી પાસે માગ્ય !

**મુચકુંદ**—મહારાજ અત્યારે તો એ માગુ છું કે, આ કાળયવન મારી દ્રષ્ટિથી બળી ગયો તે જગાને લોકો માને અને પુજે !

**ભગવાન**—મુચકુંદ રાજા, હવે પછી થતા કળીયુગમાં આ ભોમીમાં અસંખ્ય માણસો જાત્રાએ આવશે અને કાળયવન એ જમિયલશા દાતાર નામથી પુજાશે. વળી કાંઇક માગ્ય !

**મુચકુંદ**—આપે મને વગર માગ્યે, સઘળુ આપ્યું છે પ્રભુ ! શરીર સંપતિ સારી બાહુમાં બળ, પુત્ર પુતાદી સંપત્તિ, સુઘડ સુંદર અને સુપાત્ર

સ્ત્રિ, રાજપાટ, સઘળું આપ્યું છે, સઘળાં વૈભોગને ભોગવી મારૂં મન તૃપ્ત થયું છે, પણ મેં તમારી ભક્તિ કરી નથી પ્રભુ; હવે તો એક અવતાર એવો ઉત્તમ આપો કે હું જીંદગી પરયંત તમારી ભક્તિ જ કરૂં મહારાજ!

**ભગવાન**—ધન્ય છે રાજા તારી માગણીને, તારો આ પછીનો અવતાર સિંહનો થશે, અને તે છૂટતાં ત્રિજો અવતાર, આ જૂનાગઢ ગામને વિષે નરસિંહ મહેતાનો થશે!

**મરાઠી સાખી.**

જુનાગઢમાં જન્મજ લીધો, ભક્તિ કેરો ભાણ;
નરસિંહ મહેતો નામ ધરાવ્યું, સદ્દગુણ કેરી ખાણ;
ગ્રહસ્થ નાગર નાત, ઉત્તમ કુળ ને ઉત્તમ જાત. ગ્રહસ્થ.

જુનાગઢ ગામમાં વડનગરા નાગરની નાતમાં ગ્રહસ્થ ઘરમાં, ઉંચા કુળમાં, અને મહેતા અટકમાં ઇશ્વરની કૃપાએ, એ મુચકુંદ રાજાનો જન્મ થયો. નામ નરસિંહ ધરાયું. જન્મતાં જ જેની બુદ્ધિ વિશાળ છે, બાળપણમાં આઠ વરસની ઉમ્મર સુધી મહેતાજીની વાચા બંધ રહી, ત્યાર પછી કોઇ સંત મહાત્માની કૃપાથી ઉઘડી. બોલવા માંડયું. નરસિંહ મહેતાની બાળા અવસ્થામાંજ માતા પિતાનો સ્વર્ગવાસ થવાથી, માની મા પાસે એટલે મોશાળમાં ઉછરીને મોટા થયા છે; પોતાના મોટાભાઈ વણસીધરની છાયામાં રહે છે, જેથી ભોજાઇની ધાકે, સ્ત્રિ જાતીને છાજતું ઘરતું બધું કામ કરવું પડે છે. ભાઇને ઘેર ગાય તથા ઘોડું બે બાંધેલાં છે, તેની રૂડી રીતે ચાકરી પણ કરવી પડે છે, જરા કાંઇ ભુલચુક થવાથી ભોજાઇના હુંકારા ટુંકારા સહન કરવા પડે છે, તથા ટાઢુ શીળુ સુકુ પાકુ જેવું ભોજાઇ આપે તેવું ખાવું પડે છે.

જંગલથી ભારા લાવે રે, જેથી ભોજાઇને મન ભાવેરે;
પછી પાછળ કાંટા વાવેરે, તન તાવેરે બોલ મર્મના મારી. જેને.
વળી છેવટ રે છાણુ વાસીદુ કરતા, પાણી પણ પોતે ભરતા;
એવા ભકતજ રે હેતે હરી સમરતા, ભંડાર ભક્તિથી ભરતા. ૩

આટલું સંકટ સહન કરતાં પણ મહેતાજી તો આનંદજ માનતા હતા, વળી કોઇ ઠેકાણે હરીકિર્તન હોય, તો ગમે તે વખત કહાડીને દોડી જતાં. માર્ગે જતાં મંદિર આવે તો દર્શન કર્યા વિના આગળ જાય જ નહિ.

એક વખતે મહેતાજી, મધ્યાન વખતે વગડેથી ભારો લઇ ઘેર આવ્યા છે, તાપથી તલહ તલહ થઇ ગયા છે, ભુખ પણ લાગી છે, તરસે તો રહેવાતુ નથી. પણ ખાધા વિના પાણી પીવાય નહિ. જરા સાસ ખાઇને ભાભી પાસે ખાવા માગ્યું.

**મહેતા**—ભાભી આજે શું રાંધ્યું છે?

**ભાભી**—આજ તો રાંધ્યું જ નથી. સાંજે રાંધવાનું છે.

**મહેતા**—કેમ એમ? ત્યારે અત્યારમાં શું ખઇશું?

**ભાભી**—આજથી તમારા ભાઇએ પ્રદોષ કરવાનો નિયમ લીધો છે. આજે સોમ પ્રદોષ છે, એટલે સાંજરે શંકરનું પુજન કરીને જમશે. માટે સાંજે રાંધવાનું છે, તમારે ખાવું હોય તો કાલની તાઢી કઢી છે, અને પરમ દિવસનો તાઢો રોટલો પડયો છે, તે ખાઇ લ્યો!

**મહેતા**—કેમ શંકરનું પુજન કરશે?

**ભાભી**—આ સુખ સાલ્લુખીનો રોટલો જમીએ છીએ, એ શંકરનો જ પ્રતાપ છે. શંકર આપણા ઇષ્ટ દેવ છે.

મહેતાજી નાહીને પ્રભુ સ્મરણ કરતા રોટલો ને કઢી લઇને બેઠા. રાતની ઉની કઢી અને તેજ અત્યારે ટાઢી એટલે સ્વાદમાં ફેરફાર લાગવાથી મહેતાજીએ કહ્યું, ભાભી આ કઢી આવી કેમ લાગે છે?

**ભાભી**—કેવી લાગે છે? હેં કેવી લાગે છે? ખારી લાગે છે, ખાટી લાગે છે, મોળી લાગે છે, કેવી લાગે છે.

**મહેતા**—કાંઇક જાણે મોળી ને બેભરમી લાગે છે.

**ભાભી—(ક્રોધમાં) સાખી મરાઠી.**

નારી સાથે નખરાં કરીએ, હરતાં ફરતાં હસીએ,
છાંની છપની વાતો કરતાં, ભાવે એવું ભસીએ;
ધસીએ ધારીને, વિનય વિવેક વિચારીને. ધસીએ.

ભાભીનો ભરપુર જોસનો અવાજ સાંભળીને પાંચ પડોશણો દોડતી આવી. શું છે? શુ છે? કેમ ધાંટા કહાડો છો?

**ભાભી**— સાખી મરાઠી. (ક્રોધમાં.)

બુદ્ધિ હીણો બહુ બકનારો, ખારૂ ખાટુ કહે છે;
બોલ સાંભળી બળે કાળજુ, હૈએ હોળી રહે છે;
લાવો નારીને, ખાજો ખાખ વઘારીને. લાવો.

બાઇડીને તેડાવો, ને સારાં સારાં વઘારી વઘારીને હુંનાં હુંના જમો! પડોશણો કહે છે, બળ્યું તમારો આવો શું સ્વભાવ! એ તો બાળક છે, એ કયા મોટા ભડભાધરે થઇ ગયા. વળી આંખમાંથી આંસુ શું કાઢો છો? એ તો તમારા છોકરા જેવા! એના બોલ્યા સામું શુ જોવું.

**ભાભી**— મરાઠી સાખી. (ક્રોધમાં.)

દીયરીઓ દારૂણ દુઃખ દે છે, સૌ વાતે સંતાપે;
પરણ્યા સાથે પાનું પડીયું, પેલા ભવને પાપે;
મારો મરજો બાપ, દેનારાને ડસજો સાપ. મારો.

જેમ જેમ વાર થતી ગઈ તેમ તેમ વધારે વધારે બઇરીઓ ભરાતી ગઈ. અલીઓ શું છે શું છે કરતી આવવા લાગી, ભાભીને તો કાંઇ કહેવાય નહિ, અને કહે તો ઉલટી બાઝે! પણ જે આવે છે તે નરસઇને, શિખામણ દેતી ને ધમકાવતી આવે છે.

**રાગ; મારો ઓશીઆળો અવતાર. (મામેરૂ.)**

[ **મહેતા** ] હરી મને ધર્યો ખડ્ગની ધાર, અંગમાં ઝરી રહ્યો અંગાર;
[ **ભાભી** ] અરે રે મને પડયા સુંસરા શાર, મરૂં હું મારી પેટ કટાર.
[ **મહેતા** ] અગન કરે, અંગાર ઝરે, મને મળે ન ઠરવા ઠાર;
ભોજાઈ ભવની એક સગાઇ, ખરો બતાવે ખાર. હરી. ૧
[ **ભાભી** ] શી ભાભીએ ભૂરકી નાંખી? કહો શું કામણ કીધુ?
પકવાને પિરસ્યુ પત્રાળુ, ક્યારે ખેંચી લીધુ. અરે રે. ૨
[ **મહેતા** ] વેળાસર વાસીંદા વાળુ, ગાગર લાવું જળની;
સાંજ સુધી જંપી નવ બેસુ, વાળી પલાંઠી પળની; હરી. ૩
[ **ભાભી** ] સારાં સારાં ભોજન જોઇએ, ખાવા જોઇએ ખાસ્સુ;
સાંજ પડયે સળગાવી મૂકે, સગી નણંદ કે સાસુ. અરે રે. ૪
[ **મહેતા** ] કેડયો મરડી કામ કરૂ છું; સઘળુ રહુછું સાંખી;
લાલચમાં લેવાયો જાઉ છું, મધપુડાની માંખી.

[ ભાભી ] ભાઇનું ખાધુ, ભાઇનું પીધુ, ભાઇની સાખ્ય શમાશે;
તો પણ ભાઇનું ભુંડુ ઇચ્છો, તાજો તરત તમાશે. અરે રે. ૬
[ મહેતા ] વહેર વધારી વધુ બોલતાં, વિચાર કરજો ઉંડો;
પ્રિત્ત વધારી પગે લાગતાં, ભાઈ પડે છે ભૂંડો. હરી. ૭
[ ભાભી ] પગે લાગજો પરમેશ્વરને, સદ્દય વાળજો સાહુ;
ભોજાઇને ભંભેરી કાઢજો, પગની મારી પાહુ. અરે રે. ૮
[ મહેતા ] અકળાઇને શું અવળુ બોલો, અપંગ આળ ચઢાવો !
શબ્દ પ્રહારથી શારી નાંખી, નયણે નીર પડાવો. હરી. ૯
[ ભાભી ] ફેલ ખોરીઆ ફેલ કરીને, આંખે આંસુ કહાડો;
તુજ ત્રાસથી રહી તરફડી, જંપી નહિ કોઇ દહાડો. અરે રે. ૧૦

બંન્નેની લઢવાડ જોઇને પડોશણો તો ત્રાસી ગઇ, બળ્યુ ઇર્ષાગિવરી તમે તો જરાય શાંન્ત પડતાં નથી, ઉઠો બેસો બહાર ! છાંનો રહે નરસઇ ! નરસઇ તો ઓરડામાં પેસી રહ્યો છે, અને ડસકે ડસ્કે રોતો ઉદાસ થઇ બેસી રહ્યો છે, થોડી વારે ભાભી ઉઠયાં. બળ્યો...આજનો દહાડો. લાવ્ય હવે તો દેવતા પાડુ સાંજ પડવા આવી, હમણાં ખાનારા ઘેર આવશે. રસોઇ તૈયાર થઈ એવે વણસીધર દરબારેથી ઘેર આવ્યા. નાહી ધોઇ શંકરનું પુજન કરી, જમવા બેઠા, જમતાં જમતાં સ્ત્રિના સામી નજર કરી તો મોહું કાંઈ ઉદાસ દીઠુ, જ્યારે વણસીધરે ઉદાસ થવાનું કારણ પુછ્યું, ત્યારે જવાબમાં એ સાંભળ્યું કે કાંઈ નહિ, સેજ ! વણસીધર જમી રહ્યા એટલે, સ્ત્રિ ઢાંકી ઢૂમીને બહાર નીકળી તથા વસ્ત્ર બદલી તૈયાર થઈ.

**વણસિધર**--કેમ આજે જમવું નથી કે શું ?

**સ્ત્રિ**--ઘણુંય જમ્યાં રમ્યાં, ખાધુ પીધુ, હવે ધરાયાં !

**વણસિધર**--પણ જાય છે કયાં ?

**સ્ત્રિ**--હું તો જઇશ મારા પિયર; મારા માબાપને ઘેર !

**વણસિધર**--પણ કાંઇ કારણ ?

વાર્તા વિનોદ ચાલ્યો એટલે વાતની રસીયણો આવવા મંડીઓ.

**[ સ્ત્રિ ] રાગ; એ છે સતિ એની ન્યારી ગતી, ( સૈરંધ્રિ. )**

પ્રાણપતી મારી બુરી ગતી, મારા પ્રાણ લઇ પળુ પિયર ભણી.
જંપીને રહીશુ, ત્યાં હરીગુણ ગાઇશુ, જો રાજીમાં રાખશે રામ ધણી,
અહીંતો દિયરીઓ હાલા હલાવે, હાલા હલાવે ને હુકમ ચલાવે;
જોર જૂલમ હાથે આગ ઝલાવે, ધોએલા માંથામાં ધુળ ઘલાવે. પ્રાણપતી. ૧
કારમા કામથી હું તો કહુછું, સાંજ પડયે સુતી રોજ રહુ છું;
ચિન્તાના ચોળામાં સુતી સહુછું, હારીને આજ ઉઘાડી પહુછું. પ્રાણ. ૨

કંટાળી કંટાળી કામ કરે છે, ફાલ્યા ફુલ્યા શવે તેવું ફરે છે;
શીખ સરસ ક્યારે કાને ધરે છે, પત્થરમાં પાણી ક્યારે ભરે છે. પ્રાણ. ૩
તાણી તાણી કરે તારૂણી ટોળે, વાંકો વળીવળી વાવલા ઢોળે;
બોતેર પેઢીઓ બાપની બોળે, કાચી કરામત સોટકી સોળે. પ્રાણ. ૪
હરતાં ને ફરતાં હેંણાં હરે છે, ચાક ચઢાવીને ચારો ચરે છે;
ભૂંકી ભૂંકી પેટ પાપે ભરે છે, ઝાઝું કહીએ ત્યારે ઝેર ઠરે છે. પ્રાણ. ૫

સ્ત્રિનાં વચન સાંભળીને વણસીધર અતી ક્રોધાયમાન થયા, ખરા ખોટાનો કે સાચા જૂઠાનો વિચારજ કરવા ન રહ્યા. નરસઇઆને ધમકાવીને કહેવા લાગ્યા.

[ વણસિધર ] રાગ; ક્યાંથી આ સંભળાય.

અકરમી નીચ બન્યો નાદાન,
તને સમજાવ્યે નહિ સાન. અકરમી.
નાગર નાતી ઉત્તમ જાતી, મુરખ ખોયું માન. અકરમી. ૧
કુટીલ કોઇનું કેણુ ન માને, તેં માંડયુ તોફાન. અકરમી. ૨
ભીખી ખાતાં ભાવ ન પુછે, ધાર્યું ન મળે ધાન. અકરમી. ૩
ચપ્પણુ લઇને માગી ખાજે, રઝળી ખાજે રાન. અકરમી. ૪
સુતો ઉઠી રહે સદનમાં, ઝીકી નાંખુ જાન. અકરમી. ૫
કાલ સવારે કાળુ કરજે, હદ છોડી હેવાન. અકરમી. ૬
ખાવા પીવા ખૂબ મળે છે, તેમ તેમ સુજે તાન. અકરમી. ૭

ભાઇનાં વચનથી ભયભીત થઈ મહેતાજી અતી ચિન્તા કરવા લાગ્યા અધુરામાં પુરો કોઇએ ખાવાનો ભાવ પણ ના પૂછ્યો. એટલે પોતે ભૂખ્યા જ પડી રહ્યા. સવારમાં ઉઠી જોયું તો ભાઇને ન દીઠા, એટલે કામમાં વળગી ગયા. ત્યારે ભોજાઇએ કરાંઝીને ધાંટો કહાડયો, શુ કરો છો! નથી વાસીદુ કહાડવું મેલો સાવરણી હેઠી, જાઓ જ્યાં ધરતી ના બોલે ત્યાં!

ભાભીનાં વચન સાંભળી મહેતાજી અવળે હાથે સાવરણી ફેંકી ચાલતા થયા, મારગમાં ગોપનાથ મહાદેવનું દેવળ આવ્યું, ત્યાં મહેતાજી રાત રહ્યા, સવારમાં શીવજીની સેવા આરંભી.

રાગ; વડિલ વધારે બોલો નહિ; (મામેરૂ.)

મહેતા રીઝયા મનમાં રાજ, સેવા કરવા શંકરની;
તાંન ભરાયું તનમાં રાજ, સેવા કરવા શંકરની. ૧
ચાંપી ચાંપી ચાલે રાજ. સેવા. ભાભીનાં વચનો સાલે રાજ. સેવા. ૨
ગોપનાથ ગંગાધર રાજ. સેવા. અવની તળથી અદ્ધર રાજ. સેવા. ૩

ધારી જળની ધારા રાજ. સેવા. સમર્યા સરજનહારા રાજ. સેવા ૪
કેશર કસ્તુરી ગોળી રાજ. સેવા. ચોવા ચંદન ચોળી રાજ. સેવા. ૫
પત્ર ચઢાવ્યાં બિલી રાજ. સેવા. લાવી લિલી લિલી રાજ. સેવા. ૬
દીવે દર્શન કરીઆં રાજ. સેવા. શીવે સંકટ હરીઆં રાજ. સેવા. ૭

[ શિવજી ] મરાઠી સાખી.

માગ્ય માગ્યરે નરસિંહ મહેતા, જે માગે તે આપુ;
સેવા કીધી સાચા મનથી, કષ્ટ કોટીધા કાપુ;
છાપુ હરીનો ભક્ત, એ નામે ઓળખશે જગ્ત. છાપુ.
લિલા સઘળી લક્ષ્મિવરની, નરસિંહ નજરે પાડુ;
શહસ્ત્ર ગોપીમાં સુંદીર વર છે, તે તુજને દેખાડુ;
કારજ સરશે, શામળીઓ સંકટ હરશે. કારજ.

[ નરસિંહ ] ગિતી.

દીવાકર દર્શાવો, વળી વરસાવો અમૃતની વૃષ્ટિ;
તનને ના તરસાવો, હરદમ રાખો હરી અમી દ્રષ્ટિ.

શ્રી શંકર ભગવાન્ નરસિંહ મહેતાને ગૌલોકમાં લઈ ગયા. ત્યાં ભગવાનનાં દર્શન કરાવી, પ્રભુને સુંપ્રત કરી.

હે પ્રભુ મારી સેવા કરી ઉત્તમ વરદાનને પ્રામેલો આ ભક્ત નરસિંહ મહેતો આપના ચરણ કમળમાં સોંપુ છું. ભગવાન અતી પ્રસન્ન થઇને કહે છે અહો ભાગ્ય મારાં કે નરસિંહ મહેતા ચરણમાં, અને શરણમાં. મહેતા પ્રભુને નમન કરે છે.

[ મહેતા ] ગિતિ.

જય જય જુગના જીવન, જય જય જોયા જૂગમાં જયકારી;
દાવાનળ દુઃખ ખોયાં, શ્રી સર્વેશ્વર સ્હાય કરો મારી.

શ્રી સર્વેશ્વર ભગવાનની સાનીધ્યમાં નરસિંહ મહેતા છ માસ સુધી રહ્યા, ત્યાં હરીના ગવાતાં ગુણનાં પદ સાંભળ્યાં, તથા ગોપીકાઓ સંગે થતી રાસ ક્રીડા જોઇ, નવ પ્રકારની એટલે નવધા ભક્તિ, અને દશમી પ્રેમ લક્ષણા ભક્તિ એ સઘળી ભક્તિનો અનુભવ બરાબર થયો, ત્યારે ભગવાને નરસિંહ મહેતાને જૂનાગઢ જવાની આજ્ઞા કરી. નરસિંહ મહેતાના મનમાં તો એમજ હતુ કે મારે હવે પ્રભુની સાનીધ્યમાંથી ખસવા વખત આવવાનો જ નથી. તેમને શ્રી હરીની આંજ્ઞા સાંભળીને પોતાનું ભોગવેલું દુઃખ રોઇને વિનંતી કરે છે.

× શીવલું બાણુ જમીનને અડેલું નહોતું, પણ દેવળના મધ્યમાં અદ્ધર હતું.

[ મહેતા ]  રાગ; ક્યાં અવધપુરી ક્યાં કાશી. ( હરિશ્ચંદ્ર )

વૈકુંઠ વિસારી, શું જૂનાગઢ જાવું;
પ્રભુ પ્રસાદ મુકી, આવી મળે તે ખાવું! ૧
ભોજાઇના ભેગાં, દીન દીન દુઃખી થાવું;
વળી કામ કાજમાં, કેડય થકી કુટાવું. ૨
બહુ બોલ બાણુંને, સમજી સાંખી લેવાં,
વળી ભાવ કભાવે, સાચી કરવી સેવા. ૩
સંકટ આવે તો, શાન્તપણાથી સહેવું;
જેમ કોશંટામાં, કીટ રહે તેમ રહેવું. ૫
નહિ ખાવા પિવા, નહિ રહેવાનો ઠામ;
હરિ હુકમ શુણીને, હારી બેઠા હામ. ૫
શરણે રાખીને, શર્ણાગતને તારો;
હવે હાકી કાઢો, એ શુ ધર્મ તમારો. ૬
વધી વિરહ વેદના, કમળાવર કેમ કળશો;
આ દીન દાસને, મોહન ક્યારે મળશો? ૭

ભક્તની વિનંતી સાંભળી, વસ્ત્રાભૂષણ અર્પણ કરી, ભક્તિ કરવા આજ્ઞા કરીને અંતરજામી કહે છે. હે નરસિંહ—

**મરાઠી સાખી.**

રંગ કેશરી કસબ કિનારી, પિતાંબર પરીધાન;
મોતી માળા મુગટ ધરીને, કુંડળ ધારો કાન;
મને ઉર ધરજો, ભક્તિ ભાવેથી કરજો. મને. ૧
ઉરમાં રહેવા અતી ખુશીછું, કર આપુ કરતાલ;
તાલ તણો રણકો સાંભળતાં, આવું હાલને હાલ;
વધે અંતર વહાલ, કંટક પેરે કાઢુ સાલ. વધે. ૨
ભક્ત ભિડયમાં ભભકી આવું; અધીકો કરૂ ઉજાશ;
ફક્કડ થઈ ફર્યે ફિકર તજીને, હું છું દાસનો દાસ;
ઘર ઘર વિસવાસ, પળમાં તોડુ પડીઆ પાશ. ઘર. ૩

**નરસિંહ**—ક્યાં થઇને જાઉં; કએ રસ્તે જાઉં?

**ભગવાન**—આજની રાત્રિ રહી જા, કાલે સવારિમાં ઉઠીને જજે! જ્યારે સંકડામણ આવે ત્યારે આ તાલ આપુછું તે બજાવજે!

રાત્રિ રહેવાનું થયું એટલે તો મહેતાજી ખુશીખુશી થઇ ગયા. આજની રાત્રિ રહેવા કહ્યું તો કાલ રાત્રિ પણ કહેશે. ભાઇએ કહાડી મૂકયો

એમ ભગવાન નહિ કહાડી મૂકે! આવા આવા વિચાર ગોઠવે છે, એટલામાં ઉંઘ આવી ગઇ, જ્યારે ઉઠયા ત્યારે જુનાગઢની ભાગોળ જોઇ, ત્યારે મહેતાજી અચંબો પામી ગયા. આ શુ! હું ક્યાં સુતો અને ક્યાં ઉઠયો! પ્રભુએ પ્રપંચ કર્યો જણાય છે, જો રસ્તો બતાવા માણુસ મોકલીને ઘેર મોકલ્યો હોત તો તો તે રસ્તો યાદ રાખીને કોકવાર જાત! એ પણ એમ જ સમજેલા કે, રસ્તાનો ભોમીઓ થશે, તો વારંવાર આવી માંથાં ફોડાવશે, આ તાલ પણ તેથી જ આપી હશે! વગાડી વગાડીને થાકશે એટલે એની મેળે રહેવા દેશે. વાહ પ્રભુ વાહ! તમે પણ ખૂબ કરી!

જૂનાગઢ ગામમાં પેસતાંજ મહેતાજીને નાતી ભાઇઓના જ શુકન થયા પાંચ પચીસ નાગરોને ગામમાંથી નીકળવું અને મહેતાજીને પેસવું. મહેતાજીએ નાતીલાને બરાબર ઓળખ્યા, પણ નાતીલાએ મહેતાજીને ન ઓળખ્યા થોડીવાર સામુ જોઇ રહેવાથી કોક કોકને ભ્રાન્તિ પડી, અલ્યા જાણે વણસીધરનો ભાઈ! નરસઇઓ નરસઇઓ! કેમ ભાઇ; તમારૂ નામ શું? અને નાતે કેવા છો!

**નરસિંહ**—નાતે નાગર છું અને નામ નરસિંહ છે.

**નાગરો**—અહાહાહા! એજ એનો વેષ તો જૂવો જાણે ટીલાં ને ટપકાં ને કાંઇ કાંઈ ચિન્હ! વાહરે વાહ! શું માએ રતન જણ્યું છે.

બોલતા બોલતા નાગરો ગામ બહાર ચાલ્યા ને મહેતાજી ઘેર આવ્યા, ઘેર આવીને પ્રથમ ભાભીને પગે લાગ્યા. હે ભાભી તમારાં વચને મને ભગવાનનાં દર્શન થયાં.

**ભાભી**—નરસઈ ભાઈ. તમે તો નાસીજ ગયા, ગયા તે ગયાજ ગયા. આ મોતીની માળાઓ ને મોરપીંછનો મૂગટ આ કસબી કોરનું કેશરી પિતાંમર એ બધું કોનું સટોરી લાવ્યા, કોઈની ધાપ તો મારી નથી ને! પાછળ ઘોંસ તો નથી ને?

**નરસિંહ**—ના ભાભી ના? આ તો ભગવાનની પ્રસાદી છે.

દિયર ભોજાઇ વાતો કરે છે એટલામાં વણસીધર આવ્યા. વણસીધરને જોઇને મહેતાજી સામા ધસ્યા, અને પ્રેમથી નમસ્કાર કરી બોલ્યા.

**નરસિંહ**—મોટા ભાઇ; જયશ્રી કૃષ્ન!

**વણસીધર**—શું બોલ્યો! જય શ્રી કૃષ્ન કેવા હોય ?. ઢેમ ટ રાસકલ! આ કોનું ચોરી લાવ્યો છું? આ પિતાંમર ને માળાઓને આ હીરા જડેલો મૂગટ ક્યાંથી લાવ્યો! કોની ચોરી કરી! ચલ નિકળ બહાર નહિ તો ચામડી ઉતારી નાખીશ!

**નરસિંહ**—હું તો વૈકુંઠમાં જઇ આવ્યો

**વણસિધર**— જય શ્રી કૃષ્ન ત્યાંથી શીખ્યો હઇશ! આપણે જય શ્રી કૃષ્ન કેવા હોય! આપણે નમસ્કાર! જય સચ્ચદાનંદ, જય ગુરૂ! એવા એવા શબ્દ વાપરવાના, ગુડ મોરનીંગ કહેવાના, સેકન્ડ કરવાની, તે બધાનું તો તને ભાનજ નથી. અલ્યા એ વાત પછી, પણ તું લાવ્યો કયાંથી કોઇની ચોરી કરી કે શુ?

**નરસિંહ**--મોટા ભાઇ જય શ્રીકૃષ્ન ત્યાંથી જ લાવ્યો છું, અને જેને માટે તમો ઉંડી શંકા ધરો છો તેતો પ્રભુની આપેલી પ્રસાદી છે.

**વણસિધર**--એ મારા માનવામાં આવતું જ નથી, માટે જેતું હોય તેનું આપી આવ નહિ તો બંધીખાને પડીશ, અને બીજાને હેરાન કરીશ!

વણસિધરનાં વચન સાંભળી મહેતાજી, તરત ત્યાંથી ચાલ્યા, મહેતાજીની વાત આખા ગામમાં ફેલઇ ગઇ! વણસિધરનો ભાઇ બાવો થઇ ગયો; ભગત થઇ ગયો. તે સાંભળી ગામ વચમાં આવેલા દામોદર ભગવાનના મંદિરનો પૂજારી પંચાણું વરસનો સાધુ મહેતાજીનું ઘર પુછતો આવ્યો.

**વણસિધર**—કેમ મહારાજ, કેમ આવવું થયું?

**સાધુ**—તુમારા ભાઇ નરસઇ મહેતા કીધર હે?

**વણસિધર**—શુ કામ છે તમારે? મંદિરમાં ચોરી બોરી થઇ છે?

**સાધુ**—નહિ ભાઇ ચોરી તો નહિ હુઇ, હમારે તો ઇસિકા દર્શન કરના હે! વો છોટી ઉમ્મરમાં ભક્ત હુવા હે, ઉસે હમકુ ચાહના હો રહી હે!

**વણસિધર**—ચલો જાઓ અહીંથી! એ તો ગયો ભટકવા! જાઓ ફરીને શોધી કહાડો! આવાં બાવલાં ને ફાવલાં કયાંથી એ આવે છે!

**સ્ત્રિ**--તમારા ભાઇ, અમલદાર થયા હોત તો અમલદાર આવત! વહેપારી થયા હોત તો વહેપારી આવત, પણ બાવા થયા એટલે તો બાવાજ આવશે.

આ ડોસા સાધુએ નરસિંહ મહેતાને શોધી કહાડયા, તેમને આજીજી કરી કરગરીને પોતાના મંદિરમાં લઇ જઇને બેસાર્યા. મહેતાજીને દેખી આનંદ પામેલા, કાંઇ ભજન સાંભળી વિશેપ સાંભળવાને આતુર થએલા લોકો વાંસે વાંસે મંદિરમાં આવ્યા.

**સાધુ**--મહેતાજી; મારી એક વાત સાંભળો, ભક્તરાજ!

**મહેતા**--હાં, બોલો મહારાજ?

**સાધુ**--આ દામોદર ભગવાનનું મંદિર છે, તેનો પુજારી હું છું. મૂર્તિની પુજા કરતાં મને શિતેર વરસ થયાં; મારી પંચાણું વરસની

થઇ પણ ચેલો મુડયો નથી, જેથી મરતી વખતે મંદિર કોને સોંપવું તેનો છ મહીનાથી વિચાર કરતો હતો. વિચાર કરતાં એકે રસ્તો નહિ સુજવાથી મુંઝાયો એવામાં આજે જ સવારમાં ખબર સાંભળી કે દામોદર મહેતાજીનો દિકરો નરસઇ ભકત થયો છે, જેથી આપને શોધતો આવ્યો, પોતે ઘણા ગુણી છો અને સદગુણવડે માતા પિતાના કુળને દીપાવ્યું છે. આપ મારા વચનને માન્ય કરશો, એવી આશા છે. આ મંદિર આપને માલકીપણાથી સ્વતંત્ર સોંપવાનું છે. આજથી આ મંદિરના માલીક શ્રી ઠાકોરજી સાથે તમે છો. આ ચાર ઓરડા છે, તેમાંનો એક ભંડાર તરીકે વપરાય છે; તેમાં શ્રી ઠાકોરજીનાં વસ્ત્ર શણગાર, હીંડોળા, પારણાં, પાલખી, તાવદાન, રથ વિગેરે રહે છે. આ બીજામાં કોઠાર એટલે અનાજ ભરાય છે, આ ત્રિજામાં શીધુ સામાન ભરી પ્રભુ નિવેદને માટે સામગ્રી તૈયાર કરાવાય છે. અને આ ચોથામાં તમારે સુવા બેસવાનું છે, બાકીની છુટી ઓસરીમાં સંત સાધુ અગર જતા આવતા મુસાફરને ઉતરવાનું છે, શ્રી હરીની ઇચ્છાએ મંદિરમાં ઉપજ નિપજ થયા કરે છે. તેને માટે આપણે શ્રમ કરવો પડતો નથી.

આપને આ મંદિરમાં કુટુંમ્બ સાથે રહેવું, પ્રભુની સેવા પુજા કરવી, નિવેદ ધરવું અને પ્રસાદ લેવો, બાકીના વખતમાં હરિ ભજન, કિર્તન અને સંત સમાગમ કરવો ! બોલો ! આપ મારી આ માગણીનો સ્વિકાર કરોછો ?

**નરસિંહ**--હું તો એજ વિચારમાં ગુમ થયો છું કે, મારા પ્રભુએ મને એક દિવસ પણ ઘર વિના રાખ્યો નથી. સાધુ મહારાજ આપ કહો છો તે હું ઘણી ખુશીથી સ્વિકારૂં છું. બોલો શ્રી દામોદર રાયકી જે, શ્રી કૃષ્ન બળદેવકી જય, હરહર મહાદેવ !

**(મહેતાજી) રાગ, રામ સિતાપતી તારી લહે લાગી.**

ગિરધારીરે ગિરધારી, ભજો ગોવિંદ માધવ ગિરધારી;
ઘણી સંગાથે કરો ધિરધારી. ભજો.
નાગ ફેણુ નાથ્યા, ને બળી દ્વાર જાચ્યા; દાંત ઉપર ધરતી ધારી. ભજો. ૧
કાળયવન માર્યો, ને કંસને વિદાર્યો; ગણિકાને લીધી તારી. ભજો. ૨
અજામેળ તાર્યો, ને પ્રલ્હાદ ઉગાર્યો; રાવણ સરીખા ગયા હારી. ભજો. ૩
પિતાને તાર્યા, ને ક્ષત્રિ સંહાર્યા; માતાને નાંખી મારી. ભજો. ૪
હરી ગયા માગવા, મધવાને માટે;ભૂધર થયા છો બ્રહ્મચારી. ભજો. ૫
કહેવાયા સારા, છો સરજન હારા;સેવકનાં કારજ સારી. ભજો. ૬
આપના બેલી. હરી ખેલ રહ્યા ખેલી. ભગત સદાના ભિખારી. ભજો. ૭

આ વાત બે ઘડીમાં તો આખા ગામમાં પસરી, તે સાંભળી નરસિંહ મહેતાના સસરા, વણુસિધરની પાસે આવ્યા. અને તેમને થંડા મિજાજથી ઠપકો દેવા લાગ્યા, કેમ વણુસિધર મહેતાજી; છેવટ આવ્યું જ કર્યું કે?

**વણુસિધર**—કેવું કર્યું; શુ કર્યું!

**સસરા**—મેં તમારા ભાઇને કન્યા આપી તે તમારા કુળને તમારી જ ઇજ્જત આબરૂને અને તમારી ગ્રહસ્થાઇને! તમારો ભાઇ વંઠી ગયો, બાવો થઇ ગયો, છેવટ વટલઇ ગયા જેવો થઇ ગયો ત્યાં સુધી તમે કાંઈ વિચાર ન કર્યો?

**વણુસિધર**—અમે તો ઘણો વાર્યો, ઘણી શિખામણ દીધી, પણ એના મગજમાં એમ જ ભરાયુ, અમારો કાંઇ ઉપાય ન ચાલ્યો ત્યારે અમે વહેતું મુકયું. અમારૂ કહેવું તો ન કર્યું, છતાં કદાચ તમારૂ કહેવું કરે તો, ઑારીઓ પુરો કરો! જાઓ દામોદરરાયના મંદિરમાં! વણુસિધરની વાણી સાંભળી ઉદાસ થએલા મહેતાજીના સસરા દામોદર ભગવાનના મંદિરે આવ્યા. ત્યાં બહારથી જ ભજનના અવાજ આવ્યા, મંદિર ખિચોખિચ ભરાયું છે. મહેતાજી ભજન પર ભજન, કિર્તન પર કિર્તન અને ધૂન પર ધૂન કરી રહ્યા છે. ત્યાં સસરા આવીને ઉભા રહ્યા, લોકને ખસેડતા ખસેડતા આવે છે, તે વખતે મહેતાજી ધૂન ગજાવી રહ્યા છે.

આ વખતે મહેતાજીના સસરા કહે છે. મહેતાજી, આવું તમને ન ઘટે! જો હું આવાં પરીણામ જાણતો હોત તો મારી દીકરીનાં લગ્ન તમારી સાથે શું કરવા કરત, આ તો ખોટુ કહેવાય, જાઓ ઘેર જાઓ! ઘેર તમને ભાઇ ભોજાઈ ન સંઘરતાં હોય તો, આપણે ઘેર રહેજો! ઉઠો!

**મહેતા**—રાયજી; મારે બાવા થવાનું નથી, સંસાર ત્યાગ કરવાનો નથી, આ મંદિરમાં રહેવાનું છે. પ્રભુ સેવા તથા પ્રભુ ભજન અને સંત સમાગમ કરવાનો છે. તમારી પુત્રિને મોકલશો તો મારે ના નથી. અને તે તરફ મને તિરસ્કાર કે ત્યાગ નથી.

મહેતાજીના શબ્દ સાંભળી સસરા સુંગે મોઢે ઘેર ગયા. સ્વામીને ઉદાસ જોઈ નારી પૂછે છે, આજે કેમ ઉદાસ છો?

**સસરા**—કાંઈ કહેવાની વાત નથી

**સાસુ**—એવડુ બધુ શું છે?

**સસરા**—જમાઇ બાવો થઈ ગયો.

**સાસુ**—હેં હેં! ગજબ થયો ને! લાવ્ય જરા વણુસિધરની બાઇડીને ખંખેરી આવું!

નરસિંહ મંહેતાના સાસુ વણુસિધરને ઘેર આવ્યાં, અને મહેતાજીની ભાભીને ધમકાવો લાગ્યાં, કેમ દુર્પિકાર; દિયર વહી ગયા ત્યાં સુધી તમે દરકાર રાખી નહિ, તમને જાતવાળા જાણીને દીકરી દીધી તેનાં આ ફળ, બળી તમારી જાત, દેવતા મેલ્યો જાતમાં ! તમને મોટાં જોયાં સારાં જોયાં, તેનાં આ પરીણામ ! વેવણ કહે મને જરાય કહેશો નહિ, મારા ઉપર છંછનાટેય કરશો નહિ, અમને અમારી ઇજ્જત વહાલી નહિ હોય કેમ ! વશમાં રહે તેને રાખે ના રહે તેને શું કરે ! અમારા વશમાં તો ના રહ્યા, હવે તમારા વશમાં રહે તો રાખો ! જાઓ દામોદરરાયના મંદિરમાં ! વચન સાંભળી સાસુ સ્વાસ ભર્યાં મંદિર તરફ જાય છે. ત્યાં મહેતાના ભજનની ગર્જના થઈ રહી છે.

રાધે ગોવિંદ રામ, રાધે ગોવિંદા.
વૃંદાવન ચંદ્ર ભજો, રાધે ગોવિંદા.
રાધે ગોવિંદ રામ, રાધે ગોવિંદા.
વૃંદાવન ચંદ્ર ભજો, રાધે ગોવિંદા.
રાધે ગોવિંદ રામ, રાધે ગોવિંદા.
વૃંદાવન ચંદ્ર ભજો, રાધે ગોવિંદા.

મહેતાજી ધુન મચાવી રહ્યા છે. ત્યાં ઓચિન્તાં સાસુ આવ્યાં. અરરરર ! હાય હાય હાય હાય, હાય હાય ! તમારૂ સત્યાનાશ જાય તમારૂ, લોકને, શું થયું છે લોકને ! નરસઈ મહેતા તમારે જ્યારે બાવા થવું હતું અને વરણ પાર થવું હતું ત્યારે પારકી છોડીનો મનખો શુ કરવા બાળ્યો! લગન શુ કરવા કર્યું. આવાં ભજનીઆં આપણને ન છાજે ! આપણી નાત કોણ, જાત કોણ ! જરા વિચાર છે કે નહિ ?

**મહેતાજી**—મેં કોઇને મનખો બાળ્યોય નથી અને મારે બાળવો પણ નથી. મારે આ મંદિરમાં રહેવાનું છે, ગ્રહસ્થાશ્રમ માંડવાનો છે, સંત સમાગમ તથા પ્રભુ સેવા કરવાની છે, પ્રભુ પ્રસાદ જમવાનો છે, તમારી પુત્રિને પાલવતુ હોય તો મોકલજો નહિ તો આ માળા આપું છું તે ઘેર બેઠાં ફેરવાવજો !

મહેતાજીના મુખના બોલ સાંભળી સાસુ ઘેર આવ્યાં. ધણી ધણીઆણી બેઉ ઉદાસ થઇ એક એકના સામુ જોઇ રહ્યાં છે. હમેશાં એજ ચિન્તા કર્યા કરે છે. થોડાં વરસ વિત્યા બાદ જ્યારે માણેક સાસરે રહેવા યોગ્ય થઇ ત્યારે સમજાવી સાસરે મુકી આવ્યાં. તે એવું કહીને કે, કલેશ કંકાસ કરીને અગર ગમે તે યુકિતએ ભજનમાં ભંગ પડાવી આખર

ભજન મૂકાવી મહેતાજીને માણસની ઓળમાં લાવજો ! છેક વરણ પાર ન થવા દેઇશ !

[ કવિ ] સાખી મરાઠી.

પુરવ જનમના પુરણ પુન્યે, પુરણ સુખ ને પામે.
મન માન્યા વૈભોગ ભોગવી, ઠરશે રૂડે ઠામે;
નરને નર નામે, સર્વેશ્વર સંકટ વામે. નરને.

દોહરો.

દુઃખમાં દુઃખ છે દેહનું, સુખમાં સુખ મન મોજ;
સત્ય ધરમ ધન વાવરી, ભરો ભક્તિનું હોજ.

ગિતી.

ચોરે ચૌટે ચકલે, વરણ વરણમાં ભક્તિ વરણાવી;
અવસર હરીએ આવી, કુંવરી કુંવરને પોતે પરણાવી.

મહેતીજીના નારી વેષમાં આવ્યા પછી, મહેતાજીએ ગ્રહસ્થાશ્રમના ધર્મ બજાવવા માંડયા અને મહેતીને સમજાવવા માંડયા. કાળે કરીને ભક્ત નરસિંહ મહેતાને ઘેર દીકરીનો જન્મ થયો, તેનું નામ કુંવરબેન, ત્યાર પછી એક દીકરો થયો, તેનું નામ શામળશા પાડયું. વખતો વખત લાગ જોઇને મહેતી મહેતાને ટકોરા માર્યા કરે છે. અને કહયા કરે છે કે, આ ભજનના ભવાડા જવા ધ્યો; ગ્રહસ્થાશ્રમની રીતે રહો ! મહેતીના બોલ ગણગાર્યા વિના મહેતા તો પોતાનું ધાર્યું કર્યેજ જાય છે.

જ્યારે દિકરી ઉમ્મર લાયક અને પરણાવા લાયક થઇ ત્યારે મહેતા અતી ચિન્તા કરે છે. અરેરે છોડી ઉમ્મર લાયક થઇ પણ કોઇનું માગુ આવતું નથી, કોકને ઘેર કુંવારી કન્યા હોય તો લોક આંગણું તોડી પાડે છે, પણ અહીં તો કોઇ પુછતું જ નથી. શું પુછે, આ ભાયડો ભગત થયો, એટલે ઘરની હલકઇ પડી ગઇ, લાખનું ઘર તે રાખનું થઇ ગયું.

મરાઠી સાખી.

કુંવર કુંવારી મહેતાજીની, ઉમ્મર લાયક થઇ છે;
કેણ કોઇનું કદી ન આવે, મહેતી અકળાઇ ગઇ છે.
તેનું લેશ ન ભાન, મહેતા ભજતા શ્રી ભગવાન. તેનું.

એક દિવસ મહેતાજી, ભજન કિર્તન કરી જરા સ્વાસ ખાતા આરામ લે છે, તે વખતે મહેતી કહે છે, હવે તો આ દિકરી મોટી થઇ, ઉમ્મર લાયક થઇ, પરણાવા જેવડી થઈ. કાંઇ આંખ્યો ઉઘડે છે ?

મહેતા—રાધેસ્યામ. રાધેસ્યામ, શ્રી હરી સૌ કરશે; તેની ચિન્તા તેને છે.

**મહેતી**—શ્રી હરી તો કરશે; એ તો સૌ જાણે છે કે શ્રી હરી કરશે, પણ કાંઇ શોધવું તો ખરૂ ? કોઇને પુછવું તો ખરૂ !

**મહેતા**—એ ફિકર આપણે શું કરવા જોઇએ, શોધશેય એ ને પુછશેય એ ! રાધેસ્યામ રાધેસ્યામ !

**(મહેતી) રાગ; આજ જરા આજીજી કરજો ? (ઓચ્છવ.)**

કરમ આ ક્યાં મારૂ ઘડીયુ;
પેલા ભવનું પાપ હશે કાંઇ, અહીં પાનું પડીયું. ૧
પિતાએ ખૂબ રતન ખોળ્યું;
પથ્થર સાથે પારસ પટકી, રાખ રતન રોળ્યું. ૨
ભજનમાં ભવ આખો કહાડયો;
પરમેશ્વર પરસન્ન થયા નહિ, બહુ પાઠી રહાડયો. ૩
બળાપે બાર પહોર બળવું;
હલકાઈ આખા ગામ વિષે, મુજ લોહી થયું હળવું. ૪
કપાળી રોજ રોજ કુટુ,
હમણાં માગ્યુ મ્હોત મળે, તો હૈએથી છુટુ. ૫

મહેતી કલ્પાંન્ત કરે છે, અને મહેતા રાધેસ્યામ, રાધેસ્યામ, રાધેસ્યામ, કહીને શ્રી હરીનો જાપ જપે છે. તે વખતે ઓચિતાં સહજ સ્વભાવે બાળકને રમાડવાને બહાને મહેતાજીનાં સાસુ તથા સસરા આવ્યા. પોતાની દીકરીને ઉદાસ જોઇ માતાજી કારણ પુછે છે, ત્યારે મહેતીએ કહ્યું કે છોડી આવડી મોટી થઇ પણ તમારા જમાઇ તો કાંઇ ગણકારતા જ નથી. તે સાંભળી મહેતાજીના સસરા બોલ્યા, તે વાતની ચિન્તા તારે જરાય ન કરવી; એ તો સૌ સારાં વાનાં થશે. કોક ઠેકાણે શામળીઆનું સંધાતુ હોય તેની વાતચિત્ત થાય તે પછી કુંવરને પરણાવાની સૂજ પડે. કેમ મહેતાજી ?

**મહેતા**—કુંવર અગિયારમાં વરસમાં છે, શામળીઆને આઠમું જાય છે, કુંવરને પરણાવાને ઘડીઆં લગન જાય છે; શામળીઆની વાત અત્યારથી સાંભળે જ કોણ! તમારૂં ધારવું ભુલ ભરેલું છે.

**સસરા**—સાધારણ વાત કરી વિવાહ કરી મૂકયા હોય તો આપણને અનુમાન જડે, કે શામળીઓ પરણાવતાં આટલું ખરચ થશે. તે ઉપર કુંવરનો વિચાર-થાય.

**મહેતા**—શામળીઓ પરણાવા માટે કરવાનું ખરચ કુંવરના સસરા પાસેથી લેવું ધાર્યું છે કે શું?

**સસરા**—ખરચ તો લેવું એટલું જ નહિ પણ સાથે વેવઇને આપવાનાં નાણાં.

**મહેતા**—પુત્રિ વેચી પૈસા લેવાના છે? કન્યા વિક્રય કરવાનો છે?

**સસરા**—છુટકો જ નહિ; સૌ કરે તેમ કરવું.

**મહેતા**—નહિ બને; એ નહિ થાય, કન્યા વિક્રય નહિ કરાય!

સાસુ—ના શુ થાય બધુય થાય! છોડીના પૈસા નહિ લ્યો તો છોકરો ક્યાંથી પરણાવશો?

**મહેતા**—છોકરાનું ભાગ્ય છોકરા પાસે છે. પાળેલાં પશુ ના વેચાય, તો પુત્રિ તો વેચાય જ કેમ? કન્યા વિક્રયનું ઘોર પાપ નહિ થાય! કાળો હાથ નહિ કરાય!

### મરાઠી સાખી.

પુત્રિ વેચી પૈસા લેવા, અંતે લેવી હાય;
કસાઇ વેચે મડદા માટી, ઘોર નરકમાં જાય;
કોપે કમળા નાથ, કદી કરૂ નહિ કાળો હોથ. કોપે.

**(મહેતી) રાગ; આ ભ્રમર મૂકે ખ્યાલ, મુને, [મૂહાલશા.]**

તમે ચિત્તના મૂકો ચા...ળા, જાઓ જપ્યા કરો જપ માળા.
સૌ નાગર નાંણાં લે છે, કોણ કોને કુડુ કહે છે;
એમાં નાત શિરસ્તો રહે છે, તમે બહુ ટોચ, મળે નહિ પહોચ,
થાય મને શોચ, મળ્યા ક્યાં ટાળા. જાઓ જપ્યા. ૧
બધી નાત કરે તેમ કરવું, તેમાં શાને માટે ડરવું;
કહો કોણ રહ્યું છે નરવું; ઉઘાડો કાન, લાવો કાંઇ ભાન,
મૂકીને માન, ન ચાવો ગા...ળા. જાઓ જપ્યા. ૨
જ્યાં દીકરાના પડે દેવા, કેમ કન્યાના નવ લેવા;
વળી લેવા તેવા દેવા, રહ્યું ક્યાં પાપ, વિચારો આપ,
કાળજે કાપ, ઉઠી મને ઝા...ળા. જાઓ જપ્યા. ૩
કાલે કુંવર કોને વરશે, કહો કોણ કપાળે કરશે;
ક્યાં મંગળ ફેરા ફરશે, જીવ ગભરાય, કાંઈ કાંઇ થાય,
લાંગી મને લ્યાય, લ્હાયના લ્હા...ળા. જાઓ જપ્યા. ૪

**મહેતા**—કોઇ ન લે, કોઇ ન લે! પુત્રિ વેચી પૈસા કોઇ ન લે!

મહેતી—કોઇ પૈસા લે છે, અને કોઇ કન્યા સાટે કન્યા લે છે, પણ લેછે લેછે ને લે છે!

(મહેતા) મરાઠી સાખી.

કન્યા સાટે કન્યા કંચન, જે જન ઝડપી લે છે;
તરત લાભ જોઇ તૃપ્તિ પામે, અંતે એમાં ક્ષે છે;
થાશે વાંશે શું; આખર રહેશે ફુની ફુ. થાશે.

પૂત્રિ વેચી પૈસો લેવો એ ઘોર પાપનું કામ છે. પૂત્રિના પૈસા લેનારે કન્યાદાન દીધુ ન કહેવાય; તેને કન્યાદાનનું ફળ નજ મળે !

**મહેતી**—ત્યારે કન્યાદાન દીધુ ક્યારે કહેવાય !

**મહેતા**—સારા કુળવાનનું ઘર જોઇ, ભણેલો ગણેલો અને કાન્તિવાન વર જોઇ વિધી પૂર્વક પુજન કરી કન્યા આપી પગે લાગવું, તેનું નામ કન્યાદાન દીધુ કહેવાય !

**મહેતી**—કુળવાન કોને કહો છો ?

**મહેતા**—જે ઘરમાં કન્યાઓ કલોલ કરે છે, જે કુળમાં કન્યાઓ આનંદ કરે છે, જે કુળમાં કન્યાઓને કોઇ પ્રકારનું દુઃખ નથી, તેનેજ કુળ કહે છે.

જે કુળમાં કન્યા અતી, દુઃખી રહે દીન રાત;
કુળ નહિ પણ કારમી, જટ્ટ જંગલી જાત.

જે કુળમાં કન્યાઓ દુઃખી થાય છે, તે જાત નથી પણ કજાત છે.

**મહેતી**—કન્યા આપીને ઉપરથી પુરત પહેરામણી આપે તેણે કેવું કર્યું કહેવાય ?

**મહેતા**—તે વિવાહ સર્વોત્તમ ગણાય; દાન ઉપર દક્ષણા એતો અતી ઉત્તમ ! મળે તો કન્યાદાન ઉપર પુરત પહેરામણી કરી જમાઇના પગ ધોઇ પુજન કરી વિધીથી વધાવી લેવો ! જો તેમ કરવાની સત્તા ન હોય તો કંકુથી વધાવી પાંનેતર પહેરાવી પૂત્રિ આપવી તે પણ ઉત્તમ ગણાય !

**મહેતી**—પાંચનું કે પાંચસોનું ઘરાણું કરી ઘાલી, કન્યા લઈ જાય, તો કન્યાના બાપે વિક્રય કર્યો કહેવાય ?

**મહેતા**—કન્યાના પુજનાર્થે, કન્યાના માનાર્થે આપેલુ પલ્લુ સ્ત્રિ ધન ગણાય છે, એ વિવાહ વિક્રય ગણાતો નથી સાધારણ સારો ગણાય છે, તેમ કરનારને વિક્રય દોષ લાગતો નથી. ભાઇઓ એમજ કરતા હશે !

**મહેતી**—ત્યારે આપણી કુંવરને ઘરાંણું કરનાર મળે તો લેવું કે નહિ ?

**મહેતા**—ઘણી ખુશીથી ! કુંવરને જેટલું અપાય તેટલું કુવરનું જ; તેમાં આપણાથી ચાંચ બોળાય નહિ !

**મહેતી**—તેમ તો તેમ, પણ બ્રાહ્મણ ધ્વારે વિવાહની તજવીજ તો કરાવો !

મહેતા—દિક્ષીતને મોકલી સટાક ચોરે વાત નંખાવુ ! પછી જેની ઇચ્છા હશે તે ઘર પૂછતો આવશે !

મહેતાજીએ દિક્ષીતને બોલાવી, નીએ પ્રમાણે શબ્દો સટાક ચોરે કહેવરાવ્યા.

* રાગ; હરિગીત છંદ.

હું આવીઓ એ કારણે, તમ બારણે ધરી ધીરને;  
મુજ ફરજ સાથે અરજ તે, સંભળાવુ સૌકો વીરને. ૧  
છે ભક્ત જૂનાગઢ વિષે, નરસિંહ જેનું નામ છે;  
જેને લક્ષ નહિ લક્ષ્મિ તણું, રજ રિદ્ધી જોતાં રામ છે. ૨  
લગની સદા લાગી રહી, દીન રાત રાધેસ્યામની;  
છે ગ્રહસ્થ નાગર નાત, પણ પરવા ન રાખે ગામની. ૩  
કુંવારી કન્યા એહને, કુંવર નામે બાળકી;  
ગુંણ રૂપ સુંદર શોભતી, સુ શુધ્ધ સોના ઢાળકી. ૪  
વિવાહ કરવા આવીઓ, મુજ બોલ બેળે થાપજો;  
વિચાર વારંવાર કરીને, યોગ્ય ઉત્તર આપજો ? ૫

સોમાકશંકર—સાંભળો સારંગધર ! ધ્યાન આપો !

સોરિંગપ્રસાદ—દિક્ષિત તો જાણે કોઇ રાજા ધિરાજનો અનુંચર !

વાસુકીપ્રસાદ—આ તો એણે જૂદો જ બંગ કહાડ્યો ! કન્યાનાં લગન આંમ થતાં હશે !

તારાપ્રસાદ—એ તો કાંસાં કુટી જાણે; એને રાત દહાડાનું ભાનજ ક્યાં છે!

દુર્ગાપ્રસાદ—ત્યારે આ બ્રાહ્મણને કાંઇ જવાબ તો આપો !

સારંગધર—કોઇને શ્રીફળ સ્વિકારવાની મરજી છે ભાઇ ?

અભિમાનરાય—એ ન્યાત બહારીઆની કન્યા તે કોણ લે !

ભીમરાવ—જેને ઢેડવાડે ઓચ્છવ કરતાં જરાય લાજ ન આવી તેની કન્યા લેવી એ તો શરમ ભરેલું ગણાય !

ગુણવંતરાય—કન્યા લેવાની ઇચ્છા તો ઘણાયને હોય ! પણ એ પોતાની રીતભાતથી જ આખી નાતને અળખામણો થઇ પડયો છે, એટલે કોઇ કન્યા લે નહિ ! માટે આખી નાત તરફથી એક જ જવાબ આપી દ્યો, એટલે બસ !

[સારંગધર ]     છપ્પો.

લક્ષણ એનાં લાખ લખાવે, લખ લખ કરતો;  
લેશ ધરી નહિ લાજ, અનામીક ઓચ્છવ કરતો;

વરણ અઢારે એક, કરીને નટવો નાચે;
ખાવાની છે ખાખ, નીચ ને નાગર જાચે;
હલકઇ આપ્યા ગામમાં, શું એ આંખથી અંધ છે;
કન્યા કયમ લેવાય ત્યા, જ્ઞાતી કેરો બંધ છે.

**પરમોદરાય**—આપણે સમગ્ર જ્ઞાતી તરફથી બ્રાહ્મણને જવાબ તો આપ્યો પ......ણ.

**પરસતરાય**--પણ શું, કહોને કે કન્યા બહાર ગામ જશે !

**પૃથ્વિપ્રસાદ**--યસ યસ એજ, ગામમાં ગમે તેનો છોકરો મંડાત! આ તો જૂનાગઢની કન્યા નાના ગામડાંમાં જશે !

**સારંગધર**--મારી તો એવી મરજી છે કે, જૂનાગઢમાં કે બહાર ગામમાં કોઇ નરસિંહ મહેતાની પુત્રિ લેજ નહિ !

**બુદ્ધિપ્રસાદ**--ઓલ રાઇટ, મારો પણ એજ મત છે.

**શુદ્ધિપ્રસાદ**—એ ઘણું સારૂં છે, તેને માટે પ્રથમથી પાળ બાંધવી જોઇએ.

**સારંગધર**—એ બહાર ગામની હીલચાલ કરે તો આપણે તરત તે ગોઠવણ કરીએ. મારૂ ચાલશે ત્યાં સુધી તેની કન્યા પરણવા દેવાનો નથી.

**અભિમાનરાય**—હું પણ એજ મતને મળતો છું.

નાગરની નાતનો જવાબ દિક્ષિતે મહેતાને કહયો, તે મહેતીએ સાંભળ્યો, એટલે તો પેટમાં ફાળ પડી ! અરેરે શું કુંવરનાં લગન નહિ જ થાય ! આ ભાયડાએ ભજનીઆં કુટી કુટી ઇજ્જતના કાંકરા કર્યા છે. જેથી નાતીલા કનડે છે. લાવ્ય જરા માતા પિતાની પાસે ઉભરો કહાડી આવું.

**[ મહેતા ] રાગ; ત્યાંથી ઉઠયો અભીમન્યુનો ( બભ્રવાહન. )**

માજી તમે ક્યાંથી સુરત ખોળી, ભઠ્ઠીમાં ભારી ભામની ભોળી. ૧
ક્યાંથી કરમના મેળવ્યા ટાળા, લમણે લખેલા લોહી ઉકાળા. ૨
કર્મે મળ્યા ક્યાંથી કુળના કડકા, હૈએ બળી રહ્યા હોળીના ભડકા. ૩
જોતાં જડયું ક્યાંથી જાતનું ઠળીયું, છાપરૂં છાવાને ના મળે નળીયું. ૪
હરનીપ ઉછળે હૈયામાં આગ, પરણીને પળતાં ઉતર્યો નાગ. ૫
પાપે આવી પેટ વસ્તાર પડીઓ, દુઃખ દુકાળમાં અધિક અડીઓ. ૬
દિકરીનું દેખાયુ વરવાનું વાન, ઉગતા આથમતાનું ના મળે ભાન. ૭

**મા**—દીકરા ઉદાસ શા સારૂ થાય છે! તારો બાપ પૃથ્વિનું પડ ફાડી નાંખીને સુરતીઓ લાવશે, છોકરો પરણાવવો મુશ્કેલ છે કાંઇ દીકરી પરણાવવી મુશ્કેલ નથી. આપણી નાતમાં બહાર ગામ કન્યા દેવાની હેનતા

નથી. જૂનાગઢની નાતે સ્વિકાર ન કર્યો એટલે કુંવર કુંવારી નહિ રહે ! હમણાં મહેતાજીની સલાહ લઇને દિક્ષિતને બહાર ગામ મોકલીએ છીએ. નરસિંહ મહેતાની સલાહ લઈ એના એજ'દિક્ષીતને બહાર ગામ મોકલ્યો, જે ગામમાં આપણી નાતનું એક પણ ઘર હોય તે ગામમાં પણ જાઓ, દરેક ગામમાં નાતીલા ભેગા કરી, જે શબ્દો સટાક ચોરે કહયા તેના તેજ શબ્દો સંભળાવી ધ્યો; અને જેની મરજી જણાય તેની સાથે વિવેકથી વાત કરી લ્યો !

નરસિંહ મહેતાનો દિક્ષિત કન્યાનો વિવાહ કરવા બહાર ગામ ગયો; એ વાત સટાક ચોરે આવી એટલે, સારંગધરે આખી નાતની મંજુરીથી બ્રાહ્મણને તૈયાર કર્યો. તારે જ્યાં જ્યાં આપણી નાતના ઘર હોય તે બધાં ગામમાં જવું, અને નિચે પ્રમાણે શબ્દનો ઉચ્ચાર કરવો !

**રાગ; છત્રપતિ દુર્યોધન રાજા; [ સૈરંધ્રિ. ]**

સરવ વરણમાં શ્રેષ્ટ નાગરો, શુણી શબ્દને આપો ધ્યાન;
આજ કાલ અંગારો પાકયો, નીચો નરસઈઓ નાદાન.　　૧
ભોળા જનને ભટ્ટ ભોળવે, નારી વચ્ચે પાડે નાચ;
જનમારો જૂઠામાં ખોયો, બાપો એતો બોલ્યો સાચ.　　૨
કાળાં ધોળાં કરમ કરે છે, વળી કરે ભકિતનો ડોળ;
આશા બંદો કોઈ આવે તો, તરત તાળવે ચોઢે ગોળ.　　૩
ખરી ખોટય ખાવા પીવાની, અને આબરૂ ન મળે લેશ;
બધરી એની બહાર નીસરે, વિશ્રરી વણઝારીનો વેશ.　　૪
કુંવર કુંવારી કન્યા એની, બહેરી મુંગી બુચી જાણ;
વાત વધારી વિવાહ કરવા, બ્રાહ્મણ છૂટયો છે નિર્વાણ.　　૫
ઢેડ વરણમાં કિર્તન કરીયું, ઢેડ સંગ સાંધ્યો વહેવાર;
છાંટો છૂંટી બંધ કરીને, હાલ કર્યો છે જ્ઞાતી બહાર.　　૬
વિવાહ કરીને જો કોઇ વિરલો. જૂનાગઢમાં લાવે જાન;
પટેલ વર્ગથી થાય પૂછણું, તરૂણ જનો કરશે તોફાન.　　૭

કોઇ ગામમાં નરસિંહ મહેતાના બ્રાહ્મણનું સવારે તો નાતીએ મોકલેલા બ્રાહ્મણનું સાંજે, કોઇ ગામમાં બપોરે તો બીજાનું ત્રિજે પહોરે. પણ મહેતાના બ્રાહ્મણની પૂંઠે ને પૂંઠે તે બ્રાહ્મણ ફર્યા જ કરે છે, મહેતાજીના બ્રાહ્મણના બોલ સાંભળી ઘણાને પુત્ર પરણાવાની લાલચ લાગે પણ પાછળથી નાતીએ મોકલેલા બ્રાહ્મણની વાણી સાંભળે એટલે વિચાર ભાગી જાય ! આવા ઉંડા જોખમમાં કોણ ઉતરે- પારકા ગામમાં નાતની જોડે બાકરી

બાંધી જબરજસ્તી કામ કરવું એમાં ફતેહમંદ ન થવાય. વિવાહ કરીને વહેર કરવું અને દીકરો પરણાવીને વધારવું, એ સારાં માણસનાં લક્ષણ નહિ.

આવા વિચારોથી નરસિંહ મહેતાના દિક્ષીતને કોઇ ટકવા દેતું નથી અને ઝટ વિદાયગીરી જ આપે છે, બધાં ગામ ફરી ફરી જોયાં તપાસ્યાં અને નાતીની વસ્તીનું એકે ગામ બાકી ન રહ્યું ત્યારે પોતે ઘેર આવ્યો, અને મહેતીની સમક્ષમાં મહેતાને બનેલી વાત વિગતવાર કહી.

બ્રાહ્મણના મુખથી સમાચાર સાંભળી મહેતી તો ઝાળ ઝાળ થઇ ગઇ; તેની સાથે પોતાના ધારેલા કામમાં ખલેલ આવવાથી આંખમાંથી આંસુ પડવા માંડયાં. મૂવા નખોદીઆ લેવા દેવા વગરના વાંસે પડયા છે, એમનાં ફોડીએ મોં ભરાય ને એમને ફડફડીઆ આવે, ને એમને માતા ભરખે!

**મહેતા**—અરરરર! આ શું બોલો છો, આવા શબ્દો આપણા મોંઢાને ન છાજે! આપણાથી આવું ન બોલાય? ભાઇઓને ગાળો ન ભંડાય!

**મરાઠી સાખી.**

કડુ ભુંડુ કોને ન કહેવું, સર્વેશ્વર સૌ કરશે;
સૌ સૌના કર્મે લેવાશે, કરશે તેવું ભરશે;
રહો મંન મગંન, કુવરી કુંવરનાં થાશે લગંન. રહો.

**મહેતી**—થશે ત્યારે થશે, પણ હાલતો નાતીલા વચમાં આડાં અવળાં વિધ્ન નાખે છે, તેમને તમારાથી કાંઇ કહેવાય છે? શા માટે કન્યા લેતાય નથી ને લેવા દેતાય નથી તેનું કાંઇ કારણ? ઉઠો જાઓ સટાક ચોરે!

મહેતીના બોલ સાંભળી મહેતાજી સટાક ચોરે આવ્યા, ત્યાં પેલો બ્રાહ્મણ પણ ગામડાં ફરીને આવ્યો છે, પોતાની ચાલાકીના ચોપડા ઉકેલી રહ્યો છે, તે સાંભળવા સઘળા નાગરો ભેગા થયા છે. બ્રાહ્મણના બોલી રહ્યા પછી, મહેતાજી નમ્રતાથી બોલ્યા.

**[ મહેતા ] રાગ; હું વિયોગી નારનો. [મૃદાલશા.]**

મેં તમારૂં શુ બગાડયું, તે મને કહો?
તે મને કહો! કેમ લાગેલા રહો? મેં તમારૂ.
જીવ લેવા ઝડપી રહે, ચકલા ઉપર બાજ;
રંક જનોને રોળતાં, નહિ રિદ્ધિ કે રાજ;
દહિતની બુદ્ધિયે કેમ, દીનને દહો? મેં તમારૂ. ૧
પાડો પાડુ પ્રહારથી, ચઢી દેરડી છેક;
દવથી દાઝ્યા જંનને, શીદ કરોછો શેક;
નવ તોલ તોળો મનમાં, ને ભાવતુ ભહો? મેં તમારૂ. ૨

ભર્યું ભાણું જો ખીંચીએ, પુરણ લાગે પાપ;
ભોગવતાં ભારે થશે, સાંપડશે સંતાપ;
શિખ કોઇ સંતની તે, ચિત્તમાં ચહો ? મેં તમારૂં. ૩

ભર્યું ભાણું ખીંચી લેવું એ મોટામાં મોટું પાપ છે.

[ નાગરો ] રાગ, લ્હાયરી મૂકી દે રે ભગતડા; [આચ્છવ].

લખ લખ કરતો રહે, રે ભગતડા, લખ લખ કરતો રહે ?
કાન ફોડીને કાંણાં તેં પાડીઆં. લખ લખ.
આબરૂના કાંકરા ઉડયા આકાશમાં, પાંખો કરીને બે;
આખા નગરમાં ઉઘાડી આબરૂ, કોની અજાણી છે. લખ લખ. ૧
ભટકાતી ભામની વિસારી રામની, ભાળે ન ભૂપનો ભે.
રામજીને બહાને રાંડો રીઝાવવા, નારીઓની સાથે નેહ. લખ લખ. ૨
ધસ્યો મસ્યો ગયો ઢેડીઆની ધાડમાં, બોલાવી ઢેડીઆની જે,
જ્ઞાતીના બંધની બીકજ હૃદયમાં, નથી ધરાવી તેં. લખ લખ. ૩

જા જા ! રંડવા બાયલા ! રાંડો નચાવી ખા રાંડો ! તું અમારી સાથે બીલકુલ બોલવા લાયક નથી.

**નરસિંહ**—મેં તમારૂં શું બગાડયું છે ?

**તામસરાય**—આથી કેવું ? બધી નાતને લાજી મરવાનુંતો કર્યું !

**નરસિંહ**—ત્યારે કુંવરનું લગન નહિજ થાય ?

**સારંગધર**--નહિ નહિ ! એક વાર શુ હજાર વાર નહિ !

**અભિમાનરાય**—નાત બહારીઆની કન્યા કોણ લે ? રાંડ તારો રોટલો ને ધડતાં ભાગ્યો. રોજ એવું એ; જેને લાજજ નહિ; શરમ જ નહિ !

**સારંગધર**—ચાલ્ય જા મોઢું સંતાડય, અમારે બીજા વિચાર કરવાનાછે.

[ મહેતા ] રાગ; હરજી અરજી ઉર ધારો ? [ સૈરંધિ ].

આવો .. ... ...આવો ?
આવો અવિનાશી આવો ? ધરણીધર ધીરા ધાઓ ? આવો. ૧

કુંવરી... ... ...કુંવરી.
કુંવરી કુંવર પરણાવો ? હરી ભકત વદન વરણાવો ? આવો. ૨

રઢીઆળા... ... ...રઢીઆળા.
રઢીઆળા રંગ રમાડો ! જૂગ્તિથી જાન જમાડો ? આવો. ૩

જૂગજીવન જૂગજીવન,
જૂગજીવન જૂગ જગાડો ? વિવાહનાં વાધ્ય વગાડો. આવો. ૪

છે છેલ્લી... ... ...છે છેલ્લી.
છે છેલ્લી વિનતી છેલા, હવે હદ વાળી અલબેલા. આવો. ૫

પોતાના ભકતનો પોકાર સાંભળી શ્રી હરી પરમાત્મા પોતે જાણે હમણાં જ ઉંઘમાંથી જાગ્યા હોય તેમ, કમળાને પોકારી ઉઠ્યા; અને નારદને યાદ કર્યાં. સંભારતાં વાંત બંને આવીને ઉભા રહ્યાં, અને નમન કરી બેઠાં, કહો શી આજ્ઞા છે ?

[ ભગવાન ] મરાઠી સાખી.

હૃદય કમળનું રત્ન રૂપાળુ, નરસઇઓ મુજ ભકત;
નાકા લીટી નાત ખીંચાવે, અતી ઉકાળે રકત;
જાઓ વહેલાં થાઓ ? મૂજ ભકતનું રૂડુ ચહાઓ. જાઓ.

**નારદ**—જેવી આજ્ઞા પ્રભુ ?

**કમળા**—અમારે શું કરવાનું છે, અને શી રીતે કરવાનું છે, તે કહી દયો ?

[ કવિ ] મરાઠી સાખી.

ગિરધારી કહે કરી ગરજના, રાખો હૈએ હામ;
સકળ દેવની સહાય લેઈને, ઘુમો ગામે ગામ;
થાઓ કંસારી, શુ કરશે એ સંસારી. થાઓ !

**ભગવાન**—નારદજી, તમે કોઇ પણ રીતે નરસિંહની સુવાસના સુકિર્તિ ફેલાવો તેની સાથે કમળાનાં પણ વખાણ કરતા રહો ! જરૂર પડે તાં બીજા દેવતાઓની મદદ લઇ નરસિંહની પૂત્રિ કુંવર બેનનાં લગ્ન કરાવો !

**નારદ**—બહુ સારૂ મહારાજ; આપની કૃપાવડે અમને કાંઇ નહિ કહેવું પડે ! એ કામ થઇ ગયુંજ માનો ! પણ અમારી ઘૂંચવણીએ આપને આવવું પડશે ?

**ભગવાન**—અણીએ અને અવસરે તો હું આવીશ જ, પણ તમો બેઉ પ્રયત્ન કરો !

પ્રભુ આજ્ઞા થતાંની સાથે સાક્ષાત દેવી કમળા તૈયાર થઇ ગયાં. ઉષ્ણોદક સ્નાન કરી, અમુલ્ય હીરા રત્ન જડીત્રચોળી અને ફરતી ખરા મોતીની લટકતી સેરોવાળો ચણીઓ પહેરી, તેના ઉપર કસબના ચળકતા સોનાના તારથી અંકિત કરેલું કોઇ હજારો રૂપીઆનું અમ્બર ઓઢી લીધુ, સાવ સોનાના, હીરાની ઘુઘરીઓ વાળા લંઘર તોડા જેના પગમાં ઓપી રહ્યા છે, ચંદન ચુડી સાથે બાજુબંધ બેરખા હાથને દીપાવી રહ્યા છે. ગુજરી, ઘુઘરી અને પહોંચી પણ અધીક શોભા આપી રહ્યાં છે. ગળામાં હીરાના હાર તથા મોતીની માળાઓ શોભી રહી છે. વાળે વાળે મોતી પરોવી મુક્યાં છે. માથાનો ચોટલો જાણે શેષ નાગની ફણા જેવો ઝગઝગી

રહ્યો છે, પ્રતક્ષ શરદ રૂતુના ચંદ્રમા જેવું વદન તેજ મારી રહ્યું છે, એવાં શ્રી કમળા દેવી; ઇંદ્રિના વિમાન જેવા શોભતા રથમાં બેસી ગયાં, તે વખતે સુર્યનો સારથી અરૂણ દેવ ઘોડાને હાકવા લાગ્યો. સુગંધીદાર સુખડના રથને સોને મઢીને તૈયાર કર્યો છે. જેને એક હજાર તો સોનાની ઘંટડીઓ બાંધી છે, અને દશ હજાર ઝીણી ઝીણી ઝાંઝરીઓ લટકાવી લીધી છે. ચાલતાં ધમધમાટ અવાજ થઇ રહે છે ઘોડા પણ થનથનાટ કરતા ચાલે છે; રથના ઉપર જરીની ધ્વજા ફરકી રહી છે, એક હજાર ઘોડેશ્વાર રથને ઘેરીને ફરતા ચાલે છે. ઇંદ્રાણી, બ્રહ્માણી, રૂદ્રાણીને માન મૂકાવી દે. એવાં કમળા કનસારી બની સો ગાડાં સોનાનાં, બસેં ગાડાં રૂપાનાં ચારસેં ગાડાં ત્રાંબાનાં અને આઠસેં ગાડાં પીતળનાં વાસણ લઇ ગામેગામ ફરવા નીકળ્યાં. તેની સાથે સંકલ્પ એ કર્યો કે બ્રાહ્મણને અડધી કિમ્મતે આપવું.

કમળા કંસારી તૈયાર થયાં. એટલે નારદ ટેલીઆ બ્રાહ્મણનું રૂપ ધરી ગામેગામમાં ટેલ નાંખતા, કમળા કંસારી તથા નરસિંહ મહેતાનાં વખાણ કરતા સમાચાર આપતા ચાલ્યા, ગામો ગામમાં ઘેરે ઘેર ફરે છે.

**[ નારદ ]          રાગ; મારૂ માણકડુ રીસાણુરે. મધુવનમાં.**

એક નરસઇઓ ભક્તિનો ભાનુ રે,          જૂનાગઢમાં.
પાડયુ પરમેશ્વરથી પાનું રે.          જૂનાગઢમાં. ૧
ગાય ગોવિંદજીનું ગાણું રે,          જૂનાગઢમાં.
એતો સંઘરે સાચું નાણું રે.          જૂનાગઢમાં. ૨
એતો વૈકુંઠનાથને વહાલોરે,          જૂનાગઢમાં.
એના હાથમાં ભક્તિનો ભાલોરે.          જૂનાગઢમાં. ૩
નથી મન માંહે કુડનો કાંટોરે,          જૂનાગઢમાં.
નથી ચિત્ત માંહે ચિન્તાનો છાંટોરે.          જૂનાગઢમાં. ૪
એતો નાગરી નાતનો મણીરે,          જૂનાગઢમાં.
એની અલખેલો સાચવે અણીરે.          જૂનાગઢમાં. ૫
એણે જૂઠાણું જડથી છેધ્યુરે,          જૂનાગઢમાં.
જેનું ભક્તિથી અંતર ભેધ્યુરે.          જૂનાગઢમાં. ૬
હર હરી તે ઘેર પધાર્યારે,          જૂનાગઢમાં.
એના પરીઆના *પરીઆ તાર્યારે.          જૂનાગઢમાં. ૭

***દ્રષ્ટાન્ત**--કુદરતનો નિયમ છે કે, કાગડીના માળામાં કોયલ ઇંડા મૂકે, તેને કાગડી સેવે જ્યારે ઇંડામાંથી બચ્ચાં પ્રગટ થઇ ઉડવા શીખે ત્યારે કોયલને હવાલે થાય, એક વખત કોયલને કાગડી સાથે પ્રાણીના

શમ વિષમપણાની વાત ચાલી; તેમાં કોયલનું કહેવું એવું થયું કે, સર્વે પ્રાણીમાં શ્રેષ્ટ મનુષ છે, જેને સારા સાર સમજવાની શક્તિ છે, એટલે મનુષ્ય કોઇ કાળે જુઠું બોલતા નથી. તેના વિરૂદ્ધમાં કાગડી કહે છે તે પણ સ્વાર્થને અંગે જુઠું બોલે છે, કોયલ કહે માણસ તો બોલે જ નહિ! આ વાત એટલેથી દબાવી રાખી, થોડા એક માસ પછી એજ કોયલે એજ કાગડીના માળામાં ઇંડાં મૂક્યાં, ઇંડાં ફુટયાં જેટલો અને બચ્ચાંને સેજસાજ પાંખો આવ્યા જેટલો વખત ગયો એટલે કોયલ પોતાના બચ્ચાંને જોવા માટે આવી. દેખતાં જ કાગડીએ ધમકાવીને કહ્યું. કેમ આવી? મેર રાંડ માળો સુનો હશે એમ સમજી બચ્ચાંને મારી નાંખવા આવી? કોયલ કહે કેમ આટલું બધુ તાણીને બોલે છે બેન! હું તો મારાં બચ્ચાંને જોવા આવી?

કાગડી--હેંડય હેંડય મારા માળામાં તારાં બચ્ચાં ક્યાંથી? નક્કી મારા બચ્ચાંને મારવા જ આવી! હત રાંડ હત્યારી!

કોયલ--શું મારાં બચ્ચાંને હું મારૂં? પોતાનાં બચ્ચાંને કોઈ મારે?

કાગડી--વાત કરતી જાય છે ને મારાં મારાં કરતી જાય છે, કેટલું જુઠું બોલે છે? ચાલ જા નહિ તો પાંખો વિખેરી નાંખીશ, રસ્તે જતાં ગળે પડવા આવી!

કોયલ--હું તે રસ્તાની જનાર કે બચ્ચાંની માતા?

કાગડી--ચાલ્ય ચાલ્ય બચ્ચાંવાળી જા નહિ તો જીવ ખોઇશ.

આવાં વચન સાંભળી કોયલ તો સ્તબ્ધ થઇ ગઇ, વિચારમાં પડી. કોયલનાં બચ્ચાં કાગડી સેવે ઉછેરે અને છેવટ કોયલને સોંપે; આ તો મોં પણ નથી જોવા દેતી, જન્મેલાં બાળકનું મોં જોવા પ્રાણી માત્રને આતુરતા રહે છે. વળી રાંડ સઇયર સુઇ છે.

કોયલની આંખમાં આંસુ જોઇને કાગડી કહે છે; પાડોસીના પારણાનો અવાજ તારા કાનના પડદા ફોડતો હશે? હત રાંડ ઝેરીલી!

કોયલ--છેક આમ જ, જરા ઇશ્વરનો તો ડર રાખ્ય?

કાગડી--તારે કોઇની પાસે ન્યાય કરાવવો હોય તો તેમ કરીએ; તું કહે તે પ્રાણીની પાસે ન્યાય કરાવીએ?

કોયલ--ન્યાય કરાવો તો મનુષના મુખે?

કાગડી--મનુષ કોયલનાં કહે તો મારે તને સોંપી દેવાં, અને કાગડીનાં કહે તો તારે મુંગે મોંઢે ચાલ્યાં જવું: કેમ ઠીક કે નહિ?

કોયલ--કબુલ; મનુષ કદી અસત્ય બોલે જ નહિ?

કાગડી--કાલે સવારે આવજે, આપણે મનુષતી પાસે જ ન્યાય કરા-

વીશું. કોયલ ત્યાંથી ઉડી પોતાના માળામાં જઈ અફસોસ કરવા લાગી. આપણી થાપણ પારકા હવાલામાં સોંપવી એજ ભૂલ ભરેલું છે, સોંપીને અફસોસ કરવા વખત આવે છે; ફિકર નહિ મનુષ્ય તો બરાબર ન્યાય કરીને મને સોંપાવશે.

કોયલના ગયા પછી કાગડી ઉડી, તેણે કોઇ ગામની ભાગોળે શંકરના દેવળ પાસે પાંચ પુરૂપ બેઠેલા જોયા. તેમના સામી એક છાપરાની ટોચે બેસી કાકાકાકા અવાજ કરવા લાગી, તે સાંભળી પાંચે જણા આતુરતાથી તેના સામુ જોઇ રહયા, ત્યારે કાગડી નીચે આવી મનુષની વાચા બોલી. હે ભાઇઓ મારે તમારી પાસે એક ઝગડાનો ન્યાય કરાવવો છે.

**પંચ**—તમારે જે અને જેવી રીતે ન્યાય કરાવવો હશે તેવી રીતે અમો કરીશું.

**કાગડી**—તમો મારાજ લાભમાં ન્યાય આપશો તો હું મારી કાગ વિધ્યાના બળે તમને ખરેખરો ચમત્કાર બતાવીશ !

**પંચ**—શું ચમત્કાર બતાવશો કહો તો ખરા ?

**કાગડી**—હું તમારા પરીઆના પરીઆ બતાવીશ.

**પંચ**—અહાહાહા ! વાહ ભાઈ વાહ ? બોલો શું કરવાનું છે ?

**કાગડી**—મારા માળામાં કોયલે ઇંડાં મૂક્યાં હતાં, પાંચ સાત દિવસ થયા તે ઇંડાં ફુટયાં છે, બચ્ચાં ચેંચુ ચેંચુ કરે છે, તેમને હજી પાંખો આવી નથી, જોતાં તે સાફ કોયલનાં જ સમજાય છે, તે બચ્ચાંનો ન્યાય કરાવા કાલે સવારે તમારી પાસે આવીશું. તમો સર્વ ન્યાયે, અને સર્વાનુંમતે મારાં ઠરાવી મને સોંપાવશો તો હું તમને તમારા પરીઆના પરીઆ, એટલે દાદા પરદાદા એક જ જગાએ એકઠા કરીને બતાવીશ.

**પંચ**—બહુ સારૂ બહુ સારૂ, સુખેથી આવજો, અમો બધ્ધા તમારા લાભમાં જ બોલીશું; આમાં શી મોટી વાત છે, લોકોની પંચાતો કુટતાં અને ઉંધાં ચતાં કરતાં તો બધી જીંદગી ગઇ છે !

બિજે દિવસે સવારે કોયલ કાગડીના માળા પાસે આવી ત્યારે કાગડીએ કહયું કેમ તારે ન્યાયજ કરાવવો છે ?

**કોયલ**—હા મારે મનુપ પાસે ન્યાય કરાવરાવવો છે !

**કાગડી**—કોઇ બીજા પશુ પક્ષિ પાસે કરાવીએ તો ન ચાલે ?

**કોયલ**—ના એથી મને સંતોષ ન થાય; પરમેશ્વરે બુદ્ધિ તો મનુષ્યને જ આપી છે, મનુષ્ય સત્યવાદી છે.

**કાગડી**—ચાલ્ય ઊપાડ બે તું ને ત્રણ હું ઉપાડું છું.

પાંચ બચ્ચાં લઇ, આગલે દિવસે કાગડી સંકેત કરી ગઇ હતી ત્યાં આવ્યાં. કાગડીએ કાકાકાકાકા, અવાજ કર્યો, એટલે ચેતી રહેલા પંચાતીઆ તરત બહાર આવ્યા. અને હાડા હાડા હાડા, કરી કાગડીને ઉડાડવા લાગ્યા.

**કાગડી**—હે ભાઈઓ, આ કોયલ છે અને હું કાગડી છું; અમારા બેની વચ્ચે તકરાર થઇ છે તેનો ન્યાય તમારી પાસે કરાવરાવવો છે, તમો મનુષ્ય છો, માટે સત્ય બોલજો ! આ બચ્ચાં કોનાં છે ?

**એક**—મને તો તમારાં લાગે છે.

**કોયલ**—( બીજાને ) ભાઈ તમને શુ લાગે છે ?

**બીજો**—કાગડીનાં કાગડીનાં !

**ત્રિજો**—આવ્યાં કોના કબજામાંથી ?

**કોયલ**—હાલ તો કાગડીના માળામાંથી લાવ્યાં.

**ત્રિજો**—જેનો કબજો તેનો માલ ! એમાં ન્યાય શું કરવાનો છે ? છે પણ કાગડીનાં જ ?

**ચોથો**—આમાં કોયલનું તો એક રૂંવું નથી રૂંવું. પક્ષીઓમાં પણ લુચ્ચાઇ તો ચાલે છે, રામ રામ રામ, દુનિયા રસાતાળ જવા બેઠી.

**પાંચમો**—ક્યાં કાગડી અને ક્યાં કોયલ, કોયલનો તો એક ડાઘ નથી ડાઘ, એક છાંટો નથી છાંટો, આવું કાચા પૈઆનું ચણતર ક્યાં સુધી ચાલશે, બચ્ચાં કાગડીનાં છે.

**કોયલ**—પરમેશ્વરે તમને બુદ્ધિ આપી, સારૂ ખોટુ સમજવાની શક્તિ આપી, છતાં જૂઠુ બોલો છો. ન્યાય તો છેજ નહિ, બળીઆના બે ભાગ.

**એક**—સાચુ કે જૂઠુ, પણ પોતાના લાભમાં બોલનાર સૌને પ્રિય લાગે છે.

**બીજો**—હં......એમજ છે. જૂઠુ બોલી કોયલનાં કહયાં હોત તો તેને સારૂ લાગત; અને આપણને સારા કહેત !

**ત્રિજો**—આપણે શા કાળ કહાડવા છે, કે જૂઠુ બોલવું પડે ! ન્યાય કરવા બેઠા તો ન્યાય જ કરવો, અન્યાય શા માટે કરવો !

**ચોથો**—આપણે તો એય સગી નથી ને એય સગી નથી, પરમેશ્વર માંથે રાખીને સાચુ બોલ્યા છીએ; લાંચ લેઇને સાચાનું જૂઠુ, કરવાનું નથી.

**પાંચમો**—જૂઠુ તો બોલવું જ નહિ, પક્ષ તો કરવો જ નહિ ! લાંચતો લેવીજ નહિ ! ( કોયલ નીસાસો નાંખીને ચાલી ગઇ. )

**પંચ**—કાગરૂષિ; હવે પરીઆના પરીઆ બતાવો !

**કાગડી**—એ તો ભાદરવા મહિનામાં બતાવીશ ! કારણ કે ભાદરવો

મહિનો અને શ્રાદ્ધ પક્ષ આવ્યા વિના પિત્રીને બોલાવી શકાય નહિ !

**પંચ**—ભૂલ્યા ભૂલ્યા છેતરાયા, કાગડાની જાત આપણને ઠગી જાય છે.

**કાગડી**—આમાં ઠગવાની વાત જ નથી. હું જરૂર બતાવીશ.

**પંચ**—અમે તો તમારા કહેવા પ્રમાણે કર્યું, હવે તમે જાણો !

કાગડી બચ્ચાં પોતાના માળામાં મુકીને કોયલની પાસે જઇ કહેવા લાગી, બેન જરાય ઉદાસ થઇશ નહિ, એ બચ્ચાં તારાં છે; પાંખો આવી બરાબર ઉડતાં થશે ત્યારે તને સોંપીશ, હાલ બચ્ચાં કલોલ કરે છે. તારા મનમાં એમ હતુ કે મનુષ્યો જૂઠું બોલતા નથી. તે તને દર્શાવી દીધું કે સ્વાર્થને અંગે જુઠું બોલે છે. હું ગઈ કાલે એ લોકોને કહી આવી હતી કે બચ્ચાં કોયલનાં છે પણ તમો મારાં ઠરાવશો તો હું તમારા પરીઆના પરીઆ બતાવીશ, તે ભાદરવા મહીનામાં બતાવાના છે.

**કોયલ**—તુ, શી રીતે બતાવે છે તે મારે જોવું છે ?

**કાગડી**—બહુ સારૂ હું જઇશ ત્યારે તને લઈ જઇશ.

ભાદરવો મહિનો આવ્યો, પંચાતીઆએ તો પડવાથી વાટ જોવા માંડી વદ તેરસે આશા મુકી, તે દિવસે પુષ્કળ વરસાદ આવ્યો, બીજે દિવસે તડકો પડયો, અને ત્રિજે દિવસે એટલે અમાંસને દહાડે કાગડી આવી, કાકાકાકાકા અવાજ કરી પંચને બોલાવ્યા. પંચ આવ્યા એટલે કાગડીએ કહયું, અહીથી ગાઉ છેટે શ્રીગંગનાથ મહાદેવનું દેવળ છે ત્યાં આવો !

કોયલને ઝાડ ઉપર બેસારી કાગડી વાટ જોઇને બેઠી છે ત્યાં પંચ આવ્યા ત્યારે કાગડીએ પ્રથમ જોઇ રાખેલો અંદરથી બદબદી રહેલો અને ઉપરથી સુકઇ ગએલો એવો ભેંસનો પોદળો મંગાવ્યો, બે માણસ તે છાણુ લેવા ગયા, પણ નિચે કીડા જોઇ પાછા આવ્યા. કાગડીને કહે છે એ છાણ સારૂ નથી. ઊપરથી સુકાએલું છે અને નીચે કોહોવરામણ છે, જેમાં હજારો કીડા ખદખદ થઇ રહયા છે. કાગડી કહે આ પોદળો ચતો કરી નાંખો ! પોદળો ચતો કર્યો એટલે હજારો કીડાનાં દર્શન થયાં.

**કાગડી**—દર્શન કરો દર્શન કરો ! જૂવો તમારા પરીઆના પરીઆ.

**પંચ**—શુ આ કીડા અમારાં પરીઆના પરીઆ ?

**કાગડી**—હા એજ ! ઓળખો ઓળખો જુવો ધારીને !

**પંચ**—ધિક્કાર છે તારી જાતને, અમને કાગડાને છેતર્યાં. અમારી પાસે જૂઠુ બોલાવી રાંડે બિચારી કોયલનાં બચ્ચાં પચાવ્યાં.

**કાગડી**—કરાર પ્રમાણે પરીઆના પરીઆ બતાવ્યા, શુ ઠગી લીધું ? શુ છેતર્યાં ?

**પંચ**--શુ આં અમારા પરીઆ ? આ છાણના કીડા અમારા પરીઆ ?

**કાગડી**—આ તે છાણમાં છે, હજુ તે બીજા નરકમાં હશે ?

**પંચ**--રાંડ તારા કહેવાથી અમે કોયલને નીસાકો લીધો.

**કાગડી**--કરાર પ્રમાણે પરીઆના પરીઆ બતાવ્યા કે નહિ ?

**પંચ**--બતાવ્યા બતાવ્યા! ફરી-સપાટામાં આવે ત્યારે વાત!

**કોયલ**--મને મારા બચ્ચાં મળ્યાં છે, તે વાતે તમે ચિન્તા કરશોજ નહિ.

કાગડી સાથે વાત કરતાં હુ એમ કહેતી હતી કે પ્રાણી માત્રમાં મનુષ્ય બુદ્ધિશાળી છે, એ કદી જૂઠું બોલે જ નહિ. તે વાતને વિસારે પડાવી મનુષ્ય જૂઠું બોલે છે એવું મને સાબીત કરી બતાવા માટે જ એણે આ યુક્તિ રચી છે.

કાગડી તમને બતાવે છે તેજ તમારા દાદા છે. આવી જૂજ બાબતમાં નધાધૂમ જુઠુ બોલો છો, તો તમારા ઘરડાના ઘરડા પણ એજ પ્રમાણે જૂઠી પંચાતો કુટતા હશે, ફળ ઉપરથી ઝાડની સાબુતી થાય છે, જૂઠુ બોલનારની ગતી આવીજ થાય છે, જે તમો નજરે જૂવો છો! તમારા પરીઆ છાણમાં કીડા છે તો તમે વળી નરકમાં કીડા થશો!

પુન્ય દાન પ્રેમે કરે, જડથી જૂઠ ન જાય;
કીડા થઇ કંપી રહે, ઘોર નરકની માંય.

ટેલીઆ બ્રાહ્મણના મુખેથી નરસિંહ મહેતાના વખાણ થતાં સાંભળીને આતુર જનો આગ્રહ પુર્વક બોલાવી શાન્તિથી વાત પુછતા માહીતગાર થાય છે. હેં મહારાજ અહીંતો નરસિંહ મહેતા તરફનો બ્રાહ્મણ એમની દિકરીના વિવાહ માટે વર ખોળવા આવ્યો હતો, તેની વાંસે ને વાંસે નાતીલાએ બીજો બ્રાહ્મણ મોકલ્યો, તેણે નરસિંહ મહેતાને માટે કેટલું બધું ખોટુ કહ્યું.

**ટેલીઆ**--કહ્યુંજ હશે ! સુર્યનું તેજ નિશાચર પક્ષીઓને ખમાતુ નથી તેમ તેજદ્વેશી માણસોને સામાનું તેજ ખમાતુ નથી.

સાંભળ્યું છે કે, ગિરધારી કનસારો મહેતાજીની દીકરી પરણાવી આપે છે, જેને લખ્ખો અને કરોડો રૂપીઆ ખરચવાની શક્તિ છે, એ ગિરધારી કનસારાનાં ધર્મપત્નિ કમળા કનસારી, વાસણનાં ગાંડે ગાડાં ભરી ગામોગામ વેચવા નીકળ્યાં છે, તેમાં સોનાનાં રૂપાનાં ત્રાંબાનાં અને પીતળનાં ચાર પ્રકારનાં, ચિત્ર વિચિત્ર વાસણો છે, બ્રાહ્મણને અડધે મુલે આપે છે. એમાંથી મળેલો નફો નરસિંહ મહેતાની દિકરીના લગ્નમાં ખરચવાનો છે, નરસિંહ મહેતાને ઘેર છોકરો પરણાવશે, તેનું તો કામજ થઈ ગયું. દળદરજ નીકળી ગયું.

સાંભળો સાંભળો! કંસારી દેવી આપણા ગામ તરફજ આવતી હોય એવો ભાસ થાય છે. એના રથની ઘંટડીઓ વાગે છે, ઝાંઝરીઓ ખખડે છે. ચાલો ચાલો ભાગોળે!

**[* નારદ] રાગ; તમે એકવાર આંગણે આવોરે; (ઓચ્છવ.)**

કોઇ કામરૂ દેશથી આવીરે; કંસારી.
સારાં શોભીતાં વાસણો લાવીરે. કંસારી.
કમળા આવી, વાસણો લાવી, અંગ ઓભાવી, શુ શોભાવી;
મન લોભાવી, હસી હર્ષિને છેક ન છોભાવીરે. કંસારી. કોઇ ૧
રૂપમાં એવી, કહું છું કેવી, માની લેવી, રંભા જેવી;
રહીએ સેવી, જાણે સાચી એ સ્વર્ગની દેવીરે. કંસારી. કોઈ ૨
બહુ રૂપાળી, બુદ્ધિશાળી, સુ સુંવાળી, ચિત્તને ચાળી;
બ્રાહ્મણ ભાળી, દામ ઓછા લે દીલની દયાળીરે. કંસારી. કોઇ ૩

ટેલીઆ રૂપે નારદજીનાં વચન સાંભળીને, હજારો લોકો કંસારી દેવીનાં દર્શન કરવા દોડતા જાય છે. કનસારીનું રૂપ જોઇ સૌને આનંદ થાય છે. સાચી સ્વર્ગની દેવી જેવો દેખાવ જોઇ સૌ જય માતા કહી નમન કરે છે; વળી જે વાંસણની જે કિમ્મત થાય, તેજ વાસણ જો બ્રાહ્મણ લેવા ચહાય તો શ્રી દેવી અડધાજ મૂલે આપે છે, જેથી ક્ષત્રિ, વૈશ્ય, શુદ્રને લેવાનાં વાસણ પણ બ્રાહ્મણ પાસેજ લેવરાવે છે, જેથી મહાલક્ષ્મિ દેવીની પાસે બ્રાહ્મણની ભીડ ભરીને ભરી રહે છે. બ્રાહ્મણના ટોળે ટોળાં આવ જાવ કર્યાં જ કરે છે, તે વખતે નારદજી મધુરા અવાજથી, કનસારી દેવીની તથા નરસિંહ મહેતાની કિર્તી કર્યાંજ કરે છે. આવી રીતે બંન્નેના સંકેત પ્રમાણે ગામે ગામ ફરતા અને દરેક ગામમાં એક એક રાત્રિ રહેતા, ઉંઝા, ઉનાવા ગામમાં નારદજી અને ભાગોળે દેવી આવી પહોચ્યાં. ત્યાં નારદજીના બોલ સાંભળી એક કુળવાન પણ પૈસે ગરીબ નામે શ્રીરંગ મહેતાને પોતાનો દીકરો પરણાવાની ઇચ્છા થઈ! તેણે પોતાની માતા ફુલી ડોશીની સલાહ લઈ નારદને પુછ્યું.

**શ્રીરંગ**—એ મહારાજ; આમ આવો આમ આવો! હજી નરસિંહ મહેતાની દીકરીનાં લગન નથી થયાં કે શું?

**નારદ**—નાજી, હવે માગાં તો આવવા માંડયાં છે, ત્યારે અમારી તરફથી સારૂ ખોટુ સારૂ ખોટુ થાય છે.

**શ્રીરંગ**—કેમ સારૂ ખોટુ?

**નારદ**—કોઇ ઠેકાણે સુરતીઓ સારો ન હોય, અને સારો હોય ત્યાં કુળ ન હોય, અમારે તો કાન્તિદાર સુરતીઓ અને કુળ બેઉ જોવાનાં છે.

શ્રીરંગ--કુળવાન કોને કહો છો ?

**નારદ**--જેના ઘરનાં માણસો વિનય વિવેક વિચારથી ભરપુર હોય!

શ્રીરંગ—છે તો તમો ઇચ્છો તેવું જ, આ મારા મિજાજીલાલના રૂપ ગુણમાં તો કાંઇ ખામી નથી. તેમ અમારૂ ઘર કુળવાન અને જાતવાળુ ગણાય છે, મારી ફુલી માનો સ્વભાવ જરા આકળો ખરો !

**નારદ**—તમારા છોકરાના વિવાહ નરસિંહ મહેતાને ત્યાં કરવાની ઇચ્છા હોય તો છોકરાને લઇને કમળા કંસારી પાસે ચાલો ! મહેતાજીનું સઘળું કામ તેમને કરવાનું છે.

નારદજીના કહેવાથી, કમળાની પાસે જ્યાં હજારો મનુષ્યો વિંટાઈ વળ્યા છે, અને બ્રાહ્મણ સઘળા ટોળે વળ્યા છે ત્યાં આવ્યા. પોતાની જ્ઞાતીના સઘળા પુરૂષોને જોઇ શરમાઇને બોલ્યા ચાલ્યા વિના બાજુ પર ઉભા રહ્યા. નારદજીએ કમળાને ખબર આપી કે માતાજી; આ શ્રીરંગ મહેતા પોતાના દીકરાને પરણાવવા ઇચ્છા ધરાવે છે.

**કમળા**--બહુ સારૂ, ત્યારે કરો કંકુના; આપો શ્રીફળ ને મહોર!

શ્રીરંગ—ટેલીઆ મહારાજ; પણ......

[ શ્રીરંગ ] રાગ; ઉદ્દાર તમે રાજા. ( મયુરધ્વજ. )

ગણાય પછી ગામમાં જ્ઞાતીનો ગુનો ગણાય.
પૈઆની માંહી પોલ, બોલેલો જાય બોલ;
ચોખ્ખું ત્યાં ચણતર ચણાય. ચણાય પછી. ૧
નરસઈઓ નાત બહાર, નાતીનો ખૂબ ખાર;
જોતાં એ ઝાંખુ જણાય. જણાય પછી. ૨
આડા આવેજ લોક, થાપેલુ થાય ફોક;
અવસરમાં ભુંડું ભણાય. ભણાય પછી. ૩
કરમે વરતાય કેર, લોકોને થાય લહેર;
વાતોમાં વાતો વણાય. વણાય પછી. ૪

મરાઠી સાખી,

કમળા કહે કાં કંપી ઉઠો, થાશે મંગળકારી;
સ્વામી સારા સધ્ય આવશે, ગુણધારી ગિરધારી;
કરશે કરશે કામ, મરી મટે મહેતાને નામ. કરશે.

નિર્વિઘ્ને વિવાહ મંગળ થશે, આનંદ વરતાશે. તમારા દીકરાને મારા સામો બેસારો ! શ્રીરંગ મહેતાએ મિજાજીલાલને બેસાર્યો એટલે કમળાએ કંકુનો ચાંલ્લો કરી શ્રીફળ ને મહોર આપી.

પૌત્રનો વિવાહ થયો જોઇ ફુલી વેવણ હરખાય છે, ત્યારે કમળા કહે છે. ખૂબ ધામધુમથી આવજો, તમારે લાવવાં હોય એટલાં માણસ લાવજો, મહેતાજી બોજો ઉડાવે એવા છે.

આ સઘળી લીલા જોઈ નાતીલા બોલ્યા, કેમ શ્રીરંગ મહેતા નરસિંહ મહેતાને ઘેર વિવાહ સિદ્ધ કર્યો કે શું !

**શ્રીરંગ**—હા ભાઇ કર્યો તો ખરો !

**નાતીલા**—શુ કર્યો કર્યો કરી રહયો છું. તારી હુંપદમાં જતો હઇશ કેમ, નથી એમાં લાડવો લેવાનો ! જૂનાગઢની નાતનો દિક્ષિત અહીં આવી ગયો છે અને સ્પષ્ટ કહી ગયો છે, કે જો કોઇ પણ માણસ જાન લઇને આવશે તેને વૃદ્ધ પટેલીઆ પુછશે, અને જૂવાની આ તોફાન કરી વરને પરણવા દેશે નહિ. તુ તેના ઉપર વટ થઇ કેમ ?

**શ્રીરંગ**—આપ સર્વેની એમજ મરજી હોય તો હું ના કહી દેઉં, પણ હું નહિ ને બીજો, શુ એ મહેતાજીની દીકરી કુંવારી તો નહિ રહે !

**નાતીલા**—કુંવારી કુંવારી જનમારો કુંવારી !

**કમળા**—શ્રીરંગ મહેતા તમારૂ મન ડગાવો નહિં, બોલનારા બોલીને રહેશે ને તમારો દીકરો પરણીને આવશે.

**નારદ**—હા હા શ્રીરંગ મેહેતા ! તૈયારી કરો હિમ્મત રાખો !

**નાતીલા**—ભલે તારે જવું હોય તો જા, પણ અહીંની નાતમાંથી કોઇ તારી સાથે આવશે નહિ ! તુ ને તારો છોકરો બેજ ! આ શ્રીરંગ મહેતા છોકરો પરણાવા જાય ત્યાં આપણી નાતીમાંથી કોઇએ જવું નહિ. બોલો, હારા-હારા મહાદેવ હારા !!!

**કમળા**—ટેલીઆ મહારાજ; હું જઇ મારા સ્વામીને શુભ સમાચાર આપુ છું, અને તેમને તેડીને ત્યાં આવું છું. તમો અહીંથી બારોબાર જૂનાગઢ જાઓ ! ખાલી થએલાં ગાડામાંથી શ્રીરંગ મહેતાને જોઇએ તેટલાં સોંપી દયો, જેથી એમને ત્યાં આવવાને અડચણ ન પડે. બીજુ મને અને મારા સ્વામીને ભક્ત અને બ્રાહ્મણ સાસ પ્રાણ છે; માટે હવે બાકી રહેલાં વાસણ, પચીસ ગાડાં સોનાનાં પચાસ રૂપાનાં, સો ત્રાંબાનાં, અને બસેં પીતળનાં સાચવીને હકાવીને ત્યાં લઇ જાઓ !

વરકન્યા પરણી ઉઠે એટલે, શ્રીરંગ મહેતાના અને નરસિંહ મહેતાના સગાને સોનાનાં નાતીલાઓને રૂપાનાં બીજી નાતીના બ્રાહ્મણો આવે તેમને ત્રાંબાનાં વાસણો આપજો, અને પીતળનાં લુંટાવી દેજો, જેને લેવાં હોય તે લઇ જાય !

આટલુ કહી કમળા દેવી જવા તૈયારી કરે છે, નારદજી પણ

હંકારી ચાલવા માંડે છે, શ્રીરંગ મહેતા પણ એક ગાડામાં સર સામાન ભરી બીજા ગાડામા ઘરનાંને બેસારીને ચાલવા તૈયારી કરે છે. તે વખતે નાતીલા બોલ્યા, કેમ શ્રીરંગ મહેતા એકલાજ જશો-કે શુ! ત્યાં તો માણસનો ખપ પડશે, એકલું જવું એ સારૂ ન દેખાય મોર પીંછે રળીઆમણો! શું અમારાંય નાક વાઢવાં છે! ત્યાં વાત થાય કહેશે શુ કોઇ સગુ નહિ હોય, વળી નાતીલાય કોઈ નથી આવ્યા એતે કેવો હશે! ચાલો ચાલો અમો બધા આવીએ છીએ બીજાં ગાડાં રખાવો!

નારદજીએ ખાલી થએલાં ગાડાં સોંપી દીધાં, તેમાં શ્રીરંગ મહેતાના સગા થઇ બધા બેસી ગયા, શુભ મહુરતે ગાડાં હાક્યાં; રસ્તામાં ઢાળો કરતા કરતા ચાલ્યા જાય છે.

એક બાજુથી શ્રી હરી સ્હાયભૂત થઇ નામનું બીરદ સાચવી રહ્યા છે. બીજી બાજુથી મહેતી કલ્પાંન્ત કરી રહ્યા છે, અને આંતરડી કકળાવી વૃષ્ટિ વરસાવી રહ્યાં છે, મહેતીનો અતિષય ઉલ્કાપાત જોઈ. મહેતા, ફરીથી નાતીલાની પાસે ગયા. ત્યાં સરવને હાથ જોડી કહેવા લાગ્યા કે, હે મહાશયો, આપ વિવેકના સાગર છો, દયાળુ છો, કૃપાળુ છો, અને મને ગરીબને શામાટે રીબાવો છો; મારા કામમાં શા માટે વિઘન નાંખો છો; આપ ઇજ્જત આબરૂ તથા પૈસે ભરપુર એટલે મારા જેવાની કન્યા લ્યો નહિ પણ મને મારા જેવો મળતો હોય અને વિવાહ જોડાતો હોય તેમાં આપનું કયુ પદ ઓછુ થઇ જાય છે, આપની આબરૂને કયાં કલંક લાગે છે?

**સારંગધર**--શું પરગામનો માણસ આવી અમારા ગામમાંથી કન્યા લઇ જાય!

**હરસદરાય**--એતે કદી બને!

**અભિમાનરાય**--આમના સુરજ આમ ઉગે તોય નહિ!

**મહેતા**--મારી વિનંતિ નહિ સાંભળો!

**પરસતરાય**--વિનંતી કે લખારા! તુને વળી બોલતાંજ ક્યાં આવડે છે!

**કલ્યાણ**--કાંઈ વિવેક વિચાર તો છેજ ક્યાં, ગરજ પડી ત્યારે નાતીલાને પગે લાગવા આવ્યો!

**કેદારનાથ**--જમવાનું હોય ત્યારે બાવા; માલપુડાને દુધપાક!

**વાસવરાય**--જમવામાં જગલો ને કુટવામાં ભગલો?

**મહેતા**--કુંવર બેનના લગ્નમાં તો તમને સારી રીતે જમાડીશ!

**ભાનુપ્રસાદ**--પાંદડાં, તુળશીનાં સુક્કાં.

**શશીપ્રસાદ**--ઓલરાઈટ; થેન્કસ! પાંદડાં સિવાય બીજુ હોય શું!

**તારાપ્રસાદ**--મેલોને લમણા ફોડ! જા ભાઇ જા! તું તારે સુંજનું કર!

સારંગધર--શું સુજંતુ કરે ! અહીંતો કોઇ લે નહિ, અને બહારનાને લઈ જવા દે નહિ! જબરજસ્તી કરે તો મારફોડને રમખાણ !

નાતીલાઓના અંતરના ઊભરા સાંભળી મહેતાજી ઘેર આવ્યા, અને આંખમાંથી આંસુ કહાડતા, શ્રીહરીની સ્તુતિ કરવા લાગ્યા.

**[ મહેતા ] રાગ; કૈઆજી લ્યોને પચની પ્યાલી. ( સૈરંધ્રિ. )**

કોડીલા કોડ પુરો કમળાનાથ;
હરી બાજી નથી હવે હાથ. કોડીલા.
નાતીલા નવરા અતી, નિંદા કરવા કાજ;
ભય લાગે મને ભૂધરા, રખ્ખે લેશે લાજ. કોડીલા. ૧
કુંવર કુંવારી રહે, ઘડતા એવો ઘાટ;
ખારે ખાળી રાખશે, એ થાએ ઉચાટ; કોડીલા. ૨
રાતા માતા રાયજી, કરે રંગમાં ભંગ;
વિપરીત વાતો ગોઠવે, બાંધી અતી ઉટંગ. કોડીલા. ૩
વિચાર વાતે ગોઠવ્યા, જો કોઈ લાવે જાન;
ખાળ્યો વાળ્યો જાય નહિ, તો કરવું તોફાન. કોડીલા. ૪
ચિન્તા જ્વાળા ચીતમાં, નિદ્રા નાંવે નામ;
મ્યાન વગરની મૂઠીમાં તાણી બેઠા તમામ. કોડીલા. ૫

હરીજનને ઉદવેગ ન થવો જોઇએ, તેમ નરસિંહ મહેતા ઉધ્વેગ નથીજ ધરતા, છતાં નાતીએ વગર કારણનો મિથ્યા અવળો પ્રયાસ કરી મહેતાજીને ઉદવેગ કરાવી નાંખ્યો. જગતને જાહેર પડવા ન દેતાં, મંદિરના બહાર ભજન મંડળી ઝમાવી શ્રી હરીતું સમરણ કરતા આનંદ કરવા લાગ્યા. મહેતાજીના તે વખતના હુંટીના ઉભળકાના અવાજ સાંભળી હજ્જારો લોકો સાંભળવા ઉભા.

**[ મહેતા ] રાગ; સેવકની હુંડી શિકારજો. ( હુંડી. )**

હ્રદય કમળના રામજીરે લોલ; કૃષ્નજી કાળજાની કોર; મારા વહાલા.
હરી તમારી હામ છેરે, લોલ; જગદીશ તમારૂ જોર. મારા વહાલા. ૧
સંકટ વેળાના શ્રી હરીરે, લોલ; શ્રીજી કરોને સ્હાય; મારા વહાલા.
જોતાં જ્વાળા સુખી ફાટીઓરે લોલ; લાગી *લ્હાવાની લ્હાય. મારા વહાલા. ૨
અમરિષને ઉગારીઓરે લોલ; ખરો મચાવ્યો ખેલ; મારા વહાલા.
સુધન્વાને સાચવ્યોરે લોલ; તાઢુ કરીને તેલ. મારા વહાલા. ૩
વસ્ત્ર ચરમનાં પહેરીઆંરે, લોલ; રોહિદાસ કેરે કુડ; મારા વહાલા;
ધનાનું ધાન દીપાવીયુંરે, લોલ; જમ્યાં જોગીનાં ઝુંન્ડ. મારા વહાલા. ૪

* લ્હાવા=જ્વાળામુખી ફાટતાં બળતો રસ નીકળે છે તે.

સજનાએ સેવા કરીરે લોલ; સુક્યા ત્રિભૂવન ત્રાંસ; મારા વહાલા.
એકજ ત્રાજવામાં શ્રીહરીરે લોલ; બીજા તે ત્રાજવામાં માંસ. મારા વહાલા. ૫
માધવદાસની મા થયારે લોલ; ધોયાં છે મળ મૂત્ર; મારા વહાલા;
જયદેવ નાર જીવાડીનેરે લોલ, સરજાવીઆં ઘર સૂત્ર. મારા વહાલા. ૬
ચત્રુભૂજ ચળવળ થઇ રહ્યારે લોલ; ચિત્તમાં પડયુ નહિ ચેન; મારા વહાલા.
સારી સુવાવડ હોંષથીરે, લોલ; બન્યા ભગતની બેન. મારા વહાલા. ૭
ભકતોની ભીડમાં દોડજોરે લોલ; દેવાને કન્યાદાન; મારા વહાલા.
તેનું તે પુન્ય ઓછું નથીરે લોલ; ભકતને કરાવો ભાન. મારા વહાલા. ૮

રાધેસ્યામ રાધેસ્યામ; રાધેસ્યામ રાધેસ્યામ.
રાધેસ્યામ રાધેસ્યામ, રાધેસ્યામ રાધેસ્યામ.
રાધેસ્યામ રાધેસ્યામ, રાધેસ્યામ રાધેસ્યામ.
રાધેસ્યામ રાધેસ્યામ, રાધેસ્યામ રાધેસ્યામ.
રાધેસ્યામ રાધેસ્યામ, રાધેસ્યામ રાધેસ્યામ.

ધૂનપર ધૂન ને ભજનપર ભજન કરતાં બરાબર મધ્યરાત્રિ વીતી ગઇ, મહેતાજી સ્વાસોશ્વાસ ભજન કર્યા કરે છે. તે વખતે નારદ મુનીએ આવી ખબર આપી. ભગતજી મહારાજ; ઉંઝા ઉનાવા ગામમાં શ્રીરંગ મહેતાને ઘેર કુંવર બેનના વિવાહ સિદ્ધ કર્યા.

**મહેતા**—પ્રભુ ઇચ્છિા! રાધેસ્યામ રાધેસ્યામ રાધેસ્યામ.

**નારદ**—જે જે કામ હોય તે કહો બાપજી?

**મહેતા**—શ્રી હરી સૌ કરશે.

મહેતાજીની દ્રઢ ભકિતને આધીન થઇ શ્રી વિશ્વકર્મા ભગવાને એક જ રાત્રિમાં વિશાળ ભવ્ય મંડપ તૈયાર કરી નાંખ્યો, જેની શોભા ધર્મ રાજાના રાજસુ યજ્ઞમાં માયાવી મયદાનવના રચેલા મંડપથી પણ અધિક છે. કુંવર બેનના વિવાહ થયા અને જોઇતી તૈયારી પણ થવા માંડી તે જોઈ માણેક મહેતી હરખાયાં. શ્રીહરી ભગવાન સવારના પહોરમાં નરસિંહ-મહેતાનું રૂપ ધરીને સટાક ચોરે ગયા.

**ભગવાન**—ભાઇઓ! આપણી કુંવર બેનના વિવાહ, ઉંઝા ઉનાવા ગામમાં શ્રીરંગ મહેતાને ઘેર સિદ્ધ કર્યા, આવતી કાલનાં લગ્ન છે, સર્વે ભાઇઓ પધારો; મંડપની શોભામાં વૃદ્ધિ કરો! વરઘોડો આજે રાત્રે આવવાનો છે.

**સારંગધર**—જા જા ઢેડીઆ! શું મોઢું લઇને વળી વળી વારે વારે કુતરાની માફક આવતો હઇશ, તને જરાય લાજ છે કે નહિ! ( નરસિંહ રૂપમાં ભગવાન બોલે છે. )

[ **ભગવાન** ] રાગ; તમે હેતે અહીંઆં આવ્યારે, (હુંડી.)

તમે પ્રિતે પગલાં માંડો રે,......ભાઇઓ નાતવાળા.
તમે રીતે પગલાં માંડોરે........ભાઇઓ નાતવાળા.
તમે અહંકારને છાંડોરે........ભાઇઓ નાતવાળા.
મંડપ આવો મહાલતા, પ્રિતે ચાવો પાન;
કરજોડીને કરગરે, નરસઇઓ નાદાન. રે તમે...૧
મંડપ રચના શું રચી, નાથે ન રાખી નુન્ય;
રાય પધારો રીઝથી, પેલા ભવનું પૂન્ય. રે તમે...૨
આપ આવજો આ સમે, બની સ્વચ્છને સાફ;
ગાંડુ ઘેલુ હું લવ્યો, કરો કૃપાળુ માફ. રે તમે...૩
રૂડી શોભા રાયની, આપ સરવના રાય;
રાયપણાને રાખજો; વિનવું જોડી પાય. રે તમે...૪
ભગવાને સરજાવીઆ ભવથી ભારે ખમ;
આમંત્રણ દીન દાસનું, સૌને મારા સમ. રે તમે...૫

**સારંગધર**—શુકનમાં સવાગજનો ચંદરવો બાંધવા કમસુરનો કડકો તો હશે નહિ, અને વળી મોટા મોટા મંડપની વાતો બતાવે છે.

**સમિરરાય**—વાયલ છે વાયલ! કુંવરનો વિવાહ કર્યો કહે છે એય મને તો ગપ લાગે છે.

**જવાળાપ્રસાદ**—બોલ રેંગ, પરથમ પઇઓજ નહિ!

**પૃથ્વિપ્રસાદ**—જૂઠું ન હોય અને કદાચ સાચુ હોય; તોય જોઇએ છીએ હવે શું થાય છે!

**પાવરપ્રસાદ**—આ રાયજીના રાજમાં આવીને પૂત્રને પરણાવવો એ કેટલા શેરની વાત છે!

**અનંગપ્રસાદ**—કોની માએ શેર સુંઠ ખાધી છે કે, જૂનાગઢમાં જાન લાવે!

**ભગવાન**—જાન આવશે, કન્યા પરણશે, અને તમે બેઠા બેઠા જોશો!

**અનંગરાય**—ઓય હોય! માંકણને આંખો આવી!

**સારંગધર**—જા જા નાચણીઆ! નાત બહારીઆ! મોંઢું સંતાડય! કોના માથામાં ગજ વાગ્યા છે કે જૂનાગઢની નાતનો વિરોધી થાય!

ભગવાન ગયા કે તરત નારદમુની સટાક ચોરા પાસે આવીને ઉભા રહ્યા; તે વખતે વાસણનાં ગાડાં આવવા માંડયાં; પ્રથમ પીતળનાં, તેની વાંસે ત્રાંબાનાં, તેની વાંસે રૂપાનાં અને છેવટ સોનાનાં વાસણનાં ગાડાં જોઇ નાગરો અચંબો પામી ગયા. અહાહાહા કેવાં સારાં શોભાયમાન ચિત્ર વિચિત્ર વાસણો છે. ? ગુમ થયા

વખતે કમળાના રથનો ખડખડાટ સંભળાયો. ત્યારે નારદજી વખાણ કરે છે.*

કનસારીની કાન્તિ અને શોભા જોઇ દિગમુંઢ બની ગએલા નાગરો નારદને પુછે છે. હેં મહારાજ; એ મહારાજ; એ ટેલીઆ મહારાજ; આ સોનાના રથમાં કોણ આવ્યું ?

**નારદ**—કામરૂદેશમાં, ગિરધારી નામે કંસારો છે, જેની પાસે પાર વિનાનો પૈસો છે. આ ગઇ એ કમળા કનસારી તેની સ્ત્રિ છે.

**જીજ્ઞાસુરાય**—વાસણ વેચવા આવી હશે; વહેપાર કરવા આવી હશે ? કામરૂદેશમાં તો બાઇડીઓ વહેપાર કરે !

**નારદ**—વહેપાર કરવા નહિ પણ નરસિંહ મહેતાની પૂત્રિને પરણાવા ! સાંજરે ગિરધારી કનસારો આવશે.

**પ્રેમરાય**—વહેપારે નીકળીને, બારોબાર આવ્યાં હશે. તેથી વાસણનાં ગાડાં સાથે છે.

**નારદ**—તેમ નહિ ! જ્યારે વર કન્યા પરણી ઉઠશે ત્યારે પુરત પહેરામણી થશે, ત્યાર બાદ, નરસિંહ મહેતાનાં અને શ્રીરંગ મહેતાના સગાને માથા દીઠ સોનાનાં; નાતીલાને રૂપાનાં, અને નાતી સિવાય બીજા અન્ય બ્રાહ્મણોને ત્રાંબાનાં આપશે, છેવટ પીતળનાં વાસણ લુંટાવી દેવાનાં, તેમાં જાત ભાત જોવાની નહિ, જેને ફાવે તે લઇ જાય !

**માધવરાય**—સગાઇના પ્રમાણમાં વાસણ આપશે કેમ ?

**નારદ**—સૌને સરખાં, એમાં થોડી કે વધારે સગાઇ જોવાની નહિ ?

**મોહનરાય**—અમારે ઘણીએ નજીક સગાઇ છે, પણ મહેતાનાં આવાં લજવી મારે એવાં આચરણ જોઇને ધિરે ધિરે ખસતુ કર્યું; તોય અમારી ડોસી મરે તો મહેતાજીથી સુઇ ન રહેવાય !

**મહિપતરાય**—તમારી આંખો ડેરાય છે મહારાજ ?

**નારદ**—હા અમને આખી રાતના ઉજાગરા છે, એક હજાર માણસે આખી રાત જાગી મંડપ બાંધ્યો છે.

**વિનયશંકર**—મંડપ જોવા દે છે ખરા કે ?

**નારદ**—શા માટે નહિ ! આજ દિવસે જોવાને માટે ખૂલ્લો છે. રાત્રે જાન આવશે પછી જાનઇઆ સિવાય બીજાને નહિ જવા દે !

**સારંગધર**—જોવા માટે તો અત્યારમાં જવાય તો ઠીક ?

**જયકૃષ્ન**—ચાલો ત્યારે પછી ભીડ થશે. મહેતાજીને મળાશેય ખરૂ ? મારી માને તો પિત્રાઇ કાકાનો છોકરો થાય છે.

---

* જુઓ પાનું ૩૪૧.

**શુકશંકર**—એના બાપની માને મારા બાપની મા એ સગી બેનો.

**ભદ્રશંકર**—મારા બાપના બાપ તો મોશાળમાંજ મોટા થએલા, એટલે એમને ઘેરજ!

**ચંદ્રશંકર**—મહેતાજીના વિવાહ પ્રથમ મારે ઘેરજ કરેલા, મારી બેન દેવલોક થઇ, પછી આ માણેક; કુંવર તો મારી ભાણેજ કહેવાય!

**સારંગધર**—આપણી નાતમાં ઘણા ખરા મહેતાજીના સગા છે, તે છેવટ સાબીત થશે. હાલ તો મંડપ જોવા ચાલો!

**અભીમાનરાય**—ઘેર જઈ બધિરાં છોકરાંને લઈને જઇએ તો ઠીક!

**સારંગધર**—એ પણ ઠીક છે, ચાલો તેમ કરો!

કમળા કંસારીને જોવા હજારો મનુષ્યો આવ જાવ કરે છે, વળી બબ્બે ત્રણ ત્રણ ગાઉ ફરતા લોક પણ આવે છે, તે બધા મંડપ જોઈ જોઇને વખાણ કરતા જાય છે.

## પ્રબંધની ઢબ.

શું શોભા કહું વિસ્તારી, રચી ગિરીરાજ ગિરધારી.

શ્રી ગિરધારી, મંગળ કારી, ભવ ભય હારી, વિશ્વ વિહારી, બહુ બળદારી વિઘ્ન વિદારી, લ્યો છો તારી, શ્રી મોરારી, મંડપને દીધો શણગારી. અગ્ર ભાગમાં આરસ મઢીઆ, જૂગતે જડીઆ, કોણ જાણે આ કોણે ઘડીઆ, શું કારીગર આવ્યા કડીઆ, એક એકથી જોતાં ચઢીઆ, નીરખી જાતાં નજરે પડીઆ.

લાલ ગુલાબી, લીલા પીળા, રંગ રંગથી ભીંતો રંગી, રંગ પતંગી ઝાક ઝમાળે દીસે જંગી, નહિ કઢંગી, રંગનાર કોઈ દિસે ઉમંગી, નહિ અડબંગી, તાણ કરી નવ રાખી તંગી.

મંડપ દ્વારે કેળ સ્થંભની હાર કરી છે, ધ્વજા પતાકા ઘર ફરીછે, પુષ્પ સુગંધી બહુ પ્રસરી છે, અશોક વૃક્ષના તરીઆ તોરણ ચારે પાસે ઘેર કરી છે. દરવાજા પર નોબત ખાનું; અતી મઝાનું, નર માદાનું, ભોંગળ ભેરી, દુદંભી ડંકા, વાગે શરણાઇ, નવ રહે છાનું.

કનક પાંજરે પક્ષિ બોલે, અંતર ખોલે, શબ્દ સુણીને મનડાં ડોલે, પોપટ સાથે મનહર મેંના, કરતી ચેંના, વિયોગ એના ઝાલ્યા રહેના, હંસ કારંડવ ચક્રવાક પિંજરમાં ફરતા, કલોલ કરતા, આવી મળે તો ચાંચે ચરતા, ધિરજ ધરતા, સરરર સરતા, શોક અને સંતાપજ હરતા.

ઉંચુ જોતાં અગણીત દીવા, વાહવાહ વાહવાહ વાહવાહ વિવાહ, ઝુમ્મર ઝુકે વીજ ઝબુકે, હાંડી ગોળા, દિવાલ ગિરી, જોતાં નારી ચાલે ધિરી, મણી માણેક વળી હીરા અમુલખ લટકે લખ્ખો તકતા દેખી મનડાં હીસે.

કનક કળશથી ચીતરી ચોરી, કોટ કાંઠલે કુંદન કોરી હિમ તારથી ગુંથી દોરી, તામ્ર કળશ શોભે શીર જોરી, જોતાં હરખે ગૌરી ગૌરી. હરિ મંદિરનો જૂવો ઝબકારો, દેવ સરવની દિવ્ય છબીથી, દીપી ઉઠે વારા ફરતી આગળ પૂંઠે, દર્શન કરતાં ત્રિભૂવન ત્રુઠે.

ગણેશ, બ્રહ્મા, સુર્ય, ચંદ્ર, ઇંદ્રિ ને રૂદ્ર અહીં બિરાજ્યા, શેષ શિરપર ગિરધર ગાજ્યા, કોટી કોટી બ્રહ્માન્ડ ભૂપ આ છે અવતારી, મચ્છ કચ્છને વરાહ નરસિંહ, વામન થઇ બળી રાજા દ્વારે, હાથ પસારી, પરશુરામે કરી નક્ષત્રિ માતા મારી, શ્રી રામચંદ્રજી એક બાણ એક પત્નિ ધારી, કૃષ્ન પ્રભુએ ક્રોડ જીવ લીધા ઉદ્ધારી, ભક્ત જનોનાં સંકટ હરીને; પાપી જનને પાર કરીને, બુદ્ધ રૂપ અવતાર ધરીને, ચુપ થઇ બેઠા.

હાય હાય રે બા......પ! શું છે શું છે? નખોદીએ કુંણી મારી. મરો રોયા તમે તે જોવા આવો છો કે બાઇડીઓને ધક્કા મારવા! રોયા ફાટેલા! કંઇક કલંધો મારે કુંણી, હોય જે ગુણી કરતા ખુણી; કાને શુણી.

ભવ્ય રૂપ ભવાની કાળી, મહાકાળી, કલકત્તા વાળી, પાવાગઢની દીન દયાળી, દેવી સિતા જનક વિદેહી જેના પીતા, સુકન્યા સાવિત્રિ તારા, મનોહરી દમયંતી દારા, અંતુસુયાને અહલ્યા સતીઓ સતિ પ્રતાપે સ્વર્ગ સિધાવ્યા જેના પતીઓ; સતિ દ્રૌપદી ગુણ ગાંધારી, મૃદાલશા મહાસતી શિરોમણ સુંદીર નારી.

હરિશ્ચંદ્ર રાજા સતવાદી, અવધપુરીમાં જેની ગાદી, નહિ પ્રમાદી, કરી કસોટી વિશ્વામિત્રે અવનીમાં પામ્યો આબાદી. કેદાર કાશી રામેશ્વર જગદીશ કૃષ્ન બદ્રીનારાયણ નેહે જોજો, ગંગા જૂમનાં સ્નાન કરીને આશ્રિત ધોજો. શ્રીજી જોઇને સંકટ ખોજો; ખટ શત્રુ પક્ષિને ટોજો! બાપુની બુદ્ધિ પર *ઓજો! જોઇ જોઇ મંડપની શોભા, નાતીલા પડીઆ છોભા.

ત્રિજે દિવસે ત્રિભૂવનપતિ, ઉંડળ ગુંડળ આંટા નાંખી સાત ગુમાસ્તા સાથે લઇ. શ્રી ગિરીવરધારીલાલ કનસારાના રૂપમાં આવ્યા. આવતાં વાંત નારદને સાનમાં સમજાવે છે. રાજા ઇંદ્રને ખબર આપો કે વિવેકસર જાન અને માન્ય ભેર ઘટતી શોભાએ વરરાજાને લાવે.

જૂનાગઢ ત્રણજ ગાઉ છેટુ રહ્યું છે, એક ઝાડ નીચે ઢાળો કરી ગાડુ છોડયું છે, ત્યાં થઇને ઇંદ્ર રાજા પોતાની સાથે દેવતાઓને લઇ નરસિંહ મહેતાને ઘેર જાય છે. ઇંદ્રિ પુછે છે ભાઈ આ ગાડામાં કોણ છે ને ક્યાં જાય છે.

---

* ઓજો=વજન; ભાર, વક્કર,

**ફુલી ડોસી**—આ તો નાગરની નાતની જાન જૂનાગઢ જાય છે.

ઈંદ્ર—નરસિંહ મહેતાને ઘેર જાય છે ?

**ફુલી વેવણ**—હાહા! નરસિંહ મહેતાની દીકરી સાથે લગ્ન કરવા જાયછે.

વરરાજાને ઉચિશ્રવા ઘોડા ઉપર લઇ લીધો. બાકીના બધાને કોઇને હાથી ઉપર, કોઇને રથમાં, કોઇને પાલખીમાં અને કોઇને વહેલમાં એમ જેમ જેને ઘટે તેમ બેસાડી દીધા. જૂનાગઢ ગાઉ છેટુ રહ્યું ને દીવા વખત થઇ. તે વખતે લખ્ખો મશાલો ઘીની તૈયાર કરાવી, એક એક વાહનની આસપાસ ચાર ચાર પાંચ પાંચ મશાલો ગોઠવી દીધી. શ્રી ગિરીધારી કનસારો કહે છે. સર્વે તૈયાર થઇ ચાલો, ગામની ભાગોળે જાન વધાવીએ. જૂનાગઢમાં માણસનો સમાસ થતો નથી. ત્યાં હવે જાન આવે છે.

[ કવિ ] રાગ; સાજનીઆ લોકો ?

ડંકો વાગ્યોને લશ્કર આવીયુ; ઈંદરના ધરતું;
ભૂધરને ભલ્લી રીતે ભાવીયુ. ઈંદરના ધરતું. ૧
જાનૈયા જોડે ચાલ્યું આવતુ; ઈંદર. ફુલી વેવણને આવ્યું શાવતુ. ઈંદર. ૨
ગોરીના ઘોરે ઘણું ગાજતુ, ઈંદર. નરસિંહ મહેતાને છે એ છાજતુ. ઈંદર. ૩
મહેતા શ્રીરંગને શોભાવતુ, ઈંદર. લખ્ખોના લક્ષને લોભાવતુ. ઈંદર. ૪
છેટેથી ક્ષત્રિ વાજુ વાગીયુ, ઈંદર. જૂનાગઢ જોવા માટે જાગીયુ. ઈંદર. ૫
ઝાઝું એ જૂનાગઢને ઘેરતુ, ઈંદર. છોળે ઉછાળે નાંણાં વેરતુ.. ઈંદર. ૬
રાજાની માઝાને મુકાવતું, ઈંદર. ચપળાના ચીત્તને ચુકાવતું. ઈંદર. ૭
આતશની બાજીએ ઉડાડતુ, ઈંદર. બાયલાની બાવડી બુડાડતું. ઈંદર. ૮
તીણા અવાજે તરકટ તોડતુ, ઈંદર. પડઘમથી પડદાઓને ફોડતુ. ઈંદર. ૯
હાથીની અંબાડીથી ડોલતુ, ઈંદર. ઘોડાની ખરીએ ક્ષિતી ખોલતું. ઈંદર.૧૦
દુઃખેથી દરવાજામાં પેસતુ; ઈંદર. સૌકો સિંહાસન ઉપર બેસતુ. ઈંદર.૧૧

શોભા મારા સ્વામની વર્ણન કો કરનાર;
શેષનાગ સંતાઇ ગયા, ભૂનો ઉચકી ભાર.

સાક્ષાત વરૂણદેવ આકાશમાંથી નિર્મળ અને શિતળ જળની અખંડ ધારા કરી રહ્યા છે. અન્નપુર્ણા સર્વને સંતોષકારક ભોજન આપી રહ્યાં છે. જાનનો ઉતારો પણ મંડપમાંજ રાખ્યો છે. જ્યારે મધરાત થઇ જળ જંપી ગયું, ત્યારે મહેતીના મનમાં કાંઇ કાંઇ વિચારો આવવા માંડયા. આ કંનસારો આટ આટલા પૈસા ખરચે છે તો મહેતા કન્યાદાન પણ એની પાસેજ દેવરાવશે કંસાર પણ કમળા પાસેજ પિરસાવરાવશે. દીકરી મારી અને મારે તો કશો લહાવો લેવાનો નહિ એ કરે જો કમળા એ કરે એ કમળા! મહેતાને જાગ્રત કરી પૂછે છે:

**મહેતી**—કન્યાદાન કોણ દેશે? પરણાવા કોણ બેસશે? કંસાર કોણ પિરસશે?

**મહેતા**—જે કરતા હશે તે કરશે; તે વાતની ફિકર આપણે શા માટે જોઇએ? આપણે તો કુંવર પરણ્યાથીજ મતલબ છે ને?

**મહેતી**—કરતા હશે તે કરશે; એટલે કંસારોને કંસારી કરશે?

**મહેતા**—હાહા કંસારોને કંસારી કરશે!

**મહેતી**—શું હાહા! મારે એવું કશું નથી જોઇતું, હું મારે કંકુની કન્યા પરણાવીશ, નાતીલા આટલુ તો કરી રહ્યા છે, તેમાં કંસારી કંસાર પિરશે એટલે તો ફજેતીના ફાળકા!

**મહેતા**—જે થાય તે ખરૂ પણ કંસાર તો કમળાજ પિરસશે!

**[ મહેતી ] રાગ; આ ભ્રમર ન મૂકે ખ્યાલ. ( મૂદાલશા. )**

હવે નાથ નથી કાંઇ ના...ના, તમે જંપો છોના માના!
જો સમજુ હો તો સારૂ, હું વારે વારે વારૂ;
મને લાગે અતી અકારૂ, તમારૂ કામ, તુચ્છ તમામ;
સદાએ સ્યામ, પડયાં ક્યાં પા...નાં! તમે જંપો. ૧
જો દે, એ કન્યાદાન, તો કરૂ ઝેરનું પાન;
જોતાંમાં આપુ જાન, કહાડુ મુજ પ્રાણ; પાડુ ભંગાણ;
કુટાવું કાંણ, ભૂલુ નહિ ભા...ના! તમે જંપો. ૨
કંસાર ધરે કંસારી, શાખો કરશે સંસારી;
ટમ ટમી રહ્યાં નર નારી, પળી ખૂંટાય, માંસ ચુંટાય;
લાજ લુંટાય, ત્રણ ટકાના! તમે જંપો. ૩

મહેતીનો સપાટો સાંભળી, કમળાદેવી દોડતાં આવ્યાં, અને મહેતીને હાથ જોડીને બોલ્યાં. માતાજી કલ્પાંન્ત ના કરશો! બધુ તમારે કરવાનું છે, અમારે કાંઈ કરવાનુંજ નથી. તમારી પાસે સત્ય અને ધર્મ રૂપી ધન છે જેથી અમો તમારા દાસ છીએ; ભક્તિ રૂપી સુકિર્તિને વશ થઇ વગર નોતરે વગર તેડયે; લગ્ન મહાલવા આવ્યાં છીએ. શાંન્તિ રાખો માતાજી શાંન્તિ રાખો!

નથી પિરસવો કંસાર મારે, દેવું ન કન્યાદાન;
એ વાતે ઉચ્ચાટ ન કરશો, ધરો ઇષ્ટનું ધ્યાન;
છે તમ પર ભાવ, સઘળી વાતે લેજો લ્હાવ. છે.

**[ કમળા ] રાગ; આ ભ્રમરને મુકે ખ્યાલ. ( મૂદાલશા. )**

તમો સત્ય ધરમ ધન વાળાં, અમો આપ તણાં ઓશીઆળાં.
અમો વગર નોતરે આવ્યાં, અમો ખાંમી પડતું લાવ્યાં,

તમ દીલડાં ખૂબ દુભાવ્યાં, ક્ષમા મૂજ માત, મુકો ઉત્પાત;
થશે પરભાત, પળીશુ પા...ળા. અમો. ૧
તમો રહેવા ધ્યો તો રહીએ, અમો નામ તમારે છઇએ;
તમે વેચો તો વેચઇએ, સદાના દાસ, ધરો વિસવાસ;
નથી કાંઈ આશ, શમાવો ઝાળા. અમો. ૨
જેમ કિરીટની આગળ કલ્ગી, જેમ ગંગા આગળ ગલ્ગી;
એમ જાત અમારી હલ્કી, નથી કાંઇ નુર, સાક્ષીએ સુર;
આકનાં તુર, ફરૂ સુસીઆળાં. અમો. ૩
કોઇ આવ્યા જૂગ્તિ જોવા, કોઇ દીલના દુઃખને ખોવા;
કોઇ વેવઇ સાથ વગોવા, આવીઆં સર્વ; મૂકી મન ગર્વ;
પનોતુ પર્વ, ઢંગ નહિ ઢાળા. અમો. ૪
તમો રંચ રાહાડ નવ કરશો; નવ કાન કંથના ભરશો;
નવ બમણા બોલ ઉચરશો, પડુ તમ પાય, શમાવો લ્હાય.
શમ્યે સુખ થાય, જપુ જપ મા...ળા. અમો. ૫

જે જે ઠેકાણે જેવી જેવી જોઇએ તેવી વ્યવસ્થા બની રહી છે. સૌ પોતાની ફરજ બજાવીજ રહ્યા છે. બીજે દિવસે શુભ મહુરતે વર કન્યા પરણ્યા; જેને જેજે ઘટીત હોય તેતે પ્રમાણે દાન અપઇ ગયાં, હસી ખુશી આનંદથી સઘળુ કામ સિદ્ધ થઇ ગયું. બોલો જગજ્યોતી સ્વરૂપ ભગવાનકી જય !!

ત્યાં તો સમે વરતે સાવધાન, શોભા ઘણેરીરે.
મહેતા નરસઇ દેછે કન્યાદાન, શોભા ઘણેરીરે. ૧
ત્યાં તો બેઠા છે શ્રી ભગવાન શોભા. ઉતર્યાં નાગરના ગર્વ ને માન. શોભા. ૨
ત્યાં તો નારદ વીણા વાય, શોભા. ત્યાં તો માતુની મંગળ ગાય. શોભા. ૩
ત્યાં તો પહેલુ મંગળ વરતાય, શોભા. ત્યાં તો ગાયોનાં દાન અપાય. શોભા. ૪
ત્યાં તો બીજુ મંગળ વરતાય, શોભા. ત્યાં તો વસ્ત્રનાં દાન અપાય. શોભા. ૫
ત્યાં તો ત્રિજુ મંગળ વરતાય, શોભા. ધાતુ પાત્રના દાન અપાય. શોભા. ૬
ચોરી ચોથુ મંગળ વરતાય, શોભા. ત્યાં તો કન્યાનાં દાન અપાય. શોભા. ૭
ત્યાં તો મંગળ વરત્યાં ચાર, શોભા. ત્યાં તો આરોગ્યા કનસાર. શોભા. ૮
જેની ભક્તિમાં પુરણ પ્રિત, શોભા. તેની સદા જગતમાં જીત. શોભા. ૯
વધારો વિશ્વેશ્વરથી વહાલ, શોભા. કહે છે સેવક બાપાલાલ. શોભા. ૧૦
પુર્યા કમળાના નાથે કોડ, શોભા. બોલો જય જય શ્રી રણછોડ. શોભા. ૧૧

[કવિ] રાગ; મામેરા માટે મહેતે તૈયારી. (મામેરૂં.)

કન્યા પરણાવી દીધાં અઢળક દાન;
નરસઇ મહેતાની ભક્તિને વશ ભગવાન. ૧
સાસરા સાથમાં કન્યા કુંવરને હળાવી,
કમળાના કંથે જૂગ્તિયે જાન વળાવી. ૨
સૌ સિદ્ધ કરીને શ્રી ગિરીધારી જાય;
નરસઇ મહેતાજી, ગોવિંદના ગુણ ગાય. ૩
મુખથી હું માગુ, સદા રહો મન શુદ્ધિ;
ગુણ ભક્તના ગાવા, હરજી અરપો બુદ્ધિ. ૪
કમળાના સ્વામી પ્રભુ પુરજો કોડ;
બાપાલાલ કહે છે, જય જય શ્રી રણછોડ. ૫

---

**મહંત**—અમરસિંહ, સત્ય, નિતી, તથા ભક્તિનો આખર જય છે, એવાં ઘણાં ચરિત્ર મેં તને સંભળાવ્યાં, વળી ભક્તની ભીડયે ભગવાન આવીને ઉભો રહે છે. તે પણ તારા હૃદયમાં ઠસાવ્યું. હવે તારા વિયોગ દુઃખનો છેડો છેટો નથી. તું સ્વયંવર મંડપમાં જા, હું મારા સ્થાનકે જાઉછું.

**અમર**—આ વણિક વેપમાં જવું એ મને સારૂ લાગતું નથી, છતાં આપની આજ્ઞા અને આગ્રહ છે તો આ ચાલ્યો.

મહંત ગંગાના કિનારે કિનારે ચાલ્યા અને અમરસિંહ; ધિમે પગલે સ્વયંવર મંડપના દરવાજા પાસે આવીને ઉભો રહ્યો. કોઇ ઉમદા કુટુંબનો અને તેજસ્વી પુરૂષ જોઇ, દ્વારપાળે કહ્યું આપ અંદર પધારો ! દ્વારપાળના કહેવાથી અમરસિંહ મંડપમાં દાખલ તો થયો. પણ કયાં બેસવું તેની સૂજ ન પડી; એટલામાં ગિરીરાજ બોલ્યો, આવો મહાશય પધારો! આપ અમારા ગામના ગ્રહસ્થ નહિ પણ કોઈ વિદેશી દેખાઓ છો ?

**અમર**—હા, તમારો તર્ક ખરો છે, હું ઝવેરાતનો ધંધો કરનાર ધનાઢ્ય ગ્રહસ્થનો મુનીમ છું, હાલમાં વહાણ ભરી નીકળેલો ગંગાજીમાં મુસાફરી કરતો અહીં આવ્યો છું.

**ગિરીરાજ**—આપનું નામ ગામ તથા જાત જણાવા કૃપા કરો!

**અમર**—આ સભામાં અને આ વખતે તે જણાવા હું દીલગીર છું.

**ગિરીરાજ**—વળી આનંદના સમયમાં દિલગીરી કેવી, અહીં વિવાહ પ્રસંગમાં દિલગીરીની વાત ન કરશો ? કહો આપનું નામ શું છે !

**અમર**—હે રાજકુમાર, હું મહાદુઃખમાં દટાએલો પરતંત્ર માણસ છું.

પહાડસિંહ—જાત ભાત જણાવતાં આંસુ શા માટે કહાડવાં પડે છે ! ધિરજથી જવાબ આપો ! હિમ્મત રાખો !

અમર—હું વણિક નથી, પણ શુદ્ધ ક્ષત્રિ બાળ છું, સર્વે સબંધીનો વિયોગી બની, આઠ વરસથી વણિકને ઘેર વેચાયો છું. હું સ્વતંત્ર સિંહ પાંજરે પડયો છું.

પહાડસિંહ—હવે તો આપનું નામ ઠામ જાણવાની આતુરતા પળે પળે વધતી જાય છે !

અમર—જેની આ સભામાં ખોટય પડી છે; એવો હું માળવાના રાજા મધુરસિંહનો કુમાર અમરસિંહ છું !

અમરસિંહનું નામ સાંભળતાંજ આખી સભામાં, વાહ વાહ ! બહૂ આનંદ થયો, ઘણું સારૂં થયું, વિલાસનું નસીબ ખિલ્યું ખરૂ, હવે તો નિશાન તોડી પાડશે, સુમનચંદ્ર, આનંદમલ, અભયમલ, તથા સવાબશા વિગેરેને હર્ષનો પાર રહેતો નથી. સહન તથા ઉલાસ, લજાતી શરમાતી, સભાની મર્યાદા જાળવી, પતીને નીહાળતી પોતાની જગાએજ બેસી રહી! વિલાસતારા કે જેણે અમરને કાનેજ સાંભળેલો પણ અત્યાર સુધી નજરે નહિ જોએલો, તે પણ જોઇને આનંદ પામી, અને મન સાથે ગડભાંગ કરવા લાગી કે, બસ અમરસિંહ તે અમરસિંહજ છે, શ્રી હરીની મરજી હશે તેની સાથે લગ્ન થશે. આ આઠ વરસનો બાળક સ્વયંવર જીતી તેના પિતા સાથે લગ્ન કરાવે તે કરતાં, અમરસિંહ જીત કરે તો સારૂ તો ખરૂ!

ગિરીરાજ—બહુ સારૂ થયું, શ્રી સર્વેશ્વર અનુકુળ થયા, આપ આ સ્વયંવર જીતવા તૈયાર થઇ જાઓ !

અમર—પાપી અંધકાર સિંહના કૃત્યે, મને નિર્બળ અને નિસ્તેજ બનાવ્યો છે; જેથી તે કામ કરવાનો મને ઉત્સાહ થતો નથી. તેમ મારે પરણવાની ઇચ્છા પણ નથી હું તો ત્રણ સ્ત્રિયો.પરણ્યો છું; ત્રણ સ્ત્રિયો પરણ્યો છું. સાંભળી સર્વે વિચારમાં પડી ગયા. સહન તથા ઉલાસ બેતો ખરી, વળી ત્રિજી કઇ હશે ! !

સુમનચંદ્ર—પુજ્ય અમરસિંહ; તે વાતે ઉદાસી ધરવાનું કાંઇ કારણ નથી. એ અધર્મિ એના કૃત્યથી આખી અવનીમાં અળખામણો થઇ ગયો છે, વળી તે પ્રાક્રમથી કામ કરતો નથી, પણ ચોરી ચુપકીથી કરે છે, એણે કાંઈ બહાદુરી કરી ના કહેવાય; આ વખતે તેનું નોતરૂ કપાયુ છે, અને તેનું મરણ પણ થડમાંજ આવ્યું છે, એવી રચના રચાઇ ગઇ છે. ગિરીરાજ, ગજબસિંહ, અભયમલ, તથા સવાબશા તો "પણ" લઇ બેઠા છે કે દેખવો ત્યાંથી મારવો! અને મારા પુજ્ય વડિલ આનંદમલના ભાઇ

ગંદાસસિંહે તો અંધકારનું વહેર ના લેવાય ત્યાં સુધી અન્ન ન લેવું એવો સંકલ્પ કર્યો છે. આ સમારંભમાં એ પાપી આવ્યોજ નથી, અને આવે તો જરૂર જીવતો ન જાય !

**આનંદમલ**—પુજ્ય અમરસિંહ; રાજા સુમનચંદ્ર કહે છે તે અક્ષરે અક્ષર સત્ય છે, માટે આપ આ સ્વયંવર જીતી ક્ષત્રિ વંશને દીપાવો !

**ગગનસિંહ**—તમારા વિના આ કામ કોઇ કરી શકે એમ દેખાતુ નથી, માટે નિશાન તોડી આ અલૌકીક બાળાને વરો ! અરેરે મારી દીકરી અમરસિંહ અમરસિંહ જપતી કોણ જાણે ક્યાં ગુમ થઇ ગઇ ! (અમરસિંહ ઝાઝી વાર સુધી, તેમના સાસુ જોઇ રહ્યો.)

**અમર**—તમારી પૂત્રિનું શું નામ છે !

**ગગનસિંહ**—મારી પુત્રિનું નામ ગહનતારા છે; જે તમારા નામનો જાપ જપતી, આજ આઠ વરસ થયાં ક્યાં ગુમ થઇ ગઇ તેનો પૃથ્વિના પડમાં પત્તો નથી. (અમરે હસીને નીચુ જોયું.)

**અમર**—તમારી પુત્રિની ચિન્તા કરવા જેવું નથી ! પણ અતી હરખાવા જેવું છે.

**ગિરીરાજ**—હે વીર વર અમરસિંહ; હવે વિલંબ વિશેષ થાય છે, માટે સ્વયંવર જીતવા તૈયાર થઇ જાઓ !

**અમર**—મને મારાં ધનુષ બાણથીજ સારી ફાવટ આવે છે; તે મારી પાસે નથી, તેથી પણ હું આ કામ કરવા લાચાર છું.

**ગિરીરાજ**—આટલા ક્ષત્રિયોમાંથી ગમે તેનું ધનુષ બાણ લ્યો !

**અમર**—દરંગદાસ આ સભામાં હાજર હોય, તો તેમનું અપાવો ! આ ઉપર ચઢેલા બ્રહ્મચારી બાળકને નિચે ઉતારો ! (દરંગદાસ ઉઠી, અમરને નમન કરી ધનુષ બાણ આપી ગયા !)

અમરના કહેવાથી ગિરીરાજે મોટે અવાજે કહ્યું કે, હે બાળ બ્રહ્મચારી ! માળવા દેશના મહારાજા મધુરસિંહના કુમાર અમરસિંહ આવી પહોંચ્યા છે, તે સ્વયંવર જીતશે માટે તમો નિચે ઉતરી જાઓ !

**બ્રહ્મચારી**—(ગર્જના કરીને) અરે ગિરીરાજ; આ બ્રહ્મચારીના વેષમાં આવેલા ક્ષત્રિપૂત્ર ગહનસિંહને ઉતર કહેતાં તારી જીભ કેમ કપાતી નથી ! હળાહળ ઝેરના ઉછાળાને શમાવા કોણ સમર્થ છે, પ્રલયકાળના પવનને કોણ નિવારી શકે છે, ગંગાના વેગને કોણ રોકી શકે છે; સમુદ્રને મળેલી નદી કોણ પાછી વાળી શકે છે, તેમજ આ ગહનસિંહને કોણ ઉતારી શકે છે ! અમરસિંહ કોણ છે ! હું તેનાં વખાણ સાંભળીને આવ્યો છું, અમરસિંહ આવે એટલે ગહનસિંહ પોતાનાં હથિયાર મુકી ઉતરી

જાય. એ તો પૂર્વના સુર્ય પશ્ચિમ ઉગે તો પણ બનવાનું નથી. અમરસિંહ એટલે, શું ! હીજડો; બાયલો ! અમરસિંહ શા માટે સ્વયંવર જીતવા મૂંછો મરડે છે, એને કહો કે, શત્રુ અંધકારસિંહના હાથમાં ગએલી ઉલાસતારાને છોડાવીને આવ ! અળસીઆં દેખીને અજગર નાસતા નથી, દેડકાથી નાગ ડરતા નથી, શિયાળથી સિંહ કંપતા નથી, તમરાના અવાજથી મેઘની થતી ગર્જનાઓ અટકતી નથી, ગધાડીની લાતોથી વીજળીના ચમકારા બંધ રહેતા નથી, અમરસિંહનું નામ સાંભળી ગહનસિંહ ગગડી જતો નથી ! નિસ્તેજ નામરદા અને નબળા મનના ક્ષત્રિયો અમરસિંહને વિનય વચનથી વધાવી રહ્યા છે, તથા તેનાં ખોટાં વખાણ કરી ફુલાવી રહ્યા છે, પણ તે તરંગ માત્ર પવનની લહેરનોજ છે. આ ગહનસિંહ હમણાં નિશાન તોડી સ્વયંવર જીત કરશે, અને વિશ્વમોહની વિલાસતારાને માતાવત ગ્રહણ કરશે.

વચન સાંભળી સભામાં ઘોંટાટ થવા લાગ્યો, સર્વે રાજાઓ અને રાજકુમારો અરસ પરસ વાતો કરવા લાગ્યા, વાહ ભાઈ વાહ ! બાળક બોલવે બહાદુર છે, કોઇ શૂરવીરનો કુમાર છે, કોનો પૂત્ર હશે; રમતો રમતો આવ્યો છે એટલે આટલામાંનોજ હશે ! આટલામાંનો હશે તોતો ગિરીરાજ ઓળખતા હશે ! ભાઇ " ગાજંતા મેહ વરસે નહિ અને ભસંતા કુત્તા કાટે નહિ; " એનાથી કાંઇ બનવાનું નથી. ગિરીરાજ તેને બાણ ફેંકવાની રજા આપે તો સારૂ ? એટલે એ પણ આ વીસની સાથે એક-વીસમો બેસી જાય ! પછી અમરસિંહ તો છે જ !

ઘણીવારે ઘોંઘાટ શમ્યો એટલે પાછો ગિરીરાજ બોલ્યો, કેમ નીચે ઉતરો છો કે નહિ ! તમને બાળક જાણી જવા દઇએ છીએ, નહિ તો તમે અમરસિંહના તો એકજ સપાટાના છો !

**ગહનસિંહ**—ગિરીરાજ ઝાઝું ન બોલ્ય ગિરીરાજ ! રંગમાં ભંગ થશે, રાજનું છાજ થશે, સ્વયંવર સ્વયંવરની જગાએ રહેશે ! અને સર્વ રાજાઓનાં શીર ઉતારી ગહનસિંહ વિલાસને લઇ વિદાય થશે ! માટે ક્ષત્રિવટ ધર્મ સમજી માન ! વચનને યાદ કર ! જે વખતે હું ચઢ્યો તે વખતે મેં કહ્યું હતું, કે કોઈને ઉમેદવારી હોય તો તૈયાર થાઓ ! તે વખતે કોઇ બોલ્યું નહિ ! અને હવે વન વગડાનો વાંસડો અચિંન્ત્યો ક્યાંથી ફાટ્યો !

**ગિરીરાજ**—તમારાથી આ કામ બનવાનું નથી; પછી નિસ્તેજ થઇ નિચે ઉતરશો ત્યારે શાણા થઇ સમજી જાઓ તો સારૂં, નીચે ઉતરો !

**ગહનસિંહ**—એક બેને ત્રણવાર કહ્યું નિચે ઉતરો ! તે હું સહ કરી રહ્યો, પણ હવે ચોથી વાર સહન કરનાર નથી. માટે વિચાર કરી બોલજે નહિ તો તારૂ શીશ પ્રથમ ઉતારીશ ! મને વારનાર અને

વેગને રોકનાર રાજાઓ અમરસિંહને અગ્રેસર કરી મારા સામા યુદ્ધ કરવા તૈયાર થઇ જાઓ !

આવાં ભયંકર અને વીર વચનો સાંભળી અમરસિંહતો ડરી જ ગયો; પણ બાળક બુદ્ધિ સમજી તેને માન્ય કર્યાં નહિ ! તે વખતે સભામાંથી ઉઠી. કેટલાક રાજાઓ ગિરીરાજને કહેવા લાગ્યા કે તેને ફક્ત એક બાણ નાંખવાની પરવાનગી આપો એ હઠીલા સામે હઠ ન કરો, આવા બાણાવળી રાજકુમારો નિષ્ફળ નિવડયા તો એ બાળકનું શું ગજુ ! આવાં સર્વનાં વિનય વચન સાંભળી ગિરીરાજે કહ્યું ભલે બાણ તાકો એટલે હું દોરી ખીંચુ !

ગિરીરાજનાં વચન સાંભળી, ગહનસિંહે ધનુષના મધ્ય ભાગમાં ઢીંચણ દઇ વાંકુ વાળી, પણછ ચઢાવી, તે વખતે જબરો કડાકો થયો, જેમ અર્જુનના ગાંડીવ ધનુષનો, શ્રી કૃષ્ણના સારંગ ધનુંષનો અને અભિમન્યુના અભંગ ધનુષનો ટંકાર થાય તેવો ગહનસિંહના વિજય ધનુંષનો ટંકાર થયો. ટંકાર થતાંની સાથે ધરતી કંપી ગઇ, મેરૂ શિખ્ખર ડગી ગયાં, સમુદ્રનાં જળ ઉછળી ગયાં, વાદળ વિખરાઇ ગયાં, પરાક્રમિ અમરના હાથમાંથી ધનુંષ બાણ ઢળી પડયાં, રાજાઓ મુર્છા ખાઇ ગયા, બાળકો છળી ગયાં તે વખતે વિલાસના હૃદયમાં પ્રેમનો ઉછાળો આવ્યો કે આ બાળક આવો પ્રાક્રમિ છે તો તેનો પિતા પણ અસ્ત્ર વસ્ત્ર વિધ્યાનો જાણ અને અતી પ્રાક્રમીજ હશે ! માટે આ બાળકથી જય થાય, તો તેના પરાક્રમિ પિતાને મારાથી વરાય ! હે સર્વેશ્વર પ્રભુ આ બાળકને જય આપજે ! એના હાથેજ વિજય થજો !

એ ભાન અવસ્થાને પામેલા ગિરીરાજને ગહનસિંહ કહે છે. દોરી ખીંચો ! જરા શુદ્ધિમાં આવતાં ધિમેથી દોરી ખીંચી, ઘંટ વાગ્યો એટલે ઉપર બેઠેલા આદમીએ લીંબુ છોડયું, સોનાની કડીની લગભગ થતાં ગહનસિંહે બાણ માર્યું, તે લીંબુ છેદી, કડી વીંધી, બન્ને ઘડા વીંધી, છાબ નમાવી, મંડપની જાળીના પાર જઇ પડયું, એક ઘડામાંથી અમૃત જળની બીજામાંથી સર્વ સુગંધી સહિત અગર ચંદનની વૃષ્ટિ થઇ અને છાબમાંથી સુગંધીદાર ફુલનો ઢગલો થયો, તેજ વખતે ગહનસિંહ પવન વેગમાં નિચે ઉતરી માતાજી કહી વિલાસને પગે લાગ્યો, એટલે વિલાસે સદા જય થાઓ કહી મુસ્તક ઉપર હાથ મુકી, ઉચકીને પોતાના ખોળામાં હીંચોળા ખાટ ઉપર બેસાર્યો.

વિલાસના ખોળામાં બેઠેલો ગહનસિંહ જેમ લક્ષ્મિના ખોળામાં સાંમ્બ શોભે, મહાદેવી તારાના ખોળામાં કચ્છ શોભે, મહા સતિ મૃદાલશાના ખોળામાં અલર્ક શોભે અને સતિ અનુસુયાના ખોળામાં દત્તાત્રિય

ભગવાન શોભે તેવો શોભવા લાગ્યો. આ શોભા જોઇ સર્વને આનંદ થયો, પણ અમરસિંહ તો લજવાઇને, શરમાઇને, ગહનસિંહના વજ્ર વચનથી વિષાદીને, સીધો ગંગાજીમાં સ્થિર કરેલા વહાણમાં જઇને બેઠો! ઘડામાં વેરાઇને છૂટો પડેલો સાપ જેમ નિશ્વાસ નાંખે તેમ નિશ્વાસ નાંખતો અમરસિંહ, ત્યાંથી વહાણ આગળ હંકારવાની ખલાસીને આજ્ઞા કરે છે. અમરસિંહ ગયો એટલે, બજાણીઆના વેષમાં અંધકારસિંહ મંડપમાં દાખલ થયો; અને ગિરીરાજને કહેવા લાગ્યો કે, હવે અમારી વાત જાહેર કરો બાપા ! ગિરીરાજ કહે, હા ઠીક યાદ કર્યું; હે રાજાઓ, રાજકુમારો અને સભાજનો સ્વયંવર મંડપનું કામ સમાપ્ત થયું, હવે મારા વચન ઉપર ધ્યાન આપવાનું છે. વિલાસ બેનના લગ્ન પ્રસંગમાં ઘણા રાજાઓ પધારવાના છે અને અગણીત મનુષ ટોળે મળવાનું છે, એમ સમજી રાજ રજવાડામાં ખેલ કરનારા કેળવાએલા મનુષ્યો રજવાડી સરકસ લઇ, ભારે ઇનામોની આશાએ અત્રે આવ્યા છે. તેમ ખેલ કરવાનો ભવ્ય મંડપ પણ પાસેજ છે.

આવા નજીવા તમાશા અને તમાશગીરો માટે આટલી બધી ભલામણ ન કરવી જોઇએ, પણ તેમને આપણા રાજા, દિલ્લી પતિ મહારાજા આલમશાહના શાહજાદા સવાબશા લાવ્યા છે, એટલે અમોએ તેમને બજાણીઆ નહિ. પણ મેમાન માન્યા છે. તેમના માન્યની ખાતર આપણે સર્વે તે તમાશો જોવા જવું જોઇએ, સ્ત્રિયોને બેસવાને અલાયદી અને યોગ્ય ગોઠવણ કરી છે, એટલે તેમને પણ આગ્રહ પુર્વક આમંત્રણ છે. હવે આપણે અહીંથી ઉઠી ત્યાંજ ચાલો ! કારણ કે દિવસ થોડો રહ્યો છે, તમાશામાં શું કરવાનું છે. તે ઠેર ઠેર ચોટાડેલા કાગળ વાંચી સર્વે માહીતગાર થયાજ હશો !

**ગહનસિંહ**—મને એવા મિથ્યા અને પ્રપંચી તમાશા જોવા ઇચ્છા નથી, અને મારી માતા વિલાસતારાને મારી નજરથી આઘી કરી શકતો નથી.

**ગિરીરાજ**—ભલે જેવી ઇચ્છા; પણ માતાની ઇચ્છા થાય તો પૂત્ર રોકી શકતો નથી.

**ગહનસિંહ**—પિતા, પતી અને પૂત્ર ત્રણે સ્ત્રિ જાતીના વેગને અટકાવી શકે છે. માટે વિલાસને નહિ આવવા દેઉ !

**ગિરીરાજ**—જેવી મરજી ! બાકીના સર્વે ચાલો !

આખો સ્વયંવર મંડપ ખાલી થઇ ગયો, અને તમાશા જોવા આવનારથી ગંજાવર મંડપ ખીચો ખીચ ભરાઇ ગયો ! સ્ત્રિયોને માટે અલાયદી ગોઠવણ કરવામાં આવી હતી.. ત્યાં સર્વે સ્ત્રિયો બેસી ગઇ ! તેમાં

સૌથી આગળ સહન, ઉલાસને ગુણકુમારી બેઠાં, સર્વે રાજાઓ, રાજકુમારો, અને નગ્રવાસીઓના બેઠા પછી ખેલ શરૂ થયો, ઘોડા દોડાદોડ કરી રહ્યા છે, ચાબુકને આધીન થઇ રહ્યા છે, કેળવાએલા હાથી, ઉંટ, ઘેટાં રીંછ વિગેરે દોડધામના તમાશા કરી રહ્યા છે, નાના બાળકો પણ અંગ મરોડતા અનેક રીતે કસરતો કરી રહ્યા છે. કેટલાક વાઘના મોંમાં માંથાં ઘાલી રહ્યા છે, કેટલાક સાપ રમાડી રહ્યા છે, હીંચકા ખાઇ રહ્યા છે, વાંસ ઉપર ચઢી ગુલાંટો ખાઈ રહ્યા છે, સભામાં બેઠેલાં નર નારીઓ તમાશો જોઇ રહ્યાં છે, માત્ર સહન ઉલાસ અને ગુણકુમારીની નજર તમાશગીરો સામી નથી, પણ અમરસિંહની છબી નિહાળવા ઉપર છે. ત્રણે અમરસિંહને શોધતી સર્વે રાજાઓ તથા રાજકુમારોને જોઇ રહી છે, પણ જોતાં જડતા નથી, જેથી ઉદાસ થઇ ગઇ છે, ગહનસિંહના શબ્દ સાંભળીને તમાશો જોવા આવત તો નહિ ! પણ ચાલો સ્વામીની મુલાકાત કરીશું, મળીશું, અને ઘણી મુદતે દર્શન કરી, સુખદુઃખની વાત કરી, એક એકને દિલાસા દઇશું અને લઇશું !

બરાબર સંધ્યા સમય વિતવા તૈયારી છે, માત્ર ચંદ્રનો પ્રકાશ આવી રહ્યો છે, તે વખતે એક નાનો બાળક, મોંમાં લીંબુ લઈ ઉંચા વાંસ ઉપર ચઢી ગયો ! તે વખતે સઘળાની દ્રષ્ટિ ઉંચે ગઇ!

અહાહાહા ! શું આંટલે બધે ઉંચેથી આ બાળક પડશે, અરે તે જીવતોજ શી રીતે રહેશે ! હરી હરી ! પેટને માટે પ્રાણીને શું શું કરવું પડે છે. સર્વના અંતરમાં દયા ઉપજી છે તે વખતે મંડપ સળગ્યો.

લ્હાય થઇ ! લ્હાય થઇ ! પોકાર થતાંની સાથે, મંડપમાંથી માણસો જેમ ફાવે તેમ નાસવા લાગ્યા, પ્રાણ બચાવતી વખતે પોતાના વહાલાને પણ વીસરી જવાય છે. અગ્નિયે ઉગ્ર રૂપ ધારણ કર્યું, આકાશ સુધી ભડકા જવા લાગ્યા, તે વખતે અંધકારસિંહ ઘોડેસ્વાર થઇ દોડતો આવ્યો. ઉલાસને ઉચકી ઘોડે નાંખી બોલ્યો. 31083

આનંદમલનો જમાઇ અંધકારસિંહ ઉલાસને લઈ જાય છે, જેને લઢવું હોય તે આવજો મેદાનમાં ! પસાર પસાર પસાર !!!

સહન, ગુણ, ગિરીરાજ, ગજબસિંહ, અભયમલ્લ તથા સવાબશા તો ગભરાતા ગભરાતા પોકારી ઉઠયા. કોઇ દોડો ! કોઇ દોડો ! પકડો ! પકડો ! મારો ! મારો ! અરે ઉલાસને અંધકારસિંહ લઇ ગયો !

ગજબ કર્યો ! ગજબ કર્યો ! ગજબ કર્યો !

( જગજ્યોતિ સ્વરૂપ ભગવાનકી જય. )

# આશ્રય દાતા.

## અમદાવાદ.

શ્રી સર્વેશ્વરની કૃપાએ અમર ચરિત્રની શરૂવાત, પ્રથમ શેઠ મણીલાલ રણછોડદાસની સંપુર્ણ મદદથી થઇ છે. એવા પુન્યશાળી પ્રતાપી પુરૂષનો હાથ અડવાથીજ આ ચોપડી આટલા વિસ્તારને પામી છે. જેથી સદાને માટે હું શેઠનો આભારી છું.

૧૭ શેઠ માણેકલાલ મણીલાલ.
૧૧ દેશાઇચીમનલાલ ગીરધરલાલ માસ્તર.
૨ શેઠ મંજલાલ ત્રિકમલાલ.
૨ શા. ગોરધનદાસ કેવળદાસ.
૨ ચોકસી કાન્તિલાલ નાથાલાલ.
૨ સુખડીઆ કુબેરદાસ અંબારામ.
૨ શેઠ નાથાલાલ ગીરધરલાલ.
૧ શેઠ નંદલાલ કેશવલાલ.
૧ પરીખ મોહોલાલ અમરતલાલ.
૧ રામપ્રસાદ ચુનીલાલ ત્રિવેદી.
૧ શા મોહોલાલ હરીલાલ.
૧ શા માણેકલાલ છોટાલાલ.
૧ શેઠ પોપટલાલ છોટાલાલ.
૧ શા રમણલાલ ચીમનલાલ.
૧ શા વિઠલદાસ ત્રિકમદાસ.
૧ મહેતા નટવરલાલ ડાહ્યાભાઈ.
૧ પરીખ પીતાંબરદાસ કેવળદાસ.
૧ ચોકસી ભોગીલાલ છગનલાલ.
૧ શેઠ સાંકળચંદ ખેચરદાસ.
૧ ફુટવાળા વનમાળીદાસ બલાખીદાસ.
૧ શેઠ ચુનીલાલ માધવજી.
૧ વ્યાસ ચુનીલાલ પ્રાણવલ્લવદાસ.
૧ પટેલ મગનલાલ નારણદાસ.
૧ ટંકશાળી મોહનલાલ છોટાલાલ.
૧ ભટ પરસોતમ છગનલાલ.
૧ લવાર મણીલાલ દલસુખ.
૧ કંદોઇ કુબેરદાસ ભગવાનદાસ.
૧ સુખડીઆ કસ્તુરભાઈ રામચંદ.
૧ શુકલ શુકદેવ વજેશંકર.
૧ સુતાર બલાખીદાસ રણછોડ.
૧ ગાંધી રણછોડ અમરતલાલ.
૧ સુખડીઆ અંબાલાલ ભોગીલાલ.
૧ પટેલ ત્રિકમલાલ મિજલાલ.
૧ મહેતા શંકરલાલ અંબાલાલ.
૧ પટેલ શાન્તિલાલ કેશવલાલ.
૧ ખત્રિ જેઠાલાલ વિઠ્ઠલદાસ.
૧ મોદી સાંકળચંદ હરગોવનદાસ.
૧ દવે અંબાલાલ જેઠાલાલ.
૧ ચાવડા કેશવ કાનજી.
૧ ચુવાણ મગનલાલ વજારામ.
૧ રાઠોડ ગણપત પીતાંબર.
૧ સારસ્વત રામકૃષ્ન શર્મા–**અજમેર.**
૧ મણીશંકર વજેશંકર ભટ–**અલિન્દ્રા.**
૧ દરજી દાજીભાઈ જીવાભાઇ–**અણખી.**
૧ ઠક્કર જીવરાજ ચતુર–**અગોલ.**
૧ લાઇસેન્સદાર શીવા પરથમ–**અગર.**
૧ શ્રા. ભીખાભાઈ રૂપજી,**આખડોલ.**
૧ કા. સોમજી નાગજી–**આમોદ.**

**આંટીઆ ફળીઆ.**

૧ દેશાઇ દુલભભાઇ નારણજી–

**આલી રાજપુર.**

૧ સરાફ રણછોડદાસ કીસનદાસ.
૧ શા છગનલાલ રણછોડદાસ.
૧ ઠાકર શીવશંકર ભુરાશંકર–**ઓદરા.**

**આકરૂ.**

૧ ઠક્કર અલીભાઇ કેશવજી.
૧ શાભાઇ રણછોડ.

**ઈંદોર.**

૧ દવે જીવનરામ લક્ષ્મિરામ.

**ઇડર.**

૧ સિકલીગર મોતીલાલ પીતાંબર.

**ઉમરેઠ.**

૧ પરી, મોહનલાલ મંગળદાસ.

**ઉમરાવતી.**

૧ શા વાલજી અમીદાસ.

**ઉમર ગામ.**

૧ વાંસદીઆ ઠાકોર શ્રી છત્રસિંહજી ગેમલસિંહજી.

૧ લવાર મંછારામ રામજી–ઉદવા.

**ઉમલ્લા.**

૧ શા વેણીલાલ પીતાંમ્બરદાસ.

૧ સુથાર હીરાભાઈ નાથુભાઇ–ઉન.

**ઉત્તરાજ.**

૧ પટેલ બેચરભાઇ નાથાભાઈ.

**ઓછાણ.**

૧ પટેલ છોટાલાલ લલ્લુભાઇ.

**ઓલપાડ.**

૧ એમ. પી. ધરમિષ્ટ કિંકર.

**અંકલેશ્વર.**

૧ નવનીતલાલ મગનલાલ.

૧ નાથુભાઇ ઝીણાભાઇ.

**અંપાડ.**

૧ માસ્તર ભીખાભાઇ લલ્લુભાઇ.

**કેરાંચી.**

૧ બ્રહ્મક્ષત્રિ ચંદ્રભાણદાસ ચેલારામ.

૧ શાહ મોહનલાલ હંસરાજ.

૧ ગંગારામ એન્ડ બ્રધર્સ.

**કલકત્તા.**

૧ શંકરલાલ ભૂલાભાઈ પંચાળ.

૧ મણીલાલ હરગોવિંદ.

**કડી.**

૧ શેઠ સુળજીભાઇ મોતીલાલ.

૧ ખમાર માધવલાલ કરસનદાસ.

૧ પટેલ ખોડાભાઇ ઝવેરભાઇ.

**કણપુરીઆ.**

૧ પટેલ અમરસિંહ સબળસિંહ

૧ દુલભભાઇ ગુમાનસિંહ

૧ પટેલ સોમાભાઇ માનસિંહ

૧ પટેલ પ્રભાતસિંહ દીપસિંહ

**કણભીપુરા.**

૧ પટેલ ડાહ્યાભાઇ દ્વારકાંદાસ

**કપડવંજ.**

૧ રા. રા. ભોગીલાલ લક્ષ્મિરામ

૧ મગનલાલ રામજી–કલોલ.

**કડીઆદરા.**

૧ પંડ્યા દેવશંકર લલુભાઇ.

**કહાનડ.**

૧ શાહ મહાસુખલાલ સોમાલાલ.

**કરણેટ.**

૧ શાહ ત્રિકમલાલ મોરારજી.

**કરાલીપુરા.**

૧ પટેલ હરીભાઇ ભગવાનભાઇ.

**કરણ.**

૧ વ્યાસ પ્રભાશંકર લક્ષ્મિશંકર.

**કલાદરા.**

૧ માસ્તર પ્રભાતસંગ દાદાભાઇ.

**કારેલા.**

૧ પટેલ ભગવાન દેશાઇભાઇ.

૧ પટેલ કાભાઈ ત્રિકમભાઈ.

**કારવણ.**

૧ પટેલ ભગવાનભાઇ કાળીદાસ.

**કુશળગઢ.**

૧ શુકલ નારાયણ મોહનરાય.

૧ રેવન્યુમલાર્ક યશવંતરાય નાથાલાલ વ્યાસ.
૧ ભગત દ્વારકાંદાસ ગોકળદાસ—કુંડી.

કુકડ.

૧ પટેલ છીતાભાઇ માધવભાઇ.

કેરીઆવી.

૧ મણીલાલ શીવલાલ પંડયા.
૧ દરજી ફરસન તળસી—કેળોદ.

કોસિંદ્રા.

૧ પટવા ભૈઆ ત્રિકમલાલ મણીલાલ.
૧ પટેલ રામજી ગેમાન—કોબા.

કંટીઆજાળ.

૧ માસ્તર રામજીભાઇ કાળીદાસ.

ખરસુંડી.

૧ શા પરસોતમ રવચંદ.

ખસ્તા.

૧ વૈષ્નવ લક્ષ્મિરામ ભગવાનદાસ.
૧ ઠાકોર લખમા પરભુ—ખરચ.

ખાવઠા.

૧ ઠાકોર રતનસિંહ ખેરાજ.

ખાંડ કેમ્પ.

૧ મિસ્ત્રી શામજી અરજણ.

ખેડા.

૧ પંડયા હીરાલાલ શંકરલાલ તલાટી.
૧ પંડયા શીવશંકર શંકરલાલ.
૧ સુતાર કાશીરામ તળસીદાસ.
૧ સુતાર ખુલાખીદાસ નાથાભાઈ.
૧ ભટ મહાશંકર અંબાશંકર.

ખંડાસા.

૧ શા ભીખાભાઇ લક્ષ્મીચંદ.

ખેતીઆ.

૧ ગોવિંદલાલ પ્યારેલાલ, હરસોલા.

ખોભડી મોટી.

૧ રા. રા. મલુકચંદભાઇ તુળસીદાસ. મહેતા, કારભારી સાહેબ.
૧ નટવરલાલ લક્ષ્મિદાસ—ખંભાત.
૧ શા રણછોડ અંબાલાલ.

ગજેરા.

૧ પુરાણી ફુલાભાઇ હરીશંકર.
૧ સોની મોતીલાલ માધવજી—ગઢડા.

ગણપતપુરા.

૧ પટેલ સનાભાઇ અમથાભાઇ.
૧ તારા બેન—ગીજરમ.
૧ શા મણીલાલ મથુરદાસ—ગોધરા.

ગંગાવાવ.

૧ બાવાજી પ્રેમદાસ પુરૂષોતમદાસ.
૧ પટેલ દયાળ ભગા—ધાતવા.

ઘાટકોપર.

૧ શા ગોરધન કલ્યાણજી.
૧ શા મંગળદાસ મગનલાલ—ઘોડાસર.

ચરાડા.

૧ પટેલ અમથાભાઇ જીવરાજ.

ચપરેલી.

૧ મોતીલાલ વિ. નારણજી ઠક્કર. નીરૂણાના ધ્રુ સાહેબ.

ચનવાડા.

૧ શા અમરતલાલ ત્રિકમલાલ.

ચીંમ્બુર.

૧ માસ્તર વિઠ્ઠલદાસ રામશંકર.
૧ ઠક્કર ગોવિંદલાલ માધવજી—ચુંવા.

ચંદુર મોટી.

૧ ઠક્કર મનસુખરામ ગંગારામ.

છાંયા.

૧ થાનકી જેઠાલાલ પિતાંમ્બર કલ્યાણ.
૧ ઠાકોર મનોહર સિંહજી—છાંણી.

**છોટાઉદેપુર.**

૧ શ્રીમાન કુમાર શ્રી, રાયસિંહજી ચંદ્રસિંહજી.

**જરસુંડી.**

૧ પ્રેમજી ભીમજી કોન્ટ્રાક્ટર.

**જોહનેસ બર્ગ.**

૧ ભીખાભાઈ ગોપાળજી.

**ઝાબુઆ.**

૧ પટેલ સોમાભાઇ ઝવેરભાઈ.

**ટંકારી.**

૧ પટેલ અમરસંગ સબળસંગ.

૧ પટેલ દેશાઇભાઇ ભગવાન.

૧ પટેલ સરદારસીંગ સુરસંગ.

**ઠાસરા.**

૧ પટેલ ઝવેરભાઇ જીવાભાઇ

૧ શા મંગળદાસ ભાઇચંદ-ડાકોર.

**ડાંગરવા.**

૧ ડાભી નારણસીંગ બેચરસીંગ.

૧ શા મણીલાલ મંગનલાલ આપકારી મેનેજર-ડેસર.

૧ દલુભાઇ રામજી-તડકેશ્વર.

૧ ગીરધરલાલ આર ત્રિવેદી-તીરોડી.

**તેરવાડા.**

૧ ઠક્કર અંબારામ અરજણ.

**થુવાવી.**

૧ પટેલ પરસોતમ બાપુભાઈ.

**થોરડી.**

૧ જોશી ભૂધરજી ભવાનીશંકર.

૧ મિસ્ત્રિ ખીમજી ગોપાળ-દ્વારકાં.

**દેવગઢબારીઆ.**

૧ શાહેર કારકુન, હરગોવિંદ જીવરામ.

૧ માસ્તર લલુભાઇ રામશંકર-દોહદ.

૧ પંડયા જેઠાલાલ ભૂલાભાઇ-દંતાલી.

**નડીયાદ.**

૧ શા અમરતલાલ આશારામ.

૧ પટેલ રણછોડભાઇ લલુભાઇ.

૧ રા. રા. ચીમનલાલ શીવલાલ.

૧ પટેલ ભૂલા પરસોતમ-નરથાણ.

**નવાગઢ.**

૧ ગિરીન્દ્ર બાબુ-મેનેજર કોલમાઇન્સ

**નાંદોદ.**

૧ શેઠ હોરમસજી રતનજી આપકારી ઇજારદાર.

**નાગપુર.**

૧ રણછોડલાલ ફકલભાઇ દવે.

૧ ઠા. ગોરધનદાસ કરસનદાસ.

**નાયકપુર.**

૧ માસ્તર છોટાલાલ નરભેરામ આચાર્ય

**નાનાફોફળીઆ.**

૧ અંટોલભાઈ બાપુભાઇ.

૧ પટેલ નરોતમભાઈ વેણીભાઇ.

૧ પટેલ અંબાલાલ હરીભાઇ.

**નૌગામા.**

૧ પટેલ ચીમનભાઈ કાભાઈ.

**પલાણા.**

૧ પટેલ લલુભાઇ શંકરભાઈ

૧ પાઠક મોહનલાલ પ્રાણજીવન-પચ્છમ

**પાટણ.**

૧ રાણા હરગોવન મંગળદાસ.

૧ રાણા ઇશ્વરલાલ બાપુલાલ.

**પાંચોટ.**

૧ દવે લાભશંકર બેચર.

**પાદરીઆ.**

૧ પટેલ દેશાઇ માધવ હીરા.

૧ ઝવેરલાલ રામા-પાલી.

**પાણેથા.**

૧ પટેલ કેસરભાઈ દાજીભાઇ.

**પાનપોસ.**

૧ રણછોડ નારાયણ.

**પીપલીઆ.**

૧ પા. વીરસંગ ઇશ્વર.

૧ ગોંસાઇ મથુરપુરી દેવપુરી.
૧ પટેલ ભાઇલાલ નાથાલાલ.

**પુનાસીટી.**

૧ મથુરદાસ તુળજારામ મહેતા.
૧ ગોકુળચંદ્ર રતનશા—**પંથાના.**

**બરફાલ.**

૧ જોશી ભાઇલાલ નરભેરામ.
૧ સોની માણેકલાલ હરગોવનદાસ.

**બદલપુર.**

૧ ઠક્કર દામોદર ફરસનદાસ.
૧ જેભાઇ અભેસંગ બારોટ.

**બદલપુરા.**

૧ પટેલ લલુભાઇ ભાઇજીભાઇ.
૧ ભટ અમૃતલાલ મુળજી—**બાવળી.**

**બાલંભા.**

૧ ડા. હરીલાલ ગોરધન.

**બામણ ગામ.**

૧ પટેલ કાશીભાઇ હરખજીભાઇ.

**બુહાનપુર.**

૧ રંગલાલ ઉત્તમચંદ પટેલ.
૧ પટેલ હરીભાઇ ગોવીંદ—**બોલસરા.**

**બોરસદ.**

૧ પોલીસ કૃષ્નપ્રસાદ માણેકલાલ.

**બોરીવલ્લી.**

૧ ત્રિવેદી અંબાલાલ મહાસુખરામ.

**ભરૂચ.**

૧ સાકરલાલ માધવલાલ તારાવાલા.
૧ વિઠ્ઠલદાસ ફકીરભાઇ મોદી.

**ભરથાણ.**

૧ પટેલ નરોત્તમ હીરાભાઇ.

**ભાલોદ.**

૧ જોશી છોટાલાલ જગંનાથ.
૧ બ્રહ્મભટ છગનલાલ શીવલાલ.

**ભાવનગર.**

૧ બાવા ગુલાબદાસજી વનમાળીદાસજી

**ભાંડુ.**

૧ યાજ્ઞીક માધવલાલ ભગવાનલાલ.

**ભાડભૂત.**

૧ પટેલ નરોત્તમ આત્મારામ.

**ભાટપુર.**

૧ માસ્તર જેસંગભાઇ ગડબડભાઇ.

**ભાદરવા.**

૧ પટેલ બલીઆ નારણ.
૧ શા ચુનીલાલ મલુકચંદ—**ભીલોડા.**

**ભૂજ.**

૧ તુળજારામ કેશવજી ભટ્ટ.
૧ અ. સૌ. નર્મદા બેન શીવજીભાઇ.
૧ રા. વિશ્રામ ખેંગાર પરમાર.
૧ વિ. નાગર ભટ કેશવલાલ વિ. દયાશંકર.

**ભૂવાલડી.**

૧ જાની કુશીઆશંકર મહાશંકર

**ભેરઈ.**

૧ બુદ્ધિલાલ ડાહ્યાભાઇ પંડ્યા.
૧ મથુર જોશી. **મદ્રાસ**
૧ દવે પુરૂષોત્તમદાસ સદાશીવ.

**માધવપુરા.**

૧ ઘાંચી કુબેરદાસ મોતીલાલ.

**માણસા.**

૧ સોની પુંજાલાલ છગનલાલ.

**માલણપોર.**

૧ પટેલ કાળીદાસ પીતાંમર.

**મીયા માતર.**

૧ પટેલ શંકરભાઇ મુળજીભાઇ.

**મુંબઇ.**

૧ ગોવિંદજી હંસરાજ.

૧ શા કેશવલાલ છોટાલાલ.
૧ સરસ્વતી બેન.

**સુંવાલી.**

૧ પટેલ નરોતમદાસ ભાઇજીભાઇ.
૧ સંપતરામ વસંતરામ—**મોતા.**

**મોલેથા.**

૧ પટેલ જીવાભાઇ નાથાભાઇ.

**મોગરી.**

૧ ઠાકર રણછોડ મોતીરામ.

**મોલમીન.**

૧ બાબુ નેણસી શામજી.

**મોહોપાડા**

૧ શા દામોદર હરજીવનદાસ.
૧ ઠા કરસનદાસ કાનજી—**મંજલ.**

**રાજપુર.**

૧ ધાંચી ચેલદાસ ભીખાભાઇ.

**રાજુર.**

૧ ભાવસાર છોટાલાલ ગલાજી.

**રાંદેર.**

૧ ગાંધી અંબાલાલ મોહનલાલ.

**રૂવા.**

૧ દેશાઇ કીરપારામ રતનજી.

**લાડોલ.**

૧ જયશંકર પરભુરામ પંડયા.

**લોછરસ.**

૧ ભટ ગુણવંતરામ જગજીવન.

**લુણાવાડા.**

૧ ભાવસાર શંકરલાલ મોતીચંદ.

**વડોદરા.**

૧ કૃષ્ણવલવ મોતીલાલ.
૧ પટેલ હીરાભાઇ ભાઇલાલભાઇ.
૧ બારોટ સનાભાઇ એચરભાઇ.

**વસાઇ.**

૧ ગોર મણીશંકર લલુભાઇ.
૧ માસ્તર જેસીંગ દલછારામ
૧ સાધુ લાલદાસ ભાવદાસ.

**વઢવાણીઆ.**

૧ દુમાલદાર મોહનસંગ મોતીસંગ.
૧ ભક્ત બદ્રિનાથ—**વડતાલ.**

**વરણામા.**

૧ ફકીરભાઇ મંગળભાઈ.

**વલસાડ.**

૧ મિસ્ત્રી વિઠ્ઠલદાસ ડાહ્યાભાઇ.

**વડોદ.**

૧ પટેલ બાવાજી રણછોડભાઈ.

**વડાસણ.**

૧ ભટ લાભશંકર રેવાશંકર.

**વહીઆલ.**

૧ પટેલ નાથુભાઇ હાથીભાઇ.
૧ રાજ કલ્યાણસિંહ સુરસિંહ.
૧ પટેલ પરભાતસિંહ બાજીભાઇ.
૧ પંડયા દામોદર જીભાઇ—**વટાવ.**

**વાસણા.**

૧ ભાવસાર ગોપાળ નાથુભાઇ.

**વાવડી.**

૧ પરીખ ભોગીલાલ ચુનીલાલ.

**વાંકાનેર.**

૧ ડોકટર છોટાલાલ મયાશંકર વ્યાસ.

**વાંસદા.**

૧ વાંસદીઆ ઠાકોર શ્રી, ફતેહ-
સિંહજી છત્રસિંહજી.
૧ ગોર મુળજી બાપુજી—**વ્યારા.**

**વીસનગર.**

૧ જાની રવીશંકર ઉમીઆશંકર.

**શમી.**

૧ નિર્ભયરામ વિજયરામ ઠક્કુર.
૧ શા દેવચંદ હરીલાલ—**સરાર.**

### સરસવણી.

૧ પંડ્યા ચુનીલાલ છોટાલાલ.

### સાંપલા.

૧ પટેલ મંગળભાઈ જીવાભાઇ.

૧ ઝવેરભાઇ રણછોડભાઇ–સાયણ.

### સાંધીએર.

૧ માસ્તર કાશીરામ પ્રાણશંકર.

### સિનોર.

૧ શેઠ વૃજ મોહનલાલ માણેકલાલ.

૧ શા બળદેવ જમનાદાસ.

૧ ચંદન બેન નવલરામ.

### સિદ્ધપુર.

૧ ભટ શંકરલાલ દુલભરામ.

### શિરોળા.

૧ ભટ છોટાલાલ દલપતરામ.

### શીમળ ગામ.

૧ પંડ્યા મણીશંકર મોરારજી.

૧ ઉપાધ્યા મણીશંકર મંન્છારામ.

### સિંધિઆપુરા.

૧ કલાલ છોટાલાલ રણછોડદાસ.

### સુરત.

૨ પટેલ નાથુભાઇ ગોવિંદદાસ ટીકીવાલા

૧ ગાંધી નરોત્તમ અમૃથારામ.

૧ ઘેલાભાઇ તાપીદાસ તંબાકુવાલા.

### સુસારી.

૧ બ્રહ્મચારી નિત્યાનંદ અખંડાનંદ.

### સેજા કુવા.

૧ કાછીઆ ચુનીલાલ પુંજાભાઇ ગાંધી.

### સોજીત્રા.

૧ દવે શંકરલાલ હરીશંકર.

૧ કંસારા નરોતમ બાપુલાલ.

### સંજાલી.

૧ ગેમલસિંહજી માધવસિંહજી.

### સંધાણ.

૧ નવયુવક મિત્રમંડળ પુસ્તકાલય.

### હળવદ.

૧ નર્મદાશંકર વિજયશંકર આચાર્ય.

### હઠીપુરા.

૧ પટેલ જેઠાભાઇ નાથુભાઇ.

### હાલોલ.

૧ મશીનરી સપ્લાયર કેશવલાલ જી. હાલોલવાલા.

### હીરાપુર.

૧ મુની મોહનલાલ પુંજાલાલ.

### હુસેપુર.

૧ પંડ્યા અંબાલાલ ગીરજાશંકર.

### હૈદરાબાદ.

૧ પટેલ કીસનલાલ રામચંદ્ર.

